# હિન્દના દાદા

# દાદાભાઈ નવરોજી

મિ. રૂસ્તમ પેસ્તનજી મસાનીના અંગ્રેજી પુસ્તકનો
ગુજરાતી અનુવાદ



મહાત્મા ગાંધીજીના આમુખ સાથે



કિંમત રૂ. ૫

૧૯૪૨

# મારા બે બોલ

વિકટ આંતરરાષ્ટ્રીય સંજોગોમાં ઇ. સ. ૧૯૪૨ નું વર્ષ કંઇક ચિન્તાજનક સ્વરૂપે આપણી વચ્ચે પ્રવેશી ચૂકયું છે. આ નવા ખ્રિસ્તી વર્ષના આરંભમાં જ હિન્દના લાડકવાયા દાદા મર્હૂમ દાદાભાઇ નવરોજીને હિન્દની કરોડોની પ્રજાના પ્રથમ પ્રતિનિધિ તરીકે બ્રિટિશ રાજસભામાં પ્રવેશ કર્યાને ૫૦ વર્ષ પૂરાં થાય છે. છેલ્લી અર્ધી સદીમાં એમને માટે ઘણું લખાયું અને બોલાયું છે. દાદાભાઇનો દેશપ્રેમ, તેમના ઉચ્ચ આદર્શો અને અભિલાષાઓ, કર્તવ્યપરાયણતા અને ન્યાયપ્રિયતાથી ભરેલું તેમનું નિષ્કલંક ચારિત્ર્ય, હિન્દ સ્વરાજ માટેના રાજકીય સાધન તરીકે સનદશીર ચળવળ પ્રત્યેની તેમની અડગ શ્રદ્ધા, પોતાને જન્મ આપનારી ધરતીમાતાને એજ સનદશીર ચળવળથી પરદેશી રાજકીય ધૂંસરીમાંથી મુકતકરી તેને સ્વરાજ્યને પંથે મૂકી દુનિયાના સંસ્કારી દેશોમાં તેને ઊંચે દરજ્જે ચઢેલી જોવાની તેમની તમન્ના, હિન્દની કરોડોની દોલતનું થતું રહેલું ચાલું શોષણ અટકાવવા માટેની અને હિન્દી સનદી નોકરીની પરીક્ષા હિન્દમાં જ લેવા માટેની તેમની લાંબી લડતો અને ખંતિલા પ્રયાસો—ટૂંકમાં, દાદાભાઇના જીવનના ધમકર્તવ્યનો બારીક અભ્યાસ કરી તેમાં સમાએલાં વિચાર, વાણી, અને કર્તવ્યના ઝળહળતા જવાહીરો એક પુસ્તક રૂપે હિન્દી પ્રજાને ચરણે ધરી મિ. રૂસ્તમ પી. મસાનીએ આ દેશની એક કીમતી સેવા બજાવી છે.

એ પુસ્તક વાંચ્યા પછી પ્રતિભાશાળી દાદાભાઇની દેશસેવાનું મને ભાન થયું. પરંતુ એ સાથે મને એમ પણ લાગ્યું કે પ્રજાનો સેંકડે પાંચ ટકા જેટલો ભાગ જો સાધારણ પ્રાથમિક કેળવણી પ્રાપ્ત કરવાનું સદ્‌ભાગ્ય ધરાવતો ન હોય તો તે પ્રજા આ અંગ્રેજી પુસ્તકનો લાભ કેવી રીતે લઇ શકે? તેના આદર્શો અને ઉચ્ચ ભાવનાઓની કદર તે કેવી રીતે પિછાની શકે? ફકત એટલા જ વિચારથી ગુજરાતી વાંચનારી પ્રજાના હિતાર્થે મી. મસાનીએ લખેલા અંગ્રેજી પુસ્તકના ગુજરાતી ભાષાંતરની ખોટ મને સાલવા લાગી. મારા એ વિચારો મિ. મસાની સમક્ષ રજૂ કરી મેં એમની પાસે ભાષાંતર માટેની પરવાનગી માગી. મિ. મસાનીએ આ કામમાં મને સહાય થવાની મરજી બતાવી દાદાભાઇ પ્રત્યેનો પોતાનો પૂજ્યભાવ પ્રથમથી જ બતાવી આપ્યો. મિ. મસાનીનું પુસ્તક પ્રગટ થતાં તે દાદાભાઇ નવરોજી મેમોરીઅલ ટ્રસ્ટના ટ્રસ્ટીઓની પ્રશંસા પામવાથી તેઓએ તેના ભાષાંતરના પ્રકાશક હકો લંડનની "જયોર્જ એલન

એન્ડ અનવીન લીમીટેડ'' પાસેથી ખરીદી લીધા હતા. એ હક્કો સદરહુ ટ્રસ્ટના ટ્રસ્ટીઓએ મને આપવા માટે હું તેઓનો દિલોજાન આભાર માનું છું. મારું ભાષાંતર આખું તપાસી જોઇ તેમાં યોગ્ય સુધારાઓ સૂચવવા માટે હું દિવાન બહાદુર કૃષ્ણલાલ મો. ઝવેરીનો પણ આભારી છું. વળી આખું ભાષાંતર વાંચી તેના એકેએક બોલની જોડણી આધુનિક ગુજરાતી જોડણીના ધરની બનાવવાના અતિ વિકટ કાર્ય પાછળ સેન્ટ ઝેવીઅર કૉલેજના પ્રોફેસર મિ. ભાનુશંકર વ્યાસે પોતાના કીંમતી વખતનો ભોગ આપવા સાથે જે શ્રમ લીધો છે તે માટે તેમનો આભાર માન્યા વિના મને ચાલે એમ નથી. ભાષાંતરમાં અનેક ઠેકાણે ઘણી ઉપયોગી રીતે સહાય થવા માટે મારા મિત્ર મિ. સાંકરલાલ કાપડિયાનો પણ હું આભારી છું.

ભાષાંતરમાં પહેલેથી છેલ્લે સુધી અસલ પુસ્તકનું સત્ત્વ જાળવી રાખવાની મેં કોશિશ કરી છે. છતાં પુસ્તક ઘણું મોટું થઇ જતું અટકાવવા માટે કેટલાંક પ્રકરણો અસલ કર્તાની પરવાનગીથી ટૂંકાવી નાખવામાં આવ્યાં છે, જે માટે વાંચકોની પ્રથમથી જ ક્ષમા ચાહું છું. એ સાથે વળી નવસારીવાળા ડૉ. જેહાંગીર બી. દોરડી એફ. આર. સી. એસ. એ દાદાભાઈના પાર્લામેન્ટના પ્રથમ પ્રવેશ વખતનું પોતાનું ઐતિહાસક ચિત્ર મારાં પુસ્તકમાં આમેજ કરવા દેવા માટે તેમનો પણ આભાર માનવાનું હું ભૂલી શકું નહિ. ગુજરાતીમાં આવું એક પુસ્તક તૈયાર કરવા માટે મને ચાલુ ઉત્તેજન આપી મારા કામમાં મને બનતો સહકાર આપવા સારુ દાદાભાઇ નવરોજી મેમોરીઅલ એસોસીએશનના પ્રમુખ સર જહાંગીર બમનબહેરામ, ઉપપ્રમુખો મિ. બહેરામ કરંજીઆ અને મિ. વી. સી. સેતલવડ, ખજાનચી મિ. ફરામરોજ જીનવાળા, સામાન્ય સેક્રેટરી મિ. કેખસરૂ દુબાશ, અને માનદ સેક્રેટરી મિસ પેરીન નરીમાનનો પણ દિલોજાન આભાર માનવાની હું રજા લઉં છું.

મૂળ અંગ્રેજી પુસ્તકમાં પ્રગટ થયેલી તેના કર્તાની પ્રસ્તાવના તથા મહાત્મા ગાંધીજીના આમુખનો પણ આ પુસ્તકમાં સમાવેશ કરવામાં આવ્યો છે.

અંતમાં એટલું જ ઇચ્છીશ કે ગુજરાતી પ્રજા માટે આ પુસ્તક પ્રેરણારૂપ નિવડે!

તા. ૧-૧-૪૨ — આર. એમ. દમણિયા.

# આમુખ

સપ્ટેમ્બર તા૦ ૪, ૧૮૮૮નો દિવસ હતો. તે દિવસે ઓળખાણના ત્રણ પત્રો સાથે મુંબઈથી લંડન જવા હું રવાના થયો. એમાં સૌથી કિંમતી પત્ર હતો હિંદના દાદા, દાદાભાઈ નવરોજી પરનો. એ પત્ર લખનાર હતા એક મહારાષ્ટ્રી તબીબ, કુટુંબના મિત્ર. એ સજ્જન તબીબે મને કહ્યું હતું કે "અંગત રીતે હિંદના દાદાને હું ઓળખતો નથી; વસ્તુતઃ હિંદના દાદાનાં દર્શનનો લ્હાવ પણ કયારેય મને મળ્યો નથી. પણ એમાં શું? હિંદના મહાન પુત્ર અને હિતચિંતક તરીકે સૌ કોઈ એમને ઓળખે છે, અને સન્માને છે. હિંદને એમની સેવા મારફતે એમને ઓળખવાનો મારો દાવો છે. તમે જોશો કે મારો ઓળખ-પત્ર હું એમને ઓળખતો હોઉં એટલો જ ઉપયોગી તમને થઈ પડશે. વાત એમ છે કે તેમને માટે ઓળખપત્રની તમારે જરૂર નથી. તમે હિંદી છો એટલી જ ઓળખાણ તેમની આગળ પૂરતી છે. પણ તમે જુવાનિયાં છો, ભીરુ અને પ્રવાસના બીનઅનુભવી. દાદા પાસે જવાને હિંમત આ પત્ર તમને આપશે. અને પછી તો તમારો બેડો પાર ઊતરશે." અને હતું પણ એમ જ. હું લંડન પહોંચ્યો ત્યારે તરત જ મને જણાયું કે દિવસમાં ગમે તે પળે દાદા પાસે જવાની હિંદી વિદ્યાર્થીઓને છૂટ હતી. ખરેખર દરેક વિદ્યાર્થીના પિતા તુલ્ય તેઓ હતા. ભલે વિદ્યાર્થી ગમે તે પ્રાંત અથવા ધર્મનો હોય. એની મુસીબતોમાં સલાહ આપવા અને માર્ગદર્શક બનવા સદા તૈયાર તેઓ રહેતા. હું હંમેશાં વીરોનો પૂજક રહ્યો છું, એટલે મારે માટે તો દાદાભાઈ સાચા દાદા બન્યા. આ સંબંધે દક્ષિણ આફ્રિકામાં ઊંડાં મૂળ નાખ્યાં; સદાય મારા સલાહકાર અને પ્રેરણામૂર્તિ તેઓ બન્યા. એવું ભાગ્યે જ એક અઠવાડિયું પસાર થયું હશે કે જ્યારે દક્ષિણ આફ્રિકાના હિંદીઓની સ્થિતિ આલેખતો પત્ર મારા તરફથી તેમને

નહિ મળ્યો હોય. અને મને બરાબર યાદ છે કે જ્યારે મારા પત્રનો જવાબ આવવાનો હોય ત્યારે તેમના જ હસ્તાક્ષરમાં અને અપ્રતીમ સરળ શૈલીમાં અચૂક એ જવાબ આવતો. ટાઇપ કરેલો એક પણ પત્ર તેમનો મને મળ્યો નથી. અને દક્ષિણ આફ્રિકાથી લંડનની મારી મુલાકાતો દરમ્યાન મેં જોયું હતું કે ઑફિસ માટે છ ફૂટ પહોળી ને આઠ ફૂટ લાંબી એક નાનકડી કાતરિયાની ઓરડી જ ઉપયોગમાં તેઓ લેતા હતા. એક વધુ ખુરશી માટે ભાગ્યે જ ત્યાં જગ્યા રહેતી: એમનું ટેબલ, ખુરશી, અને વર્તમાન-પત્રોની ફાઇલોથી જ આખો ઓરડો ભરાઇ જતો હતો. પોતે કોપીઇંગ સાહીમાં જાતે જ લખતા, અને દબાવીને તેની નકલ પણ તેઓ જાતે જ કાઢી લેતા, એ પણ મેં જોયું હતું.

આવા ઉમદા છતાં આટલા સરળ જીવનના વૃત્તાંત માટે મારા તરફથી અથવા અન્ય કોઇ તરફથી પ્રવેશકની ભાગ્યેજ જરૂર રહે છે. દાદાભાઇની જીવન્ત મૂર્તિ મારે માટે પ્રેરણારૂપ હતી તેમ એમના જીવનની આ કથા વાંચકો માટે પ્રેરણારૂપ બનો !

ઓકટોબર ૧૯,૧૯૩૮. મો. ક. ગાંધી.

# પ્રસ્તાવના

ઘણા જ થોડાના નશીબમાં સ્વર્ગસ્થ દાદાભાઇ નવરોજી જેવું દીર્ઘ અને યશસ્વી જીવન જીવવાનું લખાયું હોય છે. હિંદમાં સખ્ત માનસિક પરિશ્રમ અને રાજકીય પ્રવૃત્તિનો સંબંધ દીર્ઘ આયુષ સાથે ભાગ્યેજ સંકળાયેલો જોવામાં આવે છે. દાદાભાઈ* સામાન્ય નિયમ માટે અપવાદરૂપ હતા.

હિંદ સ્વરાજના આ મંત્રદાતાનો જન્મ મુંબઇ શહેરમાં ઇ. સ. ૧૮૨૫ ની સાલમાં થયો ત્યારે દક્ષિણ અમેરિકાનાં કેટલાંક રાજ્યોની સ્વતંત્રતાનો સ્વીકાર માંડ થયો હતો; અને "જૂની દુનિયાનું ત્રાજવું સરખું કરવાને માટે" નવીદુનિયા સર્જવામાં આવી હતી. ઇંગ્લાંડમાં રાજા જ્યોર્જ ચોથાનો અમલ ચાલતો હતો; હિંદમાં, ઇસ્ટ ઇન્ડિયા કંપની હજી વેપારી પેઢી તરીકે જ કામ કરતી હોવા છતાં, એની આણ બોલાતી હતી. આ નવા જન્મેલા નાનકડા બાળકના દાંત હજી ફૂટતા હતા, ત્યારે મુંબઇના ગવર્નર માઉન્ટ સ્ટુઅર્ટ એલ્ફીન્સ્ટન, પોતાની કેળવણીની નીતિનાં પરિણામો વિષે તેમ જ પોતાનો રાજ્યવહીવટ સમાલી લેવાની હિંદી પ્રજાની લાયકાતને પરિણામે મરજીઆત અથવા ફરજીઆત સત્તાની ફેરબદલી ક્યારે કરવી પડશે તે વિષે કલ્પના કરતા હતા. દાદાભાઇ નવ વર્ષના થયા, અને અંગ્રેજી મૂળાક્ષર શીખવાનો હજી આરંભ કર્યો ત્યારે અંગ્રેજી કેળવણીની તરફેણમાં મેકોલે પોતાની ઐતિહાસિક નોંધ લખી રહ્યા હતા, જે નોંધ હિંદી કેળવણી અને પ્રગતિના ભાવિ માટે નિર્ણયાત્મક નીવડનાર હતી.

"બળવા" પછી હિંદનો રાજ્યવહીવટ તાજની સીધી દેખરેખ હેઠળ મૂકાયો, ત્યારે દાદાભાઇ ઇંગ્લાંડમાં સ્થપાયેલી એક

---

* હિંદી શિરસ્તાને અનુસરીને આ કથાના નાયકને એમના પહેલા નામથી દાદાભાઈ તરીકે ઓળખીશુ. ઇંગ્લાંડમાં એઓ નવરોજી તરીકે ઓળખાતા હતાં. એ નામ એમના પિતાનું હતું.

હિંદી વેપારી પેઢીમાં ભાગીદાર હતા; એ ફીલસુફ વેપારીએ પોતાના આદર્શવાદ વડે ભાગીદારોને ચોંકાવી મૂકયા હતા; અને એ દેશ-ભકતને પોતાના દેશની પ્રતિષ્ઠા અને કલ્યાણની વધુ ચિંતા હતી. આમની સભામાં ગ્લેડસ્ટને આયર્લેંડ માટેની ઝુંબેશ ઉપાડી, ત્યારે દાદાભાઈએ હિંદની લડતની શરૂઆત કરી હતી. હિંદમાં બ્રિટીશરોની જવાબદારીઓ વિષે બ્રિટીશ પ્રજાને જાગૃત કરવાનો પ્રયાસ દાદા-ભાઇએ આરંભ્યો હતો, અને ચોખ્ખા આંકડાઓ, અને જડબાંતોડ દલીલો વડે ચાલુ શાસનપ્રણાલી હેઠળ હિંદને કેવી ભયંકર રીતે શોષવામાં આવે છે તે બતાવી આપ્યું હતું. લોર્ડ રીપને હિંદમાં સ્થાનિક સ્વરાજના સુધારા દાખલ કર્યા ત્યારે હિંદી અર્થશાસ્ત્ર અને રાજકારણના નિષ્ણાત તરીકે દાદાભાઇ પંકાયા હતા, અને હિંદનાં સંતાનો માટે દેશના રાજવહીવટમાં વધુ હિસ્સો મેળવવાની ઝુંબેશમાં મચી રહ્યા હતા. લોર્ડ કર્ઝને ઘડિયાળનો કાંટો પાછળ મૂકવાનો પ્રયાસ કર્યો, અને એ આપખુદ હાકેમ સામે નૂતન હિંદે ખુલ્લો બળવો કર્યો ત્યારે આપણા વાર્તાનાયક જીવનની ચાર સદી વટાવી ચૂકયા હતા. છતાં યુનાઇટેડ કીંગડમમાં એ વ્યાસપીઠો ગજાવતા, અને હિંદને થયેલા અન્યાયોની નાબૂદી અને એના એક જ ઉપાય તરીકે સ્વરાજ્યની જાહેરાત તત્કાળ કરવાની ઘોષણા એમણે કરી હતી.

રાણી વિકટોરિયાના રાજ્યઅમલના છેવટનાં વર્ષો દરમ્યાન "હોમરૂલ" ના પ્રખર હિમાયતી અને ગ્લેડસ્ટોનીઅન તરીકે દાદા-ભાઇએ હિંદના બ્રિટિશ રાજઅમલમાં બ્રિટિશ સિદ્ધાન્તોના વર્ચસ્વ માટે ઉદ્‌ઘોષણા કરી હતી. ઇ. સ. ૧૯૧૧ ની સાલમાં રાણી વિકટો-રિયાના પૌત્ર–પંચમ જ્યોર્જને હિંદને કિનારે સત્કારવાનું સદ્‌ભાગ્ય તેમને પ્રાપ્ત થયું હતું. ત્રણ વર્ષ પછી જ્યારે યુરોપીયન યુદ્ધ ફાટી નીકળ્યું ત્યારે બ્રિટિશ સામ્રાજ્યની અંદર સ્વરાજ્યના જે અધિકારો અન્ય સંસ્થાનોને બક્ષવામાં આવ્યા તે હિંદને આપવાનું ડહાપણ અંગ્રેજ મુત્સદ્દીઓના મન પર ઠસાવવાનો પ્રયાસ દાદાભાઇએ કર્યો હતો. ઇંગ્લાંડમાંના મિત્રો મારફતે એમને માહિતી મળી હતી કે

હિંદમાં રાજ્યની ઉષા પ્રગટાવતા ઐતિહાસિક સુધારાઓ એરણ ઉપર ઘડાઇ રહ્યા છે. પરંતુ પોતાના જીવનસ્વપ્નની સિદ્ધિ જોવાનું એમના નસીબમાં લખાયું ન હતું: ધારવા કરતાં જલ્દી એમનો જીવનદીપ, ઓગસ્ટ તા. ૨૦, ૧૯૧૭ ના ઐતિહાસિક ઢંઢેરાના સાત અઠવાડિયાં પહેલાં, બુઝાઇ ગયો હતો.

હિંદના ઇતિહાસના સંખ્યાબંધ સ્મરણીય યુગો પર પથરાયેલા ને પ્રજાજીવનના પ્રવાહ પર પોતાની છાપ મૂકી જતા જીવનની કથા જરૂર કહેવા યોગ્ય છે. મને એમ લાગ્યા કરતું કે એમના જેવી જ રાજદ્વારી વાતાવરણમાં ફરેલા અને વધુ નહિ તો અમુક વર્ષ સુધી એમના જીવનની અનેકવિધ પ્રવૃત્તિઓમાં સાથે ફરેલા કોઇકે આ કાર્ય ઉપાડી લેવું જોઇએ. ઈ. સ. ૧૯૧૧ ની સાલમાં દાદાભાઇના ચરણોમાં બેસીને ભવિષ્યના કોઇ જીવન લેખક માટે નોંધો લેવાનું મેં કબૂલ કર્યું હતું. એક મિત્ર આગળ મારા મનનો બોજો મેં હળવો કર્યો ત્યારે તેણે મને કહ્યું હતું: "ગોખલેજીને એમની જીવનકથા લખવાની ઇચ્છા છે, અને એમણે નોંધો અને સંસ્મરણો ટપકાવી લેવા માટે પોતાના એક મદદનીશને દાદાભાઇ પાસે મોકલવાની ગોઠવણ કરી છે." "એનાથી રૂડું શું!" મેં ઉત્તર વાળ્યો. પરંતુ એ કામની શરૂઆત કર્યા વગર ગોખલેજી દાદાભાઇ પહેલાં બે વર્ષ વહેલા ચાલ્યા ગયા.

આ પાનાંઓમાં માનવતાની સેવા માટે સમર્પણ થયેલા સરળ છતાં બહાદુરીભર્યા જીવનની બની શકે તેટલી વફાદાર ઝાંખી કરાવવાનો મેં પ્રયાસ કર્યો છે દાદાભાઇના ખાનગી કાગળો અને દસ્તાવેજના આધાર પર જ આ પાનાંઓ તૈયાર થયાં છે. કમનશીબે, એમના બાલ્ય–જીવનને લગતાં કેટલાંક કાગળિયાં ઉધાઈથી ખવાઇ ગયાં હતાં, અને ઈંગ્લાંડમાં એમની ગેરહાજરી દરમ્યાન એમનું મકાન મુંબઇ શહેર સુધારા ટ્રસ્ટે લઇ લીધું ત્યારે તેનો નાશ થયો હતો. એટલે એ સમયનાં પ્રકરણો વ્યક્તિગત પૂછપરછ અને જુદા જુદા પ્રકાશનોમાં પ્રગટ થયેલી જે વિગતો હું મેળવી શક્યો તે પરથી જ લખાયાં છે. બાકીની જીવનકથા માટેની

વિગતો, ઇ. સ. ૧૮૭૬ ના સમય પછીની માહિતીઓ તૈયાર હતી, પરંતુ વખત અને વહેવારના ઘસારાની અસર એના પર પણ થઇ હતી. એકલે હાથે, ફુરસદના સમયમાં ખવાઇ ગયલાં આ કાગળિયાં તપાસવાનું કામ મારી શકિત બહારનું જણાતું હતું; છતાં છેલ્લા બાર માસ દરમ્યાન એ જ કાર્ય પાછળ ચાલુ ધ્યાન આપવાનું બની શકયું છે.

મને એમ લાગે છે કે આ જીવનકથા લખવામાં થયેલો વિલંબ અમિશ્રત અનિષ્ટ નથી. તાજેતરનાં વર્ષો દરમ્યાન, ચળવળની બંધારણીય પદ્ધતિની ઘણા લોકો તરફથી થતી હાંસી હું સાંભળું છું. છેલ્લી પેઢીના મહાસભાવાદીઓની નીતિનો એ પ્રધાન સૂર છે. મેં એમ જોયું છે કે બ્રિટિશ ન્યાય-જે ખડક પર નીતિનું મંડાણ થયું છે તે વિષેનો-ઇતબાર ઓછો થઇ રહ્યા છે. મહાસભાને, છેલ્લા બે દાયકા દરમ્યાન, અસહકાર અને સત્યાગ્રહની નીતિ અનુસરવાની ફરજ પડી છે. આવા સમયમાં બંધારણીય પદ્ધતિને ચીવટથી વળગી રહેવાની દાદાભાઇની ચેતવણી કોણે સાંભળી હોત? અને બ્રિટિશ ચારિત્ર અને બ્રિટિશ ઇન્સાફમાં એમની શ્રદ્ધા અને આશાના ભાગીદાર કોણ બન્યા હોત?

સવિનય અનાદરની લડતના દિવસો દરમ્યાન લોકો પૂછતા હતા: "આજે જીવતા હોત તો દાદાભાઇએ શું કર્યું હોત?" જુની મહાસભાના અગ્રેસરો એક વાત કહેતા તો નૂતન હિંદનો જવાબ બીજો હતો. ઇ. સ. ૧૯૩૧ ના ડીસેંબરમાં એસ. એસ. "પીલ્સના" પર ગોળમેજી પરિષદમાંથી મુંબઇ પાછા ફરતા મહાત્માજીને હું મળ્યો ત્યારે એ મુદ્દો તેમની આગળ મેં ખાસ રજુ કર્યો હતો.

"તમને નથી લાગતું" મેં પૂછયું, "કે દાદાભાઇની નીતિ જેને અત્યારની પેઢી ભિક્ષુકનીતિ તરીકે હસી કાઢે છે તે તેમના સમયના સંજોગો જોતાં તદ્દન વ્યાજબી હતી?" "હા." તેમણે જવાબ વાળ્યો હતો. અને પછી મારો પ્રશ્ન પામી જઇને તરત જ

તેમણે જણાવ્યું: "અને હું માનું છું કે જો તેઓ આજે જીવતા હોત તો છેલ્લાં કેટલાંક વર્ષ થયાં હું જે નીતિ અનુસરું છું તે જ અનુસર્યા હોત."

આ માન્યતા કેટલે અંશે વ્યાજબી હતી, દાદાભાઇના જીવનનાં છેલ્લાં વર્ષો દરમ્યાન ઉચ્ચારાયેલા ઉદ્દગારો–જે આ પુસ્તકમાં આપવામાં આવ્યા છે તે કેટલે અંશે આ માન્યતાનું સમર્થન કરે છે તેની તુલના કરવાનું કાર્ય વાંચકો પર જ છોડી દેવું જોઇએ.

સદ્ભાગ્યે, અત્યારે સરકાર અને મહાસભા વચ્ચે તહકુબી છે. ધારાસભાઓના વર્ષોના બહિષ્કાર પછી ઘણા ખરા પ્રાંતોમાં મહાસભાવાદી પ્રધાનમંડળો સત્તા પર છે. અત્યાર સુધીનો હિંદનો ઇતિહાસ, પ્રજાકીય નાડના ધબકારાથી સાવ અલિપ્ત એવી પરદેશી નોકરશાહીના રાજ અમલની તવારિખનો ઇતિહાસ હતો. હવે રાષ્ટ્રીય સરકારના યુગનો આરંભ થાય છે. છતાં પણ સંખ્યાબંધ પ્રાથમિક મુદ્દાઓ હજી ઉકેલાવાના પડયા છે. વળી ઘણાને ભય છે કે સહકારનું નાવ કદાચ "સંપૂર્ણ સ્વાતંત્ર્ય"ના ખડક સાથે અથડાઇને ભૂકકા થઇ જશે. ગમે તેમ હોય પણ એ સવાલ વ્યાખ્યા અને સમજુતીનો છે, અને જરૂર ઊભી થાય તો ગમે તેવી અણઉકેલ ગાંઠનો અંત લાવવા માટે મહાત્માજી પર આશા રાખી શકાય એમ છે. સહકાર અને બંધારણીય પ્રગતિની વર્ત-માન રાજનીતિને પરિણામે આમ આપણી સામે જે શકયતાઓ ખડી થઇ છે, ત્યારે દાદાભાઈને સજીવન કરવાનો, અને ઠપકા તેમ જ આશાનાં પ્રેરક વેણુ પુનઃ યાદ કરવાનો અત્યારનો સમય સુયોગ્ય લાગે છે. શાંતિમય અને વ્યવસ્થિત પ્રગતિ માટે સતત પરિશ્રમ અને ડગલે પગલે નોકરશાહી તરફથી ઉપસ્થિત થતી આડખીલીઓની આ કથામાં બ્રિટિશ સરકાર અને પ્રજા તેમજ હિંદી રાષ્ટ્ર માટે આંસુ ઉદ્દેગ અને યાતનાઓમાં લખાયલો બોધપાઠ છે.

દાદાભાઈ જીવતા હતા ત્યારે એમના જીવનની સંખ્યાબંધ પુસ્તિકાઓ પ્રગટ થઈ હતી. એ સર્વેનો, તેમ જ દાદાભાઈના લેખો અને ભાષણો પ્રગટ કરનાર મેસર્સ નટેસન એન્ડ કંપનીનો આભાર માનવો ઘટે છે. આ જીવનકથાની પ્રગતિમાં ખાસ રસ લેવા માટે તેમ જ કિંમતી સલાહ સુચનાઓ આપવા માટે શ્રી. સી. એફ. એન્ડ્રુઝ, દીવાન બહાદુર કે. એસ. ઝવેરી તેમજ મી. એસ. ટી. શેપર્ડનો પણ હું રૂણી છું. હિન્દ, ઈંગ્લાંડ અને અમેરિકામાં, માહિતિ અને સલાહ માટે સંખ્યાબંધ સજ્જનો પાસે મારે જવું પડયું હતું. તેમનો સર્વેનો, અને ખાસ કરીને ઈસ્ટ ઇન્ડીઆ એશોસીએશના માનદ મંત્રી સર ફ્રેંક બ્રાઉનનો મને આપેલી સહાય માટે અત્રે આભાર માનું છું. છેવટે, આ પુસ્તકના આમુખ માટે મહાત્મા ગાંધીજીનો ઉપકાર માનવાનો રહે છે. હિંદી જનતાના હૃદયમાં દાદાભાઈનું જે સ્થાન હતું તેના તેઓ વારસ અને અનુગામી જેવા છે. એમનાથી વધુ હિંમતબાજ અને ઉદાર અનુગામીની આશા **હિંદના દાદાએ** પણ નહિ સેવી હોય. દાદાભાઈના હોમરૂલના સ્વપ્નની સિદ્ધિ અર્થે પ્રજાના આ લાડકવાયાથી વધુ સેવા ભાગ્યે જ કોઈ બીજાએ કરી હશે, અને આ મહાન દેશભક્તના જીવન અને ચારિત્રના યોગ્ય મુલ્યાંકન માટે લાયકાત ધરાવનાર એમના જેવું આજે કોઈ જ આખા હિંદમાં નથી.

ડીસેમ્બર ૫, ૧૯૩૮. આર. પી. મસાની.

# અનુક્રમણિકા.



## ચિત્રસૂચિ.





# પ્રકરણ ૧ લું

## બાળપણ

થોડાં વર્ષની વાત ઉપર હાલનું મુંબઇ શહેર કે જે પૂર્વ અને પશ્ચિમ વચ્ચેના વહેવારનું મુખ્ય દ્વાર થઇ પડ્યું છે, તે સાત ટાપુઓમાં વ્હેંચાયેલો એક એકાન્ત વિસ્તાર હતો. અહીંના દરિયા કિનારા પર છૂટાછવાયાં માછીમારોનાં ગામડાંઓ આવેલાં હતાં કે જ્યાં આ શહેરના અસલ વસાહતીઓ વસતા હતા. આમાંનું એક માંડવી ગામ કે જ્યાં જકાતનું થાણું હતું તે ધીકતા વેપારી મથકમાં ફેરવાઇ ગયું હતું. અહીંની વખારો અને કંગાળ ઝૂંપડાંઓમાં હિન્દી વેપારના સ્તમ્ભ સમાન ગણાતા ભાટિયાઓ વાણિયાઓ, ખોજાઓ, વોરાઓ, અને મેમણોની સારી વસ્તી હતી, પણ જ્યાં ત્યાં નજરે પડતો પારસી ત્યાં જવલ્લે જ જણાતો હતો. સો વરસની વાત પર આવી સ્થિતિ ન હતી, કેમકે તે વખતે કેટલાંક પારસી કુટુમ્બો આ લત્તામાં આવી વસ્યાં હતાં.

આ પારસી રહીશોમાં નવરોજી પાલનજી દોરડી નામના એક ગરીબ મોબેદ પોતાની પત્ની માણેકબાઇ સાથે ખડક પરના એક ગરીબ ઘરમાં રહેતા હતા. તા. ૪ થી સપટેમ્બર ૧૮૨૫ ને દિને આ દમ્પતીને ત્યાં પહેલા બાળકનો જન્મ થયો ત્યારે તેમના આનન્દનો પાર રહ્યો નહિ. આ બાળકનું નામ દાદાભાઇ પાડવામાં આવ્યું. તેઓએ આ હિન્દુ નામ શા માટે પસંદ કર્યું હશે? શું તે એક અકસ્માત હતો? યા છઠ્ઠીને દિને વિધાતા આ ભાગ્યશાળી માતાના કાનમાં ગણગણી ગઇ હશે કે તેનો બેટો હિન્દના આધુનિક ઇતિહાસમાં મોટો ભાગ ભજવીને "હિન્દના દાદા" તરીકે પ્રખ્યાત થશે?

ગમે તે હોય પણ દાદાભાઈએ પોતાની ઉમદા સરજતથી પોતાનું નામ સાર્થક કર્યું. ભૂતકાળમાં કોઇએ ન કરી હોય એવી

રીતે હિન્દમાતાને ચાહી સેવા કરવી, તેની તે સેવામાં ઘરડા થઇ જવું, અને છતાં હિન્દના અન્યાયો દૂર કરવા માટે ઇંગ્લેન્ડના દ્વાર ખખડાવવાનું ચાલુ રાખવું, પોતાના દેશબંધુઓને સ્વતંત્રતાના પાઠ શિખવવા, અને જીવનના સંધ્યાકાળે તેઓને સ્વરાજ્યના પંથ ઉપર જોવા, એ દાદાભાઇના જીવનનું ધર્મકર્તવ્ય હતું, અને તેમના દેશબંધુઓએ તેમને દાદાનું નામ આપી તેમના તરફ જે પૂજ્યભાવ બતાવ્યો હતો, તે માટે તેમને જેટલો આનન્દ થયો હતો તેટલો જ હર્ષ તેમને દેશસેવા બજાવતાં થયો હતો.

"મને હિન્દના દાદા તરીકે વધાવી લેવામાં આવે એથી મને ખૂબ હર્ષ થાય એ શું અભિમાન છે? નહિ. એ ઇલ્કાબ કે જે મારા દેશબંધુઓના ઉદાર અને આભારી જીગરનો જુસ્સો બતાવે છે, તેને માટે હું લાયક હોઉં યા નહિ, તો પણ એ મારા જીવનનો ઓછામાં ઓછો બદલો છે." એક વખત દાદાભાઇએ આમ કહ્યું હતું.

દાદાભાઇના બાપદાદા વડોદરાના ગાયકવાડની હકુમત નીચેના એક નાના ગામ–નવસારી–ના વતની હતા. નવસારીનું અસલ નામ નાગમંડળ હતું. દંતકથા એવી છે કે નવસારીનાં હવાપાણી ઇરાનના પ્રાચીન શહેર સારીના જેવાં સુંદર હોવાથી અસલના પારસી વસાહતીઓએ આ ગામને નવ–સારીનું નામ આપ્યું હતું. બ્રિટિશ હિન્દમાં મુંબઇ શહેર પારસી સાહસોને જેટલું આભારી છે તેટલું ગાયકવાડી હકુમતમાં નવસારી પોતાની આબાદી માટે પારસીઓને આભારી છે. પારસીઓની આ ધર્મની ટેકરી અત્યંત નામાંકિત દસ્તુરો અને વિશાળ મુલક ઉપર હકુમત ધરાવી જુદા જુદા રાજ-કર્તાઓના રાજ્યમાં સમાજની કિંમતી સેવા બજાવનારા દેસાઇઓ તથા હિન્દી પ્રજાની કીર્તિ વધારનારા પહેલા સર જમશેદજી જીજીભાઇ અને જમશેદજી તાતા જેવા નરવીરો પેદા કરવા માટે મગરૂર છે.

નવસારીના ઘણા રહીશો દાવો કરે છે કે દાદાભાઇનું જન્મ-સ્થાન નવસારીમાં હતું પણ તેની કંઇ ખાતરીભરી સાબીતી મળતી નથી. અલબત, દાદાભાઇના પૂર્વજો નવસારીના વતની હતા.

દોરડી કુટુમ્બ, કે જેના દાદાભાઈ નબીરા હતા, તેની માલીકીની મિલ્કત નવસારીથી આશરે વીસ માઈલ દૂર આવેલા ધરમપુર રાજ્યમાં હતી. મુંબઈ જતાં પહેલાં અહીં તેમના પિતા અને દાદા ખેતીવાડીનો ધંધો કરતા હતા. પણ દોરડી કુટુંબના ઈતિહાસ પરથી જણાય છે કે નવસારીમાં પહેલવહેલા આવનાર પારસી ધર્મગુરુ જરથોસ્ત મોબેદના કુટુમ્બમાંથી દોરડી કુટુમ્બ ઊતરી આવ્યુ છે. તે જમાનામાં એક પારસી મોબેદ પોતાના પુત્રને મોબેદી પેશામાં દાખલ કરવાની પોતાની ફરજ સમજતો હતો. દાદાભાઈ ઉમ્મર લાયક થયા ત્યાં સુધી જો તેમના પિતા જીવ્યા હોત તો સંભવ છે કે તેમણે દાદાભાઈને કોમની ધાર્મિક સેવા બજાવવા માટે મોબેદ બનાવવાનો આગ્રહ કર્યો હોત. જો તેમ થયું હોત તો માતૃભૂમિની સેવા બજાવનાર આ દેશભક્તે પારસી કોમમાં ધાર્મિક સુધારા માટે કેવા જ્વલંત આવેશથી કામ કર્યું હોત તે વિષે કલ્પના કરવી રસભરી થઈ પડશે. દેશની આર્થિક લાચારી અને રાજદ્વારી અન્યાયને બદલે તેમણે કેવા જુસ્સાથી ધાર્મિક જુલ્મોને ધિક્કારી કાઢ્યા હોત! આવા ધર્મગુરૂનો એક શબ્દ ઘણી કડવી ચર્ચાઓને ચૂપ કરી નાખત. કદાચ ધર્મગુરુઓનું પ્રાચીન ગૌરવ સજીવન થવા પામત અને કોમ ધાર્મિક અને સામાજિક દિશામાં ઘણી ઝડપથી પ્રગતિ કરત. પણ પારસી ધર્મગુરુઓની કમનસીબી, અને પારસી કોમ તથા હિન્દી પ્રજાની ખુશનશીબીને લીધે તેમ થયું નહિ. એક ચોક્કસ પંથને સુધારવા કરતાં આખા દેશને સજીવન કરવાનું કામ વધારે મહત્ત્વનું હતું અને તેથી દોરડી કુટુમ્બની વંશપરંપરાની ધાર્મિક સેવાની પરંપરા તોડીને હિન્દના રાષ્ટ્રજીવનના પહેલા ધર્મગુરુ થવાનું વિધાતાએ દાદાભાઈ માટે નિર્માણ કર્યું હતું. આમ હોવા છતાં દાદાભાઈએ ચૌદ વરસની ઉંમરે નાવર થઈને ધર્મગુરૂ થવાની લાયકાત મેળવી હતી.

ગુજરાત હિન્દનો બગીચો છે, અને નવસારી ગુજરાતનો બગીચો છે. ઈતિહાસકાર અબુલફઝલ કહે છે તેમ નવસારીના

જેવાં "સુગંધીદાર પુષ્પો ક્યાંય પણ મલે એમ નથી." દંતકથા કહે છે કે દાદાભાઇના એક વડીલ ચાંદજી કામદીન તેમના જમાનામાં ઉત્તમ અત્તર બનાવતા હતા. તેમની કીર્તિ નવસારીથી દિલ્હીમાં ઠેઠ નુરજહાં બેગમના કાન પર પહોંચી હતી. આ અત્તર કેમ બનાવવું તે જાણવાની ઇચ્છાથી નુરજહાંએ શહેનશાહ જહાંગીરને સમજાવી ચાંદજીને દિલ્હી બોલાવ્યા હતા. શાહી આમંત્રણ મળતાં ચાર ખાસ અત્તરોના શીશા લઇ ચાંદજી દિલ્હી ગયા, અને તે શહેનશાહને નજર કર્યા. તેના બદલામાં દિલ્હીમાં શાહી મહેમાન તરીકે તેમની મહેમાનગીરી કરી મુલ્લાં-જામાસ્પના ખેતાબ સાથે તેમને ૧૦૦ વીઘા જમીન ભેટ આપવામાં આવી હતી.

૧૮૮૧ માં એક પત્રકારના સવાલના જવાબમાં દાદાભાઈએ કહ્યું હતું કે "આ બાબતના બધા દસ્તાવેજો હું તપાસું નહિ ત્યાં સુધી આ વાતમાં કેટલું સત્ય છે તે કહેવાને હું અશક્ત છું."

આ ટૂંકો જવાબ દાદાભાઇ માટે લાક્ષણિક હતો. કોઇ પણ વાતની ખાતરી કર્યા વિના તે મંજૂર રાખવી નહિ, અને કોઇ પણ વાત સત્ય હોવાની ખાતરી કર્યા વિના તે વિષે નિવેદન ન કરવું, એ તેમના જીવનનો નિયમ હતો, અને હકીકતથી સાબીત ન થાય એવું કંઇ તેમણે કહી નાખ્યું હોય તો પણ તેમનો કટ્ટામાં કટ્ટો ટીકાકાર તેમની વાત પર શંકા લાવતો નહિ.

દસ્તાવેજોની તપાસ કરી સંઘળા પુરાવા ભેગા કરવાનું કામ ડો. જીવનજી મોદીએ બજાવ્યું હતું.[1] તેમની ખંતીલી શોધખોળથી જે વાત ફકત લોકવાયકા પર આધાર રાખતી હતી તેના પર ઘણો ઐતિહાસિક પ્રકાશ પડયો હતો. ૧૯૨૦ ના માર્ચની ૨૨ મી તારીખે રોયલ એશિયાટીક સોસાયટીની મુંબઇની શાખા સમક્ષ વંચાયેલા

૧ દોરડી કુટુમ્બને લગતી વધારાની તવારિખી નોંધો પૂરી પાડવા માટે પુસ્તકના કર્તા ડૉ. જેહાંગીર બહેરામજી દોરડી એફ. આર. સી. એસ. ને આભારી છે કે જેઓએ સમાજ સેવા અને શહેરી ઉપયોગિતા માટે પોતાના નામિચા ખાનદાનના પુરાણા આદર્શો જાળવી રાખ્યા છે.

નિબંધમાં ડૉ. મોદીએ "વિજયી નુર-ઉદ-દીન મહમદ જહાંગીર બાદશાહ ગાઝી"નું શાહી ફરમાન ટાંક્યું હતું, જેમાં જણાવવામાં આવ્યું હતું કે "દોરડી કુટુમ્બના બે નબીરા મુલ્લાં જામાસ્પ અને તેમના ભત્રીજા મુલ્લાં હોશંગના ગુજરાત માટે નવસારી શહેરમાં, સઘળા કરોથી મુક્ત, આસરે સો વીઘા જમીન બક્ષીસ આપવામાં આવી હતી." આ ફરમાન હાલમાં દોરડી કુટુમ્બના કબજામાં છે. તેના પર તા. ૨૪ મી ઓગસ્ટ ૧૬૧૮ ની તારીખ છે, અને મુલ્લાં જામાસ્પ અને મુલ્લાં હોશંગે શહેનશાહને નજર કરેલા ચાર કુલેલ (જસમીનનું તેલ) ના શીશા સંબંધી ઉલ્લેખ છે. તે વખતે પારસી કોમમાં ચાંદજી જેવા હિન્દુ નામો પ્રચલિત હતાં. જહાંગીરે મજકુર ફરમાનમાં તે નામને બદલે ઇરાની નામ "જામાસ્પ" દાખલ કર્યું હતું.

દંતકથા અનુસાર નુરજહાંની ઇચ્છા મુજબ મજકુર અત્તર દિલ્હી લઇ જવામાં આવ્યું હતું, પણ જહાંગીરના આત્મવૃત્તાંત પરથી જણાય છે કે શાહી ફરમાનને દિવસે શહેનશાહ અમદાવાદમાં હતા. આમ હોવા છતાં મુલ્લાં જામાસ્પ એક વાર મોગલ દરબારમાં ગયા હતા તે વિષે કંઇ શક નથી, કેમકે અકબરના દરબારમાં જનારા પારસીઓનાં નામોની બોમ્બે ગેઝેટિયરમાં પ્રગટ થયેલી ટીપમાં તેમનું નામ નજરે પડે છે. તેઓ શાહી આમંત્રણને માન આપીને અત્તર નજર કરવા માટે અમદાવાદ ગયા હતા કે જે શાહના પીદરના દરબારમાં જઇ તેમણે શાહી મહેમાનગીરી આપી હતી તે શાહને માન આપવા ગયા હતા તે સિદ્ધ થઈ શકે તેમ નથી; પણ બીજી બધી બાબતોમાં ઇતિહાસ અને કુટુમ્બી દંતકથા મળતી આવે છે.

જરથોસ્ત મોબેદ સુમારે ૧૨૦૧ માં નવસારી આવીને વસ્યા હતા, અને મુલ્લાં જામાસ્પ તેમના વંશથી સીધા ઊતરી આવ્યા હતા. દાદાભાઈ મુલ્લાં જામાસ્પની નવમી પેઢીના નબીરા હતા. તેમના માતપિતાની સ્થિતિ ઘણી ગરીબ હતી, પરન્તુ તેમના બાપદાદાઓએ સારો વખત જોયો હોય એમ લાગે છે. પારસી કોમની

તવારીખી નોંધપોથીમાં કોમના બીજા કેટલાક અગ્રેસરો સાથે દોરડી કુટુમ્બનાં પણ કેટલાંક નામો નજરે પડે છે, અને એ બતાવે છે કે દેશસેવાની દાદાભાઇની ભાવના તેમના ખાનદાનમાંથી ઊતરી આવી હતી. મહેરનોસજી દોરડી નવસારીના ફક્ત પારસી ટોળાના જ નહિ, પરન્તુ ત્યાં વસતી સર્વે પ્રજાના એક અકાબર ગણાતા હતા. તેમના વડા દિકરા બચાજી ગાયકવાડના તે વખતના પાટનગર સોનગઢની મુલાકાતે ગયેલા ધાર્મિક મંડળના પંચના પાંચ જાણીતા પારસીઓમાંના એક હતા. આ મુલાકાતને પરિણામે પારસીઓનું આતશબહેરામ ઉદવાડા ખાતે ખસેડવામાં આવ્યું હતું કે જયાં તેની હસ્તી હજી પણ કાયમ છે.

મેહેરનોસજીના બીજા બેટા બહેરામજી એક વખતે નવસારીના સૌથી તવંગર શેઠિયા હતા, પરન્તુ તેઓ પિંઢારાઓની ધાડો કે જે તે વખત ઘણી સાધારણ હતી તેના ભોગ થઇ પડયા હતા, અને તેમના ઘરના ભોંયરામાં સંતાડવામાં આવેલી સોનાની લગડીઓ લૂંટી જવામાં આવી હતી. તેઓ તેજ દિવસે ભગ્ન હ્રદયે મરણ પામ્યા હતા. આ કુટુમ્બના બીજા એક વડીલ સોરાબજી બરજોરજી નવસારીમાં "હાફીઝ" તરીકે પંકાયા હતા કે જે ઇલકાબ ધર્મશાસ્ત્રના મહાન અભ્યાસીઓને મળે છે. આ બતાવે છે કે દોરડી કુટુમ્બ વિદ્યાજ્ઞાન માટે પણ જાણીતું હતું. વળી નવસારીના પ્રસિદ્ધ દેસાઈ ખાનદાન સાથનો તેનો સંબંધ તેનો ઉચ્ચ સમાજ-દરજજો બતાવે છે.

"દોરડી" અટકની એક વિચિત્ર ઉત્પત્તિ સૂચવવામાં આવી છે. એમ કહેવાય છે કે એક દિવસ નવસારીના કેટલાક પારસી મોબેદો જમવા ગયા હતા. દાદાભાઇના કુટુમ્બના એક વડીલ શેઠ બહેરામજી મહેરનોશજીને આવતા સહેજ મોડું થયું, અને તેથી તેઓએ સંતાવાની કોશેશ કીધી. બીજી હકીકત એવી છે કે જગ્યાની શોધમાં તેમણે પરિક્રમણ કરવા માંડયું. આ ઉપરથી ત્યાં જમવા બેઠેલા મોબેદોમાંનો એક બોલી ઊઠયો કે "દોરડીની માફક વિંટળાયા

શાનો કરે છે?" તે દિવસથી આ અટક તેઓને અને તેમના વંશજોને ચોંટી. સ્થાનિક હકીકત પ્રમાણે બહેરામજીને આ અટક ૧૭૬૪ માં આપવામાં આવી હતી. પરન્તુ કુટુમ્બી દફતરો પરથી જણાય છે કે વરસો અગાઉ તેમના વડીલોએ એ અટક ધારણ કરી હતી, વંશપરંપરાથી ઊતરી આવેલી હકીકતોમાંનાં નામો અને તારીખો ગુંચવાડાભર્યાં છે. બનવા જોગ છે કે આ અટક આ કુટુંબના બીજા કોઈ માથાફરેલ સભ્યને આપવામાં આવી હોય. આ અટક મક્કમ નિર્ણય અને દૃઢ નિશ્ચયતા બતાવે છે કે જે ગુણો આપણા કથાનાયકમાં મોટા પ્રમાણમાં ઊતરી આવ્યા હતા.

રાજ્યના અમાત્ય તરીકે જે કામ કરવાથી લાભ કરતાં હાનિ વધારે થશે એવો દાદાભાઈનો મત હોવા છતાં તે કામ કરવાનું તેમને દબાણ કરવામાં આવતાં તેમણે મલ્હારરાવ ગાયકવાડને કહ્યું હતું, "મહારાજ, મારું નામ દોરડી છે. તમે જાણો છો કે દોરડી બળે પણ વળ ન છૂટે. મારો ઘાટ તેવો છે. એક વાર એક નિર્ણય પર આવ્યા પછી હું કશાથી પણ ડગતો નથી."

તેમની અસામાન્ય હિમ્મત, અને દૃઢ નિશ્ચયનો નોંધવા જોગ દાખલો આમની સભામાં દાખલ થવા માટે તેમણે ચલાવેલી અપૂર્વ લડતનો છે. તેમના જીવનનું એ મોઘું સ્વપ્નું હતું. તે પાર પાડવાની આશા નજીવી હતી, પણ મિત્રોના થંડા ઉત્સાહ, દુશ્મનોની વિરુદ્ધતા અને વારંવારની નિષ્ફળતાથી ડગ્યા વિના તેમણે સાતસાત વરસ સુધી ચુંટણીની લડત ચાલુ રાખી હતી. ૧૮૮૬ માં ફીન્સબરીના હોલબોર્ન વિભાગમાંથી પહેલી નિષ્ફળતા મળવા પછી તેમની પોતાની લીબરલ પાર્ટીની વિરુદ્ધતા હોવા છતાં પાંચ પાંચ વર્ષો સુધી તેમણે મધ્ય ફીન્સબરીના મતદાર મંડળમાં ચળવળ ચલાવી હતી. જ્યારે ફતેહની આશા ઘણી ઝાંખી થઈ ગઈ ત્યારે દાદાભાઈના વિજયમાં તિક્ષ્ણ ઉત્સાહ લેનાર બ્રિટિશ મિત્રોમાંના એક ડબ્લ્યુ. એ. ચેમ્બર્સ તેમને મળવા ગયા. આ ઉદારમતવાદી અંગ્રેજ મુંબઈની એક આગેવાન સિવીલ એન્જીનિયરો અને આર્કીટેકટોની

પેઢીના ભાગીદાર હતા, અને હિન્દની સ્વતંત્રતાની લડત માટે તેમની સક્રિય સહાનુભૂતિ જાણીતી હતી. આ અંગ્રેજ મધ્ય ફીન્સબરીના મતદાર પણ હતા. લીબરલ પાર્ટીના અધિકારીઓની વલણ સંબંધી તેઓની વાતચીત દરમિયાન દાદાભાઈએ જરા ગરમ થઈને કહ્યું, "તેઓ એમ ધારતા હશે કે તેઓ રાંક હિન્દીને દબાવી દેશે, પણ હું તેઓને પાઠ શિખવીશ. હું આ મતદાર મંડળને જ વળગી રહીશ." તેઓ ખરેખર તેને વળગી રહ્યા, અને અંતે જીતી ગયા.

દાદાભાઈના બાળપણ વિષે આપણને ઝાઝી ખબર મળતી નથી. જે કંઈ આપણે જાણીએ છીએ તે એ છે કે નાનો દાદી ચાર વરસનો થયો ત્યારે કમનસીબે તેમના પિતા ગુજરી ગયા હતા. દાદાભાઈ આપણને કહે છે કે "એક નાના બાળક તરીકે મારા મનમાં જે પ્રથમ ભ્રમ પેદા થયો તે એ હતો કે મારા પિતા ગુજરી જવાને લીધે બીજા મિત્રોની પેઠે ચંદ્ર મારા તરફ દિલસોજી ધરાવતો હતો. હું ઘરને આગલે બારણે જાઉં કે પાછલે બારણે જાઉં, તો પણ ચંદ્ર મારી સાથે આવતો હતો. તે વખતે મને દિલસોજી ગમતી હતી, અને આજે પણ ગમે છે." તેમની બુદ્ધિશાળી માતાએ એક પિતાની સંભાળ અને રક્ષણની ખોટ મોટે ભાગે પૂરી પાડી હતી. એ જમાનામાં હિન્દની સ્ત્રીઓ અભણ અને દબાયેલી હતી. પણ તેની સ્વભાવિક બુદ્ધિ અજબ હતી. દાદાભાઈએ પાછળથી કહ્યું હતું તેમ તેમની માતા તેમની સખી, નર્સ, શિક્ષિકા, વાલી, અને દેવી હતી, અને પચાસ વરસ સુધી તેમની માર્ગદર્શક રહી હતી. એ નાના કુટુમ્બ પર આફત આવી હતી, છતાં તેણે તેને નિશાળે મુકયો, અને તેના ગુજરાન માટે સખત મહેનત કરવા માંડી. માતાનાં ખંત અને કાળજીને પ્રતાપે દાદાભાઈને સંજોગી વાતાવરણનો ચેપ લાગ્યો નહિ. ૧૯૦૪ માં ટી. પી. ઓકોનરના પત્ર "એમ. એ. પી." માં "મારી જુવાનીના દિવસો" નામના ટુંકા લેખમાં દાદાભાઈ જણાવે છે કે:


દાદાભાઈનું વંશવૃક્ષ
કામદીન
ચાંદજી
(મુલ્લા જામાસ્પ)
રાનજી
ફરેદુન
બરજોરજી
(મુલ્લા) હોસંગ
(દેસાઈ) બેહરામ
સોરાબજી
(હાફિઝ)
દોરાબજી (દોરડી)
ખોરશેદ
નવરોજી
હામાજીયાર
મેહેરનોશજી
ફરામરોઝ
એદલજી
બરચા
બેહેરામ
નવરોજી
માણેક
ફરામજી
ખોરશેદ
કાવસજી
હોરમસજી
મીનોચેરજી
પાલનજી
ખુરશેદજી
નવરોજી
બેહેરામજી
માણેકજી
દાદાભાઈ
દાદાભાઈ
અરદેશર
રૂસ્તમજી
એદલજી
જાહંગીર

"મારા જીવનમાં જે છેલ્લી આવે છે, પણ જે હમેશાં પહેલી રહી છે તે મારી માતા છે. હું તેનું એક પૂરું બાળક જ્યારે તદ્દન નાદાન હતો ત્યારે તે વિધવા થઇ હતી, અને રાજીખુશીથી જીવનાર વિધવા રહીને તેણે મારામાં જ આખું જગત સમાવી દીધું હતું. પોતાના ભાઇની મદદ સાથે તેણે મારે માટે મહેનતમજુરી કરી. જો કે તે અભણ હતી, અને હું તેનો લાડકો પુત્ર હતો, છતાં તે શાણી માતા હતી. તેણે મારા પર સખત તકેદારી રાખી હતી. આડોશીપાડોશીઓની તે શાણી સલાહકાર હતી. સ્ત્રીકેળવણીના મારા કાર્યમાં અને તે જમાનાના એનો માટેના બીજા સામાજિક સુધારામાં તેણે મને ખરા જીગરથી મદદ કરી હતી. આજે હું જે છું તે તેને પ્રતાપે છે."

એ જ લેખમાં દાદાભાઇ પોતાના બાળજીવન પર થોડો વધુ પ્રકાશ નાખે છે. તેમના આત્મવૃત્તાંતનું તે એક જ પ્રકરણ તેમણે લખેલું હોવાથી તેમના બાળપણનો ખ્યાલ આપવા માટે તેમાંથી છૂટથી ઉતારો કરવાનું યોગ્ય ગણાશે.

"નજીવી ચીજમાંથી કેવાં અગત્યનાં પરિણામો આવે છે! છેલ્લી સદીના બીજા દાયકામાં મુંબઈમાં નેટીવ એજ્યુકેશન સોસાયટી નામની સંસ્થા સ્થપાઇ હતી, જેણે અંગ્રેજી અને ગુજરાતી શીખવવા માટે એક શાળા સ્થાપી હતી. મારી દેશી શાળાના મહેતાજીને નેટીવ એજ્યુકેશન સોસાયટીના પ્રયોગ સંબંધી બહુ માહિતી ન હતી, પણ તે સરકારના આસરા નીચે છે એટલું તેને માટે પૂરતું હતું. આથી તેણે પોતાના છોકરાને શાળામાં મોકલ્યો, અને મારી માતાને મને પણ એ શાળામાં મૂકવાને સમજાવી. મારા આખા જીવનની કારકીર્દીનો આ રીતે પાયો નંખાયો. તે વખતે કેળવણી તદ્દન મફત આપવામાં આવતી હતી. જો આજની પેઠે ફી લેવામાં આવતી હોત તો મારી માતા તે ભરવાને અશક્ત હતી. આ બનાવને લીધે એક બાળક ગરીબ જન્મ્યું હોય યા શ્રીમંત પણ તેને લાયકની મફત કેળવણી મળવી જ જોઇએ એ સિધ્ધાંતનો હું પ્રચંડ હિમાયતી બન્યો."

"આંક અને મોઢેના હિસાબમાં હું હુશિયાર હોવાથી તથા જરા બટકો હોવાથી મારી દેશી શાળામાં હું લાડકો છોકરો ગણાતો હતો.

ખાસ પ્રસંગોએ ખુલ્લા રસ્તા પર શાળાના છોકરાઓને હારબંધ ઊભા રાખવામાં આવતા, અને ત્યાં લોકોની વાહ વાહ વચ્ચે હું બીજા નાના છોકરાઓ સાથે આંક બોલાવીને મારા જ્ઞાનનું પ્રદર્શન કરતો હતો. મારા ગોરા ચહેરા તથા બટકા કદને લીધે લગ્ન અને સહવાસો વગેરે પ્રસંગે જાણે હું એક અંગ્રેજ સેનાપતિ યા નૌકા-અમલદાર, અથવા કોઇ દેશી રાજાના દરબારનો અમલદાર હોઉં તેમ ભપકાભર્યા પોષાકમાં મને રજુ કરવામાં આવતો. શોખીન માબાપો અને બાળકોના મિત્રો મને જોઇને કહેતાં "ઓહ, એ મારો વહાલો જંગલો છે." તે વખતે મને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે મારી જુવાની અને ઘડપણનાં ઘણાં વર્ષો મને જંગલાઓના દેશમાં વિતાવવા પડશે, અને ખરેખર તેઓનો પોષાક પહેરવો પડશે. ઇમ્પીરિયલ ઇનસ્ટીટ્યુટનું મકાન ખુલ્લું મૂકવાને પ્રસંગે મહૂંમ મહારાણી વિકટોરિયાને આવકાર આપનારા ડેપ્યુટેશનના એક સભ્ય તરીકે મેં અંગ્રેજી દરબારી પોષાક પહેર્યો હતો ત્યારે મને મારા બાળપણના સરઘસો અને તે વખતે મેં પહેરેલા જાત-જાતના પોષાકોનું ખાસ સ્મરણ થયું હતું. મને બરાબર યાદ છે કે તે વખતે મને એવો વિચાર આવ્યો હતો કે હવે હું ખરો દરબારી થયો હતો!"

"જ્યારે હું શાળામાં દાખલ થયો ત્યારે બે યુરોપિયન શિક્ષકો હતા. એક સાહિત્યના અને બીજા ગણિતના. બન્ને વચ્ચે કંઇ મતભેદ પડવાથી તેઓએ બે ભાગમાં શાળા વ્હેંચી લીધી, અને પોતાના ભાગની શાળાનું આખું શિક્ષણ પોતાને માથે લીધું. આ બેમાંના એક શિક્ષક સખ્ત શિસ્તવાદી હતા, જ્યારે બીજાને કશાની પરવા ન હતી. હું આ બીજા શિક્ષકના ભાગમાં હતો. અમને તે ગમે તેમ કરવા દેતા, પણ મારો સ્વભાવ આળસુ રહેવાનો ન હતો. મારે કંઇને કંઇ કરવું જોઇએ. નિશાળના પાઠ ભણવાની કોઇ ફરજ પાડતું ન હતું, એટલે મેં એક ધંધો શોધી કાઢયો. મારી યાદદાસ્ત ઘણી તીવ્ર હતી અને જે વાત હું સાંભળતો તે શબ્દેશબ્દ યાદ રહેતી. મારી પાસે વાતોનો ભંડાર હતો. તેથી નિશાળમાં કલાકો સુધી મારા સાથીઓને વાર્તા કહીને હું ખુશ રાખતો. શાળામાં શિસ્ત એટલી બધી ઢીલી હતી કે અમે ચડે કલેજે આખો દિવસ નિશાળની બહાર રમ્યા કરતા. આ રીતે મારા અભ્યાસનું એક વર્ષ મેં ગુમાવ્યું પણ તેથી મને લાભ

ન થયો એમ હું કહી શકતો નથી. વાત કરવાની મારી શકિત, અને રમતગમતની કુશળતાને લીધે હું બાળકોનો નેતા બન્યો, અને આવા દરજ્જાથી આવતી આત્મશ્રદ્ધા અને આત્મવિશ્વાસ મને સાંપડયા ”

“ બાળપણમાં મને ગિલ્લીદંડાનો ઘણો શોખ હતો, અને તેમા હું ઉસ્તાદ હતો. ગિલ્લીદંડાની મોજમાં અમે બપોરના સખત તડકાની પણ દરકાર કરતા નહિ. અને બપોરના અડધા કલાકની જમવાની રજામા અમે નિયમિત ગિલ્લીદંડા રમતા ”

મોટા શહેરના મહોલ્લાઓમાં વારંવાર ગાળાગાળી સાંભળવામાં આવે છે. દાદાભાઈના આત્માને ગાળગલોચથી સખત આઘાત થતો હતો.

“ મારી પોતાની યાદદાસ્તને આધારે નહિ પણ મારી માતાના સ્મરણ પરથી હું એક બીજો બનાવ અત્રે ટાંકુ છુ. જ્યારે જ્યારે કોઈ છોકરો મને ખરાબ ગાળ દેતો ત્યારે હું તેને જવાબ આપતો કે તારી ગાળથી તારુંજ મોં ગંધાશે.”

“ જ્યારે હું પંદર વરસનો થયો ત્યારે મારો આત્મા જાગૃત થયો. એક ચોકકસ રસ્તા પર ચોકકસ જગ્યાએ મેં કદિ પણ હલકી ભાષા ન વાપરવાના સોગન્દ ખાધા હતા. એ બનાવ જાણે ગઈ કાલે જ બન્યો હોય એમ મને યાદ આવે છે. ત્યાર પછી જેમ જેમ મારી કેળવણી આગળ વધતી ગઈ તેમ તેમ “ આ કરવું ” એવા અનેક નિર્ણયો મેં બાંધ્યા હતા, અને હું ધારું છું કે હું તેમને વફાદારીથી વળગી રહ્યો છું.”

જે માણસ પોતાના જીગર પર હાથ મુકીને આત્માને વફાદાર રહેવાની ખાતરી આપી શકે છે તે ખરેખર સુખી હોવો જોઈએ. નીચેની ચોંકાવનારી કથા દાદાભાઈની આસપાસનું સામાન્ય વાતાવરણ કેવું ગંદુ હતું તેનો ખ્યાલ આપે છે:—

"હું નાનો હતો ત્યારે જમવા પહેલાં મને જરા દારૂ પીવાની ટેવ હતી. એક દિવસ ઘરમા દારૂ ન હોવાથી સામેના પીઠામાં મને દારૂ પીવા મોકલવામાં આવ્યો. ત્યાં જવાથી મને જે શરમ અને હીણપત ઉપજી તે હું કદિ ભુલ્યો નથી. એ એક જ બનાવ પૂરતો હતો. તે પછી કદિ પણ પીઠાએ મારું મોં જોયું નથી."

એક બીજા સંસ્મરણમાં એક સિંહવેષધારી શિયાળને દાદાભાઇએ કેવી રીતે ખુલ્લો પાડયો હતો તેનું વર્ણન છેઃ—

"મને યાદ છે કે પરીક્ષા વખતે મારો એક સાથીદાર હિસાબના દાખલાના પરિણામ મોઢે કરીને ઇનામ જીતી ગયો હતો. પણ ઇનામી મેળાવડામાં ચોપડીની બહારના સવાલ પૂછવામાં આવ્યા ત્યારે તે તતપપ થઇ ગયો. મેં આ તક ઝડપી લીધી અને સવાલોના જવાબ આપ્યા. ત્યાંને ત્યાં જ એક અંગ્રેજ ગૃહસ્થે મને ઇનામ આપ્યું અને બાનુ પ્રવાસી મીસીસ પોસ્ટન્સ જે મેળાવડામાં હાજર હતી તેણે "વેસ્ટર્ન ઇન્ડિયા" નામના પોતાના પુસ્તકમાં આ બનાવની ખાસ નોંધ લીધી છે."

આ પુસ્તકમાં મીસીસ પોસ્ટન્સ વિશાળ કપાળ અને નાની ચળકતી આંખોથી ખાસ ધ્યાન ખેંચતા એક નાના પારસી છોકરા તરીકે દાદાભાઈનું વર્ણન કરે છે. તે લખે છે કેઃ—

"વર્ગને એક સવાલ પુછવામાં આવતાં તે બીજાઓથી એક કદમ આગળ આવતો, ભવાં ચઢાવી તે જરા વિચારમાં પડતો, અને માસ્તર તરફ આંગળી કરી ઉતાવળથી સવાલોનો જવાબ આપતો. આ નાના ચેકુસમાં બીજાઓ પર સરસાઇ મેળવવાની તમન્ના જણાતી હતી, અને તેની બુદ્ધિ પરથી તે ભવિષ્યમાં નામ કાઢશે એવી આશા ઉપજતી હતી.

આ નાનો ચેકુસ પોતાના નાજુક ખભા પર એક પરણેલા માણસની જવાબદારીનો બોજો ઉપાડતો હતો એ વાતની જો એ બાઇને ખબર હોત તો એ નાના ચેકુસ માટેનું તેનું માન ઘટત કે વધત તે આશ્ચર્યનો સવાલ છે. તે વખતે પારસીઓમાં બાળ-

લગ્નનો રિવાજ હતો. એક છોકરી જેટલી નાની ઉંમરે પરણી જતી તેટલા પ્રમાણમાં તેનું માન પણ વધી જતું. ઘણા નજીવા બનાવોમાં છોકરો અથવા છોકરી જન્મવાની સાથે પણ લગ્ન ગોઠવાતાં, અને દાદાભાઈ માટે તેમની માતાએ બાળપણામાં જ વૈરી શોધી કાઢી ન હોત તો દાદાભાઈની કંઈ કિમ્મત ગણાત નહિ. આ કારણ સર અગિયાર વરસના દાદાભાઈને સોરાબજી શ્રોફની સાત વરસની બેટી ગુલબાઈ સાથે પરણાવવામાં આવ્યા હતા.



# પ્રકરણ ૨ જું

## "હિન્દની આશા."

મદદનીશ પ્રોફેસર બાળગંગાધર શાસ્ત્રીએ કૉલેજના નવા વર્ગ માટે લગભગ અડધો ડઝન છોકરા પસંદ કરવા માટે દાદાભાઇની શાળાની મુલાકાત લીધી ત્યારે નાના દાદીની સરજતની કિસ્તી ઘડીભર ડોલી રહી હતી. જો કે વર્ગમાં તે સૌથી ચંચલ છોકરો હતો, પણ તેનું નામ લગભગ છેલ્લું મૂકવામાં આવ્યું હતું. વર્ગના મહેતાજીએ પંતુજીઓની સામાન્ય નબળાઇને વશ થઇને શ્રીમંતોના છોકરાઓ તરફ પક્ષપાત બતાવ્યો હતો. દાદી ગરીબ હતો, પણ તે આ અન્યાય સહન કરી શક્યો નહિ. તેનો સ્વભાવ જ એવો હતો કે તે પોતાનો ગુસ્સો છુપાવી શક્યો નહિ. આવા ઘણા અન્યાયો સામે તેણે બંડ ઉઠાવ્યું હતું, અને તેથી તેને ખમવું પડ્યું હતું; પણ બાળગંગાધરે હીરાની પરીક્ષા કરી દાદીને ઊંચા વર્ગ માટે પસંદ કર્યો હતો. ત્યારપછી સખ્ત મહેનત કરીને તેણે પોતાની વિદ્વત્તા ઝળકાવી, અને અંતે તે ગણિતશાસ્ત્રના આચાર્ય નીમાયા.

ઓગણીસમી સદીમાં મુંબઈ ઇલાકાની પ્રજાનાં જીવન અને વિચારમાં પરિવર્તન કરનારી કેળવણીની સંસ્થાઓમાં સીસોટીની શાળાને નામે જાણીતું થયેલું એલ્ફીન્સ્ટન ઇનસ્ટીટયુશન મોખરે આવે છે, અને હિન્દી પ્રજામાં ચળવળ ચલાવીને તેઓમાં પ્રજાકીય જીવનના આદર્શો ફેલાવનારા સીસોટી-છોકરાઓમાં દાદાભાઇ અગ્રસ્થાન ભોગવે છે. આ સંસ્થાની આગલી પાછલી પરથી દાદાભાઇએ કેવા સંજોગોમાં કેળવણી લીધી હતી તેનો ખ્યાલ આવે છે.

ઓગણીસમી સદીના આરંભમાં હિન્દમાં ઘોર અજ્ઞાન વ્યાપી રહ્યું હતું. કોઇક ખુણાખાંચરામાં જ્ઞાનનો દીવો ઝાંખો ઝાંખો બળતો હતો. દેશના રાજકર્તાઓ જીતેલા મુલકોને સંગઠિત કરવામાં એટલા બધા ગુંથાઈ ગયા હતા કે પ્રજાની બૌદ્ધિક જરૂરિયાતો અથવા કરોડો માણસોને અભણ રાખવામાં રહેલાં જોખમોનો વિચાર કરવાની તેઓને ફુરસદ ન હતી. અજાયબીની વાત છે કે બ્રિટનની

કેળવણીની રાજનીતિ પણ બહુ આગળ વધી ન હતી. ૧૮૩૪ સુધી ઇંગ્લેન્ડમાં "ગ્રાન્ટ-ઇન-એડ"ની પદ્ધતિ ન હતી. ૧૮૭૦ સુધી કેળવણીને લગતો કોઇ મહત્ત્વનો કાયદો ઘડાયો ન હતો. ફ્રાન્સ અને જર્મની વચ્ચેની લડાઈમાં કેળવાયેલા સૈનિકોની બહાદુરીથી જર્મનીને મળેલી જીતને લીધે કેળવણીની કિંમત જગતને માલુમ પડી આવી હતી. જો તેમ ન થયું હોત તો બનવા જોગ છે કે હજી પણ ઇંગ્લેન્ડ પછાત રહ્યું હોત.

રૂઢીચુસ્તતાને લીધે શરૂઆતમાં સત્તાવાળાઓ કેળવણી તરફ બેદરકાર રહ્યા હતા. તે સિવાય આવી નિષ્ક્રિય રાજનિતિને ઉત્તેજન આપવાનું ઇસ્ટ ઇન્ડિયા કંપની માટે એક બીજું કારણ હતું. આ કારણ સ્વાર્થ અને કર્તવ્ય-પ્રજા અને તેના પરદેશી રાજકર્તાઓના લાભો વચ્ચેનું ઘર્ષણ હતું, કે જે વિષે દાદાભાઇ સેંકડો ભાષણો દ્વારા બ્રિટિશ મુત્સદ્દીઓને અપીલ કરવાને સર્જાયેલા હતા. જો દેશમાં જ્ઞાન અને સ્વતંત્રતાની મસાલ સળગવા પામે તો પ્રજા વધુ જ્ઞાન અને વધું સ્વતંત્રતાની માંગણી કરીને આખરે પરદેશની સત્તાની ઝૂસરી ફેંકી દઈ સ્વ-રાજ્ય માટેની માંગણી કરે; આ કારણસર ઇસ્ટ ઇન્ડિયા કંપનીના ડીરેકટરો, ખ્રિસ્તી મીશનરીઓની કેળવણી વિષયક ચળવળો પસંદ કરતા ન હતા. તેઓએ પોતાના સુબા મારક્વીસ ઓફ હેસ્ટીંગસને ચેતવણી આપી હતી કે આવી ચળવળથી લોકોમાં રાજદ્વારી અભિલાષા ઉત્પન્ન થશે, અને કંપનીનો અમલ ભયમાં આવી પડશે. લોર્ડ હેસ્ટીંગે આ ચેતવણીના જવાબમાં હિમ્મતથી જણાવ્યું હતું કે અધમ રાજદ્વારી ખ્યાલને ખાતર અજ્ઞાનતાને અમર કરવી એ પ્રજાકીય નીતિનો ઘાત કરવા સમાન છે.

કેળવણીનો ફેલાવો કરવા માટે રાજ્ય તરફથી બહુ નજીવા પગલાં ભરવામાં આવ્યાં હતાં. પરિણામે દાદાભાઇના જમાનામાં મુંબઇમાં એક પણ સરકારી શાળા ન હતી. પરમાર્થી મીશનરીઓ અને બોમ્બે એજ્યુકેશન સોસાયટી પશ્ચિમના ધોરણ પર થોડી

શાળાઓ ચલાવતી હતી, અને ઘરના ઓટલા પર ચાલતી મહેતાજીની ગામઠી શાળાઓ તેના કામમાં પૂર્તિ કરતી હતી. તે વખતે ખુરશી ટેબલોનું નામનિશાન ન હતું. સ્લેટ અને પેનસીલની નવાઇ હતી. વિદ્યાર્થીઓ એક લાકડાની પાટી લઇને નિશાળે જતા, અને તે પર બરૂની કલમથી ચાક જેવા પ્રવાહીમાંથી બારાખડી અને આંક લખતા અભ્યાસક્રમમાં ભણવા સાથે શાળાનું મકાન વાળવાનું અને મહેતાજીનું ઘરનું કામ કરવાનું પણ સમાઇ જતું હતું. આ રીતે પ્રાથમિક કેળવણીમાં શારીરિક મજૂરીને નોંધવા જોગ સ્થાન મળ્યું હતું !

મુંબઇની શાળાઓમાં રમતગમતનું મૂળ ગિલ્લીદંડાની રમત જ હતું. દાદાભાઇ ઇંગ્લેન્ડમાં આ રમતને હિન્દી ક્રિકેટ તરીકે ઓળખાવતા. ગઇ સદીના છેલ્લાં વરસો સુધી શાળાઓમાં જે શિસ્ત નજરે પડતી હતી તે કદાચ મહેતાજીની સોટીને પણ આભારી હોય. અને જે શિક્ષા કરવામાં આવતી તેમાં શાળાના વ્યાયામની શરૂઆત પણ ગણી શકાય. લગભગ બધા વિદ્યાર્થીઓને નજીવા વાંક માટે સવારથી સાંજ સુધી ઊભા રહેવાની અથવા પીઠ પર ભારે પત્થર મૂકીને અંગૂઠા પકડવાની સજા થતી. ઘણા તોફાની છોકરાઓને દોરડે બાંધીને ઘરની છત પર લટકાવવામાં આવતા, અને નીચે ઘાસ સળગાવવામાં આવતું. આવા સંજોગોમાં વિદ્યાર્થીઓને આગથી દાઝતા બચવા માટે ભગીરથ પ્રયત્નો કરવા પડતા હતા.

જ્યારે દાદાભાઈ હજુ બાળક હતા ત્યારે મુંબઇમાં એક મહાન કેળવણીની ચળવળ શરૂ થઈ હતી. તે વખતના મુંબઇના ગવર્નર માઉન્ટ સ્ટુઅર્ટ એલ્ફીન્સ્ટન શિક્ષણના મોટા હિમાયતી હતા. જો કે હજી સત્તાવાર રાજનીતિ પાશ્ચાત્ય કેળવણીની વિરુદ્ધ હતી, અને હિન્દીઓને અંગ્રેજી મારફતે યુરોપનાં વિજ્ઞાનશાસ્ત્રો શિખવવા માટે મેકોલેએ હજી પોતાનો સબળ અવાજ ઉઠાવ્યો ન હતો, તો પણ આ નામાંકિત હાકેમ લોકોમાં ઊંચી કેળવણીનો પ્રચાર કરવાની થોડાક હિન્દીઓની અભિલાષા તરફ દિલસોજી ધરાવતા હતા. તેમના આશ્રય નીચે સ્થપાયેલી નેટીવ એજ્યુકેશન સોસાયટીને તેમણે હંમેશાં ટેકો

આવ્યો હતો. ૧૮૨૭ માં તેઓ ફારેગ થયા ત્યારે આ દેશના જુવાનોને યુરોપની ભાષા, સાહિત્ય, વિજ્ઞાન અને નૈતિક ફિલસુફી શીખવવા માટેની પ્રોફેસરશીપ સ્થાપીને હિન્દના લોકો અને દેશી રાજાઓએ તેમનું નામ અમર કર્યું હતું.

પાછળથી નિશાળના વર્ગો સાથે કૉલેજના વર્ગો જોડી દેવામાં આવ્યા હતા, અને એલ્ફીન્સ્ટન ઇન્સ્ટીટયુશનને નામે આ સંયુક્ત શાળા અને કૉલેજ એક બોર્ડના અંકુશ નીચે મૂકવામાં આવી હતી. આ તે જ કૉલેજ હતી, કે જ્યાં દાદાભાઇને પ્રોફેસરો બેલ હાર્કનેસ, એન્ડરસન, ઓર્લેબર, અને રીડે કેળવણી આપી હતી, આ સંસ્થાના જીવનની કંઇ નોંધ મળતી નથી. દાદાભાઇ અથવા તેમના કોઇ સાથીએ ત્યાં કયા વિષયો શીખવવામાં આવતા હતા, કઇ પદ્ધતિઓ ચાલુ હતી, રાજકારણની ચર્ચા કરવાની મનાઇ હતી કે નહિ, પ્રોફેસરો છોકરાઓ સાથે છૂટથી ભળી જતા કે નહિ, તેઓમાં ધખારા કેવા હતા, કૉલેજમાં જોડાનારા વિદ્યાર્થીઓના કુમળા મગજ પર તેઓએ કેવી છાપ પાડી હતી અને વિદ્યાર્થીઓના હૃદયમાં તેઓના વ્યક્તિત્વની કેવી છાપ પડી હતી, તે વિષે કંઈ ઉલ્લેખ કર્યો નથી. પણ ઇન્સ્ટીટયુશનના અહેવાલ પરથી જણાય છે કે પ્રો. બેલ ગણિત અને પદાર્થ વિજ્ઞાન, પ્રો હેન્ડરસન ઇતિહાસ, અને પ્રો. હાર્કનેસ અંગ્રેજી સાહિત્ય અને ફિલસૂફી શીખવતા હતા. પુરાણા મુંબઇ વિષેનાં પોતાનાં સંસ્મરણોમાં સર દિનશા વાચ્છા કહે છે કે તેમના સાંભળવા મુજબ તે વખતના પ્રોફેસરો પોતપોતાના વિષયોમાં પારંગત હતા પ્રો. હાર્કનેસ એબરડીનનો વતની હતો, અને પગથી માથા સુધી સ્કોચ હતો. તે કડક શિસ્તપાલનમાં માનતો, સ્વભાવે ગરમ હોવાથી જરાજરા વારમાં છેડાઇ પડતો, પણ ઉમ્મર વધતાં અને ખાસ કરીને ઇ. સ. ૧૮૬૨ માં નિવૃત્ત થયો ત્યારે તેનો સ્વભાવ શાંત થઇ ગયો હતો. તે નિવૃત્ત થયો ત્યારે એલ્ફીન્સ્ટોનિયનોએ તેની યાદ જાળવવા તેનું એક આરસનું પૂતળું બનાવવાનો ઠરાવ કર્યો હતો. એ પૂતળું હાલમાં મુંબઈમાં ફરામજી કાવસજી ઇન્સ્ટીટ્યુટમાં મોજુદ છે.

અહીં દાદાભાઇ સાહિત્યરસિક વિદ્વાનોના સમાગમમાં આવ્યા. વળી અહીં જગતના વીર પુરુષોનાં જીવન-ચરિતોનો અભ્યાસ કરવાથી તેમના ઉમદા ગુણો ઝળકી ઊઠયા. અહીં તેમને સમાજ તરફની ફરજનું ભાન થયું. તેમણે ઘણા પુસ્તકોનો અભ્યાસ કર્યો. મહાન ફારસી શાયર ફિરદોશીનું 'શાહ-નામુ' તેમનું પ્રિય પુસ્તક હતું. "જરથોસ્તીઓની ફરજ" નામનો એક ગુજરાતી નિબંધ એમને ખુબ જ ગમ્યો હતો. એ નિબંધનો સાર "મનશ્ની, ગવશ્ની અને કુનશ્ની"નો અમલ કરવાનો હતો.

> પણ (દાદાભાઇ કહે છે) મને અંગ્રેજી સાહિત્યમાં ખૂબ રસ પડતો હતો. વોટનું "ઇમ્પ્રુવમેન્ટ ઓફ ધ માઇન્ડ" વાંચવાથી મારી શૈલી અને વિચારશ્રેણી ઘડાઇ હતી-જ્યાં એક બોલ પૂરતો હોય ત્યાં બે બોલ કદિ વાપરવા નહિ. તેમ જ વિચાર અને શૈલીને સ્પષ્ટ રાખવાં:- આથી મેં શબ્દના સુંદર ચોકઠાંઓને રામ રામ કર્યા."

આ કારણને લીધે તે એવા સફળ વકતા અને લેખક બન્યા કે જેમનું વકતવ્ય અભણ માણસ પણ સમજી શકે.

> દાદાભાઇ કહે છે......"જેમ કેળવણી આગળ વધી તેમ ધીમે ધીમે વિચારો જુદી જુદી દિશામાં ખીલવા લાગ્યા. મને ભાન થયું કે હું ગરીબીમાં જ ભણ્યો હતો. મારી ગરીબી એટલી બધી હતી કે શ્રીમંત કામા કુટુમ્બના એક નબીરા તરફથી મને ભણવાનાં પુસ્તકો મળતાં હતાં, અને એ રીતે આ કામા કુટુમ્બ સાથે પાછળથી મારા જાહેર તેમજ ખાનગી જીવનનો ગાઢ સંબંધ જોડાવાનું નિર્માણ થયું હતું. મારા મનમાં એવો વિચાર હમેશાં રમ્યા કરતો કે મને લોકોની સહાયથી કેળવણી, અને કેળવણીને અંગે મળતા બધા લાભો મળ્યા છે, અને તેથી મારે તેનો ઉત્તમ બદલો વાળી આપવો જોઇએ. મારે મારું જીવન લોકોની સેવામાં અર્પણ કરવું જોઇએ."

૧૮૪૦માં દાદાભાઇને કલર સ્કોલરશિપ મળી. બે વર્ષ પછી તેમને નવા સ્થપાયેલા નૉર્મલ સ્કોલર્સના વર્ગમાં દાખલ કરવામાં આવ્યા. આ વર્ગમાં દાખલ થવાનું માન એક બીજા પારસી વિદ્યાર્થી

કાવસજી એદલજી મસાણીને પણ મળ્યું હતું. દાદાભાઈ અને મસાણી મિત્રો હતા. બન્ને ગણિતશાસ્ત્રમાં નિષ્ણાત હતા, પણ ફિલસૂફી અને રાજદ્વારી અર્થશાસ્ત્રમાં દાદાભાઈ બિનહરીફ હતા. તેમના સાથીઓમાં બમનજી પેસ્તનજી માસ્તર નામના એક બીજા વિદ્યાર્થી હતા, જેણે દાદાભાઈ અને કાવસજી મસાણી સાથે કેટલોક વખત એલ્ફીન્સ્ટન સ્કૂલમાં શિક્ષક તરીકે કામ કર્યું હતું, અને પાછળથી મુંબઇની મ્યુનિસિપલ કોર્પોરેશનમા એક રમુજી સભ્ય તરીકે નામ કાઢ્યું હતું. તેમના બીજા એક સાથી કાવસજી એદલજી ખંભાતા દાદાભાઈએ સ્થાપેલા પ્રગતિવાદી અખબાર "રાસ્ત ગોફતાર"ના અંગ્રેજી લેખો લખીને મશહૂર થયા હતા

કૉલેજના એ સુખી દિવસોમાં દાદાભાઈ એલ્ફીન્સ્ટન ઈન્સ્ટીટ્યુશનના એક તેજસ્વી સિતારા ગણાતા હતા, અને તેમને માટે તેમના પ્રોફેસરો અને વિદ્યાર્થીઓ મગરૂર હતા. તેમનો દેખાવ ખૂબસૂરત હતો. તેમની આંખો તેજસ્વી હતી. તે ઘણા ચબરાક હતા. તેમનું ચારિત્ર્ય સરળ અને માનપાત્ર હતું વિદ્યાર્થીજીવનમાં તેમની કુશાગ્ર બુદ્ધિના અનેક પુરાવા મળી ચૂકયા હતા. તેમના શિક્ષકો ભવિષ્યના આ દેશભક્તની પ્રતિભા ઓળખી ગયા હતા. પ્રો. ઓર્લબારે તેમને "હિન્દની આશા"નું ઉપનામ આપ્યુ હતું આ આગાહી પાછળથી ખરી પડી હતી દાદાભાઈ બધીજ બાબતમાં પહેલા રહેવાને જ જાણે સર્જાયા હતા. તે પહેલા હિન્દી પ્રોફેસર હતા. હિન્દના લોકોની સામાજિક, બૌદ્ધિક, અને રાજદ્વારી ઉન્નતિ માટે કેટલાંક મંડળો સ્થાપવામાં પહેલા હતા. પહેલા હિન્દી એમ. પી. હતા. પોતાના દેશ માટે નાણાવિષયક ન્યાય મેળવવા માટે, તેમની માંગણી અનુસાર નિમાયેલા રૉયલ કમીશનમાં બિરાજનાર એ પહેલા હિન્દી હતા, અને પોતાના દેશબંધુઓ માટે સ્વરાજનો દાવો કરનારા પહેલા હિન્દી નેતા હતા.

જ્યારે માઉન્ટ સ્ટુઅર્ટ એલ્ફીન્સ્ટન હિન્દીઓને કેળવીને દેશના રાજવહીવટમા જોડાવાની રાજનીતિના અનિવાર્ય અને

ગૌરવભર્યાં પરિણામ તરીકે સ્વરાજ ભોગવતા હિન્દનું સ્વપ્નું જોતા હતા જ્યારે તેમને ભાગ્યે જ એવો ખ્યાલ હશે કે જે દિવસને તે ન આપી શકાય એટલા દુરના અંતર પર મૂકતા હતા, તે દિવસ, અથવા લોકોને રાજસત્તા સોંપવાનો દિવસ, નજીક લાવનાર એક છોકરો અત્યાર પહેલાં જ જન્મી ચુકયો હતો.

પોતાના વિદ્યાર્થી જીવનમાં દાદાભાઈએ માતૃભૂમિને ઊંઘતી જોઈ હતી. તેને પોતાને થયેલા અન્યાયોનું ભાન ન હતું, પોતાના હક્કોની માહિતી ન હતી. ધીમેધીમે અને મક્કમપણે માતૃભૂમિને જાગૃત કરી જગતના સંસ્કારી દેશોમાં તેના ખરા દરજ્જાનું તેને ભાન કરાવવાનું કર્તવ્ય દાદાભાઈના જીવનકર્તવ્યમાં લખાયેલું હતું, અને જીવનના સંધ્યાકાળે તે માતૃભૂમિને સ્વરાજને પંથે જોવાને ભાગ્યશાળી થયા હતા.



# પ્રકરણ ૩ જું

## પ્રોફેસર દાદાભાઇ

જે છોકરાનું ઝળહળતું વિદ્યાર્થી જીવન જોઈ તેના પ્રોફેસરો જ માત્ર નહિ, પણ એ વખતના વડા ન્યાયાધીશ પણ આશ્ચર્ય ચકિત થાય તે ખરે જ ભાગ્યશાળી ગણાવો જોઇએ. દાદાભાઇને આવું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું હતું. એક નિપુણ વિદ્યાર્થી તરીકે મુંબઇની વરિષ્ઠ અદાલતના વડા ન્યાયાધીશ કે જેઓ કેળવણી ખાતાના બોર્ડના પ્રમુખ હતા, તેમના ધ્યાન પર દાદાભાઇનું નામ આવ્યું હતું. તેમણે દાદાભાઇને બેરીસ્ટર બનાવવા માટે ઈંગ્લેન્ડ મોકલવાની સૂચના કરી, પણ તે માટે પુષ્કળ પૈસાની જરૂર હતી અને દાદાભાઇ પાસે કે એમનાં રંક માતુશ્રી પાસે પૂરા સો રૂપિયા પણ નહોતા. તેમના માયાળુ કાકા રૂસ્તમજી દેસાઇ આ મા દિકરાના ગુજરાનનો ખર્ચ આપતા હતા. તેમની પાસે અથવા બીજા કોઇ પણ સગા પાસે દાદાભાઇને વિલાયત મોકલવા માટે જોઇતા પૈસા આપવાની કે ધીરવાની શકિત નહોતી. આ વાત સાંભળીને ઉદાર સર અર્સ્કીને, જો પારસી કોમના શ્રીમંતો અર્ધો ખર્ચ આપે તો, પોતે પોતાની તરફથી અર્ધો ખર્ચ આપવાની તૈયારી દેખાડી.

તીવ્ર બુદ્ધિ, વાદવિવાદ કરવાની હોશિયારી, શબ્દલાલિત્યભરી વાચાળતા, ધીરજ અને ખંત વગેરે ગુણો દાદાભાઇમાં ભરેલા હોવાથી, જો સરજનહારે વધારે કૃપા દેખાડી હોત તો દાદાભાઇ ધારાસંડળ અને ન્યાયાસનના શણગાર બની શકયા હોત. દાદાભાઇ પોતે પણ ધારાશાસ્ત્રી બનવાને ઘણા આતુર હતા, પણ તેમની આશા સફળ થઇ નહીં. શરૂઆતમાં વડા ન્યાયાધીશની સૂચનાને પારસી કોમના કેટલાક આગેવાનો—અને તેમાં પણ ખાસ કરીને



દાદાભાઈ નવરોજી ૨૦ વર્ષની ભરજુવાનીમાં

સામાજિક સુધારણા અને શિક્ષણ-પ્રચારના પ્રખર હિમાયતી કામા કુટુમ્બના નબીરાઓએ—વધાવી લીધી; પણ આ યોજના અમલમાં આવી નહીં. કેમ કે વડા ન્યાયાધીશની આ ઉદાર માગણીમાં જૂના વિચારના પારસી સમાજને મોટી આફતની ગંધ આવી હતી.

હાલમાં પૂર્વના દેશોમાં જેઓ બાઇબલ વિષે ઉપદેશ કરે છે તેઓ પરધર્મીઓને વટલાવવાના હેતુને પ્રાધાન્ય આપતા નથી. પણ તેઓના પૂર્વજો પરધર્મીઓને ખ્રિસ્તી ધર્મમાં લાવવાના હેતુને પોતાનું મુખ્ય કર્તવ્ય સમજતા હતા. હિન્દુ ધર્મના કિલ્લાની દિવાલમાં ગાબડું પાડતાં તેઓને મુશ્કેલી નડી ન હતી. પણ પોતાના ધર્મના—મઝહબના રક્ષણ ખાતર પોતાના વતનનો ત્યાગ કરી હિન્દમાં આશ્રય લેનારા જરથોસ્તીઓને એક પણ જરથોસ્તી પરધર્મ સ્વીકારે તેના જેવી ભયંકર આફત બીજી કોઇ ન હતી. આ કારણસર પારસી યુવાનોને મીશનરીઓની શાળામાં ફસાતા અટકાવવાની તેઓ ખાસ તકેદારી રાખતા હતા. કોઈ પણ ખ્રિસ્તી પાદરી પારસી કોમમાં પગપેસારો કરવાની આશા પણ રાખતો ન હતો. છતાં કેટલાક ધર્મઝનુની પાદરીઓ જેઓમાં ડૉ. જ્હોન વિલસન આગેવાન હતા, તેઓએ કેટલાક પારસી વિદ્યાર્થીઓ પર નજર દોડાવી. ક્રોસના આ ભકતોની રીત તદ્દન સાદી હતી. જે વિદ્યાર્થી એક કલાક ખ્રિસ્તી ધર્મનો ઉપદેશ સાંભળવાનું કબૂલ રાખે તેને ચાર કલાક ભૂગોળ, ઇતિહાસ, અંગ્રેજી અને ગણિત શાસ્ત્રનું મફત શિક્ષણ આપવાનું પ્રલોભન તેઓએ આગળ ધર્યું. આખરે ૧૮૩૯ ની સાલમાં તેઓ ધનજીભાઇ નવરોજી અને હોરમસજી પેસ્તનજી નામના બે પારસી છોકરાઓને ખ્રિસ્તી બનાવવામાં સફળ થયા. આ બે છોકરાઓ ખ્રિસ્તી થતાં જ આખી પારસી કોમ ખળભળી ઊઠી. આમાંય પારસી કોમને પોતાનું અને પોતાના ધર્મનું ભયંકર અપમાન લાગ્યું. આખી કોમ ખ્રિસ્તીઓ સામે લાલપીળી થઇ ગઇ. ખ્રિસ્તી પાદરીઓને "સાધુના વેશમાં શયતાન"ની ઉપમા આપવાનું શરૂ થયું, અને

ખ્રિસ્તી ધર્મ પ્રત્યે ધિક્કારની લાગણી પ્રદર્શિત કરતા નિબંધો અને પત્રિકાઓ પ્રગટ કરવાનું શરૂ થયું.

આ પ્રસંગે પારસી કોમની લાગણી એટલી બધી ઉશ્કેરાઇ ગઇ હતી કે જાહેર સુલેહશાંતિનો ભંગ થવાનો ભય પણ ઉભો થયો હતો. વળી એ વખતે એ પણ આક્ષેપ કરવામાં આવ્યો હતો કે પારસી નેતાઓ પોતાના ધર્મબંધુઓને હુમદીનોને મારફાડ કરવા માટે ઉશ્કેરતા હતા તથા પેલા બે વટલેલા છોકરાઓનો બળાત્કારથી કબજો લઇ "તેમને નવસારી લઇ જઇ ત્યાં તેઓનું કાટલું કાઢી નાખવાનું" કાવતરું રચતા હતા. આ ઉપરથી પારસી નેતાઓએ સરકાર પર એક અરજ મોકલી કોઇ પણ જાતની ફાટફૂટ કે હોહા થતી અટકાવવાની પોતાની આતુરતા પ્રદર્શિત કરી. તેઓએ ન્યાયની અદાલતને અરજ કરી હતી, અને કાયદાને માન આપનાર કોમ તરીકે અદાલતના નિર્ણયને માન આપવાને તેઓએ ખુશી દેખાડી હતી. પણ છોકરાઓ ઉમ્મર લાયક હોવાથી અદાલત તેઓને રાહત આપી શકી નહિ. પરિણામે વર્ષો સુધી આ કડવી ચર્ચાનો આતશ પ્રજવળતો જ રહ્યો અને કોઇ પણ ચળવળમાં ખ્રિસ્તી ધર્મની સહેજ પણ ગંધ આવતી તો ધર્મિ જરથોસ્તીઓ તરત જ ભડકી જતા. વખતના વહેવા સાથે મીશનરીઓ પ્રત્યેની પારસીઓની સૂગ ઓછી થઇ એટલું જ નહિ પણ મીશનોના કાર્ય તરફ સહાનુભૂતિ બતાવી, પારસીઓ મીશનોના ફંડમાં ઉદારતાથી નાણાંની મદદ કરવા લાગ્યા. પેલા બે પારસી જુવાનો ખ્રિસ્તી ધર્મની દીક્ષા લઇ પાદરીઓ બન્યા ત્યારે પારસીઓએ તેમને માન પણ આપ્યું. રેવરંડ ધનજીભાઇનું ૧૯૦૫ માં ઇગ્લેન્ડમાં અવસાન થયું. જ્યારે "ડી. નવરોજી" ના મરણના ખબર તારથી આવ્યા ત્યારે હિન્દના લોકોએ તો એમ જ ધાર્યું હતું કે "હિન્દના દાદા" આ દુનિયામાંથી વિદાય થઇ ગયા હતા.

જ્યારે સર અર્સ્કીન પેરીએ દાદાભાઇને ઇગ્લેન્ડ મોકલવાની

સૂચના કરી ત્યારે પેલા બે પારસી જુવાનોના ખ્રિસ્તી ધર્મના સ્વીકારના પગલાને છ વર્ષ થઇ ગયા હતાં. પણ એ બનાવથી સળગેલી આગ હજી બૂઝાઇ ન હતી, જૂના વિચારના પારસીઓ અંગ્રેજો સાથે કોઇ જાતનો સંબંધ રાખવા માગતા ન હતા, એટલે પારસી ગૃહસ્થો 'ટોપીવાળા'ની આ ભલી યોજના મંજૂર રાખવા કોમને સમજાવી શક્યા નહિ. ન્યાયાધીશના હોદ્દા પરથી નિવૃત્ત થયા પછી સર અર્સ્કીન 'ઇન્ડિયા કાઉન્સીલ'ના સભ્ય નિમાયા ત્યારે દાદાભાઇ ઇંગ્લેન્ડમાં હતા; અને કાયદા કરતાં હજારગણા ચઢિયાતા અભ્યાસ–બ્રિટિશ પ્રજા પાસે હિન્દના સ્વાતંત્ર્યનો દાવો રજૂ કરવા માટેની લાયકાત–મેળવવામાં રોકાઇ ગયા હતા. એક વાર એ ભલા માજી ન્યાયાધીશે તેમને 'ઇન્ડિયા ઑફિસ'માં બોલાવી કહ્યું હતું: "સારું થયું કે મારી સૂચના નામંજૂર થઇ, કારણ કે મારી ખાતરી છે કે એક વકીલ કરતાં જાહેર જીવનમાં પડવાથી તમારી જિંદગી ઘણી ઉપયોગી થઇ પડી છે."

પણ થોડોક વખત તો બધાને એમ જ લાગ્યું કે દાદાભાઇએ એક સોનેરી તક ગુમાવી. તેમનો અભ્યાસ પૂરો થતાં તેમને એલ્ફીન્સ્ટન ઇન્સ્ટીટ્યૂટના "વડા દેશી મદદનીશ માસ્તર" નીમવામાં આવ્યા. તે દરમ્યાન દાદાભાઇ સરકારી નોકરીમાં દાખલ થવાની અણી ઉપર આવી પહોંચ્યા હતા. કેળવણીખાતાના બોર્ડના સેક્રેટરીએ મુંબઇની સેક્રેટેરીએટમાં તેમને માટે એક હોદ્દો મેળવ્યો હતો, અને દાદાભાઇ તે સ્વીકારવાની અણી પર હતા. પણ સદ્ભાગ્યે કેટલાક પ્રોફેસરોની ડાહી સલાહ માનીને દાદાભાઇ મદદનીશ અમલદારોના સાંકડા વર્તુલમાં જીવનભર કેદ થતા બચી ગયા.

મદદનીશ માસ્તરની નોકરી ગણિતશાસ્ત્રના મદદનીશ પ્રોફેસરના પદ પર જવાના પગથિયા સમાન હતી. કેળવણી બોર્ડના ૧૮૫૦–૫૧ ના અહેવાલમાં દાદાભાઇ વિષે "આ સંસ્થામાં કેળવાયેલા એક અત્યંત અનુભવી અને બાહોશ માણસ" તરીકે ઉલ્લેખ કરી ભૂતકાળની પેઠે તેઓ કેળવણીના ક્ષેત્રમાં આગળ ધપશે એવી આશા

દર્શાવવામાં આવી હતી. કેળવણી બોર્ડના સેક્રેટરી ડૉ. સોવેલે લખ્યું હતું: "આવા જ ઉત્સાહ, મક્કમતા, અને એક જ ધ્યેયથી આગળ વધશો, તો વખત જતાં તમે તમારા દેશ માટે મહાન આશીર્વાદરૂપ થઇ પડશો."

બે વર્ષ પછી દાદાભાઇને ગણિતશાસ્ત્ર (મૅથમેટીક્સ) અને સૃષ્ટિવિજ્ઞાનના પ્રોફેસર નીમવામાં આવ્યા. આ દેશની કોઇ પણ કૉલેજમાં પ્રોફેસરનો હોદ્દો મેળવનાર પહેલા હિન્દી દાદાભાઈ હતા. એટલે આ જમાનામાં કોઇ હિન્દી પ્રધાન થાય તેના કરતાં તે જમાનામાં દાદાભાઈ પ્રોફેસર થવાથી લોકોનું ધ્યાન તે તરફ વધારે ખેંચાયું. આ પદવી દાદાભાઇને મળવાથી હિન્દીઓને સારું માન મળ્યું અને તેઓ આનંદ પામ્યા. ૧૮૫૪-૫૫ ના પોતાના અહેવાલમાં કેળવણીના બોર્ડે આ સંબંધમાં ખાસ નિર્દેશ કરતાં ઉલ્લેખ કર્યો છે, "અમારી ખાતરી છે કે ગણિતશાસ્ત્રના લાંબા અને ખંતીલા અભ્યાસથી અને ઇન્સ્ટીટ્યુશનમાં પોતાની ફરજો કુશળતાથી બજાવવાથી તેમને જે કીર્તિ મળી છે તે તેમને હજી પણ વધુ મહાન ને પ્રતિષ્ઠાસંપન્ન થવા પ્રેરશે". દાદાભાઇની નિમણુકને પ્રજાએ ઉત્સાહથી વધાવી લીધી હતી. તે જ પ્રમાણે સરકારે પણ એ ઉત્સાહમાં ભાગ લીધો હતો લગભગ ત્રીસ વર્ષ પહેલાં પ્રોફેસરશીપની સ્થાપના કરનારાઓએ જે આશા દર્શાવી હતી તે આશા દાદાભાઇને માનવંત હોદ્દો આપી પાર પાડવા માટે સરકારે કેળવણીના બોર્ડને મુબારકબાદી આપી હતી. જીવનના અંત સુધી આ માન માટે દાદાભાઇ મગરૂર રહ્યા હતા.

"મારા જીવનમાં મને ઘણુંય માન મળ્યાં છે," એક વાર દાદાભાઇએ કહ્યું હતું, "પણ પ્રોફેસર થવાથી મને જે ગૌરવની લાગણી ઊપજી હતી તેવી બીજા કોઇ માનથી ઊપજી નથી." એક પ્રસંગે આમની સભાના સભ્ય તરીકે તેઓ કીર્તિના શિખર પર બિરાજતા હતા ત્યારે તેમણે લખ્યું હતું: "મારે મન એ કિંમતીમાં કિંમતી ઇલ્કાબ અને માન છે. તે મારો આનંદ છે, અને મારા

ઘણા સાથીઓ, અને વિદ્યાર્થીઓ મને આજ સુધી પ્રોફેસર દાદાભાઈ કહીને જ બોલાવે છે.”

પ્રોફેસર તરીકે યુવાનોના માનસનું અને નવયુગનું ઘડતર કરવું, પોતાના વિદ્યાર્થીઓમાં જ નહિ પણ હિન્દના પાંત્રીશ કરોડ લોકોના ગુરુ બનવું, અને તે સાથે આ પાંત્રીશ કરોડની વસ્તી ઉપર હકુમત ભોગવનારાઓના ઉપદેશક બનવું, એ દાદાભાઈ માટે વિધાતાએ નિર્માણ કરેલી કાર્યમાલા હતી. આ જ કારણસર તે જગતના રાષ્ટ્રવિધાયકોમાં સ્થાન લેનાર છે એવું સ્વપ્નું પણ ન જોનાર તેમના ભલા મિત્રોએ તેમને બતાવેલાં પ્રલોભનો કદાચ તેમને નહીં આકર્ષી શકયાં હોય. પાછળથી ભાવિ સંજોગોએ તેમના પ્રોફેસર તરીકેના જીવનનો અંત આણ્યો, અને વિધાતા તેમને છસ્સો માઇલ દૂર, એક પારકા મુલકમાં ખેંચી ગઈ કે જ્યાં તેમની માતૃભૂમિની સ્વતંત્રતાનું તેમના જીવનનું મહાન કાર્ય પાર ઉતારવાનું હતું.

દાદાભાઈની સાથે, આપણે મહાસાગર ઓળંગી ઇંગ્લેન્ડની ભૂમિ પર પગ મૂકીએ તે પહેલા એલફીન્સ્ટન ઇન્સ્ટીટ્યૂટમાં એક પ્રોફેસર તરીકે તેમણે કરેલા કામ પર ઊડતી નજર નાખીશું. શાળા અને કૉલેજમાં કેટલા બધા વિદ્યાર્થીઓ ગણિતશાસ્ત્રની કપરી ભૂલભૂલામણીમાં ગુંચવાઈ જતા હશે ! દાદાભાઈના વિદ્યાર્થીઓમાંના ઘણાઓને આ વિષય પહાડ જેવો લાગતો હોવાથી, આ વિષયને રસપ્રદ બનાવવા અને ગણિતશાસ્ત્ર માટેનો પોતાનો પ્રેમ અને ઉત્સાહ પોતાના વિદ્યાર્થીઓમાં ઉત્પન કરવા માટે તેમણે આકાશ પાતાળ એક કરી નાખ્યાં હતાં. જેઓ આ વિષયમાં ઘણા નબળા હતા તેઓને કૉલેજ છૂટયા પછી કલાકો સુધી બેસીને દાદાભાઈ ભણાવતા, અને તેઓની મુશ્કેલીઓનો ઉકેલ બતાવવામાં ખૂબ મોજ માનતા! પણ આટલું જ પૂરતું ન હતું. બધું કામ અણિશુદ્ધ કરવાની તેમને ટેવ હોવાથી નીચલા વર્ગમાં આ વિષયનું શિક્ષણ શાસ્ત્રીય પદ્ધતિ પર મૂકવાની જરૂર તેમણે જોઈ અને તેથી નીચલા

વર્ગમાં આ વિષયની શિક્ષણરીતિ સુધારવાનો પ્રયાસ કરવા માંડ્યો. તેમણે પોતાની ફરજો ઉપરાંત સ્કૂલના નીચલા વર્ગના ગણિતના વર્ગો પર દેખરેખ રાખવાનું કામ માથે લીધું. તેમણે આ વર્ગોની અમુક અમુક મુદતે પરીક્ષા લેવા માંડી, અને શિક્ષકોના ગુણદોષ વિષે રિપોર્ટો કર્યા. આ કામ તેમણે એટલી સરસ રીતે બજાવ્યું કે ૧૮૫૩-૫૪ ના ઇન્સ્ટીટ્યુશનના રિપોર્ટમાં પ્રિન્સીપાલ હાર્કનેસે તેમના પ્રયત્નોની ખાસ પ્રશંસા કરી: "મી. દાદાભાઇના રિપોર્ટો અને પરિણામના કોઠાઓ પરથી એક બાહોશ અને બુદ્ધિશાળી દેશી પ્રોફેસર જેમણે ઘણા વર્ષોથી આ ખાતાંની સેવા બજાવી છે તેઓ ગણિતશાસ્ત્ર અને સૃષ્ટિવિજ્ઞાનમાં કેવું કામ બતાવી શકે છે તે માલૂમ પડી આવશે."

પ્રોફેસર દાદાભાઇના ગણિતશાસ્ત્ર પરના પ્રેમને લીધે તેમના જીવન અને તેમની નીતિ પર કેવી અસર થઇ હતી તે કહેવું મુશ્કેલ છે. પણ તેમના જીવનનો ફલક જેમજેમ ખુલતો જશે તેમતેમ વાંચનારને જણાશે કે ફક્ત ખાનગી જીવનમાં જ નહિ પણ તેમના રાજદ્વારી જીવનની અને જાહેર ચળવળોની ચાવી ગણિતશાસ્ત્રની ચોકસાઈમાં જ સમાયેલી હતી. કોઇ પણ વાત અણિશુદ્ધ પૂરવાર ન થાય ત્યાં સુધી દાદાભાઇ તે સ્વીકારતા નહી. કોઇ વાત સંપૂર્ણ સત્ય અને ન્યાયી ન હોય ત્યાં સુધી તેમને સંતોષ થતો નહિ. એ પ્રમાણે હિન્દના રાજકર્તાઓ સામેના તેમના તોહમતનામાનો સાર પણ એ જ હતો કે તેઓ હિન્દ પર બ્રિટિશ સિદ્ધાંતોની ચોકસતાથી રાજ કરતા ન હતા. હિન્દ તરફથી તેમણે કરેલી બધી માંગણીઓ તાજ અને બ્રિટિશ મુત્સદ્દીઓએ આપેલાં ગંભીર વચનોનો શુદ્ધ અને ન્યાયી અર્થ કરી તેનો અમલ કરવાની વિનંતિ રૂપે જ હતી. દાદાભાઇના ઘણા વિદ્યાર્થીઓ જેઓ પાછળથી મહાન માણસો થયા હતા તેઓ એક શિક્ષક તરીકેની તેમની કુશળતા અને પોતાના વિદ્યાર્થીઓ માટેની કાળજીનાં મુક્ત કંઠે વખાણ કરે છે. જેઓ તેમના સમાગમમાં આવ્યા હતા તેઓ તેમની સાદાઇ,

વિનય, અને જાદુભરી રીતભાત કદી ભૂલી શકે નહીં. આવા માયાળુ અને બાહોશ ગુરુની સલાહ અને રાહબરીનું ઋણ કોઈ પણ વિદ્યાર્થી ભૂલી શકે જ નહિ. હિન્દની પૌરસ્ત્ય વિદ્યાના મહાન અભ્યાસી તરીકે નામાંકિત થનાર દાદાભાઈના વિદ્યાર્થી રામકૃષ્ણ ભંડારકર હંમેશા કહેતા કે તેમનું "અજોડ શિક્ષણ અને વિદ્યાર્થીઓ માટેની માયામમતા" ભૂલવાનું અશક્ય હતું. રીતભાત અને રહેણીકરણીમાં પોતે સાદા હોવાથી દાદાભાઇએ પોતાના વિદ્યાર્થીઓને સાદાઇની મહત્તા સમજાવી હતી અને ઘણા વિદ્યાર્થીઓને આડંબરી જીવનની નબળાઇમાં પડતા બચાવી લીધા હતા.

આમ હોવા છતાં એ જમાનામાં સામાજિક સુધારણાના અગ્રણી અને મુંબઇ શહેર અને ઇલાકાના નવમતવાદ (Leader of thought) ના નેતા તરીકેનો આવેશ દાદાભાઇમાં આગળ તરી આવતો હતો.



# પ્રકરણ ૪ થું

## મહાન સમાજસુધારક

લગભગ હમણાં સુધી એમ કહેવાતું હતું કે હિન્દુ સમાજમાં સુધારા કરવા તે "હિમાલય તોડવા" જેવું હતું. આજ ઉપમા વાપરીને આપણે કહી શકીશું કે દાદાભાઈના જમાનામાં જરથોસ્તી કોમમાં સામાજિક સુધારા દાખલ કરવાનું કામ અલબુર્ઝ પહાડ તોડવા સમાન વિકટ હતું. ઓગણીસમી સદીના છેલ્લા પચાસ વરસ દરમ્યાન હિમાલય તો અખંડ જ રહ્યો પણ અલબુર્ઝ તોડવાનું ભગીરથ કામ કરવાની હિંમત મુઠ્ઠીભર એલ્ફિનસ્ટોનિયનોએ બતાવી હતી અને તેમાં દાદાભાઈ અગ્રણી હતા.

તે જમાનામાં મુંબઇમાં નેટીવ લીટરરી સોસાયટી નામની એક સંસ્થા હસ્તી ધરાવતી હતી, જ્યાં "હનીબાલના અત્યાચાર" "બ્રુટસનો અપરાધ," અને "સીઝરની મહત્તા" વિષે ગરમાગરમ વાદવિવાદ થતા હતા. પણ ૧૮૪૮ માં આ સંસ્થા ચેતનહીન હતી આથી તેના કેટલાક સભાસદો દાદાભાઈના પ્રમુખપદ નીચે એલ્ફી-ન્સ્ટન ઇન્સ્ટીટ્યુશનના હૉલમાં ભેગા મળ્યા, અને તેઓએ સ્ટુડન્ટસ લીટરરી એન્ડ સાયન્ટિફિક સોસાયટી નામની નવી સંસ્થાની સ્થા-પના કરી. પ્રોફેસર પેટન આ સંસ્થાના પ્રમુખ નીમાયા, અને દાદાભાઇ ખજાનચી થયા. આ નવી સંસ્થાનો એક કાનૂન એવો હતો કે સભાસદોની નામાવલીમાંથી દરેક પખવાડિક સભા માટે સાહિત્ય, વિજ્ઞાન અથવા સામાજિક વિષયો પર નિબંધ વાંચવા માટે બે સભાસદો ક્રમશઃ સેક્રેટરીએ પસંદ કરવા. બીજો કાનૂન એવો હતો કે જે સભાસદ નિબંધ વાંચવામાં ગફલતી કરે તેને પહેલી વાર એક રૂપિયો અને બીજી વાર બે રૂપિયા દંડ કરવો, અને ત્રીજી વાર આવી ગફલતી કરે તો તેને સંસ્થામાંથી બરતરફ

કરવો. દેખીતી રીતે આ કાનૂનોનો હેતુ નકામા અને શોભાના ગાંઠિયા જેવા સભાસદો દૂર કરવાનો હતો. ધાર્મિક અને રાજદ્વારી પ્રશ્નોની ચર્ચાની સખ્ત મનાઈ રાખવામાં આવી હતી. દાદાભાઈએ આવી જુલમ જહાંગીરી સાંખી લીધી તે જાણીને અજાયબી ઉપજે છે. પણ એ પરથી એમ માનવાને કારણ મળે છે કે દાદાભાઈ સમાજસુધારણાને સૌથી અગત્યની માનતા હતા.

દરેક વિષયની પ્રથમ ચર્ચા સોસાયટીની સભામાં થતી; ત્યાર પછી સોસાયટીની બે દેશી શાખાઓ દ્વારા સભાસદોના વિચારો જાહેર પ્રજા સમક્ષ રજુ કરવામાં આવતા. આ બે શાખાઓમાંની એક ગુજરાતી જ્ઞાન પ્રસારક મંડળીના દાદાભાઈ પ્રમુખ હતા. બીજી શાખા મરાઠી જ્ઞાન પ્રસારક મંડળી હતી. ગુજરાતી સોસાયટીની ચર્ચાઓ મંડળીના વાજિંત્ર "જ્ઞાનપ્રસારક"માં પ્રગટ થતી કે જે પત્રનું તંત્રીપદ વર્ષો સુધી દાદાભાઈએ સંભાળ્યું હતું. તેમને મન એ પ્રેમસેવા હતી, પણ જ્યારે તેમને પત્ર માટે કામ કરવાનો વખત મળતો નહિ ત્યારે તેઓ બીજાઓ પાસે જાતે પૈસા આપીને કામ કરાવતા.

૧૮૯૪ ના ઑગસ્ટ માસની ૪ થી તારીખ, સોસાયટીના ઇતિહાસમાં સોનેરી અક્ષરે લખાયેલી છે. એ દિવસ મુંબઈ ઈલાકાના ઇતિહાસમાં પણ અમર રહી જશે, કેમકે એ દિવસે મુંબઈ શહેરમાં કન્યાકેળવણીનો પાયો નંખાયો હતો. તે જમાનામાં પુરુષોને ઘરમાં આનંદ, યા પ્રેરણા આપે એવું તત્ત્વ બહુ જ જૂજ હતું. "સદ્ગુણના પોષક" ઘરસંસારી સુખનો ઘણા ઘરમાં અભાવ હતો. આવા સંજોગોમાં કેટલાક ઘરની બહાર આનંદ મેળવવાને લલચાય તેમાં નવાઈ ન હતી. એ વિષમ પરિસ્થિતિનો એકલો ઉપાય કન્યા કેળવણીનો હતો. ઘણી વાર જુવાન એલ્ફિન્સ્ટોનિયનોએ આ વિષય ઉપર રસીલાં વ્યાખ્યાનો આપ્યાં હતાં. પણ કંઈ વ્યવહારુ કામ થયું ન હતું. પરંતુ આ યાદગાર દિવસે બેરામજી ખરશેદજી ગાંધીએ સ્ત્રીકેળવણી વિષે એક નિબંધ વાંચ્યો, જેની ચર્ચાને અંગે વ્યવહારુ પરિણામ આવવા પામ્યું હતું.

આ નિબંધમાં શબ્દે શબ્દ ઉત્સાહ તરવરતો હતો. બેરામજીએ પોતાના સાથીઓને હાકલ કરી કે "આપણે ઘણું બોલ્યા; હવે બોલવાની નહિ, પણ કામ કરી બતાવવાની જરૂર છે. આપણે દરેક જણે કંઈને કંઇ કરવું જોઈએ." આ જુસ્સાભરી અપીલ કર્યા પછી પારસી રિવાજ મુજબ ગંભીરતાથી ખુદાની બંદગી કરવામાં આવી, અને તેને બધાએ દિલોજાનીથી વધાવી લીધી.

"અહિં હાજર રહેલો એકએક વિદ્યાર્થી પોતાનાં કુટુંબીઓને સમજાવીને ઓછામાં ઓછી એક છોકરીને ભણાવવાનું કબૂલ કરાવે."

સેંકડો અવાજોએ "હકારથી" આ વિનંતી વધાવી લીધી.

"આપણે પોતે જ છોકરીઓને ભણાવીશું, અને આપણે આ કામ માટે આતુર છીએ એમ બતાવી આપીશું."

"હા, હા"ના અવાજોથી વાતાવરણ ગુંજી રહ્યું.

દાદાભાઈ માટે આ કંઇ નવી વાત ન હતી. તેમનાં પૌત્ર-પૌત્રીઓ તેમના વિદ્યાર્થીજીવન વિષે પૂછપરછ કરતા ત્યારે દાદાભાઇ આ કરમકથા કહી સંભળાવતા કે પોતે કૉલેજમાં ભણતા હતા ત્યારે એક મિત્ર (આ મિત્રનું નામ હાલમાં કોઇને યાદ નથી) સાથે લોકોને ઘરે જતા, માબાપો અને વાલીઓને તેઓની કન્યાઓને ઓટલા પર બેસી લખતાં વાંચતાં શીખવવા દેવાની વિનંતી કરતાં કેટલાક માબાપો તેમની ભલાઈનો લાભ લેતા, જ્યારે બે ત્રણ માબાપોએ તો આવી ઉચ્છૃંખલ સૂચના કરવા માટે તેઓને ઓટલા પરથી ફેંકી દેવાની ધમકી સુદ્ધાં આપી હતી!

સભાએ પ્રયોગ રૂપે કન્યાશાળા ખોલવાનો ઠરાવ કર્યો. તે માટે ફંડ ઉઘરાવવાની જરૂર ન હતી. કેટલાક સભ્યોએ શિક્ષકો તરીકે કામ આપવાની ખુશી બતાવી, અને બીજાઓ શાળાઓ ખોલવા પોતાના મકાનમાં જગ્યા આપવા કબૂલ થયા. નિઃસ્વાર્થ સેવા આપનારા શિક્ષકોના નોકરી ધંધામાં ખલેલ ન પહોંચે તે માટે આ વર્ગો, સવારે સાતથી દશ વાગ્યા સુધી રાખવાનું નક્કી કરવામાં આવ્યું.

પણ એક પહાડ જેવી મુશ્કેલી માર્ગમાં ઊભી હતી. શાળાઓ માટે ઓરડાઓ હતા; શિક્ષકો હતા; પુસ્તકો અને બીજાં સાધનો મોજૂદ હતા; પણ વિદ્યાર્થીનીઓ કયાં હતી? શું શિક્ષકોએ ખાલી બાંકડા આગળ લવારો કરવો? એક વિદ્યાર્થિની મેળવવાનું કામ એક શહેર કબજે કરવા જેટલું મુશ્કેલ હતું, કેમ કે કન્યાઓને ભણાવવાથી સમાજમાં મોટી ઉથલપાથલ થઇ જશે એવી ધાસ્તી રાખનારો જૂના વિચારનો લોકસમૂહ આ ચળવળની સખ્ત વિરુદ્ધ હતો. પણ જે કામ પવિત્ર ભાવનાથી નિઃસ્વાર્થપણે ઉપાડવામાં આવે છે તેને ખુદા મદદ આપ્યા વિના રહેતો નથી. બે મહિનામાં પારસી કન્યાશાળાઓમાં ૪૪ અને હિન્દુ કન્યાશાળાઓમાં ૨૪ વિદ્યાર્થિનીઓ દાખલ થઇ. ત્રણ હિન્દુ અને ચાર પારસી મળી કુલ્લે સાત શાળાઓ હતી. દાદાભાઇના હાથમાં બહારકોટની શાળા હતી. તે પોતે શિક્ષક હોવાથી પોતાના સાથીઓમાં આધારસ્તંભ જેવા હતા. તેઓએ આ પ્રયોગને સફળ બનાવવા પોતાથી બનતું કર્યું હતું. તેનું વર્ણન સોસાયટીના પહેલા રિપોર્ટમાં નીચે મુજબ આપવામાં આવ્યું છે.

> પોતાની રાજીખુશીથી આ જુવાન સુધારકોએ જે કર્તવ્ય પોતાને માથે લીધું હતુ, તે અણિશુદ્ધ પાર પાડવામાં તેઓએ બતાવેલાં ડહાપણ, સાવધાનતા, અને ઉત્સાહ પ્રશંસાપાત્ર હતાં. શિક્ષણ સંબંધી મળી શકતાં બધાં પુસ્તકો વાંચીને અને તેઓના વર્ગોમાં આવતાં બાળકોને ઉત્તમ કેળવણી કેવી રીતે આપી શકાય તેની ચર્ચા કરવા માટે વારવાર ભેગા મળીને, તેઓ પોતાની ફરજ બજાવવાને લાયક નીવડયા હતા.

આવા સુંદર કામની પ્રસંશા કરવામાં કેટલાક નેતાઓ પણ પછાત પડયા નહિ. બોર્ડ ઓફ એજ્યુકેશનના સભાસદનો ઓદ્ધો વર્ષો સુધી ભોગવનાર જગન્નાથ શંકરશેઠે એક સુંદર નાનું મકાન શાળા માટે વાપરવા આપ્યું, અને કન્યાકેળવણીના બીજા હિમાયતીઓએ તરત જ તેમના દાખલાની નકલ કરવા માંડી. સ્રીશિક્ષ-

ણના સહાયકોમાં અગ્ર ભાગ ભજવનારા ચાર પારસીઓ હતા, જેઓની વખતસરની ઉદાર સખાવતથી સોસાયટી પગારદાર શિક્ષકો રોકવાને શક્તિમાન થઈ હતી. તેઓ પોતાનાં નામો જાહેર કરવાને રાજી ન હતા પણ પાછળથી માલૂમ પડયું છે કે આ ચારે ગૃહસ્થો કામા કુટુંબના નબીરાઓ હતા. તેઓમાંના એક ખરશેદજી નવરોજી કામા દાદાભાઈ તરફ ખાસ મિત્રભાવ ધરાવતા હતા, અને તેમને જ પ્રતાપે પાછળથી દાદાભાઇ વિદ્યામંદિરનો ત્યાગ કરી શરાફી પેઢીમાં જોડાયા હતા. આ ઉદારદિલના ગૃહસ્થોએ પારસી અથવા હિન્દુ કન્યાશાળાઓ બે વર્ષ સુધી ચાલી શકે તેટલી રકમ સોસાયટીને સ્વાધીન કરી. બે વર્ષ પૂરાં થયાં પછી નાણાંને અભાવે આ હિતકારી ચળવળને પ્રજા મરી જવા દેશે નહિ એવી આશા રાખવામાં આવી હતી.

જ્યારે પગારદાર શિક્ષકો રોકવામાં આવ્યા ત્યારે માનદ શિક્ષકોએ શિક્ષણ પર દેખરેખ રાખનારા બોર્ડની ફરજ બજાવવા માંડી. દાદાભાઇએ કોટની શાળાઓ પર દેખરેખ રાખવાનું માથે લીધું, અને જીવનના પાછલા ભાગમાં માતૃભૂમિની સ્વતંત્રતા માટે તેમણે જેવા ઉત્સાહથી લડત ચલાવી હતી તેવા જ ઉત્સાહથી તેમણે કન્યાકેળવણીના પ્રચારનું કામ કરવા માંડયું. દાદાભાઇ નિયમિતપણે શાળાનાં વર્ગોની મુલાકાત લઇ પરીક્ષા લેતા, અને ઉત્તમ પરિણામ લાવવા માટે શિક્ષકોને યોગ્ય સૂચના આપતા આ શાળાઓના સ્વયં સંગઠનને લૉર્ડ ફૉકલૅન્ડની સરકારે “મુંબઇ ઇલાકાની કેળવણીના ઇતિહાસમાં શકપ્રવર્તક માનીને એવી આશા રાખી હતી કે વખત જતાં તેમાંથી ત્વરિત, નિયમિત, અને કાયમની પ્રગતિની શરૂઆત થશે.”

ત્યાર પછી કન્યાકેળવણીનું ગાડું સરળતાથી ચાલવા માંડયું હતું એમ માની લેવાનું નથી. તેથી ઉલટું જ “નવી સ્ત્રી” ની હકુમતમાં સમાજનું સત્યાનાશ વળી જશે એવી આગાહીઓ કરતા જૂનવાણીના ઉપાસકો કંટાળ્યા ન હતા. સત્યાનાશીના આ ભવિષ્ય-

વેત્તાઓની સાથે સુધારકોને લાબું યુદ્ધ ચલાવવું પડ્યું હતું. અત્રે એક રમુજી બનાવ નોંધવા લાયક છે. ૧૮૫૨ ના ઑકટોબર મહિનામાં સર અર્સ્કીન પેરીએ કન્યાશાળાઓની તપાસ કરી, તેમા સુધારાવધારા સૂચવવા માટે સ્ત્રીઓની એક કમિટિ નીમવાની સૂચના કરી હતી. તે અનુસાર થોડાંક યુરોપિયન બાનુઓની કમિટિ સ્થાપવામાં આવી, પણ તેની જાહેરાત થતાંની સાથે તેની સામે પ્રબળ વિરોધ પ્રગટી નીકળ્યો. "ચાબૂક" ને તેમાં અંગ્રેજી ભાષા અને અંગ્રેજી રીતભાત દાખલ કરવા સિવાય બીજું કંઇ પણ જણાયું નહિ. આ પાશ્ચાત્ય રમણીઓની લાગવગ નીચે જુવાન હિન્દવાણીઓ પોતાના પતિઓને ગુલામ બનાવવા તૈયાર થાય તે શું અસંભવિત છે ? "ચાબુકે" આગાહી કરી હતી કે "જો તેઓ ધણીને ગુલામ બનાવવામાં ફાવશે નહિ, તો મળેલાં બુદ્ધિ, સંસ્કાર અને સત્તાનું પ્રદર્શન કરવા માટે પોતાના ધણીઓને ન્યાયની અદાલતમાં ઘસડી જશે." આ વિનોદી અધિપતિએ ન્યાયાધીશના ચુકાદાનું દશ્ય પણ દોર્યું હતું:–સર અર્સ્કીન પેરી ન્યાયાસન પર બેઠા છે; તેમના ચહેરા પર વેરઝેરની ભાવના છૂપી રહેતી નથી. "જ્ઞાન એ સત્તા છે" એવી બાંગ મારી ધણીથી જુદી રહેવા માટે ભરણપોષણ મેળવવાને પોતાના કમનસીબ ધણીને કોર્ટમાં ઘસડનારી બંડખોર બૈરીની ન્યાયાધીશ રાહ જોતા બેઠા છે વગેરેઃ–આ રીતે થોડા વખતને માટે આ દોઢચતુરો આ યોજના ઊંધી વાળવામાં વિજયી થયા. પણ ધન્ય છે "સીસોટી" વિદ્યાર્થીઓને કે તેઓના પ્રયાસથી જ્ઞાનનો દીપક દર વર્ષે વધુ ને વધુ વિસ્તારમાં પોતાનો પ્રકાશ ફેલાવતો જ ગયો. પોતાના નામને સાર્થક કરીને જ્ઞાન પ્રસારક મંડળીએ ચો તરફ જ્ઞાનનાં કિરણો ફેલાવ્યાં. ગુજરાતી અને મરાઠી સોસાયટીઓની સભાઓમાં મોટી મેદની સમક્ષ ઉપયોગી વિષયો પર ભાષણો આપવા માંડયાં, અને થોડાં વર્ષમાં લોકપ્રિય વિજ્ઞાનના લગભગ દરેક અંગ વિષે પ્રજાને દાખલા દલીલો સાથે માહિતી આપવામાં આવી. સામાજિક પ્રશ્નો તરફ ઘણા લોકો આકર્ષાયા.

પરિણામે લોકોના વિચારો અને રિવાજોમાં ધીમે ધીમે પરિવર્તન થવા માંડયું.

આ પ્રમાણે સામાજિક સુધારાનો પાયો નાંખ્યા પછી પારસી સુધારકોએ પોતાના ધર્મની પવિત્રતા જાળવવા માટે પોતાનો અવાજ ઉઠાવ્યો. ઈરાનથી નાસી છૂટયા પછી પારસીઓ બાર સદી સુધી હિન્દમાં હિન્દુઓ અને મુસ્લીમો સાથે વસ્યા હતા. આવા ગાઢ સહવાસના અનિવાર્ય પરિણામ રૂપે જરથોસ્તી કોમમાં કેટલાક પરદેશી રીતરિવાજો, ક્રિયાકર્મો અને માન્યતાઓ ઘૂસી ગયાં હતાં. "સીસોટી" જુવાનોએ એવાં મિશ્રણને અશો જરથુસ્ત્રના પવિત્ર ધર્મ તરીકે માનવાની ના પાડી. પણ જૂના વિચારના જરથોસ્તીઓને સમજાવવાનું કામ કુલ્લીમાંનો ગોળ ખાવા જેવું સહેલું નહતું. તેઓના બાપદાદાઓ જમાના થયા આ માન્યતાઓ અને ક્રિયાકર્મોને માન આપતા આવ્યા હતા. જેમાં બાપદાદાએ પોતાનું કલ્યાણ માન્યું હતું, તેમાં આપણું પણ કલ્યાણ હતું. આ આજકાલના પોરિયાઓને પોતાના વડીલો કરતાં વધારે ડાહ્યા હોવાનો દાવો કરવાનો શો હક હતો? પારસીઓમાં પ્રવેશ પામેલા કેટલાક રિવાજો તો એટલા બધા ખરાબ હતા કે પારસી પંચાયત જેવી વડિલોની સંસ્થાએ પણ તે ધિક્કારી કાઢયા હતા. પણ સદીઓ થયાં કોમને જકડી લેનારા રિવાજોનો. સદંતર નાશ કરવાનું કામ શકય ન હતું. મોબેદો અને અથોર્નાનો ધારત તો જરથોસ્તી ધર્મનો પુનરુદ્ધાર કરી શકત, પણ આ ધર્મગુરુ વર્ગે જ પંચાયતના ફરમાનનો ખુલ્લો વિરોધ કર્યો હતો. શું તેઓ આ "પોરિયાઓના" હુકમોને તાબે થાય? અને છતાં સુધારાનો પવન ફૂંકાઇ ચૂકયો હતો. ધાર્મિક ચળવળમાં સત્તા આમ વર્ગને ભાગ્યેજ નમાવી શકે છે. પણ જ્યાં બળજબરી નિષ્ફળ જાય છે ત્યાં સમજાવટ અજબ પરિણામ લાવે છે. સુધારકોની આશા અને શકિત લોકોને સમજાવવામાં અને તેઓની શુભ ભાવનાને જાગૃત કરવામાં રહેલી હતી.

એક વાર ફરીથી આ હેતુ બર લાવવા માટે દાદાભાઈ એક સોસાયટી સ્થાપવા પાછળ ખાઇપીને મંડી પડયા. લોકોના સરપંચ (the tribune of the people) ના માનવંત ઇલ્કાબથી ઓળખાતા નવરોજી ફરદુનજીના સહકારથી, દાદાભાઇ ૧૮૫૧ ના ઑગસ્ટની ૩ જી તારીખે રાહનુમાયે માઝદયસ્નાન સભા સ્થાપવાને ફતેહમંદ થયા. આ સભાના પ્રમુખ નવરોજી ફરદુનજી નીમાયા, અને દાદાભાઇ તેના મંત્રી બન્યા. આ સભાનો હેતુ જરથોસ્ત સાહેબના ખરા સિધ્ધાંતોનો પ્રચાર કરવાનો, જરથોસ્તી ધર્મ પર ચોંટેલી ધૂળ ખંખેરી નાખી તેના અસલ પ્રકાશિત સ્વરૂપને જાહેરમાં લાવવાનો અને પવિત્ર જરથોસ્તી ધર્મની પ્રાચીન પવિત્રતા સજીવન કરવાનો હતો. પણ જૂના વિચારના જરથોસ્તીઓને ગળે આ વાત ઊતરી નહિ. પરકોમી રિવાજો નાબૂદ કરવાની ઘેલછામાં આ સુધારકો ખુદ જરથોસ્તી ધર્મના રીતરિવાજો અને ક્રિયાકર્મો પર હાથ નહિ નાંખે તેની જામીનગીરી શી? એક વાર બુદ્ધિ કામે લાગ્યા પછી તે પરકોમી રિવાજો અને ધર્મશાસ્ત્રોના ભૂલભર્યા અર્થોનો નાશ કરીને જ સંતોષ પકડતી નથી, પણ બીજી વેળા ખુદ ધર્મશાસ્ત્ર પર પણ આક્રમણ કરે છે, એટલે સુધારકો પશ્ચિમના વિચારો અનુસાર પ્રાચીન જરથોસ્તી ધર્મમાં ફેરફાર કરે તો તેઓને કોણ અટકાવી શકશે?

પારસીઓ કેટલીકવાર ભાઇબિંધ કોમોને ચીનાઇ ઉખાણાં જેવા જણાય છે. તેઓના સદ્ગુણોની સાથેસાથે જ તેઓની નિર્બળતા પણ ઊભેલી છે. જે સોનેરી લાયકાતોથી તેઓ પોતાની બૌદ્ધિક પ્રગતિ કરે છે તે જ લાયકાતો તેઓને અવિચારી રૂઢિચુસ્તતાની ખીણમાં ગબડાવી મૂકે છે. જે વફાદારી અને ચુસ્તતાથી તેઓ પોતાના ધર્મને વળગી રહે છે તે જ ઝનૂન તેઓને તેઓના પૂર્વગ્રહના ગુલામ બનાવે છે; જે ઉદારતાથી તેઓ દુઃખી માનવજાતિની મદદે દોડી જાય છે તે જ પ્રમાણે તેઓ ઘડીભર તેઓને પોતાના ધર્મના દુશ્મન માની લઇ, તેઓની સતામણી કરવામાં પણ આઘું-

પાછું જોતા નથી. સુધારક પક્ષના વિરોધીઓએ મજકૂર પક્ષના માનવંત નેતાઓની બદનક્ષી કરવામાં કંઈ કચાસ રાખી ન હતી. માઝદયસ્તાન સભાની સ્થાપનાથી જે પાગલ ઝનૂન ફાટી નીકળ્યું હતું તેના પ્રહાર મોટે ભાગે તેના પ્રમુખ અને મંત્રીના માથા પર પડયા હતા, પણ બંને હિંમતથી અડગ ઊભા અને અંતે વિજયી થયા.

આ બધાં વર્ષો દરમિયાન જે જે મંડળો સાથે દાદાભાઇએ સક્રિય સંબંધ જોડયો હતો, તેમાં રાહનુમાયે સભાએ તેમને અત્યંત ચિંતા અને મુશ્કેલીમાં નાખ્યા હતા. તેઓ સભાના મંત્રી હોવાથી તેમની સામે છાપાંઓ અને હરીફ મંડળોની સભાઓમાં થતા પ્રહારો તેમને જ મોટે ભાગે સહન કરવા પડતા હતા. પણ સભાના કાર્યને પોતાનું હૃદય અર્પણ કરવા પછી તેને માટે કોઈ પણ ભોગ દાદાભાઇને મન નજીવો હતો. તેમના વિરોધીઓ તેમની નિન્દા અને નાલેશીઓ કરતા, પણ દાદાભાઇ એવી હલકી પંક્તિપર ન ઊતરતાં બુદ્ધિપુરઃસર દલીલ કરી તેવી જ દલીલોથી પોતાની દલીલોનું ખંડન કરવાનું પોતાના વિરોધીઓને આહ્વાહન કરતા. અંતે તેમના પ્રયત્નોને જશ મળ્યો, અને જરથોસ્તી ધર્મમાંથી ઘણાખરાં પરકોમી અને પરધર્મી તત્ત્વોનો નાશ થયો. રાહનુમાયે સભાનો હેતુ પાર પડયો. તે જમાનાના પ્રહારો સામે ટકી રહી, અને હજી પણ પોતાનું ઉપયોગી કાર્ય કર્યે જાય છે, જ્યારે તેની પ્રતિસ્પર્ધી રાહનુમાયે ઝરથુસ્ત્રીઅન સભા ફક્ત ત્રણ જ વર્ષમાં પોતાને લાયક મોતને શરણે થઇ ગઇ હતી.

શરૂઆતમાં રાહનુમાયે સભાએ પંચાયતના આશ્રય નીચે કામ કરવાનું યોગ્ય ધાર્યું હતું. દાદાભાઇએ સભાના સેક્રેટરી તરીકે પંચાયતના ટ્રસ્ટીઓ ઉપર અનેક અરજીઓ મોકલી, તેઓના સહકારની માંગણી કરતાં ધર્મનાં ફરમાનો અને રીતરિવાજોની ચર્ચા નહિ કરવાની તથા તેની સામે વિરોધ નહિ બતાવવાની ખાતરી આપી હતી. પણ રખેને પંચાયતના સુધારક સંસ્થાના સહકારથી

આગમાં તેલ રેડાય એવી ધાસ્તીથી સર જમશેદજી જીજીભાઇ અને તેમના સાથીઓ અલગ રહ્યા હતા. ભૂતકાળના એ તોફાની દિવસો પર નજર ફેંકતા એમ લાગે છે કે પંચાયતની મદદ વિના જ સુધારાનું કામ શરૂ થયું તે યોગ્ય જ થયું હતું, કારણ કે થોડા જ વખતમાં સુધારકો સામે જે તોફાન ફાટી નીકળ્યું હતું તેની સામે પંચાયત અને સભાનું જોડાણ ટકી શકત કે કેમ તે શકમંદ છે. પંચાયતના સજ્જનો કોમના પોકારને શરણે થઇ ગયા હોત, જ્યારે ઉત્સાહી, જુવાન સુધારકો પોતાના જ બળ ઉપર મુસ્તાક રહીને છેવટ સુધી સુધારાની લડત લડી અંતે વિજયી થયા હતા. પાછળથી દાદાભાઇએ પોતાની પ્રવૃતિઓ માટે કોમના પ્રતિષ્ઠિત પુરુષોની સહાનુભૂતિ મેળવવાનો પ્રયાસ કર્યો હતો. "હું સર જમશેદજીને જૂની પેઠે ચોંટયો," દાદાભાઇએ એક વાર કહ્યું હતું, "તેઓ મને મરકીના ઊંદરની પેઠે દૂર કરવા માંગતા હતા. હું તેમની મનોદશા સમજી શકતો હતો. પણ તેમને વળગ્યા વિના બીજો રસ્તો જ ન હતો."

આ બધી પ્રવૃતિનું ચોખ્ખું પરિણામ શું આવ્યું? જરથોસ્તી કોમમાંથી પરકોમના દેવદેવીઓ અને ધંતરમંતરની ભયંકર ફોજને હાંકી કાઢવામાં આવી. જરથોસ્તી ધર્મનું અસલ સ્વરૂપ પ્રકાશમાં આવ્યું. ધીમેધીમે પણ સ્પષ્ટપણે પારસી કોમમાં ઘૂસેલાં પરકોમી અને આકસ્મિક તત્ત્વો અને પ્રાચીન અને જરૂરી તત્ત્વો વચ્ચેનો તફાવત સમજાવા પામ્યો. વળી ધર્મ પર બાઝી ગયેલાં જાળાં દૂર કરવાના પ્રયાસથી ધાર્મિક અભ્યાસ સજીવન થવા પામ્યો. "ગુણ ભલે ફાટી જાય, પણ અંદરનું અનાજ બગડવું ન જોઇએ" એ કહેવત સાચી પડી.

સુધારાનો વાવટો ફરકાવ્યા પછી પચાસ વર્ષ બાદ લંડનમાં દાદાભાઇને તેમના પછીના રાહનુમાયે સભાના પ્રમુખ ખરશેદજી રૂસ્તમજી કામાનો સંદેશો મળ્યો કે સભાનો સુવર્ણ મહોત્સવ ઉજવવાનો ઠરાવ કરવામાં આવ્યો છે. આ સંદેશાના જવાબમાં દાદાભાઇએ પ્રાથમિક મુશ્કેલીની યાદ તાજી કરી હતીઃ—

"શરૂઆતમાં અમે કેવી ચડતીપડતીમાંથી પસાર થયા હતા અને આજ સુધી પણ સભાને વિરોધની સામે કેવી ચાલુ લડત ચલાવવી પડી હતી! શરૂઆતમાં રાહનુમાયે સભાનો પહેલો અને મુખ્ય આદર્શ જરથોસ્તી ધર્મની ઝળહળતી પવિત્રતા અને સાદાઇ સજીવન કરવાનો હતો. કોઇ પણ ઉત્સાહીનો જુસ્સો ઠંડો પડી જાય એવી મુશ્કેલીઓ વચ્ચે પણ મને લાગે છે કે આ હેતુને સભા વફાદારીથી વળગી રહી છે. પણ આ વાતની કોઇથી ના પાડી શકાશે નહિ કે જે થોડીક ફત્તેહ મેળવી શકાઇ છે તે તમને, તમારા અવસ્તાના ઊંડા જ્ઞાનને અને કાર્યકર્તાઓને ઉત્તેજન આપી બહાર પાડવાની તમારી સતત ખંતને આભારી છે."

દાદાભાઇએ રાહનુમાયે સભાનો હીરક ઉત્સવ પણ જોયો હતો. સભાના કેટલાક સભ્યો વરસોવાના તેમના મકાનમાં સભાના સ્થાપક તરીકે તેમને મુબારકબાદી આપવા માટે પણ ગયા હતા. સ્ટુડંટસ લીટરરી એન્ડ સાયન્ટિફિક સોસાયટી અને જ્ઞાન પ્રસારક મંડળીએ પણ પોતાના જુબીલી મહોત્સવો ઉજવ્યા હતા, કે જે ઉત્સવોથી દાદાભાઇનું હૃદય આનંદથી છલકાઈ ગયું હતું. તેમના જીવનનાં છેલ્લાં દસ વરસમાં તેમનું મકાન સઘળી કોમોની શિક્ષિત અને સંસ્કારી સ્ત્રીઓ માટે પવિત્ર યાત્રાસ્થાન થઇ પડ્યું હતું. તેઓ દર વર્ષે દાદાભાઇની જન્મગાંઠને દિને તેમને મુબારકબાદી આપવા અને હિંદની સ્ત્રીઓના ઉદ્ધાર માટે તેમણે બજાવેલી સેવા માટે તેમનો આભાર માનવા વરસોવા જતી. જે મહાપુરુષનું જીવન સુધારાનું એક આખું પ્રકરણ હતું, જે મહાપુરુષનો આદર્શ અહીં, ત્યાં અને સર્વત્ર સુધારા કરવાનો હતો, તે મહાપુરુષે પોતાની જુવાનીમાં પ્રગતિ માટે કરેલા પ્રચંડ પ્રયાસોને પ્રતાપે તેમની વૃદ્ધાવસ્થામાં આખા રાષ્ટ્રના દીદાર ફેરવાઇ ગયા હતા, તેના કરતાં દાદાભાઇના હૃદયને વધારે પ્રફુલ્લિત કરનાર બીજું શું હોઇ શકે!

# પ્રકરણ ૫ મું

## પ્રારંભિક રાજકારણ

૧૮૩૩ ના ચાર્ટરથી ઇસ્ટ ઇન્ડિયા કંપનીને વીસ વર્ષનો પટો મળ્યો હતો. કંપનીના ચાર્ટરની મુદત ફરીથી વધારી આપવી કે નહિ અથવા તેની હકૂમતનો અંત લાવવો અથવા તેમાં સુધારો કરવો એ ૧૮૫૨ ની સાલનો બળતો પ્રશ્ન થઇ પડયો હતો. મુંબઇના જુવાનોને રાજકારણમાં ભૂસકો મારવાની પ્રેરણા આ સવાલથી મળી હતી.

૧૮૩૩ ની સાલ પછી કંપની એક વેપારી પેઢી મટી જઇને દેશ પર હકૂમત ચલાવનારી રાજસત્તા બની હતી. જરૂરિયાતને લીધે વેપારીઓ સૈનિકો થઇ બેઠા હતા, અને અકસ્માતે તેઓ શાસક થઇ બેઠા હતા, એટલે તેઓએ એક શાસનતંત્ર ગોઠવ્યું હતું. તે ઢંગધડા વિનાનું હતું. દેશમાં ત્રણ જુદીજુદી હકૂમતો હતી. કલકત્તાના ગવર્નર જનરલ, મદ્રાસની સરકાર, અને મુંબઇની સરકાર. મદ્રાસ અને મુંબઇની સરકારોને દરેક મહત્ત્વનો સવાલ કલકત્તાની કેન્દ્રસ્થ સરકાર પર રવાના કરવો પડતો, અને કલકત્તા જે કંઇ કરવા માગે તે માટે તેને વિલાયતની મંજૂરી મેળવવી પડતી. દેખીતી રીતે સર્વોપરિ સત્તા લીડનહોલ સ્ટ્રીટમાંના ડીરેક્ટોરેટના હાથમાં હતી. પણ ડીરેક્ટરો શોભાનાં પૂતળાં જેવા જ હતા. તેઓને સૂચના કરવા, ટીકા કરવા અને ખલત કરવા સિવાય બીજી કોઇ સત્તા ન હતી. તેની બધી સત્તા બોર્ડ ઓફ કન્ટ્રોલને આધીન હતી, અને બોર્ડ ઓફ કન્ટ્રોલને કોઇ પણ જાતની જવાબદારી વિના આપખુદ સત્તા સોંપવામાં આવી હતી. બોર્ડનું તંત્ર બંધ બારણે ચાલતું. જ્યારે તેને ફરમાન થતું ત્યારે તે પાર્લામેન્ટ સમક્ષ હિન્દના વહીવટ સંબંધી નિવેદનો રજુ કરતું પણ આ નિવેદન

"શરૂઆતમાં અમે કેવી ચડતીપડતીમાંથી પસાર થયા હતા અને આજ સુધી પણ સભાને વિરોધની સામે કેવી ચાલુ લડત ચલાવવી પડી હતી ! શરૂઆતમાં રાહનુમાયે સભાનો પહેલો અને મુખ્ય આદર્શ જરથોસ્તી ધર્મની ઝળહળતી પવિત્રતા અને સાદાઇ સજીવન કરવાનો હતો. કોઇ પણ ઉત્સાહીનો જુસ્સો ઠંડો પડી જાય એવી મુશ્કેલીઓ વચ્ચે પણ મને લાગે છે કે આ હેતુને સભા વફાદારીથી વળગી રહી છે. પણ આ વાતની કોઇથી ના પાડી શકાશે નહિ કે જે થોડીક ફત્તેહ મેળવી શકાઇ છે તે તમને, તમારા અવસ્તાના ઊંડા જ્ઞાનને અને કાર્યકર્તાઓને ઉત્તેજન આપી બહાર પાડવાની તમારી સતત ખંતને આભારી છે."

દાદાભાઇએ રાહનુમાયે સભાનો હીરક ઉત્સવ પણ જોયો હતો. સભાના કેટલાક સભ્યો વરસોવાના તેમના મકાનમાં સભાના સ્થાપક તરીકે તેમને મુબારકબાદી આપવા માટે પણ ગયા હતા. સ્ટુડંટસ લીટરરી એન્ડ સાયન્ટિફિક સોસાયટી અને જ્ઞાન પ્રસારક મંડળીએ પણ પોતાના જ્યુબીલી મહોત્સવો ઉજવ્યા હતા, કે જે ઉત્સવોથી દાદાભાઈનું હૃદય આનંદથી છલકાઈ ગયું હતું. તેમના જીવનનાં છેલ્લાં દસ વરસમાં તેમનું મકાન સઘળી કોમોની શિક્ષિત અને સંસ્કારી સ્ત્રીઓ માટે પવિત્ર યાત્રાસ્થાન થઇ પડયું હતું. તેઓ દર વર્ષે દાદાભાઇની જન્મગાંઠને દિને તેમને મુબારકબાદી આપવા અને હિન્દની સ્ત્રીઓના ઉદ્ધાર માટે તેમણે બજાવેલી સેવા માટે તેમનો આભાર માનવા વરસોવા જતી. જે મહાપુરુષનું જીવન સુધારાનું એક આખું પ્રકરણ હતું, જે મહાપુરુષનો આદર્શ અહીં, ત્યાં અને સર્વત્ર સુધારા કરવાનો હતો, તે મહાપુરુષે પોતાની જુવાનીમાં પ્રગતિ માટે કરેલા પ્રચંડ પ્રયાસોને પ્રતાપે તેમની વૃદ્ધાવસ્થામાં આખા રાષ્ટ્રના દીદાર ફેરવાઇ ગયા હતા, તેના કરતાં દાદાભાઈના હૃદયને વધારે પ્રફુલ્લિત કરનાર બીજું શું હોઇ શકે ?

---

નેતાઓ, પ્રધાનો, બોર્ડ ઓફ ડીરેકટર્સના સભાસદો કંપનીના પટાની મુદતમાં બીજાં વીસ વરસનો વધારો કરી આપશે એમ જણાતું હતું. આ વખતે મેન્ચેસ્ટરમાં એક એસોસીએશન સ્થાપવામાં આવી હતી, જેનો હેતુ પોતાના સ્વાર્થ માટે બંધારણની ખામીઓ જાહેરમાં લાવી, વહીવટી તંત્રમાં ફેરફાર કરવાની માંગણી કરવાનો હતો. પણ બ્રીટિશ પ્રજાએ આ વિષયમાં બહુ રસ લીધો નહિ. આમ સભાએ પણ આ માગણીને અગત્યતા આપી નહિ. પણ હિન્દના લોકો કંપનીનો જંગલી અમલ ચાલુ રહે એ ખ્યાલથી ભડકી ગયેલા હોવાથી તેઓને ચૂપ બેસવું પરવડે એમ ન હતું.

આ બાબતમાં બંગાલીઓએ આગેવાની લીધી, અને બ્રિટીશ સરકાર પર અરજી મોકલવા માટે એક મંડળની સ્થાપના કરી. મુંબઇએ તેને સાથ આપ્યો. આ કરવામાં વડીલો, જુવાન સુધારકોની વિરુદ્ધ નહિ પણ તેઓની સાથે હતા. અંગ્રેજ મિત્રોની પણ આ ચળવળ પ્રત્યે દિલસોજી હતી. ૧૮૫૨ ના ઑગસ્ટની ૨૬ મી તારીખે એલ્ફીન્સ્ટન ઇન્સ્ટીટ્યુશનના હૉલમાં "દેશી રહીશો"ની એક સભા મળી, અને તેજ સાંજે "બૉમ્બે એસોસીએશન" નામની હિન્દની પહેલવહેલી રાજદ્વારી સંસ્થાએ જન્મ લીધો.

આ સભામાં દાદાભાઇ પણ હાજર હતા. તે સરકારી નોકર હતા, પણ તેથી સભાના કામકાજમાં ભાગ લેવાની અને તેમાં એક ટૂંકું પણ મુદ્દાસર ભાષણ કરવાની તેમને નડતર ન હતી. રાજદ્વારી વિષયનું આ તેમનું પહેલું ભાષણ હતું. આજના રાજકીય જાગૃતિના જમાનામાં તો તે કદાચ દમ વિનાનું ગણાશે, પણ આપણે તે જમાનાના સંજોગોનો ખ્યાલ રાખીને તેની તુલના કરવાની છે. તે વખતે હિન્દમાં જાહેર જીવન જેવું કંઇજ ન હતું. લોકોને પોતાના હકકો અને અન્યાયોનો ઘણો ઝાંખો ખ્યાલ હતો. આવે તબક્કે રાજદ્વારી સુધારાના હિમાયતીઓ સત્તાધીશોની ન્યાયભાવનાને જ અપીલ કરી શકતા. હક તરીકે સુધારા માંગવાનો વખત હજી આવી પહોંચ્યો ન હતો. શરૂઆતમાં સુધારકોની અભિલાષા કેટલી બધી

મધ્યમ પ્રકારની હતી તે દાદાભાઈએ જ આપણને કહ્યું છે. ૫૩ વરસ પછી તેમણે ઘડેલા કોંગ્રેસ મેનીફેસ્ટોમાં દાદાભાઈ કહે છેઃ “તે વખતના આપણા રાજદ્વારી વિચારો અને અભિલાષાઓ કેટલા બધા મર્યાદિત હતા! હિન્દની વધતી જતી ગરીબાઈના પ્રમાણ અને તેનાં કારણોનો આપણને ભાગ્યે જ ખ્યાલ આવતો, અને સ્વતંત્ર બ્રિટીશ નાગરિકો તરીકેના આપણા હક્કો અને ફરજોનું આપણને પૂરતું ભાન પણ ન હતું.”

આપણે માટે દાદાભાઈનું પહેલું રાજદ્વારી ભાષણ ખાસ મહત્ત્વનું છે, કારણ કે તેમાં હિન્દના રાજદ્વારી ધ્યેયની આગાહી કરવામાં આવી હતી કે જેને લીધે પાછલા જીવનમાં ભયંકર નિરાશા મળવા છતાં દાદાભાઈ ટકી રહ્યા હતા.

> તેમણે કહ્યું:—આજ કાલ “ફરિયાદ” શબ્દ ઘણો સામાન્ય થઈ પડયો છે. બધાને મોઢે એ શબ્દ સંભળાય છે. પણ મને ભય છે કે ઘણા થોડાને તેનો ખરો અર્થ સમજાય છે. બ્રિટીશ સરકારના અમલમા આપણને કોઈ જાતના ભારે જુલમો ખમવા પડતા નથી. એ માયળુ સરકારની હકૂમત નીચે બીજી કોઈ પણ સરકારની હકૂમત કરતાં આપણે વધારે સુખી છીએ. આપણે જે જે અનિષ્ટની ફરિયાદ કરીએ છીએ તે ઉત્પન્ન થવાનું કારણ વિલાયતથી નવાસવા આવતા યુરોપિયન અમલદારોની અજ્ઞાનતાને આભારી છે. આ દેશમાં પ્રચલિત ટેવો, રિવાજો અને મંતવ્યો સંબંધી આ અમલદારો પ્રજાને હાનિ થાય એવા કાયદાઓ પસાર કરે છે, અને છતાં તેઓને એમ લાગે છે, કે તેઓએ પોતાની ફરજ અંતઃકરણ-પૂર્વક બજાવી છે. સત્તાધીશો તેઓને ખરા માને છે; જ્યારે દેશીઓ ઊલટું જ ધારે છે. પણ જો આ એસોસીએશન જેવી સંસ્થા હસ્તીમાં હોય તો આપણે સુધારાઓ સૂચવી શકીએ. આવા મંડળ તરફથી આવતી સૂચનાઓ વજનદાર ગણાશે, અને કદાચ તે મંજૂર પણ થશે. મારી જાણ મુજબ ખરી ફરિયાદો ગામડાંના ખેડૂતોની હાલત અને ન્યાયની તથા મહેસુલી પદ્ધતિ સંબંધી છે. પણ આ બધા સંબંધી આપણને ખરી હકીકતો જોઈએ છે અને આ સભા એવી તપાસનું પહેલું પગથિયું છે.

આ ભાષણનું પૃથક્કરણ કરતાં આપણને દાદાભાઈની રાજદ્વારી ફિલસૂફીનાં મૂળ તત્ત્વો મળી આવશે. હિન્દને થયેલા અન્યાયોને લીધે તેણે બ્રિટીશ હકૂમતના લાભો ભૂલી જવાના નથી. આ હકૂમત જાથુકની થાય તેમાં સઘળી આશાનો પાયો હતો. હિન્દની સરજત બ્રિટન સાથે જોડાઇ હતી અને હિન્દ એ ધૂંસરીનો ત્યાગ કરી બીજી કોઇ હકૂમત ચાહતું ન હતું. સત્તાવાળાઓ ભૂલ કરશે, પણ તેઓનો હેતુ ઉમદા હશે. હિન્દીઓ જેને ખોટું ગણે તેને ખરું ગણીને તેઓ હિન્દના લાભને હાનિ થાય એવી નીતિ અનુસરે તે સંભવિત છે. પણ તેનો ઉપાય ચળવળ કરવાનો છે. લોકોએ પોતાના નિર્ણયો જાહેર કરવા માટે સંગઠન કરવું જોઈએ, અને તેઓનો અવાજ સંભળાયા વિના રહેવાનો નથી. એક રાષ્ટ્રનો સંયુક્ત અવાજ સંભળાવો જોઇએ. આ એક જ દલીલમાં દાદાભાઇએ ચલાવેલી સઘળી ચળવળોના મુખ્ય સિદ્ધાંત સમાઈ જાય છે.

અત્યાર સુધી બ્રિટીશ શાસકોની ટીકા તેઓના દેશબંધુઓ જ કરતા હતા. હવે પોતાના દેશને થતા અન્યાયોની તપસ હિન્દીઓએ પોતે કરવા માંડી. જેમ જેમ આ તપાસ આગળ વધતી ગઈ તેમ તેમ ફરિયાદોનું ટીપણું લાંબુ થતું ગયું. આ ફરિયાદો સત્તાધીશોના ધ્યાન પર લાવવાના જે જે પ્રયાસો થયા તે તરફ તેઓ દિલસોજી બતાવશે એવી આશા હતી. અહીં હિન્દીઓને આઘાત થયો. સત્તાધીશોને આ જાતની ચળવળ આંખમાં કણા જેવી ખૂંચી; પણ મામલો નિરાશાજનક હોવા છતાં, દાદાભાઇની રાજનીતિની ચાવી તો હંમેશાં જે હતી તે જ રહી. એ રાજનીતિથી તે વખતના હિન્દી રાજદ્વારીઓમાં એવી માન્યતાઓ બંધાઇ કે ઇંગ્લાંડમાંના અંગ્રેજો અહીં આવતા અંગ્રેજોથી જુદી જાતના છે. આ દેશમાંના અધિકારીઓ પ્રજાની અરજી ભલે ન સાંભળે, પણ તેઓએ આશા રાખી હતી, કે સ્વાતંત્ર્યપ્રિય અગ્રેજ પ્રજા ન્યાય અને સ્વતંત્રતા માટેના પોતાના આનુવંશિક પ્રેમને લીધે હિન્દીઓની ફરિયાદો ખુશીથી સાંભળશે, અને પોતાની હિન્દી રૈયતને મદદ કરવા માટે તૈયાર થશે.

આ આશા ધારવા જેટલી જલદી પાર પડી નહિ. પણ તેથી દાદાભાઇની શ્રદ્ધા જરા પણ ડગી ન હતી. તેમનો અભિપ્રાય એવો હતો કે હિન્દની પ્રજાએ બ્રિટીશ પ્રજાના આત્માને જાગૃત કરવા માટે યોગ્ય પ્રયાસ કર્યો ન હતો તે સામે તે ચેતવણી રૂપ હતી. પચાસ વર્ષના ગાળા પછી બ્રિટીશ પ્રજાજનો સમક્ષ હિન્દની પરિસ્થિતિ રજૂ કરતાં દાદાભાઇએ આ જ વિચારો જાહેર કર્યાં હતા:–"કોંગ્રેસનો હેતુ તમોને તમારી સરકારની ખામીઓ સમજાવવાનો છે, કે જે દૂર કરવાથી હિન્દ તમારે માટે અને ઈંગ્લેન્ડ અમારે માટે આશિષરૂપ થઇ પડશે. કમનશીબે હાલમાં એવી સ્થિતિ નથી."

ઓગણીસમી સદીના અંતમાં નવી પ્રજા હસ્તીમાં આવી કે જેણે બ્રિટીશ હકૂમત અને બ્રિટીશ ચારિત્ર્ય માટેનો મત દમનનીતિ અને વચનભંગના અનુભવ પરથી બાંધ્યો હતો. પ્રજામાં એક એવો વર્ગ વધતો જતો હતો કે જે હિન્દને ન્યાય અપાવવા માટે બ્રિટીશ પ્રજા પર આધાર રાખવાની વાતને હસી કાઢતો હતો. તેઓને આજીજી કરવામાં નહિ પણ આત્મપ્રતિપાદનમાં—તાબેદારીમાં નહિ પણ સામનો કરવામાં આઝાદી જણાઇ. પ્રગતિવાદી પક્ષ હિંસાવાદનો ઉપદેશ કરતો હતો. હિન્દની રાષ્ટ્રિય મહાસભાના વિનીતોની ધીરજ પણ ખૂટવા આવી હતી. કોંગ્રેસના અનેક સભાસદોને એમ લાગવા માંડયું કે બ્રિટીશ ન્યાય પર વિશ્વાસ રાખવાથી કંઇ વળવાનું નથી, છતાં તેઓનો સરદાર પોતાની માન્યતામાંથી જરા પણ ડગ્યો નહિ, અને ૧૯૦૬ માં પોતાના ધ્યેયના મૂળ સિદ્ધાંતો ફરીથી રજૂ કરવા માટે છેક લંડનથી કલકત્તા આવી પહોંચ્યો.

દાદાભાઇએ કહ્યું : "આપણી શ્રદ્ધા અને આપણું ભાવી આપણા જ હાથમાં છે આપણે જો આપણી જાતને અને આપણા દેશને વફાદાર રહીશું, અને આપણી ઉન્નતિ અને ધ્યેય માટે જરૂરી ભોગો આપીશું તો બ્રિટીશ જેવી ન્યાયપરાયણ પ્રજા સાથે કામ પાડતાં આપણી મહેનત વ્યર્થ જશે નહિ તે વિષે મને લેશમાત્ર શક નથી. આવી ખાતરીને લીધે જ મુશ્કેલીઓમાં હું ટકી રહ્યો છું.

બ્રિટીશ ચારિત્ર્ય પરની મારી શ્રદ્ધા કદી પણ ડગી નથી, અને હું હમેશાં માનતો આવ્યો છું કે એક વખત એવો જરૂર આવશે કે જ્યારે ૧૮૫૮ ના ઢંઢેરારૂપી આપણા મહાન ચાર્ટરમાં બ્રિટીશ પ્રજા અને આપણા ગૌરવવંતા સમ્રાજ્ઞીએ જાહેર કરેલા ઉદગારો ફલિત થશે, અને તેઓની આબાદીમાં અમારું બળ રહેશે. તેઓના સંતોષને અમે અમારો સર્વશ્રેષ્ઠ બદલો માનીશું." આ બોલાનો અમલ થશે?

આખરે પોતાનું બખતર ઉતારી આ મહાન લડવૈયો જીવનના પાછલા દિવસો શાંતિમાં ગુજારતો હતો ત્યારે પણ બ્રિટીશ ન્યાય પર શ્રદ્ધા રાખવાનો પોતાનો ઉપદેશ તેણે ચાલુ જ રાખ્યો હતો. એક વાર તેમણે પોતાના મિત્રોને કહ્યું હતું કે લંડનમાં તેમને એક બંગાળી બળવાખોર મળ્યો હતો જેણે દલીલ કરી હતી કે પચાસ વરસો સુધી અરજીઓ અને વિનંતીઓ કરતાં કંઇ વળ્યું નહિ ત્યારે થોડીક સીસાની ગોળીઓએ અજબ કામ કરી બતાવ્યું હતું અને હજી પણ અજબ કળા કરી બતાવશે. "હું ગભરાઇ ગયો, અને બૉમની તરફેણમાં થયેલા દાવાનો સરસ રદિયો મારાથી અપાયો નહિ, પણ એ વિચાર જ મારે મન ધિક્કારને પાત્ર હતા. હું હજી પણ માનું છું કે હિન્દની ખરી મુક્તિ બ્રિટીશ પ્રજાના હૃદયમાં રહેલી છે." બ્રિટીશ પ્રજાના અંતઃકરણ પરની શ્રદ્ધા તેમના જીવનની નસેનસમાં વણાઇ ગઇ હતી. જાહેર જીવનથી નિવૃત્ત થયા પછી દર વર્ષે તેમણે પોતાના દેશબંધુઓને સંબોધીને મોકલેલા સ્વતંત્રતા અને સ્વતંત્ર સંસ્થાઓ માટેના સંદેશાઓમાં બ્રિટીશ પ્રજાના પ્રેમમાં શ્રદ્ધા રાખવાની ભાવના તરવરી રહી હતી.

શું હિન્દ અને ઇંગ્લાંડના લાભો પરસ્પર એટલા બધા વિરોધી છે કે બન્નેને છૂટા પાડયા વિના છૂટકો જ ન રહે? નહિ. પોતાના બ્રિટીશ મિત્રો એ. ઓ. હ્યુમ અને વિલિયમ વેડરબર્નની પેઠે દાદાભાઇની એવી માન્યતા હતી કે હિન્દી પ્રજાના મહત્ત્વના લાભો સરખા જ છે, અને હિન્દના લાભો સાચવીને સાથે બ્રિટીશ સંબંધ ચાલુ રાખવો સંભવિત છે. દાદાભાઇએ પોતાના આખા જીવન દરમ્યાન જે ચળવળ ચલાવી હતી તેના આત્માની સાચી

પિછાન કરવી હોય તો દાદાભાઇના રાજદ્વારી નીતિના આ મૂળ-ભૂત સિદ્ધાંતો આપણી નજર સામે રાખવાની જરૂર છે. અત્રે નોંધવાની જરૂર છે કે બ્રિટીશ પ્રજા માટે તેમનાં હૃદયમાં સાચો પ્રેમ હતો, અને તાજ તરફની તેમની વફાદારી અખંડ અને અડગ હતી. છતાં તેમની ચળવળથી ભડકી જઇને એંગ્લો ઇન્ડિયન પ્રજાને તો તેમના નામના ઉચ્ચારમાં પણ રાજદ્રોહની ગંધ આવતી હતી.

હિન્દની કરોડોની રૈયત પર હકૂમત ચલાવવા માટે સુધરેલા રાજતંત્રની માગણી કરનારી અરજી ઇમ્પિરિયલ પાર્લામેન્ટ સમક્ષ રજુ કરવા માટે એમણે એસોસીએશને ઘડી કાઢી. ૧૮૫૨ અને ૧૯૩૮ની વચ્ચે જગત બદલાઇ ગયું છે. આજે એ અરજનું તે વખતના જેવું મહત્ત્વ રહ્યું નથી, છતાં તે વાંચતાં જાણે આધુનિક જમાનાની કેટલીક ફરિયાદોની દાદ માગવા માટે જ તે લખાઇ હોય એવો ભાસ થયા વિના રહેતો નથી. એ અરજમાં સૌથી મોટો પ્રશ્ન હિન્દની સનદી નોકરીઓમાં હિન્દીઓને દાખલ કરવા સંબંધી હતો. એ હેતુ બર લાવવા માટે દરેક ઇલાકામાં જાહેર નોકરોને તાલીમ આપનારી એક યુનિવર્સિટી સ્થાપવાની ભલામણ કરવામાં આવી હતી. સ્થાનિક સરકારોની કાઉન્સિલના દરવાજા શિક્ષિત હિન્દીઓ માટે ખુલ્લા મૂકવાની સૂચના પણ તેમાં થઇ હતી. કરોડો માણસોની કેળવણી માટે ફક્ત ૧૨૫૦૦ પાઉન્ડની સરકારી ગ્રાન્ટ તદ્દન કંગાળ હતી. અરજદારોએ તેમાં વધારો કરવાની માંગણી સાથે એવી વિનંતી કરી હતી કે જે જીલ્લામાંથી જેટલી જમીન મહેસૂલ વસૂલ કરવામાં આવે તેનો મોટો ભાગ તે જ જીલ્લાના જાહેર બાંધકામો પાછળ વાપરવો જોઇએ.

કંપની સરકાર સામેના આ તોહમતનામાથી એસોસીએશનમાં ફાટફૂટ પડી. આ અરજીનો ખરડો પ્રગટ થવાની સાથે જ જે અંગ્રેજી વર્તમાનપત્રોએ આ સંસ્થાની સ્થાપનાને વધાવી લીધી હતી, તેઓ તેની સામે છાછણી ઊડ્યાં. કેટલાક હિન્દીઓએ પણ

આ ચળવળ પરથી હાથ ઉઠાવી લીધો. તેઓમાં જાણીતા ગૃહસ્થોમાં સર જમશેદજી જીજીભાઈ, રામલાલ ઠાકરસીદાસ, માણેકજી ખરશેદજી અને મહમદ અમીન રોગાઇ હતા. માણેકજી ખરશેદજીએ તો 'હિન્દ અને હિન્દીઓના લાભના થોડાક ઊડતા વિચારો,' નામની એક પત્રિકા પણ પ્રગટ કરી, જેનો સાર એ હતો કે "પહેલાં પેટે ચાલો, પછી પગે ચાલો, અને પછી દોડો." એંગ્લો ઇન્ડિયન અખબારોમાં "ટેલીગ્રાફ એન્ડ કુરીઅર" સૌથી વધુ છીછરું પડયું હતું. આ દોઢચતુર પત્રના મત પ્રમાણે હિન્દમાં અંગ્રેજી સંસ્થાઓ સ્થાપીને દેશનો વહીવટ લોકો માટે અને લોકો દ્વારા ચલાવવાનો ખ્યાલ જ એવો હતો કે જેને કોઇ પ્રમાણિક રાજદ્વારી ટેકો આપી શકે નહિ. આ લેખકે સવાલ પૂછયો કે "તો પછી બે ગોળાર્ધોની કુદરતી પેદાશોને જ શા માટે ભેળવી દેતા નથી, અને એંગ્લો-સેકસન સંસ્કૃતિને પૂર્વમાં શા માટે ખીલવતા નથી? કદાચ હિન્દની જમીન પાક ધારણ કરવાને યોગ્ય હશે, તો પણ તેમાં સ્વતંત્રતાનું વૃક્ષ રોપ્યા પછી તે ફળશે ખરું? બીજ રોપીને વૃક્ષ ઉગાડવું જોઇએ કે ડાળી રોપીને?"

આવા વાતાવરણમાં પણ એક પત્રકાર હતો કે જેની દૃષ્ટિ દૂરના ભવિષ્યને જોઈ શકતી હતી.

> 'સ્પેકટેટર'માં લખતાં આ લેખકે જણાવ્યું હતું:—"આવી ચળવળને દાબી દઇ શકાશે, અથવા તેની અવગણના કરી શકાશે એમ ધારવું તે શોકજનક ભૂલ જ ગણાશે તે સાથે આ અરજમાંના દાવાઓ મોટે ભાગે મંજૂર રાખવાથી બ્રિટીશરોને ભોગે હિન્દીઓને લાભ આપવાની ધારણા પણ ભૂલભરી જ ગણાશે. તેથી ઊલટું, દેશીઓને, તેઓના પ્રેમ અને પ્રગતિને અંગ્રેજી સંસ્થાઓ સાથે એકતાર કરવાનું કામ અત્યાર સુધી થયેલી કોશિશો કરતા વધારે અસરકારક રીતે શરૂ થશે, અને એ રીતે પરદેશી સનદી અમલદારો કે જેઓની મદદથી આપણે આ દેશનો કબજો ધરાવીએ છીએ તેઓ સાથે વફાદાર સ્વયંસેવકોની એક મોટી સંખ્યાની ભરતી કરી શકાશે."

રાજદ્વારી દૂરઅંદેશીના આ ઉદ્‌ગારો કાઢતી વખતે આ લેખકને સ્વપ્ને પણ ખ્યાલ નહિ હશે કે વફાદાર સ્વયંસેવકોની ભરતી કરવાની જરૂરિયાતનું ૧૮૫૭ના બળવાથી બ્રિટીશ પ્રજાને ત્રાસજનક રીતે ભાન કરાવવામાં આવશે, કે જે બળવાથી યુનાઈટેડ કિંગ્ડમના એક નાકાથી બીજા નાકા સુધી ભયની લાગણી ફેલાઈ ગઈ હતી.

બૉમ્બે એસેસીએશનની અરજીથી લંડનમાં ખળભળાટ પેદા થયો. સર એડવર્ડ રાયન, સર અરસ્કીન પેરી, લૉર્ડ મોન્ટઈગલ, જોન બ્રાઇટ, અને હ્યુમ જેવા હિન્દના મિત્રોએ અરજદારોની તરફેણમાં પોતાનો બુલંદ અવાજ ઉઠાવ્યો, જ્યારે કૉબ્ડન અને એવા બીજા જનશત્રુઓ પણ હતા કે જેઓ હિન્દ જેવા વિશાળ દેશના કબજાથી હિન્દીઓ અથવા તેઓના પરદેશી માલિકોને કંઈ લાભ થવાનો નથી એમ માનતા હતા. તેણે પાછળથી એક પત્રમાં લખ્યું હતું કે "હિન્દુસ્થાન પર ત્યાંના વતનીઓની જ હકૂમત હોવી જોઈએ. તેના લોકો સામેની દુનિયામાંથી થોડા વખત માટે વગર આમંત્રણે ઘૂસી આવનારાઓ મારફતે ચાલતા સારા રાજવહીવટને તાબે થવાના અપમાન કરતાં પોતાના જાતભાઈઓના ખરાબ રાજઅમલ (આપણા વિચારો પ્રમાણે)ને બહેતર સમજશે" પણ કરમની કઠણાઈ એ હતી કે કૉબ્ડનના દેશબંધુઓ હિંદનો કબજો છોડવા માંગતા ન હતા.

૧૮૫૩ ના માર્ચ મહિનાની ૧૩ મી તારીખે, લંડનમાં સેન્ટ જેમ્સ સ્કવૅરમાં ચાર્લ્સ સ્ટ્રીટમાં "હિન્દના મિત્રો"ની એક સભા મળી, અને તેનું "ઇન્ડિયન રિફોર્મ સોસાયટી"માં રૂપાંતર થયું. ડેન્બી સીમુર આ સોસાયટીના પ્રમુખ અને જૉન ડીકીન્સન સેક્રેટરી હતા. તેની ચળવળની આમની સભાના નિર્ણય ઉપર કંઈ સંગીન અસર થઈ નહિ. અને પાર્લામેન્ટે હજી પણ હિન્દના બેવડા રાજતંત્રની ગૂંચવણભરી પદ્ધતિ ચાલુ રાખવાનું મંજૂર કર્યું. બોર્ડ ઑફ કન્ટ્રોલ અને કોર્ટ ઑફ ડિરેક્ટર્સ વચ્ચેનો વિલક્ષણ સંબંધ પણ ચાલુ

રહ્યો. પણ કોર્ટ ઓફ્ ડિરેક્ટર્સમાં એક લાભકારક ફેરફાર દાખલ કરવામાં આવ્યો. તેના સભાસદોની સંખ્યા ઘટાડીને ૧૮ ની કરવામાં આવી કે જેમાંના છની નિમણુક હિન્દમાં ઓછામાં ઓછા દસ વર્ષ વસનારાઓમાંથી શાહી સરકારે કરવાની હતી. અગાઉની પેઠે ઇસ્ટ ઇન્ડિયા કંપનીના ભાગીદારો તરફથી ચુંટાવાના બાકીના બાર સભાસદો માટે પણ ઉપલી લાયકાત જરૂરી ઠરાવવામાં આવી. હિન્દમાંની કંપનીની નોકરીમાંના બધા દીવાની અને તબીબી ઓદ્ધાઓ જાહેર હરીફાઇ માટે ખુલ્લા મૂકવામાં આવ્યા. પણ આ હરીફાઇ ઇંગ્લાંડમાં કરવાનું ઠરાવવાથી હિન્દીઓને વહેવારુ રીતે નોકરીમાં દાખલ થતા અટકાવવામાં આવ્યા. એકંદરે આ ચળવળનું પરિણામ હિન્દી પ્રજા માટે કોઇ પણ રીતે સંતોષકારક ન હતું, છતાં તેનાથી એક મુદ્દો સાબિત થયો કે ચળવળ અને સંગઠિત કાર્ય કરવાથી બ્રિટીશ પ્રધાનો પાસેથી ધારવા કરતાં વધુ મેળવી શકાયું હતું. વળી બ્રિટીશ પ્રજાની હિન્દ વિષેની ઘોર અજ્ઞાનતા અને બેદરકારી દૂર કરવા માટે આવી ચળવળ અને જાહેર ચર્ચા જરૂરી અને લાભકારી હતાં તે આ પરથી માલૂમ પડ્યું. દાદાભાઇએ આ પદાર્થ-પાઠ હૃદયમાં નોંધી રાખ્યો, અને ત્યારપછી "ચળવળ કરો, ચળવળ કરો, ચળવળ કરો" એ તેમનો મુદ્રાલેખ બન્યો.



# પ્રકરણ ૬ ઠું

## ઉપદેશક ફકીર

દાદાભાઈ લખી ગયા છે કે "મારા જીવનની ઇચ્છા તક મળે તે પ્રમાણે લોકોની સેવા કરવાની હતી." તેમને મન કર્તવ્ય ભકિતરૂપ હતું. એ અસલના જમાનામાં પણ તેમની સેવા અને આત્મભોગનું ક્ષેત્ર વિશાળ અને વિવિધ હતું. તેમની જુવાનીમાં સમાજ પર સુધારાનાં મોજાં ફરી વળ્યાં હતાં ત્યારે આપણે તેમને મોખરે રહેલા જોઇ ગયા છીએ. તે ત્રીસ વર્ષના થયા તેટલામાં જુદાજુદા ક્ષેત્રોમાંની તેમની નિઃસ્વાર્થી સેવાને લીધે દાદાભાઈ એકલી પારસી કોમમાં જ નહિ પણ આખા મુંબઇ શહેરના નેતાનો દરજ્જો મેળવી શકયા, અને હવે તેમને એક સ્વતંત્ર વર્તમાનપત્રની જરૂર લાગવા માંડી.

સુધારાના મહારથીઓને પોતાના વિચારોનો પ્રચાર કરવા માટે એક વાજિંત્રને અભાવે હમેશાં મુશ્કેલી નડી છે. એક નિયમ તરીકે વર્તમાનપત્રો જેની ઘંટીએ બેસે તેના જ ગુણ ગાય છે. બીજા બધા વેપારની પેઠે વર્તમાનપત્ર પણ લોકોને હાજી હા કરીને, પૈસા કમાવાની દૃષ્ટિએ પોતાની રાજનીતિ ઘડે છે. તે વખતે મુંબઈમાં પાંચ ગુજરાતી વર્તમાનપત્રો હતાં. તે બધાં પારસી માલિકીનાં હતાં. પણ સુધારા માટે આવશ્યક સ્વતંત્રતા કે નિષ્પક્ષપાતપણું કોઈનામાં ન હતું. આવું સ્વતંત્ર પત્ર શરૂ કરવાની અને ચલાવવાની દાદાભાઇની ઇચ્છા અને તમન્ના હતી. પણ તેમની પાસે એ તમન્ના પાર પાડવાના પૈસા ન હતા. તેમણે પોતાની મુશ્કેલી જાહેર જુસ્સાવાળા પોતાના મિત્ર ખરશેદજી નસરવાનજી કામાને જણાવી અને કામા તેમના ઉત્સાહી સલાહકાર અને મદદગાર નીવડયા. આ બન્ને મિત્રોએ "રાસ્ત ગોફ્તાર"

એટલે 'સત્ય કહેનાર' નામનું પખવાડિક પત્ર શરૂ કરવાનો ઠરાવ કર્યો. બન્ને વચ્ચે એવી કબૂલાત થઈ કે ખરશેદજી કામાએ પૈસા પૂરા પાડવા, દાદાભાઈએ વગર મહેનતાણે પત્ર ચલાવવું, અને પત્રની નકલો લોકોમાં મફત વહેંચવી. દાદાભાઈ આ પત્રના સુકાની હતા, પણ સુકાનીને જોઈતાં સાધનો પૂરાં પાડનાર ખરશેદજી કામાજી હતા. આ વાત ઘણા થોડા જણુ જાણતા હતા. મુંબઈની પ્રજા દાદાભાઈને જ 'રાસ્ત ગોફ્તાર'ના સ્થાપક અને માલિક સમજતી હતી. ૧૯૦૦ ની સાલમાં લંડનમાં થયેલા પારસી ડીનરને પ્રસંગે 'રાસ્ત ગોફ્તાર'ની સલામતીનો જવાબ વાળતાં એ પત્રના પ્રખ્યાત તંત્રી કૈખશરૂ કાબરાજીએ પણ તેના સ્થાપક તરિકે દાદાભાઈનું નામ આપીને આ પત્રની મૂળ ઉત્પત્તિ વિષેનું પોતાનું અજ્ઞાન બતાવ્યું હતું. દાદાભાઈએ તરત જ કાબરાજીની ભૂલ સુધારી, અને 'રાસ્ત ગોફ્તાર'ની સ્થાપનામાં ખરશેદજી કામાએ ભજવેલા માનવંત ભાગ વિષે લાગણીભરી ભાષામાં ઉલ્લેખ કરી સભાજનોને ખરી હકીકતથી માહિતગાર કર્યા.

દરેક ગામમાં વસવાટ કરી, ત્યાં વર્તમાનપત્રરૂપી ઉપદેશ-ગૃહ સ્થાપી, તેમાંથી માનવજાતિની મુક્તિ માટેના મહત્ત્વના સિદ્ધાંતોનો પ્રચાર કરનાર ઉપદેશક ફકીર વિષે કાર્લાઇલે ઉલ્લેખ કર્યો છે. દાદાભાઈ આવા ઉપદેશક ફકીર હતા. તે વખતે મુંબઈની પ્રજાને ફક્ત સામાજિક અને ધાર્મિક સુધારાના સિદ્ધાંતો સમજાવવાની જ નહિ, પણ તેને નાગરિક ધર્મ સમજાવવાની અનિવાર્ય જરૂર હતી. 'રાસ્ત ગોફ્તાર'ની સ્થાપના કરી, સત્યના સેવક અને માનવ ધર્મના ઉપદેશક દાદાભાઈ 'રાસ્ત ગોફ્તાર'ના તખ્તા પરથી લોકોને પોતાનો સિદ્ધાંત સમજાવવા અને પ્રગતિને રૂંધનારાં અજ્ઞાન અને રૂઢિચુસ્તતા સામે લડત ચલાવવા તત્પર થઈ ગયા.

૧૮૫૧ ના નવેમ્બરની ૧૫ મી તારીખે આ નવા પત્રનો પહેલો અંક પ્રગટ થયો. લોકોમાં મફત વહેંચવા માટે તેની એક હજાર નકલો છાપવામાં આવી હતી. તેમાં એક પણ જાહેર ખબર

ન હતી. આખો અંક નિઃસ્વાર્થ સેવાનું પરિણામ હતું. એક નવું પત્ર શરૂ કરવા માટે ૧૫ મી નવેમ્બરની પસંદગી અસાધારણ હતી. પણ નવા વર્ષને બદલે ૧૫ મી નવેમ્બરથી "રાસ્ત ગોફતાર" શરૂ કરવાનું એક સંગીન કારણ ઊભું થયું હતું. એક ગંભીર સ્થાનિક તોફાન, જેમાંથી પારસી–મુસ્લીમ હુલ્લડ ફાટી નીકળ્યું હતું,–તેને લીધે દાદાભાઇને પત્રકારિત્વના ક્ષેત્રમાં જલદીથી ઝંપલાવવાની ફરજ પડી હતી.

આ આફતકારક બનાવ બન્યો તે પહેલાં મુસલમાનો અને પારસીઓ વચ્ચેનો સંબંધ અત્યંત મિત્રતાભર્યો હતો. શહેરની કેટલીક આગેવાન વેપારી પેઢીઓમાં આ બે કોમના સભાસદો ભાગીદાર હતા. દાખલા તરીકે પારસી કોમના પ્રતિષ્ઠિત સર જમશેદજી જીજીભાઇ અને તે વખતના મુસ્લીમોના આગેવાન મહુમદઅલી રોગાઇ પા સદીથી એક બીજાના મિત્રો અને ભાગીદાર હતા. જ્યારે તોફાન થયું ત્યારે બે કોમો વચ્ચે દુશ્મનાવટ ન હતી. કોઇ પણ જાતની તકરારનું કારણ ન હતું. પણ એક પારસી જુવાનના અધિપતિપણા નીચે પ્રગટ થતા એક માસિકમાંનો, એક અવિચારી લેખ આ આગ સળગાવવા માટે કારણભૂત બન્યો હતો. આ માસિકનું નામ "ચિત્રજ્ઞાનદર્પણ" હતું. તેનો અધિપતિ પેલો "સીસોટી" છોકરો બેરામજી જમશેદજી ગાંધી હતો કે જેના સ્ત્રી-કેળવણી વિષેના નિબંધને પ્રતાપે મુંબઇમાં કન્યા કેળવણી માટે વ્યવહારુ પગલાં લેવાયાં હતાં. જુદે જુદે વખતે જુદાં જુદાં સ્થળોમાં સમાજમાં પરિવર્તન કરનારા નામાંકિત માણસોનાં જીવનવૃત્તાંતોની હારમાળા પ્રગટ કરવાની તેણે ગોઠવણ કરી હતી. આ હારમાળામાં અરબસ્તાનના પયગમ્બરને પણ સ્થાન આપવામાં આવ્યું હતું. પણ પયગંબર સાહેબના જીવનનું વર્ણન કરતાં એક ભાઇબંધ કોમની લાગણી તરફ જે માન અને સહિષ્ણુતા બતાવવાની જરૂર હતી તેનો ગાંધીના લખાણમાં અભાવ હતો. મુસલમાનો પોતાના ધર્મની વિરુદ્ધ એક શબ્દ પણ બોલાય તે સાંખી શકતા નથી, એટલે

## “રાસ્ત ગોફ્તાર”ની સિન્ડીકેટ



કર્સનદાસ મુલજી



સોરાબજી બંગાલી



ખરશેદજી એન. કામા



દાદાભાઇ નવરોજી

કુદરતી રીતે તેઓની લાગણી દુખાઇ. લેખ સાથે પયગમ્બર સાહેબની લીથોગ્રૂફ છબી છાપવામાં આવી હતી તેથી પણ મુસલમાનો ગુસ્સે થયા હતા, કેમકે ઇસ્લામમાં છબી પડાવવાની મના ફરમાવી છે. શહેરની જુમ્મા મસ્જીદના મુખ્ય દરવાજા પર બીભત્સ અને ભાંડ ટીકા સાથે મજકુર છબીની નકલ ચીટકાવીને કોઈ અજાણ્યા બદમાસે આગમાં તેલ હોમ્યું. ઇસલામે જેહાદ પોકારી. એક હાથમાં કુરાન અને બીજા હાથમાં છરી લઇ શહેરની મસ્જિદોમાં મુસલમાનોનાં મોટાં ટોળાં ભેગાં થયાં. પારસીઓ આ ઝનૂની ટોળાંથી દૂર રહ્યા, પણ મુસલમાનોએ વેર વાળવાનો નિશ્ચય કર્યો હતો. ૧૮૫૧ ના ઑક્ટોબરની ૭મી તારીખે શુક્રવારે, જુમા મસ્જીદમાં ભરાયેલી સભામાં તેઓએ પારસીઓ સામે જેહાદ જગાડવાનો ભયંકર ઠરાવ કર્યો. હાથમાં ડાંગ સાથે ક્રોધથી બળેલા મુસલમાનોનું એક ટોળું "દીન દીન" પોકારતું બહાર ધસ્યું. સૌથી પહેલાં તેઓ પહેરા પરની નાની પોલીસ ફોજ પર તૂટી પડયા, અને પોલીસને હંફાવી વિજયથી મલકાતા પાયધૂનીના મહોલ્લાઓ તરફ કૂચ કરી ગયા કે જ્યાં તે વખતે પારસીઓની મોટી સંખ્યા વસતી હતી. જો કે તે જમાનાના પારસીઓ કદાવર અને નીડર હતા, પણ તેઓની સંખ્યા ઘણી જૂજ હોવાથી હુલ્લડખોરોએ તેઓને નિર્દયતાથી માર માર્યો. અઠવાડિયાઓ સુધી મુંબઈના આ લત્તામાં લૂંટ અને ખુનામરકી ચાલી, અને પારસીઓ પર નાના પ્રકારના જુલમ ગુજારવામાં આવ્યા. ઝનૂની હુલ્લડખોરોએ પારસીઓની લાશોનું પણ અપમાન કર્યું. પોલીસે થોડાક ગુંડાઓ સામે કામ ચલાવ્યું, પણ તેની મવાલીઓ પર કંઇ અસર થઈ નહિ. ચિત્રજ્ઞાનદર્પણના અધિપતિને લેખી માફી માગવાની ફરજ પાડવામાં આવી ત્યારે જ આ કોમી મારામારી બંધ પડી.

આ હુલ્લડ દરમિયાન પારસી કોમે પોલીસના રક્ષણની આશા રાખી હતી પણ તે વ્યર્થ ગઇ. જો કે પોલીસ પારસીઓની તદ્દન વિરુધ તો ન હતી, પણ તે બેદરકાર હતી

અને સંભવિત છે કે તેનું કારણ એ પણ હોય કે આ રમખાણ માટે પોલીસે પારસીઓને જવાબદાર ગણ્યા હોય. ગંભીર સતામણીઓ થવા છતાં, પારસી પ્રતિષ્ઠિત પુરુષોએ બીકણ રાજનીતિ અખત્યાર કીધી. પારસીઓના મોટા ભાગની સાથે દાદાભાઈને પણ એમ લાગ્યું કે પેલા માનવંતા પુરુષોએ કોમને દગો દઈ તેને અપમાનિત કરી હતી. તેઓ કોટના શાંત લત્તામાં પોતાનાં ઘરોમાં ભરાઈ બેઠા હતા, ત્યારે દાદાભાઈ હુલ્લડના લત્તાની નજીક વસતા હતા, અને તેમણે મુસલમાનોના અત્યાચારો નજરે નિહાળ્યા હતા. પેલા લોકોએ વચલી આંગળી પણ, કોમના રક્ષણ માટે ઊંચી ન કીધાથી, બહારકોટના પારસીઓએ સતાવાળાઓ સમક્ષ પોતાની ફરિયાદો રજુ કરવા માટે "દાદાભાઇ માસ્તર"નો આશરો લીધો. તેઓએ દાદાભાઈને સરકાર પર મોકલવાની અરજી ઘડી કાઢવાની વિનંતી કરી, અને પોતાના બચાવ માટે ભેગું કરેલું ફંડ તેઓએ એકલા દાદાભાઈને હવાલે કર્યું. જુલમ અને અત્યાચારના ભોગ બનેલા પોતાના હમદીનોની સેવા બજાવતાં દાદાભાઇએ રાત કે દિવસ જોયો નહિ. છાપાની કંગાળ વલણ અને પ્રતિષ્ઠિતોની ઢચુપચુ રાજનીતિ જોઇને તેમને સ્વતંત્ર અને નીડર છાપાની ખોટ અત્યંત સાલવા લાગી. અલબત્ત, હુલ્લડની સમાધાની થઇ હતી, પણ હજી પજરણ ચાલુ હતું. ફરીથી હુલ્લડ ફાટી નીકળવાની ધાસ્તી હતી. આ કારણસર તેમણે તાબડતોબ 'રાસ્ત ગોફ્તાર" પ્રગટ કરીને એક નવું હથિયાર ધારણ કર્યું.

લેખો આ માસિકમાં પ્રગટ થઇ ગયા હતા વળી તેઓ "સમાચાર દર્પણ" નામના દૈનિકના નિયમિત લેખક હતા, અને "સોક્રેટીસ અને ડાયોજીનસના સંવાદો" વિષે તેમણે અનેક લેખોની હારમાળા લખી હતી. રાહનુમાયે સભાના મંત્રી તરીકે તેઓ તેનાં પ્રકાશનો તપાસતા હતા અને તેમણે પોતે પણ કેટલાક નિબંધો લખ્યા હતા. વળી તેમણે સર જમશેદજી જીજીભાઇ ફિલોસોફિક ઇન્સ્ટીટ્યૂટનાં પ્રકાશનોના સંપાદન કાર્યમાં નવરોજી ફરદુનજીને પણ મદદ કરી હતી.

રાસ્ત ગોફ્તારના પહેલા ત્રણ અંકો હુલ્લડથી ઊભી થયેલી પરિસ્થિતિ અને તેની અસરની ચર્ચામાં જ રોકાઇ ગયા હતા. પોલીસ પારસીઓ તરફ કેવી મિત્રાચારીવિહોણી બની હતી, કોમના માનવંતા પુરુષોએ કોમ તરફ કેવું બિકણ વલણ ધારણ કર્યું હતું, અને "ચિત્રજ્ઞાન દર્પણ"ના અધિપતિને માફી માગવાની ફરજ પાડવાનું તેઓનું કામ કેવું અપમાનજનક હતું, તે દાદાભાઇએ હૃદયસ્પર્શી ભાષામાં બતાવી આપ્યું. એવી દલીલ કરી શકાશે કે પેલા અવિચારી જીવનવૃત્તાંતના લેખકનો બચાવ કરતાં દાદાભાઇ વિચારસ્વાતંત્ર્ય અને છાપાની સ્વતંત્રતાના પોતાના આદર્શોથી દોરવાઇ ગયા હતા. પણ એક પત્રકારને પડખે ઊભા રહેવાની આતુરતામાં દાદાભાઇએ માની લીધું હતું તેમ એ લેખ વાંધા વિનાનો તો ન જ હતો.

પોલીસ અને પારસી સદ્‌ગૃહસ્થો સામેનું દાદાભાઇનું તહોમતનામું તેમના રાજદ્વારી લેખો અને ભાષણમાં જે નીડરતા તરી આવતી હતી તેની આગાહીરૂપ હતું. એ સખત ટીકાકાર પાછલાં વરસોમાં સ્થાપિત હિતો સામે લડતાં અને રાજકર્તાઓની આપખુદી અને ગેરઇન્સાફોને ધિક્કારી કાઢતાં કદી થાકતો ન હતો. તે પોતાની કોમના મહાનુભાવો સામે બંડ પોકારી કોમને નામે બોલવાના તેઓના હક્કનો સામનો કરવામાં પણ મોળો પડયો ન હતો, અને નોકરીમાં આગળ વધવાની તેમનામાં પૂરતી અભિલાષા હતી તે છતાં અમલદારોની વર્તણુક સખત ભાષામાં વખોડી કાઢતાં તે જરા પણ ડર્યા ન હતા.

એક લેખમાં તેમણે લખ્યું હતું:- "રાતના લોકો પર હલ્લા કરી સવારે ઘુંટણિયે પડીને માફી મેળવવાની આરજુ કરનારાઓના ધિક્કારપાત્ર વર્તનની વત આપણે સાંભળી હતી. પણ આ દાખલામાં મુસલમાન હુલ્લડખોરોએ જાતે ઘુંટણિયે પડવાને બદલે જુલમના ભોગ બનેલાઓને માફી માંગવાની ફરજ પાડી હતી. એવી મધુર ભ્રમણામાં અમે હતા કે ન્યાયે અત્યાચારનું નિકંદન વાળી નાખ્યું હતું; પણ છેલ્લા બે મહિના દરમિયાન ઇન્સાફ ઊંઘી ગયો છે અને અત્યાચારીઓને ખુલ્લું મેદાન મળી ગયું છે."

આવો ગેરઇન્સાફ બ્રિટીશ હકૂમતમાં થાય તે તેમને મન એક ઉખ્યાણું હતું. તેથી તેમણે પોકાર કર્યો કે "આપણે જાગૃત છીએ કે સ્વપ્નું જોઇએ છીએ?" હુલ્લડ શાંત પાડવાના સૌથી સહેલા ઉપાય તરીકે 'ચિત્રજ્ઞાન દર્પણ' ના તંત્રી પાસે માફી મંગાવવાનો વિચાર અધિકારીઓને જ સૂઝ્યો હતો. અધિકારીઓના આ પગલાને વખોડી કાઢી તેમણે પોતાના હમદીનોને સવાલ પૂછ્યો કે મૂઠીભર કોમી આગેવાનોના હાથમાં કોમી સુકાન શા માટે સોંપવામાં આવ્યું છે? શું તેવાઓને માન આપીને હમદીનો તેઓના ગુલામ બનવા માગે છે? બે ઘોડાની ગાડીમાં ફરવા નીકળીને લોકોની સલામ ઝીલવામાં જ શું મોટાઇ આવી રહે છે? ગરીબોને પોતાનાં બાળબચ્ચાં જેવા ગણવાની એ મોટેરાઓની ફરજ નથી?

તા. ૨૬ મી નવેમ્બર ૧૮૫૧ ને દિને પારસીઓનું એક શિષ્ટમંડળ મુંબઇના ગવર્નરની મુલાકાતે ગયું. તેઓએ હાકેમ સાહેબ સમક્ષ એક અરજી રજૂ કરી જાહેર શાંતિ જાળવવા માટે કાર્યસાધક પગલાં લેવાની વિનંતી કરી. આ શિષ્ટમંડળમાં દાદાભાઇ પણ હતા. તે દિવસથી "હિન્દના આ આશાભર્યા પુત્ર" એક નેતા તરીકે મોખરે આવ્યા. જાહેર પ્રવૃત્તિનું કોઇ પણ ક્ષેત્ર બાકી ન હતું કે જ્યાં તેમની આગેવાની ન હોય. કોમી અથવા પ્રજાકીય કલ્યાણની કોઇ એવી ચળવળ ન હોય કે જેમાં તે ઉત્સાહી અને ચેતનવંત કાર્યકર ન હોય, તેમના તંત્રીપદ નીચે

## "રાસ્ત ગોફ્તાર"ની સિન્ડીકેટ



પી. આર. કોલાહ



કે. આર. કામા



ડી એફ. કામા



નવરોજી ફરદુનજી

બે મહિનામાં 'રાસ્ત ગોફ્તાર' પ્રગતિવંત લોકોનું આગેવાન વાજિંત્ર થઈ પડ્યું. પત્રનું કદ વધારી તેને અઠવાડિક બનાવવાની વાંચકોએ માંગણી કરી. દાદાભાઈએ જાહેર કર્યું કે ગ્રાહકોની સંખ્યામાં યોગ્ય વધારો થશે તો આ માગણી પાર પાડવામાં આવશે. લવાજમ ઘણું જ ઓછું, મહિને ફક્ત બે જ આના રાખવામાં આવ્યું, અને ગરીબોમાં પત્રનો ફેલાવો કરવા માટે જેઓ પાંચ પૈસે સુખી હોય તેઓ વધુ પૈસા આપશે, એવી તેમણે આશા બતાવી. તરત જ ગ્રાહકો નોંધાવા લાગ્યા, અને ૧૮૫૨ ના જાન્યુઆરી માસથી પખવાડિક 'રાસ્ત ગોફ્તાર' અઠવાડિક બની દર રવિવારે સવારે પ્રગટ થવા લાગ્યું.

શરૂઆતથી જ આ સુધારક છાપાને મદદ કરવા "સીસોટી' છોકરાઓ ખડા રહ્યા હતા. તે જમાનામાં એક સરકારી નોકરને વર્તમાનપત્ર ચલાવવામાં બાધ નડતો ન હતો એ બીના નોંધવા જોગ છે. દાદાભાઈ ૧૮૫૫ માં હિન્દ છોડી ઈંગ્લેન્ડમાં વસવાટ કરવા ગયા ત્યારપછી પણ 'રાસ્ત ગોફ્તાર' સાથનો તેમનો સંબંધ ચાલુ રહ્યો, અને તે પછી પત્ર ચલાવવા માટે એક સિન્ડીકેટ સ્થાપવામાં આવી. તે દાદાભાઇ, ખુરશેદજી નવરોજી કામા, ખુરશેદજી રૂસ્તમજી કામા, ડોસાભાઇ ફરામજી કામા, નવરોજી ફેરદુનજી, સોરાબજી શાપુરજી બંગાલી અને પેસ્તનજી કોલાહની બનેલી હતી. ત્રણ વર્ષ બાદ આ મંડળના આઠમા સભ્ય તરીકે જાણીતા હિન્દુ સુધારક કરસનદાસ મૂળજી જોડાયા હતા.

જ્યારે ઈરાની સલ્તનતને ઇસ્લામીઓએ ઉથલાવી નાંખી ત્યારે પ્રાચીન ઈરાનીઓના ધર્મ અને રાષ્ટ્રિય ગૌરવ પર મરણતોલ આઘાત થયો હતો. આગલા ઈતિહાસકારોએ ઈરાનના વિજેતાઓનાં ઇરાન સર જમીન પરનાં પગલાં લોહીથી ખરડાયેલાં ચીતર્યાં હતાં. તેઓ લખી ગયા છે કે બગદાદના ખલીફના સૈનિકો હાથમાં તલવાર લઇને આખા દેશ પર ફરી વળ્યા હતા, અને તેઓએ પરાજિત જરથોસ્તીઓને કુરાન અથવા મોત બેમાંથી

એકની પસંદગી કરવાની આજ્ઞા કરી હતી. આજે પણ ઇરાનના જરથોસ્તીઓનો એક ભાગ પ્રાચીન જરથોસ્તી ધર્મ પાળે છે એ વાતનો ખ્યાલ કરીએ તો આ જુલમ જહાંગીરીની વાતનો મેળ મળતો નથી. આરબોની જીતની સાથે જ ઇરાનીઓ વટલીને ઇસ્લામી થઇ ગયા ન હતા. ઘણા જરથોસ્તીઓ જેઓ પોતાનું વતન ત્યાગી ગયા ન હતા, તેઓ પોતાના પૂર્વજોના ધર્મને વળગી રહ્યા હતા. પણ તેમના પર જાતજાતનાં અપમાનો લાદવામાં આવ્યાં હતાં. સદીઓ સુધી તેઓ પોતાના પિતૃદેશના ગુલામો તરીકે જીવ્યા હતા, અને સાતસો આઠસો વર્ષો સુધી તેઓને હિન્દમાંના પોતાના હમ દીનોની હસ્તીની પણ ખબર પડી ન હતી. સદીઓ થયા તૂટી ગયેલો આ સંબંધ પંદરમી સદીના અંતમાં સજીવન થયો હતો.

૧૪૭૮ માં નવસારી, સુરત, અને ખંભાતમાં વસતા પારસીઓએ ચોકસ ધાર્મિક સવાલો સંબંધી માહિતી મેળવવા માટે નરીમાન હોશંગ નામના ધર્મ-અભ્યાસીને ઇરાન મોકલ્યા હતા. તેમની મુલાકાતથી અનેક ગેર ઇન્સાફો પ્રકાશમાં આવ્યા. સૌથી વધારે અપમાનજનક જજિયા વેરો હતો. આ કર વસૂલ કરતી વખતે કર ઉઘરાવનારાઓ જરથોસ્તીઓ પાસે બળજબરીથી વધારે પૈસા પડાવવાને મુખત્યાર હતા કાફરો (જરથોસ્તીઓ) પરનાં અપમાનો અને ગેરઇન્સાફોનો પાર ન હતો. તેઓની હાલત કેવી કંગાળ હતી તેનો થોડીક વિગતો પરથી ખ્યાલ આવશે. તેઓ વેપાર કરી શકતા નહિ. તેમનાં બાળકો માટે શાળાઓ ખોલી શકતા નહિ. છત્રી, ચશ્મા, વીંટી અને બીજી અનેક ચીજો વાપરવાની તેઓને મનાઇ હતી. તેઓએ પહોળા પયજામાને બદલે સાંકડા લેંઘા પહેરવા અને અમુક આકારનાજ જોડા પહેરવા એવું ફરમાન હતું. શહેરમાં કોઇ પણ જાનવર પર મુસાફરી કરવાની તેઓને મના હતી. રેતીના રણમાં પણ જો તેઓને કોઇ મુસલમાન સામો મળે, પછી તે અમીર હો યા ફકીર-તો પારસીઓને નીચે ઊતરવું પડતું. તેઓનાં ઘરો એટલાં બધાં નીચાં બાંધવાની ફરજ પાડવામાં આવતી

કે જેથી એક મુસલમાન હાથ ઊંચો કરે તો ઘરના છાપરાને તેનો હાથ લાગવો જોઇએ !

ઓગણીસમી સદીની મધ્યમાં હિન્દીવાસી પારસીઓએ આ "નાલાયકાતો" દૂર કરાવવા માટે સખ્ત પ્રયાસો કરવા માંડયા. એક રાહત ફંડ સ્થાપવામાં આવ્યું. પંચાયતના ટ્રસ્ટીઓએ માણેકજી ભીમજી હાટરિયાને પોતાના પ્રતિનિધિ તરીકે ઇરાન મોકલ્યા. તેમણે ઇરાની જરથોસ્તીઓને એટલી બધી હાર્દિક મદદ કરી હતી કે વરસો સુધી તેઓ આભારનાં આંસુ સાથે તેમનું નામ યાદ કરતા રહ્યા.

હાટરિયાને ઇરાનના જરથોસ્તીઓની સામાજિક, શિક્ષણ વિષયક, અને રાજદ્વારી પરિસ્થિતિની તપાસ સોંપવામાં આવી હતી. આ તપાસમાં દાદાભાઇએ ખૂબ ઊલટ લીધી હતી. હાટરિયાએ તેઓની ગરીબાઇ અને ધર્મઝનૂની પ્રજા વચ્ચેની તેઓની લાચાર હાલતનાં વર્ણનો દાદાભાઇ પર લખી મોકલ્યાં. એક પારસી સભામાં દાદાભાઇએ હાટરિયાના કરુણાજનક પત્રો વાંચી સંભળાવ્યા. તેને પરિણામે, ઇરાનમાં અત્યાચારના ભોગ બનેલા જરથોસ્તીઓને મદદ કરવા, તેઓના બાળકોને કેળવણી આપવા, અને ઇરાનના સત્તાધીશો પર અરજી મોકલવા માટે એક જુદું ફંડ સ્થાપવામાં આવ્યું.

દાદાભાઇ ઇંગ્લાંડમાં ઠરીઠામ થાયા પછી પણ તેમણે હાટરિયા સાથે સતત સંબંધ રાખ્યો હતો. હાટરિયાના અગત્યના સવાલો વિષેના પત્રો પ્રથમ દાદાભાઇ પર જતા, અને તે પોતાની સૂચનાઓ સાથે મજકૂર પત્રો મુંબઇની કમિટિ પર રવાના કરતા. ત્યારપછી ઘણે વરસે ઇરાનના શાહે ઇંગ્લાંડની મુલાકાત લીધી ત્યારે દાદાભાઇ તેમની સમક્ષ એક ડેપ્યુટેશન લઇ ગયા હતા, અને શાહને માનપત્ર એનાયત કરી પોતાની અરજ કરી હતી.

૧૮૫૨ ના સપ્ટેમ્બર મહિનાની ૨૨ મી તારીખે, એલ્ફીન્સ્ટન કૉલેજમાં મહાન સખીદાતા અને કેળવણીના આશ્રયદાતા ફરામજી કાવસજી બનાજીનું સ્મારક સ્થાપવા માટે, એક જાહેર સભા મળી

હતી. આ સભામાં એવો ઠરાવ થયો હતો કે સ્મારક માટે જે ફંડ ભેગુ થાય તેમાંથી સ્ટુડંટસ લીટરરી એન્ડ સાયન્ટિફિક સોસાયટી સાથે એક સંગ્રહસ્થાન સ્થાપવું, અને તે માટે મકાન બાંધવાની સરકારને અરજ કરી તે મકાનને ફરામજી કાવસજી ઇન્સ્ટિટયૂટનું નામ આપવું. ફરામજી કાવસજીએ સ્ટુડંટસ લીટરરી એન્ડ સાયન્ટિફિક સોસાયટીની કીમતી સેવા બજાવી હતી. આ સેવા માટે કૃતજ્ઞ થઇને દાદાભાઇએ રૂા. ૧૦૦૦ ભેગા કર્યા આ રકમ સોસાયટી તરફથી તેમણે સભાને અર્પણ કરી.

આ સભાનું નોંધવાજોગ લક્ષણ તે એલ્ફીન્સ્ટન કૉલેજના કેટલાક વિદ્યાર્થીઓની હાજરી હતું. દાદાભાઇના જુસ્સા અને દાખલાથી પ્રેરાઇને તેઓ ટોળાબંધ સભામાં ઊતરી પડયા હતા. ફરામજી કાવસજીની યાદમાં તેઓએ એક ખાસ ઇનામી ફંડ સ્થાપ્યું હતું. એક ગુરુની ફરજ શિષ્યોને ભણાવવા સાથે પોતાના અંગત વર્તન પરથી પોતાના વિદ્યાર્થીઓના હૃદયમાં ધર્મનો પ્રકાશ પ્રગટાવવાની હોય તો દાદાભાઇએ ફક્ત પોતાની કૉલેજના વિદ્યાર્થીઓ પરત્વે જ નહિ, પણ પોતાના આખા જીવન દરમિયાન પોતાના રાજદ્વારી શિષ્યો પ્રત્યે પણ એ ધર્મ કર્તવ્ય અદા કર્યું હતું.

૧૮૫૧ થી ૧૮૫૫ સુધીની દાદાભાઇની પ્રવૃત્તિનો આ ઇતિહાસ છે, પણ તે સંપૂર્ણ છે એમ માનવાનું નથી. તેમની દિલસોજી અને બૌદ્ધિક વિવિધતાની વિશાળતાનો આ નોંધવાજોગ ઇતિહાસ છે. રોયલ એશિયાટિક સોસાયટીની મુંબઇની શાખાના તે સભાસદ હતા, અને મુંબઇના ફિલોસોફિક ઇન્સ્ટીટયૂટ સમક્ષ તેમણે ખગોળશાસ્ત્ર સંબંધી એક નિબંધ વાંચ્યો હતો. ૧૮૫૩ માં મુંબઇમાં પહેલી નાટક મંડળી સ્થાપવામાં આવી ત્યારે તેના કામમાં દાદાભાઇએ જીવંત ઉત્સાહ લઇને તેની વ્યવસ્થાપક સમિતિમાં સેવા બજાવી હતી. મુંબઇના કોટના ધર્માદા દવાખાનાનું ટ્રસ્ટડીડ નકકી કરવા મળેલી સભાના તે પ્રમુખ હતા, અને દવાખાનાના એક

ટ્રસ્ટી હતા. જો કે તેઓ શ્રીમંત ન હતા, છતાં આવાં સખાવતી કામો માટે તેમણે પોતાની અંગત સેવા ઉપરાંત નાણાંની મદદ પણ આપી હતી. ૧૮૫૫ માં પ્રોફેસર પેટનની યાદ જાગવવા એલ્ફીન્સ્ટોનિયનોની મળેલી સભાનું પ્રમુખસ્થાન દાદાભાઇને આપવામાં આવ્યું હતું. એ જ વરસમાં તેઓ ગ્રાન્ડ જ્યૂરીના સભ્ય બન્યા હતા.

નેપોલિયને જગાડેલા યુદ્ધના અત્યારો પછી લગભગ ચાલીસ વરસ સુધી યુરોપમાં શાંતિ સ્થપાઇ ન હતી. હમેશને માટે સુલેહ જાળવવા માટે ૧૮૫૧ ના મહાન પ્રદર્શન પછી મોટી મોટી આશા બંધાઇ હતી, પણ તે નિરાશામાં ફેરવાવાને સર્જાઈ હતી. ત્રણ વરસમાં રશિયાના ઝારે, ટરકીશ સુલતાનની ખ્રિસ્તી રૈયતના રક્ષક તરીકેના પોતાના હકકો મંજૂર કરાવવાનો દાવો કર્યો. "પૂર્વના માંદા માણસે" આ દાવો તુચ્છકારી કાઢયો, અને પોતે નિર્બળ હોવા છતાં, તેણે રશિયા સામે યુદ્ધ પોકાર્યું, કેમ કે તેને ફ્રાન્સ અને બ્રિટનની મદદ મલવાની પૂરી ખાતરી હતી. સુલતાનની ગણત્રી ખોટી નહતી, કારણ કે થોડા જ વખતમાં ઇંગ્લાંડ અને ફ્રાન્સે લડાઇમાં ઝંપલાવ્યું.

તે વખતે એવી માન્યતા હતી કે ડેન્યુબ પર રશિયાની હકૂમત સિંધુ પર રશિયાની હકૂમત હોવા સમાન હતી. આ કારણસર જ્યારે દેશરક્ષક ફંડ ઉઘાડવામાં આવ્યું ત્યારે બ્રીટીશ તાજ તરફની વફાદારી બતાવવા માટે જ નહિ પણ રશિયન વરૂઓને હિન્દની સરહદથી દૂર રાખવાના રાજકર્તાઓના પ્રયત્નો માટે આભારની લાગણી દર્શાવવા હિન્દીવાનોએ ભારે ઉત્સાહથી લડાઇ ફંડમાં નાણાં ભરી આપ્યાં. આ હેતુ માટે ૧૮૫૫ ના જાન્યુઆરીની ૩૧ મી તારીખે, મુંબઇમાં એક જાહેર સભા ભરાઇ હતી. લોર્ડ એલ્ફિન્સ્ટન પ્રમુખસ્થાને બિરાજ્યા હતા; દાદાભાઇ સભાના એક વકતા હતા. તેમણે આ લડાઇને જુલમ સામે સ્વતંત્રતાની લડાઇની ઉપમા આપી, બ્રિટન અને તેના મિત્ર

સભ્યોની ફત્તેહ ચાહી, કેમકે તેમની માન્યતા અનુસાર તેઓ ન્યાય અને આઝાદીને પડખે હતા.

"મુંબઇના શહેરીઓએ લડાઇફંડમાં શા માટે નાણાં ભરવાં જોઇએ એવો એક સુયોગ્ય પ્રશ્ન પુછાયો છે," દાદાભાઇએ સભામાં કહ્યું હતું, "અને ડૉ. વિલ્સને તેનો સચોટ જવાબ આપતાં જણાવ્યુ છે, કે હિન્દનું કલ્યાણ ઇંગ્લાંડના કલ્યાણ સાથે જોડાયેલું છે."



## પ્રકરણ ૭ મું.

### કૉલેજનો ત્યાગ—વેપારમાં પ્રવેશ.

"દાદાભાઈ, આ કેવું પતન !" પ્રોફેસરે ગણિતશાસ્ત્ર છોડીને વેપારી થવાનો ઠરાવ કર્યો છે એ વાતની ખબર પડતાં પ્રિન્સિપાલ હાર્કનેસે કહ્યું.

દાદાભાઈને દોલતમંદ થવાની પરવા ન હતી. પોતાનું જીવન માનવજાતિની સેવામાં અર્પણ કરવાની તીવ્ર ઇચ્છા હતી; છતાં કયા કારણોને અંગે તેમણે આવું પગલું ભર્યું હશે? તેમની કેટલીક છૂટક નોંધો પરથી આ સવાલનું સ્પષ્ટીકરણ મળે છે. તેમણે કામાની વેપારી પેઢીમાં (૧૮૫૫ માં લંડનમાં સ્થપાયેલી પહેલી હિન્દી વેપારી પેઢી) જોડાવાનું કબૂલ કર્યું હતું, કેમકે તેઓ 'હિન્દ અને ઇંગ્લૅન્ડ વચ્ચે સંબન્ધ સ્થપાયેલો જોવા ચાહતા હતા.' અને ખાસ કરીને હિન્દીઓ છૂટથી ઇંગ્લૅન્ડ જઇને સનદી નોકરી અને બીજી નોકરીઓમાં હરિફાઈ કરી શકે તે માટે જુવાન હિન્દીઓ માટે રહેવાના ઘરની ગોઠવણ કરવાને આતુર હતા. તે જમાનામાં પણ "હિન્દ હિન્દીઓ માટે" એ તેમનો મુદ્રાલેખ હતો, અને વેપાર-ધંધાનાં સઘળા પ્રલોભનોની વચ્ચે તેમણે આ મહા હેતુ હમેશાં નજર સમક્ષ રાખ્યો હતો. વેપાર તો નિમિત્તરૂપ જ હતો, પણ ઇંગ્લૅન્ડમાં હિન્દને થયેલા અન્યાયની દાદ મેળવવા માટે બ્રિટીશ પ્રજાને જાગૃત કરવી એ દાદાભાઈનું ધર્મકર્તવ્ય હતું. એટલે પ્રથમ નજરે જે પતન જણાયું તે અંતે તો ઉત્થાન સાબીત થયું. એટલે પાછળથી તેમને મહાન દેશભક્તનું જે વિરલપદ પ્રાપ્ત થયું હતું તે મેળવવા માટેનું આ અનિવાર્ય પગથિયું હતું.

૧૮૫૫ પહેલાં ઇંગ્લૅન્ડમાં એક પણ હિન્દી વેપારી પેઢી ન હતી. આ દિશામાં કામા નબીરાઓએ જ પહેલ કરી હતી. તેઓએ લીવરપુલની

"આ રીલ આપણે રદ કરવાં પડશે." દાદાભાઇએ પોતાના સાથીને કહ્યું.

"કેમ ?" મંચેરજી કામાએ પૂછ્યું.

"કારણ કે તે ટૂંકાં છે."

"તેની આપણે પંચાત કરવાની નથી." મંચેરજીએ કહ્યું. "વાંધો પડશે તો તેઓ નુકસાની માંગશે." દાદાભાઈ મક્કમ રહ્યા. તેમણે કહ્યું, "તમે કહો છો તે ખરું હશે, પણ દોરો ટૂંકો માલુમ પડયા પછી મારાથી આ સોદો કેમ મંજૂર રખાય ?"

ખરશેદજી કામા દાદાભાઇ સાથે સંમત થયા. વાત વડી ઑફિસ પર ગઇ. તરત જ ત્યાંથી હુકમ આવ્યો કે દોરો ટૂંકો હોવા બાબતમાં કંઇપણ હોહા કરવી નહિ. દાદાભાઇ આવા ઠપકા માટે તૈયાર જ હતા. ઘણી વાર આવી રીતે તેમના ઠરાવો રદ થયા હતા, એટલે કરારની મુદત પુરી થયા પછી પેઢી સાથેનો સંબંધ ચાલુ રાખવાનું તેમને અનિચ્છનીય અને અવ્યવહારુ જણાયું.

'કામા ઍન્ડ કંપની' જે જાતજાતનો વેપાર કરતી હતી તેમાં અફીણ અને દારુના વેપારનો પણ સમાવેશ થતો હતો. હજારો માણસોને અધમ બનાવી તેઓની પાયમાલી કરનાર શરાબ અને અફીણના વેપારનો નફો ખિસ્સામાં નાખતાં તેમનું અંતઃકરણ ડંખ્યું. તેમણે પોતાના વ્યવહારનિપુણ ભાગિયા ખરશેદજી નશરવાનજી કામા પર ગુજરાતીમાં એક પત્ર લખીને આવા વેપારના નફામાં ભાગ લેવાની ના પાડી.

> કામાએ જવાબમાં લખ્યું:–"સરકાર કૉલેજના પ્રોફેસરો અને બીજા અમલદારોને પગાર આપવા માટે નાણાં કયાંથી મેળવે છે તે તમે મને કહેશો? તમે પ્રોફેસર હતા ત્યારે અફીણ અને દારૂના વેપાર પરની જગાતમાથી મળેલા નાણાંમાંથી તમારો પગાર લીધો ન હતો ? જો તમે ધંધામાંથી ફારેગ થઇને પાછા નોકરીમાં જોડાશો તો જે વેપાર તમારા નાકમા ગંધાય છે તે જ વેપારમાંથી ઉઘરાવેલા કલંકિત કર પર તમે ફરીથી ગુજરાન કરશો કે નહિ ? જો આપણી પેઢી

અફીણનો વેપાર બંધ કરે તો તેથી એ વેપાર સદંતર બંધ થઇ થઈ જવાનો છે? તમે જેની ના પાડો છો તેનો વેપાર બીજાઓ નહિ કરે?"

પણ દાદાભાઇના મનનો નિશ્ચય ફેરવાયો નહિ. આ બધા મતભેદોનું પરિણામ એ આવ્યું કે દાદાભાઇએ કામાની પેઢી સાથેની ભાગીદારી છોડી દીધી. ભાગીદારીના ખતની મુદત પૂરી થયા વગર ખરશેદજી રૂસ્તમજી કામા પણ પેઢીમાંથી છૂટા થયા. ખરશેદજી કામાના જીવનવૃત્તાંતના લેખક તેમનું ભાગીદારીમાંથી છૂટા થવાનું ખાસ કંઈ કારણ જણાવતા નથી, છતાં તેમના વૃત્તાંતમાં નીચેનું વાક્ય નજરે પડે છે. "૧૮૫૯ ની શરૂઆતમાં તે તેમની પ્રમાણિકતાને દીપાવે એવાં અંગત કારણોને અંગે ભાગીદારીમાંથી છૂટા થયા."*

આગળ કહ્યું છે તે મુજબ કામા બિરાદરો દાદાભાઇના પરમ મિત્રો હતા. સેવા અને આત્મભોગના દાદાભાઇના આદર્શોની તેઓએ પ્રશંસા કરી, અને પોતાના દેશબંધુઓની હાલત સુધારવાના તેમના પ્રચંડ ઉત્સાહને વધાવી લીધો. સામાજિક અને ધાર્મિક સુધારણાના કાર્ય માટે દાદાભાઈએ કામા બિરાદરોના નૈતિક અને આર્થિક ટેકાની વિશ્વાસપૂર્વક માગણી કરી હતી, અને તેઓ તરફથી હંમેશાં તેમને ઉત્તેજન અને પ્રેરણા મળ્યાં હતાં. આવા મિત્રો કેવી ગમગીનીથી વેપારી ભાગીદારીમાંથી છૂટા થયા હશે તેનો આ પરથી ખ્યાલ આવી શકશે. તેઓ ભાગીદારીમાંથી છૂટા થયા છતાં તેઓ વચ્ચે કોઈ જાતની કડવાશ થઈ ન હતી. બન્ને પક્ષો એક બીજાની લાગણી સમજતા હતા, અને તેઓનો સંબંધ અગાઉના જેવો જ સ્નેહાળ અને મૈત્રીભર્યો જ રહ્યો હતો.

કામા એન્ડ કંપની સાથેના પોતાના સંબંધ દરમ્યાન દાદાભાઈએ કામા કુટુંબના જુવાન નબીરાઓ પર પણ કેટલીક વ્યક્તિગત અને વેપારનીતિ વિષયક પોતાના આદર્શોની છાપ પાડી હતી. તેમાં એક નોંધવા લાયકનો દાખલો એચ. આર. કામા વિષે હતો કે

* એસ. એમ. એડવર્ડ કૃત ખરશેદજી રૂસ્તમજી કામા પાનું ૧૬ મું

જેમણે તા, ૪ થી એપ્રિલ ૧૮૫૮ ને દિને લીવરપુલથી ખરશેદજી રૂસ્તમજી પર નીચે પ્રમાણે પત્ર લખ્યો હતો:

"બાવાજીએ આખરે ચીનની પેઢીનો વહીવટ દોરાબજીને સોંપ્યો છે, અને મારી મુદત પૂરી થતાં તેઓ મને અને દોરાબજીને ભાગિયા બનાવવાના છે. તમે મને ચીનની પેઢીમાં બાવાજી સાથે જોડાવાની સલાહ આપો છો ? મને ખરેખર અફીણનો વેપાર ગમતો નથી, કેમ કે અફીણીઓ પરની અસર મેં મારી સગી આંખોએ જોઈ છે."

દાદાભાઇ ખિસ્સા ભરીને નહિ પણ પોતાની બુદ્ધિને સમૃદ્ધ બનાવીને હિન્દ પાછા ફર્યા. તે જમાનામાં ત્રણ વરસનો ઇંગ્લેન્ડનો વસવાટ ઉદાર શિક્ષણ મેળવવા સમાન હતો. એ એવો જ જમાનો હતો કે જયારે ગ્લેડસ્ટન, કોબ્ડન, અને બ્રાઇટ એવા માહાન વિરલાઓ બ્રિટીશ રાજકારણમાં ઉદારમતવાદનો નવો પ્રાણ ફૂંકતા હતા, અને હરબર્ટ સ્પેન્સર, મિલ, અને કાર્લાઇલ જેવા લેખકો સામાજિક પુનર્ઘટના માટે નવા સિદ્ધાંતો દ્વારા આખા સમાજમાં પલટો લાવતા હતા. આવા વાતાવરણમાં દાદાભાઇને પોતાના દેશબંધુઓ અને પશ્ચિમના લોકોની સામાજિક, રાજકીય, અને આર્થિક પરિસ્થિતિ વચ્ચેના અંતરનું સચોટ ભાન થયું. આખા જગતમાં "પાર્લામેન્ટોની માતા" તરીકે પ્રખ્યાત થયેલા દેશ કરતાં બીજી કઇ જગ્યાએ તેઓ રાજદ્વારી તત્ત્વજ્ઞાન, લોકશાહી સંસ્થાઓના વહીવટ, અને રાજતંત્રના પાર્લામેન્ટરી સ્વરૂપનો વધારે સારો અભ્યાસ કરી શકત ? બ્રિટીશ સલ્તનતના મધ્યબિન્દુ લંડન સિવાય આંતર રાષ્ટ્રીય વેપાર, શરાફી, અને ચલણનો અભ્યાસ કરવાની પાઠશાળા તેમને બીજે ક્યાં મળી શકત ?

જેમ જેમ દાદાભાઇને હિન્દમાંના બ્રિટિશ વહીવટની ખામીઓ વધુને વધુ પ્રમાણમાં સમજાવા લાગી તેમ તેમ તેઓ ઇંગ્લેન્ડવાસી અંગ્રેજોની ન્યાય માટેની લાગણીના વધુને વધુ પ્રશંસક બનતાં ગયા. બ્રિટીશ ચારિત્ર્યના સારા અને ખરાબ મુદ્દાઓનો અભ્યાસ

કરવાથી ફક્ત આમની સભામાં જ નહિ પણ આખા ગ્રેટબ્રિટનમાં હિન્દ માટેની લડત લડવાની તેમની તમન્ના તીવ્રતર બની.

૧૮૫૬ ના માર્ચમાં દાદાભાઇને લંડનની યુનિવર્સીટી કોલેજમાં ગુજરાતીના પ્રોફેસર નિમવામાં આવ્યા. ૧૮૬૫–૬૬ સુધી તેમણે એ હોદ્દો ભોગવ્યો. તે 'ફેકલ્ટીઝ ઓફ આર્ટસ એન્ડ લોઝ'ના તેમ જ કોલેજની સેનેટના પણ સભ્ય હતા. તે કોલેજમાં શું શીખવતા હતા, અને તેમની ફરજો શી હતી તે વિષે તે વર્ષના યુનિવર્સીટી કેલેન્ડરમાં નીચલી નોંધ મળે છે:

"સોમ અને ગુરુઃ છ થી સાત વ્યાકરણ અને મનોયત્ન, (Grammar and exercises) શ્રીનનાં વાક્યો અને બાળ શાસ્ત્રીનો બ્રિટિશ હિન્દનો ઇતિહાસ"

ઇંગ્લેન્ડમાં દાદાભાઇ કેવું જીવન ગાળતા હતા? તે કઇ જગ્યાએ, કેવી ઢબે રહેતા હતા? તે કોના સમાગમમાં આવતા હતા? તે કોની મિત્રતા પસંદ કરતા હતા? તેઓ પોતાના મિત્રો માટે, તેમના મિત્રો એમને માટે શું ધારતા હતા? આ સંબંધી માહિતી મેળવવા માટે અમે ઘણો પ્રયાસ કર્યો હતો, પણ વ્યર્થ. દાદાભાઇના ભાણેજ ફરામજી રૂસ્તમજી દેશાઇ જેને તેઓશ્રી ૧૮૫૯ માં વિદ્યાર્થીઓની એક ટૂકડી સાથે ઇંગ્લેન્ડ લઇ ગયા હતા તેની પાસે બહુ જૂજ માહિતી મળી શકી છે.

બીજા કામા બિરાદરો સુધારક હતા; પણ મંચેરજી કામા જૂના વિચારો અને રીતરિવાજોના હિમાયતી હતા. આથી આ ત્રણ ભાગીદારો લંડનમાં પારસી રસમ મુજબ રહેતા હતા. પણ દાદાભાઇના કે. આર કામા સાથેના પત્રવ્યવહાર પરથી જણાય છે કે મોટે ભાગે તેઓ લીવરપુલમાં રહેતા, જ્યાં તેમનો રૂનો મોટો વેપાર ચાલતો હતો. મંચેરજી ચુસ્તપણે સઘળી પારસી તરીકતો પાળતા હોવાથી તેઓએ પારસી બબરચી અને પારસી નોકરો રાખ્યા હતા. મંચેરજીને છરી કાંટા સામે વાંધો ન હોવાથી તેમણે હાથ ધોવા માટેના પ્યાલા લઇ ચલાવ્યું હતું, પણ દરેક ખાણા

વખતે બબરચીઓ ટેબલની આસપાસ ફરીને મહેમાનોના હાથ ધોવરાવવા જાય એવો રિવાજ તેમણે જાળવી રાખ્યો હતો. હાથ ધોવાની આ પદ્ધતિ તેઓના અંગ્રેજ મહેમાનોને ગમતી હતી કે નહિ તે જાણુમાં આવ્યું નથી.

તે જમાનામાં દાદાભાઇએ લીવરપુર અને લંડનની વચ્ચે આવજાવ કરતી વખતે પોતાને માટે એક ખાસ પોષાક શોધી કાઢયો હતો. લાંબો કાળો ડગલો, સફેદ રેશમી ગલપટો, કાળો પાટલુન, અને બ્લુ રંગના રેશમી ફુમતાવાળી મલમલની કાળી ટોપી. આ દાદાભાઇનો પહેરવેશ! ફીરોજશા મહેતા, હોરમસજી વાડિયા, જે. સી. કામા, અને દાદાભાઇના બીજા શિષ્યો તથા ઓફિસના મદદનીશો પણ દાદાભાઇની ફેશન પ્રમાણે જ પોશાક પહેરતા. પાછળથી "દેશ તેવો વેશ" એ કહેવતનો અમલ કરી તેમણે અંગ્રેજી પોષાક ધારણ કર્યો હતો, પણ જ્યારે તે હિન્દ આવતા ત્યારે અસલ પારસી પહેરવેશ અખત્યાર કરતા.

દાદાભાઈ ત્રણ વરસ સુધી મુંબઇથી દૂર રહ્યા હતા, પણ સમાજસુધારા સાથેનો તેમનો સંબંધ ચાલુ જ હતો. ૧૮૫૫ના ઑગસ્ટની ૨૦ મી તારીખે મુંબઇના પારસીઓએ પારસી લગ્ન અને વારસાહિસ્સાના કાયદામાં સુધારા કરવાની અરજ ધારાસભા સમક્ષ રજૂ કરી હતી. તે જમાનાની પારસી પંચાયત ખાસ કેસમાં એક જીવતી બૈરી પર બીજી કરવાની છૂટ આપતી હતી. સમાજસુધારકોએ આ રિવાજને જરથોસ્તી ધર્મના ફરમાનોનો શરમ ભર્યો ભંગ કરનારો ગણીને તેને ધિક્કારી કાઢયો. પણ અહીં વિતંડાવાદનું કામ ન હતું. એક બૈરીની હૈયાતીમાં બીજી ન જ પરણી શકાય તે માટે કાયદાથી મના કરવાની જરૂર હતી. આથી સુધારકોએ જનાકારીને મના કરવા માટે કાયદામાં સુધારો કરવા માટે સખત લડત ચલાવવા માંડી. આ વખતે દાદાભાઇ આ લડતના સ્થાનથી ઘણા દૂર હતા, છતાં આ ચળવળમાં ઉલટથી તેમણે એક લખાણ–યાદી દ્વારા સુધારકોને ટેકો આપ્યો હતો.

દાદાભાઇ મુંબઇમાં થોડો જ વખત રહ્યા. પારસી
આ ટૂંકા વસવાટ વિષે બે બનાવોની નોંધ લેવામાં ચ
તા. ૧૫ મી ડિસેમ્બર ૧૮૫૮ ને દિને મહારાણી (
તરફ મુંબઇના નાગરિકોના વફાદારી અને સ્
સ્મરણ ચિન્હ રૂપે વિકટોરિયા ગાર્ડન અને મ્યુઝીઅ
મૂકવા માટે એક જાહેર સભા મળી હતી. આ
દાદાભાઇએ આ હેતુ માટે અનુકૂળ જગ્યાની સરકાર પાસે
કરનારા ઠરાવને ટેકો આપ્યો હતો. દાદાભાઇના સાથી
રતનજી કોલાહે ૧૮૫૯ માં સ્ત્રી જ્ઞાનમાળા નામનું માસિ
હતું, જેનો હેતુ સ્ત્રીઓના જ્ઞાનની વૃધ્ધિ કરવાનો હતો. દા
આ માસિકના પહેલા અંકમાં સ્ત્રીજીવનના પ્રશ્નો વિ
લખ્યો હતો.

૧૮૫૯ ના જાન્યુઆરીની ૯ મી તારીખે પાછળથી ર
વિદ્વાન અને ઇતિહાસકાર તરીકે નામના મેળવનાર
પાલનજી કાપડિયા અને પેસ્તનજી રતનજી કોલાહની સાથે
યુરોપની બીજી સફરે ઊપડયા. તેમના ભાણેજ ફરામજી
દેશાઇ અને કામા કુટુમ્બના બે નબીરા જમશેદજી ખરશે
અને હોરમસજી દોરાબજી કામાને વિદ્યાભ્યાસ માટે
પોતાની સાથે લઇ ગયા હતા. લીવરપુલ પહોંચ્યા પછી
કે. આર. કામાને (તા. ૭ મી માર્ચે) લખ્યું હતું કે '
ગુરુવારે હું ૬૩, ઓકસફર્ડ સ્ટ્રીટમાં મારા ઘરમાં રહેવા
આશા રાખું છું."

ત્યારપછી તરત જ દાદાભાઈએ દાદાભાઈ નવરોજી એન્ડ
નામે ધંધો શરૂ કર્યો, અને કાપડિયા તથા કોલાહને પોતાના
બનાવ્યા. ૧૮૬૦ ની અધવચમાં તેમના મદદનીશ તરીકે
નસરવાનજી માસ્તર જોડાયા. હવે તેમના સિદ્ધાંતોમાં ખત
નાર કોઈ ન હતુ. તેમનો ધંધો સરળતાથી ચાલવા લાગ્યો
પૂરવાર કરી આપ્યું કે નીતિના સિદ્ધાંતો વેપારમાં નડતર

નથી, અને એક ફતેહમંદ વેપારી પ્રમાણિકપણે વેપાર કરતાં કરતાં આત્માનું ઉમદાપણું પણ જરૂર જાળવી શકે છે.

એક દિવસ તેમને તેમની ઓફીસમાં એક ગૃહસ્થ મળવા આવ્યા.

"હલ્લો અરદેસર, તમે કંઇ ભૂલા પડયા ? —" આવનાર ગૃહસ્થને મીઠો આવકાર આપી દાદાભાઇએ કહ્યું.

"હું ધંધાસર આવ્યો છું." અરદેસરે જવાબ આપ્યો.

ચીન સાથે વેપાર કરતી હિન્દની એક પેઢીએ અરદેસરને ખાસ કામ પર રોકયા હતા. આ પેઢીને જોઇતા ચાર મોટા જહાજો ખરીદવાની ગોઠવણ કરવા માટે તેને ઇંગ્લેન્ડ મોકલવામાં આવ્યો હતો. દાદાભાઇએ અગાઉ તેના પર કંઇ ઉપકાર કર્યો હતો, અને તે આ ઉપકારનો બદલો વાળવાને આતુર હતો. તેથી દાદાભાઇની પેઢી મારફતે તેણે કોઇ વહાણ બાંધનારા કારખાના સાથે કબાલો કરવાનો ઠરાવ કર્યો હતો.

કર્ત્વ્યપરાયણ દાદાભાઇએ આ જહાજો બાંધવા માટે ટેન્ડરની માગણી કરી એક ટેન્ડરમાં "દાદાભાઇ નવરોજી એન્ડ કુંપનીને ટેન્ડરની રકમ પર સેંકડે પાંચ ટકા લેખે કમીશન" એવી નોંધ હતી. આ ટેન્ડર ઓછામાં ઓછી રકમનું ન હતું, પણ જો કમીશનની રકમ બાદ કરવામાં આવે તો તે સૌથી ઓછી રકમનું થતું હતું. દાદાભાઇએ આ પેઢીના પ્રતિનિધિને મળવા બોલાવ્યો.

"આ રકમનો અર્થ શું ?" તેમણે પૂછ્યું.

"એ તો રિવાજ છે." પ્રતિનિધિએ જવાબ આપ્યો. "અમને જેની મારફતે વરદી મલે તે બધી પેઢીઓને અમે અમુક ટકા કમિશન આપીએ છીએ."

"જો એવો રિવાજ હોય તો બીજી પેઢીઓના ભાવમાં આ રકમ કેમ જણાતી નથી ?"

"જો તેઓએ અડસટામાં કમીશન જણાવ્યું નહિ હોય તો કોઇ બીજી રીતે તેની ગોઠવણ કરી હશે." પેલાએ કહ્યુ,

"પણ આ રીતે મારી પેઢી ટેન્ડર સ્વીકારી શકતી નથી." દાદાભાઈએ કહ્યું, "જો તમે મને કમિશન આપો તો હું તમારા કામ પર યોગ્ય રીતે દેખરેખ શી રીતે રાખી શકું? મને ખરીદનાર તરફથી મારી મહેનતનો બદલો મળે છે. વેચનાર પાસેથી મારાથી પૈસા લેવાય નહિ."

પેલા પ્રતિનિધિને શું જવાબ આપવો તે સમજાયું નહિ. તેને લાગ્યું હશે કે અચાનક તે વેપારી પેઢીમાંથી ધર્મમંદિરમાં જઈ ચડયો હતો!

"તમારું ટેન્ડર મંજૂર કરાવવા માગતા હો તો આ રકમ તમારે કાઢી નાખવી પડશે." દાદાભાઈએ કહ્યું.

કમીશનની રકમ કાઢી નાખવામાં આવી, અને ટેન્ડર સ્વીકારવામાં આવ્યું. પણ કારખાનાના પ્રતિનિધિને તે વખતે ખ્યાલ પણ આવ્યો ન હતો કે આ રકમ કાઢી નાખવાથી તેની કંપનીને પાંચ ટકા કરતાં ઘણી મોટી રકમ તોડવી પડવાની હતી! દાદાભાઈએ પોતાના ઘરાકના જહાજોના બાંધકામ પર એવી સખ્ત દેખરેખ રાખી કે કારખાનાવાળાને વધુ કામ કરવું પડયું, અને દાદાભાઈએ સામાન્ય વેપારી રીત પ્રમાણે કમિશન ખિસ્સામાં મૂકયું હોત તેના કરતાં કારખાનાવાળાને ત્રણ ગણો ખર્ચ કરવો પડયો. તે વખતે દાદાભાઈની પેઢી નવીસત્રી હતી, છતાં, તેઓ સુખચેનમાં રહી શકે તેટલું કમાતા હતા. તે ક્વિન ઇનશ્યુરંસ કંપનીના ડીરેકટર અને ૧૮૬૨ ના ઔદ્યોગિક પ્રદર્શનના ગેરંટર હતા. કોઈ પણ ભવ્ય કાર્યમાં મદદ કરવાની વૃતિવાળા દાદાભાઈએ જાહેર હિતની અનેક ચળવળોમાં રાજીખુશીથી નાણાની સંગીન મદદ કરી હતી. માઉન્ટ સ્ટુઅર્ટ એલ્ફીન્સ્ટન અને જગન્નાથ શંકરસેટનું સ્મારક મુંબઈમાં રાખવા, પ્રિન્સિપાલ હાર્કનેસને માનપત્ર અને પર્સ એનાયત કરવા, એલ્ફીન્સ્ટન ઇન્સ્ટીટ્યૂશનમાં સંસ્કૃત લાયબ્રેરી સ્થાપવા, વગેરેમાં તેમણે મદદ કરી હતી. ૧૮૬૧ માં લંડનની પારસી કોમ માટે યુરોપમાં ભેગા કરવામાં આવેલા તથા મુંબઈની પારસી કન્યાઓને અંગ્રેજી કેળવણી આપવાના ફંડોમાં પણ તેમણે ઉદાર ફાળો આપ્યો હતો.

આ વખતે ઇંગ્લેન્ડમાં તેમની પ્રવૃત્તિઓ કેટલી વિશાળ અને વિવિધ પ્રકારની હતી તેનો ખ્યાલ આપવા માટે જુદીજુદી સંસ્થાઓ સાથેનો તેમનો સંબંધ નોંધવો પૂરતો થઇ પડશે. લીવરપુલ લીટરરી એન્ડ ફીલોસોફિક સોસાયટી, ફીલોમેથિક સોસાયટી, કાઉન્સીલ ઓફ લીવરપુલ એથેનિયમ, રોયલ ઇન્સ્ટીટ્યૂટ ઓફ લંડન, ગ્રેટબ્રિટન અને આયર્લૅન્ડની રૉયલ એસિયાટિક સોસાયટી, એથ્નોલોજીકલ સોસાયટી, એન્થ્રોપોલોજીકલ સોસાયટી, સોસાયટી ઓફ આર્ટસ અને નેશનલ ઇન્ડિયન એસોસીએશનના સભ્ય હોવા ઉપરાંત એક "મેસન" તરીકે દાદાભાઈ માન પામ્યા હતા, અને "ધ માર્કવીસ ઓફ ડેલહાઉઝી" નામના લૉજના સ્થાપક અને ખજાનચી હતા.

હિન્દના પારસી રહીશો વિષે બ્રિટીશ પ્રજા બહુ ઓછી માહિતી ધરાવે છે. દાદાભાઇના વખતમાં તો અંગ્રેજો પારસીઓ વિષે કંઇ જ જાણતા ન હતા એમ કહીએ તો ચાલે. આથી દાદાભાઇએ લીવરપુલની લીટરરી એન્ડ ફીલોસોફિકલ સોસાયટી સમક્ષ પારસીઓના રીતરિવાજો અને રહેણીકરણી તથા જરથોસ્તી મઝહબ વિષે નિબંધો વાંચ્યા, અને તેમાં જૂના અને નવા વિચારના પારસીઓના આચારવિચારનો સ્પષ્ટ ચિતાર આપ્યો. નિબંધના પહેલા ભાગમાં એક જૂના વિચારનો પારસી સવારે જાગીને સાંજે સૂવા જાય છે ત્યાં સુધીમાં કઇ કઈ ક્રિયાઓમાંથી પસાર થાય છે, તેનું તેમણે વર્ણન કર્યું હતું. જો કે તેમના વક્તવ્યની વલણ સુધારક તરફ હતી, છતાં જૂના વિચારના રૂઢીચુસ્તો વિષેનું તેમનું વિવેચન ન્યાયી અને સહિષ્ણુતાભર્યું હતું. આથી પ્રોફેસર મેક્ષ મુલર પર એટલી બધી સરસ છાપ પડી હતી કે તેમણે "Chips from a German Workshop[1] નામના પોતાના પુસ્તકમાં દાદાભાઇની ન્યાયપ્રિયતાનો ખાસ ઉલ્લેખ કર્યો હતો. મેક્ષ મુલર કહે છે કે દાદાભાઇના લેખોમાં જૂના વિચારના રૂઢીચુસ્તો સંબંધી "અપમાનજનક કટાક્ષ નથી, અથવા તિરસ્કારદર્શક ઉલ્લેખ નથી....

---

1 Vol I, London 1867 P. 165

જો કે કેટલીક વાર તેવા કટાક્ષ કરવાની લાલચ અનિવાર્ય થઇ પડી હશે........"

હિન્દીઓએ બ્રિટીશોની વેપારી રીતભાતનો અભ્યાસ કરવો જોઇએ એવી દાદાભાઈની માન્યતા હતી. તેઓ રૂના વેપારમાં પડેલા હોવાથી માન્ચેસ્ટરની કૉટન સપ્લાઇ એસોસીએશનના સભ્ય બન્યા, અને તે જીલ્લાના રૂના વેપારના સંગઠનનો અભ્યાસ કરવાની મળી શકતી તકોનો લાભ લેવા સાથે તેમણે હિન્દના રૂના વેપાર સંબંધી એસોસીએશનના સભ્યો સમક્ષ માર્ગદર્શક નિબંધો વાંચ્યા. તે સાથે તેમણે મુંબઇના મીલમાલેકો અને રૂના વેપારીઓને વારંવાર સમજાવ્યું કે હિન્દનો કપાસ સસ્તામાં સસ્તા ભાવે મેળવી તેમાંથી બનેલું કાપડ નફા સાથે વેચવા માટેની લૅંકેશાયરના વેપારીઓ અને મીલવાળાઓની યુકિત પ્રયુકિતઓનો સંભાળપૂર્વક અભ્યાસ કર્યા વિના તેઓ લૅંકેશાયર સાથે હરીફાઇ કરવામાં ફાવી શકવાના નથી.

લીવરપુલમાં દાદાભાઇ સેમ્યુઅલ સ્મીથના સમાગમમાં આવ્યા. 'દાદાભાઇ એન્ડ કુંપની' સાથે રૂનો વેપાર કરનાર આ ગૃહસ્થ અત્યંત વિશ્વાસપાત્ર વેપારી હતા. આ વેપારી સંબંધમાંથી જીવનભરની મૈત્રી બંધાઇ. હિન્દની આઝાદી માટેની દાદાભાઇની લડતમાં સ્મીથ ખુબ રસ લેતા હતા, અને ૧૮૮૨ થી ૧૮૮૫ સુધી લીવરપુલના અને ૧૮૮૬ થી ૧૯૦૬ સુધી ફ્લીન્ટશાયરના પ્રતિનિધિ તરીકે તેણે દાદાભાઇની સઘળી રાજદ્વારી ચળવળોને ટેકો આપ્યો હતો. ઈંગ્લેન્ડની મદ્યપાન નિષેધની ચળવળનો તે આધાર હતો, અને આ કામમાં દાદાભાઇ તેના ઉત્સાહી સહાયક હતા. ૧૯૦૬ માં અખિલ હિન્દ મદ્યપાન નિષેધક પરિષદનું પ્રમુખસ્થાન શોભાવવા તે હિન્દ આવ્યા હતા, અને કલકત્તાની હિન્દી રાષ્ટ્રીય મહાસભાની ઐતિહાસિક બેઠકમાં તેમણે હાજરી આપી હતી કે જેમાં પહેલી વાર કોંગ્રેસના પ્રમુખ તરીકે દાદાભાઇએ સ્વરાજની માંગણી કરી હતી. કોંગ્રેસની બેઠકના ચોથા દિવસે તા. ૨૯ મી ડિસેંબરે

મહાસભાના પ્રતિનિધિઓએ હિન્દના આ સાચા મિત્રના અચાનક અવસાનની દિલગીરીભરી ખબર સાંભળી હતી, અને તેમના મરણથી હિન્દને ગયેલી ખોટની લાગણીભરી નોંધ લીધી હતી.

સાહિત્ય અને વેપારની પ્રવૃત્તિઓમાં ગુંથાયેલા દાદાભાઇ હિન્દની ફરિયાદો રજૂ કરવાની એક પણ તક ભાગ્યે જ ગુમાવતા. વસ્તુતઃ તેઓ ઇંગ્લન્ડમાંના હિન્દના બિનસરકારી એલચી થઇ પડયા હતા. ૧૮૫૯ માં હિન્દી સનદી નોકરીમાં ભરતી કરવાની પદ્ધતિમાં રહેલા મૂળભૂત અન્યાય વિષેની તેમની લડતની શરૂઆત થઈ. સનદી નોકરીમાં જાહેર હરિફાઇથી દાખલ થવાની પધ્ધતિ થોડા જ વખતથી શરૂ થઈ હતી, તેમાં અચાનક ઇન્ડિયા ઓફિસે ઉમેદવારોની ઉમ્મરની મર્યાદા ૨૩ પરથી ઘટાડીને ૨૨ વર્ષની કરવાનું જાહેર કર્યું. આ ફેરફારથી પહેલવહેલા હિન્દી રૂસ્તમજી હીરજીભાઇ વાડિયા પરીક્ષામાં બેસવાને નાલાયક ઠર્યા. દાદાભાઇએ હિન્દી પ્રધાન લૉર્ડ સ્ટેનલી સમક્ષ આ સામે વિરોધ નોંધાવ્યો. તેમણે અરજ કરી કે ઉમ્મરનો ફેરફાર અગાઉથી જાહેર કરવામાં આવ્યો નહોતો એટલે ન્યાયને ખાતર બીજી રીતે લાયક હોય તેવા ઉમેદવારોને પરીક્ષામાં બેસવા દેવા જોઇએ.

તે પછી દાદાભાઇએ હિન્દ તરફથી આ લડત ઉપાડી લેવાને સર અર્સકીન પેરીને વિનંતી કરી. સર અર્સકીનની મિત્રતા દાદાભાઇને બળ અને પ્રેરણા આપનારી હતી. એકબીજા તરફ પરસ્પર આકર્ષણથી ખેંચાયેલા બે હૃદયોના એકીકરણ પર આધાર રાખતી આ મિત્રતા એ ઉમરાવ જીગરના અંગ્રેજના જીવનના અંત સુધી ટકી રહી હતી.

સર અર્સકીને જુવાન વાડીઆ માટે જહોન બ્રાઇટના દિલમાં લાગણી ઉત્પન્ન કરી. હિન્દના એ એકનિષ્ઠ મિત્રે આનંદથી વાડિયાની વકિલાત ઉપાડી લીધી. પણ તે અને તેમના મિત્રો આમની સભામાં આ સવાલની ચર્ચા ઉપાડે તે પહેલાં અમેરિકામાં આંતરિક વિગ્રહ (Civil war) ફાટી નીકળ્યો, અને પાર્લામેન્ટનું સઘળું લક્ષ તેમાં

રોકાઇ ગયું—હિન્દી સનદી નોકરીનો પ્રશ્ન અભરાઇ પર ચઢાવવામાં આવ્યો; પણ દાદાભાઇએ સત્તાધિકારીઓ સાથેનો પત્રવ્યવહાર ચાલુ જ રાખ્યો, અને હિન્દી પ્રધાને એક પત્ર લખીને ખાતરી આપી કે "સનદી નોકરી સંબંધના ધારાધોરણોમાં જેમ બને તેમ જલદીથી અગાઉથી યોગ્ય જાહેરાત કર્યા વિના કંઈ પણ ફેરફાર કરવામાં આવશે નહિ."

દાદાભાઈને મન આ સવાલ રાષ્ટ્રીય નજરે ઘણો મહત્ત્વનો હતો. વર્ષો પહેલાં મેકોલેએ કહ્યું હતું કે પરદેશી ધૂંસરી કરતાં બીજી કોઇ પણ ધૂંસરી વધારે જુલમી નથી. હિન્દમાંના બ્રિટીશ વહીવટ અને બ્રિટીશ રાજનીતિનું બારીક અવલોકન કરતાં દાદાભાઇની ખાતરી થઇ ગઈ કે જ્યાંસુધી હિન્દીઓને પોતાના દેશમાં રાજ-વહીવટમાં વધુને વધુ પ્રમાણમાં ભાગ આપવામાં આવે નહિ ત્યાં સુધી બ્રિટીશ ધૂંસરી વધુને વધુ હાનિકારક નિવડશે. ૧૮૫૭ ના બળવાથી ભાવી વિષે તેમને ખૂબ નિરાશા ઉપજી; પણ ઇસ્ટ ઇન્ડિઆ કંપની પાસેથી વહીવટની લગામ પોતાના હાથમાં લઇને મહારાણી વિકટોરિયાના અમર ઢંઢેરામાં મહારાણીની હિન્દી રૈયતને સમાન ગણવાનું વચન આપવામાં આવ્યાથી દાદાભાઇનું અંતર પુલકિત થઇ ગયું. મહારાણી વિકટોરિયાના ઢંઢેરાએ તેમને માટે બાઇબલનું રૂપ લીધું. એક ખ્રિસ્તી પાદરી જેવા પૂજ્યભાવથી દાદાભાઇ વારંવાર ઢંઢેરાનાં વાકયો ટાંકવા લાગ્યા. તેમના બધા રાજદ્વારી ઉપદેશોના પૃથક્કરણનો સાર એ જ નીકળતો કે ઢંઢેરામાં અપાયેલા ગંભીર વચનને પરિણામે ગ્રેટ બ્રિટનની સરકાર અને પ્રજા હિન્દને ન્યાય આપવાને અને હિન્દીઓને બ્રિટીશ નાગરિકો જેવા હક્કો આપવાને બંધાયેલી છે. પણ સ્વતંત્રતાના એ ચાર્ટરમાંનાં વચનો પાળવાનું સત્તાવાળાઓ માટે સહેલું ન હતું. તેઓએ વર્ષો સુધી એ વચનો સંબંધી લોકોને બનાવવાની કોશિષ કરી, પણ આવી રમતથી કંટાળી જઇને સત્તાધીશોએ લોર્ડ કર્ઝનની હકૂમત દરસ્યાન ઢંઢેરામાંનાં વચનોનો નવો અને સંકુચિત અર્થ કરવાના વલખાં માર્યાં. "બની શકે ત્યાં

સુધી," (So far as may be) એવા ઢંઢેરામાંના શબ્દો ટાંકીને તેઓએ કહ્યું કે આ શબ્દો ઢંઢેરાના અમલને મર્યાદિત બનાવવાની તેઓને મુખત્યારી આપે છે. પણ લૉર્ડ મોર્લેએ ઇંગ્લન્ડની આબરુનું રક્ષણ કર્યું.

> તેમણે કહ્યું હતું, "આપણા ઇતિહાસનો સૌથી યાદગાર દસ્તાવેજ ઘડવાની મહારાણી વિક્ટોરિયાને સલાહ આપનાર મંત્રીઓએ તેના શબ્દોને વળગી રહી તેનો સંકુચિત, મર્યાદિત, અને વાહિયાત અર્થ કરવાની ધારણા રાખી હોય એમ હું માનતો નથી."

પ્રજાની ફરિયાદો અસંખ્ય હતી, પણ દાદાભાઇના અભિપ્રાય પ્રમાણે પ્રજાની બેદિલીનું મૂળ પ્રજાને રાજકારણમાં ભાગ લેવા દેવા બાબતના ઇન્કારમાં હતું. પોતાના દેશના રાજવહીવટમાં હિન્દીઓનો વધતો જતો સમાગમ પ્રગતિના પાયારૂપ હતો. આવા ઉદાર દૃષ્ટિબિંદુથી આ સવાલ સંબંધી દાદાભાઇએ જીવનભર લડત ચલાવી હતી. એ જ દૃષ્ટિબિંદુને અનુસરીને બે વર્ષ પછી તેમને હિન્દની તબીબી નોકરીની ભરતી સંબંધી લડત ઉઠાવવાની ફરજ પડી હતી. આ તકરાર ઊભી થવાનું કારણ પણ હિન્દી વિદ્યાર્થીઓ માટે નોકરીના દરવાજા બંધ કરનાર એક આપખુદ હુકમ હતો. આ કેસમાં અન્યાયનો ભોગ બનનાર જુવાન મંચેરજી બેરામજી કોલાહ હતો, જેને લશ્કરના તબીબીખાતાના મદદનીશ સરજ્યનના હોદ્દા માટે હરીફાઇ કરવાની મના કરવામાં આવી હતી આ મના પરમાર્થી ભાવનાથી કરવામાં આવી હતી, એવી દલીલ સાથે ખુલાસો કરવામાં આવ્યો હતો કે હિન્દી જુવાનોને વખતોવખત જો જુદીજુદી જગ્યાએ મોકલવામાં આવે તો ત્યાંની આબોહવા તેઓને અનુકૂળ નહીં આવે એવો શાહી સરકારને ભય હતો!

દાદાભાઇની સલાહ પ્રમાણે કોલાહે હિન્દી પ્રધાન પર અરજી રવાના કીધી. જવાબ નિરાશાજનક મળ્યો. તેનાથી જરાપણ હિંમત હાર્યા વિના દાદાભાઇએ લંડનમાંના કેટલાક હિન્દી ગૃહસ્થોની સહીઓ સાથે, લડાઇખાતાની ઑફિસ, આમની સભા, અને ઉમરાવોની સભા

પર જુદીજુદી અરજીઓ મોકલી; પરિણામે પરીક્ષામાં બેસવાને હિન્દીઓને થયેલી મના રદ થઇ; પણ તેવામાં કોલાહ ઉમ્મરની મર્યાદા પસાર કરી જવાથી તે પરીક્ષામાં બેસવાને નાલાયક ઠર્યો. પાછળથી મુખ્યત્વે કરીને દાદાભાઇના ખંતીલા પ્રયાસથી તેને નોકરીમાં દાખલ કરવામાં આવ્યો, અને તે ઉચ્ચ દરજ્જા પર ચઢી શકયો હતો.

ઇંગ્લેન્ડમાં પારસી વિદ્યાર્થીઓની વસ્તી વધતી જતી હતી. લંડનમાં અને ઇંગ્લેન્ડનાં બીજાં શહેરોમાં વેપારધંધા અથવા નોકરી માટે આવી વસતા પારસીઓની સંખ્યામાં પણ વધારો થતો જતો હતો. પોતાની હંમેશની દીર્ઘદૃષ્ટિથી દાદાભાઇએ તેઓ માટે સામાજિક વ્યવહારનું એક મધ્યબિન્દુ પૂરું પાડવાનો વિચાર કર્યો. આ હેતુ એક કલબથી પાર પડે તેમ નહતું. પારસી વસ્તીના વધવા સાથે પ્રગતિ કરીને તેઓના કલ્યાણના સઘળા સવાલોને પહોંચી વળી શકે એવી સંસ્થા સ્થાપવાનો તેમનો ઇરાદો હતો. પરિણામે લંડનની ઝોરાસ્ટ્રીઅન એસોસીએશન હસ્તીમાં આવી, કે જેણે છેલ્લાં ૮૦ વર્ષમાં બ્રિટીશ સામ્રાજ્યમાં વસતા પારસીઓ અને ખાસ કરીને વિલાયતના પ્રવાસે આવતા પારસી નરનારીઓ અને વિદ્યાર્થીઓની રાહબરી કરવામાં કિંમતી ભાગ ભજવ્યો છે. ૧૮૬૧ માં આ મંડળની સ્થાપના થઇ ત્યારથી ૧૯૦૭ માં દાદાભાઇ વિદાય થયા ત્યાંસુધી તેઓ તેના પ્રમુખ રહ્યા હતા.

ઇંગ્લેન્ડમાં કેળવણી લેવા જતા વિદ્યાર્થીઓના તેઓ એક રીતે વાલી અને મુરબ્બી જેવા હતા. તેઓને પોતાના તરફ આકર્ષીને તેઓનાં મન અને હૃદયને જનકલ્યાણ તરફ વાળવાની તેમનામાં અજબ શકિત હતી. વર્ષો સુધી તેમની દેખરેખ નીચે વિદ્યાર્થીઓનું એક જૂથ રહ્યું હતું, જેઓને તેમના સાદા નિયમિત જીવન, અને ઉચ્ચ આદર્શો, તથા દુનિયાદારીના તેમના અપૂર્વ જ્ઞાનનો લાભ મળતો હતો. ઊંચા સરકારી ઓહ્દા માટે લાયક બનવામાં તેઓને મદદ કરી તે સનદી નોકરીઓને હિન્દી

બનાવવાનું પ્રથમ પગલું હતું. બીજું પગથિયું ચળવળ ચલાવવાનું હતું. એ દિશામાં દાદાભાઇને હમેશાં અમલદારોની આપખુદી નડી હતી, પણ તેમના શબ્દકોશમાં "હાર" અને "નિરાશા" જેવા શબ્દો જ ન હતા. દર વર્ષે-મોસમમાં અને કમોસમમાં-મહારાણી વિકટોરિયાના ઢંઢેરામાંનાં વચનોને પોતાનો જન્મસિદ્ધ હક ગણી "હિન્દ હિન્દીઓ માટે"ના તેમના મુદ્રાલેખનો પ્રચાર તેમણે ચાલુ જ રાખ્યો, અને રાજ્યની નોકરીમાં ઊંચા અધિકાર ભોગવવાની ઉધરતી ઓલાદને મળતી તકોમાં સંગીન વધારો થયેલો જોવાને તેઓ ભાગ્યશાળી થયા હતા.



# પ્રકરણ આઠમું.

## ઘરસંસારી વિટંબણા

હવે આપણે દાદાભાઈના સંસાર પર એક નજર ફેંકીએ. ઓગણીસમી સદીની અધવચ્ચે હિન્દના લગભગ બધા નેતાઓનું દુર્ભાગ્ય એ હતું કે તેઓને તેઓના જીવનમાં રસ લઇ સહકાર આપનારી સહચરીઓ મળી ન હતી. દાદાભાઈનું સંસારી જીવન પણ શુષ્ક અને દુઃખદ હતું. તેમના ખાનગી જીવનમાં માથું મારવાની આપણને જરૂર નથી, પણ ૧૮૬૩ ના સપ્ટેમ્બરમાં તેમને એક બનાવને લીધે પવનવેગે મુંબઇ પાછા ફરવાની ફરજ પડી હતી. તેથી તેમના સંસારી જીવનમાં ડોકિયું કરવાની ફરજ પડે છે.

તે જમાનાના ઘણા પારસીઓ માનતા હતા તેમ જો પતિ પત્નીનું જોડાણ ઈશ્વર જ કરતો હોય તો દાદાભાઇની પત્ની તરીકે ગુલબાઇની પસંદગી વિધાતાના અગમ્ય માર્ગનો એક હૃદયદ્રાવક દાખલો હતો. તે જમાનાની સ્ત્રીઓ સદંતર અભણ હોવા સાથે ગુલબાઇ તો બહુ દેખાવડાં પણ ન હતાં. તેમ તેમની ભાષા અને રહેણીકરણી પણ વિચિત્ર હતાં. દાદાભાઈએ તેમને ભણાવવાને ભગીરથ પ્રયાસ કર્યો. પણ ગુલબાઇ કાળા અક્ષરને કૂટી મારનારાં નીવડયાં. તેમને લખતાં વાંચતાં પણ આવડતું ન હતું.

દાદાભાઇ ઈશ્વરી લીલાને આધીન થયા. આ લાકડે માકડાં જેવા જોડાણથી તેમના મનની સરલતા અથવા તેમના પ્રેમ પર લેશ માત્ર અસર થઈ નહિ; ઊલટું આ જોડાણને કારણે તેમના ઉમદામાં ઉમદા ગુણો બહાર આવ્યા. તેમનાં પત્ની અભણ અને જડસુ હોવા છતાં દાદાભાઇએ તેમના પ્રત્યે પ્રેમ અને વફાદારી બતાવવામાં કચાસ રાખી ન હતી. જ્યારે જ્યારે વખત મળે ત્યારે તે તેમને ફરવા લઇ જતા, અને અસામાન્ય ધીરજ અને

આત્મત્યાગની ભાવનાથી તેમનું દૃષ્ટિબિંદુ ઉદાર બનાવવા તથા તેમને સુખી કરવા માટે, તેમણે એક પતિ અને શિક્ષકનો ઉમદા ભાગ ભજવ્યો હતો.

પોતાના પ્રયત્નોથી દાદાભાઇને સંતોષ નહિ થયો હોય, છતાં તેમણે પડયું પાનું નિભાવી લેવાનો નિશ્ચય કર્યો હતો. પણ તેમની માતાની મનોદશા એવી ન હતી. પોતાનો પુત્ર પુખ્ત ઉંમરનો થતાં તેને બાળપણમાં તેની અર્ધાંગના થવાની લાયકાત વિનાની છોકરી સાથે પરણાવી દેવાની ગંભીર ભૂલ તેમની માતાને સાલવા લાગી. સમાજમાં તેમનું સ્થાન કેવું ઉન્નત હતું. ભવિષ્યમાં કેવા મોટા હોદ્દા અને કીર્તિ તેમને વરમાળા આરોપવા અધીરા થઇ રહ્યાં હતાં! આવા બુદ્ધિશાળી જુવાનને સંસ્કારી પત્નીના પ્રેરક સહવાસ, બુદ્ધિશાળી સહકાર, અને મોહક સહચારની જરૂર હતી. હજી પણ આ ભૂલ સુધારી ન શકાય? આ સમયે દાદાભાઈ એક પુત્રના પિતા થઇ ચૂકયા હતા. તેમનો પહેલો પુત્ર ૧૮૫૯ માં જન્મ્યો હતો. આમ હોવા છતાં તેમની માતાને બીજી વહુ લાવવાનો વિચાર આવ્યો.

તે જમાનાના પારસીઓમાં એક બૈરીની હયાતીમાં બીજી પરણવાનો રિવાજ અસામાન્ય ન હતો. જરથોસ્તી ધર્મ અનુસાર અનેકપત્નીત્વ તિરસ્કાર પાત્ર હતું પણ તે વખતે આ ધાર્મિક મનાઇનો કડક અમલ થતો ન હતો. પારસી પંચાયતની સરમુખત્યારીના જમાનામાં અપવાદરૂપ સંજોગોમાં પંચાયતના મોવડીઓની પરવાનગીથી એક પારસી જીવતી બૈરી પર બીજી પરણી શકતો. ઓગણીસમી સદીની અધવચ્ચે પારસી પંચાયતની સત્તા તૂટી ગઇ હતી, અને અનેકપત્નીત્વને સજાપાત્ર ઠરાવનારો પારસી લગ્ન અને તલાકનો કાયદો પસાર થવાની અણી પર હતો ત્યારે ઘણા પારસીઓએ એક બૈરીની હૈયાતીમાં બીજી પરણી લીધી હતી. દાદાભાઇ પણ તેમ કરે એવી તેમની માતાની ઇચ્છા હતી, પણ દાદાભાઇના ઉમદા હૃદય માટે આ સૂચના જ તિરસ્કરણીય હતી.

માતાની લાગણી દુખવતાં તેમને દુઃખ થયું. પણ તેમને લાગ્યું કે આ બાબતમાં માતાની ઈચ્છા અન્યાયી અને ગેરવાજબી હતી. તેમની માતાને લાગ્યું કે દીકરો જડસુ અને હઠીલો છે. આત્મવિસર્જન અને પવિત્રતા સદ્ગુણો હતા, પણ દરેક સદ્ગુણ તેનો અતિરેક થતાં મૂર્ખાઈમાં ફેરવાઈ જાય છે; અને દાદાભાઈની માતાને લાગ્યું કે, તે આ રીતે પોતાના જીવનની ધૂળધાણી કરવામાં વાજબી ન હતા. આખરે તેણે પોતાના ભાઈ રૂસ્તમજી દેસાઈને દાદાભાઈને સમજાવવા વચ્ચે નાખ્યા. મામાએ ભાણેજને સમજાવવા ઘણા વલખાં માર્યાં, પણ વ્યર્થ! ગમે તેટલો સખ્ત અને અણગમતો હોવા છતાં દાદાભાઈનો આ ત્યાગ અપૂર્વ હતો. આખરે માનવતાને નામે તેમણે પોતાની માતાને વિનંતી કરી. "મને મારી પત્નીની જગ્યાએ મૂકો. ધારો કે હું તમારો પુત્ર તેના જેવો જડ અને અભણ છું. આવા સંજોગોમાં તમે મારી પત્નીને બીજો ધણી કરવાની સલાહ આપશો?" આ પછી તેમનાં માતાએ આ વાત પડતી મૂકી.

દાદાભાઈ બીજી વાર વિલાયત ગયા ત્યારે આવી પરિસ્થિતિ હતી. તેમના મકાનની સામે એક અંગ્રેજ તબીબ ડૉ. આર્ચર રહેતા હતા, જેમને ત્રણ શિક્ષિત અને પ્રતિભાશાળી પુત્રીઓ હતી. દાદાભાઈ વારંવાર તેઓને મળતા-મંચેરજી કામાને આ વાત રુચી નહીં. તરત જ એવી અફવા ઊડી કે દાદાભાઈ ખ્રીસ્તી ધર્મમાં વટલી જઈને એક અગ્રેજ સ્ત્રી સાથે લગ્ન કરનાર છે. આ વાત તેમની માતાને કાને ગઈ. તેણે આવું પગલું નહિ ભરવા માટે પોતાના પુત્રને કરુણાભરી વિનંતી કરી. તેમણે કહ્યું: "મેં તને બીજી વૈરી પરણવા સમજાવ્યો, પણ તેં મારી વાત ન સાંભળી. હવે તું અંગ્રેજ સ્ત્રીને પરણીને આપણી સાત પેઢીની આબરૂને કલંક લગાડવા માગે છે?" *

---

* ફ્રામજી રૂસ્તમજીએ લેખકને કહ્યું કે "આ પત્ર મેં દાદાભાઈની માતાએ લખાવ્યો તે પ્રમાણે લખ્યો હતો."

દાદાભાઇને ખૂબ દુઃખ થયું. તેમની આબરૂ અને તેમની પત્ની તથા માતાના મનની શાંતિ જોખમમાં આવી પડી હતી. તે સીધા પી. એંડ. ઓ. કંપનીની ઓફીસમાં ગયા, અને મુંબઇ જવાનો પેસેજ નોંધાવ્યો.

મધરાતે બાર વાગે (તા. ૯ મી ઓકટોબર ૧૮૬૩) મુંબઇના દાદાભાઇના કુટુંબી ઘરના બારણા પર કોઇએ ટકોરા માર્યા. માણેકબાઈ અને ગુલબાઇ ભર ઊંઘમાં હતાં, પણ ઘરનો કારભારી જાગતો હતો

"કોણ છે?" તેણે પૂછ્યું.

"હું, દાદાભાઇ." જવાબ મળ્યો.

"શું?" કારભારી બખાળ્યો, "દાદાભાઇ તો ઇંગ્લાંડમાં છે. તું કોણ છે, બદમાસ? સીધો સીધો ચાલ્યો જા, નહિ તો હાડકાં ભાંગી નાખીશ."

"માકુ," આવનાર માણસે નમ્ર અવાજે કારભારીને તેના નામે બોલાવ્યો. "મહેરબાની કરી બારણા ખોલો."

આ શબ્દોની માકુ ઉપર જાદુઈ અસર થઇ. દાદાભાઇનો અવાજ પિછાણી તેણે ખુશાલીથી નાચતા હૃદયે બારણાં ખોલ્યા, અને તે દાદાભાઇને ભેટી પડયો.

પછી મા દીકરો અને ધણીધણિયાણી મળ્યાં. તેઓની આંસુભરી આંખો ભેગી થઈ. દાદાભાઇએ થોડી જ વારમાં બધી ગેરસમજુતી દૂર કરી. હજી પણ તે તેની માતાના અગાઉના જેવા નિષ્કલંક પુત્ર હતા, તેની દુખી પત્નીના પહેલાંના જેવા જ પ્રેમાળ પતિ હતા.

મુંબઇમાં દાદાભાઇનું જીવન હમેશની પેઠે પ્રવૃતિમય જ રહ્યું. સામાજિક અને સાહિત્યનાં કાર્યોમાં તેઓ ગૂંથાઇ ગયા. આ વખતે કેટલાક રમુજી બનાવો પણ બનવા પામ્યા. ૧૮૫૩ ના ઑકટોબરમાં તેઓ અરદેસર ખરશેદજી કામા અને હોરમસજી વાડિયા સાથે પુનાથી પચીસ માઇલ પર આવેલા પુરંધર સેનેટેરિયમમાં ગયા હતા. એક સાંજે તેઓ કામા સાથે રસ્તા પર ફરવા નીકળ્યા હતા, ત્યારે

વાડિયા—જે ટટ્ટુ પર સવાર થઈ થોડેક આગળ ચાલતો હતો-તેણે બે અંગ્રેજો અને એક ગોરી બાઇને "પોઇસ" કહ્યું. ઘોડાઓ અને ગાડીઓને રસ્તો આપવા માટે રાહદારીઓને આ શબ્દ કહેવામાં આવતો હતો. પણ તે સાંભળીને પેલા અંગ્રેજનો પિત્તો ઊછળી આવ્યો. તેણે ટટ્ટુના માથા પર પોતાની લાકડી મારી. વાડિયા કંઇ બોલે તે પહેલાં ટટ્ટુ નાસવા લાગ્યું, અને પેલો ગોરો તેને ગાળો દેતો નજીકના એક બંગલાના દરવાજામાં ભરાઇ ગયો. આ બધી ધાંધલ શાની હતી તે ન સમજવાથી દાદાભાઈ અને કામા દોડતા પેલા અંગ્રેજ પાસે આવીને શું છે તે પૂછવા લાગ્યા.

"જહાન્નમમાં જાય એ ઘોડેસ્વાર, અને જહાન્નમમાં જાય એનું ટટ્ટુ."— તે ગોરો બબડ્યો. "પેલો બદમાસ મારી બૈરીને છૂંદી નાખત."

"જરા સભ્યતાથી બોલો," બીજા અપશબ્દો સાંભળી દાદાભાઇએ કહ્યું.

"જહાન્નમમાં જાઓ તમે, અને જહાન્નમમાં જાય તમારી સભ્યતા! હું કોઇને પણ મારી બૈરીને છૂંદી નાખવા દઇશ નહિ."

"આવું વર્તન એક ગૃહસ્થને શોભતું નથી." કામા વચ્ચે પુરાયા.

પેલો ગોરો ખૂબ ઉશ્કેરાઇને કમ્પાઉંડમાંથી બહાર ધસી આવીને બોલ્યો, "તમે તમારા દોસ્ત જેવા જ હલકા છો."

"એ તમારી ખાનદાની બતાવે છે. તમારો આભાર થયો."

આથી પેલો ગોરો લાલપીળો થઈ ગયો, અને પોતાની લાકડી ઉગામી કામાને મારવાની ધમકી આપી.

પછી દાદાભાઈ તરફ ફરી તે બોલ્યો, "એનું નામ શું?"

"હકીકત એવી છે,"......શાંત પ્રોફેસરે તેને ટાઢો પાડવાની કોશિશ કરી; પણ સાંભળે કોણ?

"મને હકીકત જોઇતી નથી, મને તમારું નામ જોઇએ છે."

દાદાભાઇએ ખીસામાંથી પોતાના નામનું કાર્ડ કાઢી તેની નીચે "મિ. એ. સી. કામા"નું નામ લખી તે પેલા ગોરાને આપતાં તેને કહ્યું, "હવે તમારું નામ જણાવશોજી?"

"તેની કંઈ જરૂર નથી," ઉદ્ધત જવાબ મળ્યો, "હું પુરંધરના લશ્કરી થાણાનો કમાન્ડન્ટ છું."

પોતાના રહેઠાણ પર પાછા ફરી કામાએ કમાન્ડન્ટ કેપ્ટન મોર્ગન પર એક પત્ર લખી તેને માફી માગવાની માંગણી કરી. બન્ને વચ્ચે ઘણો કડવો પત્રવહેવાર ચાલ્યો, અને પરિણામે કમાન્ડન્ટના હુકમથી ત્રણે પારસીઓને કેન્ટોનમેન્ટમાંથી હદપાર કરવામાં આવ્યા આ વરઘોડો કોર્ટે ગયો, અને કામાએ કમાન્ડન્ટ સામે નુકસાનીનો દાવો માંડ્યો. આ લશ્કરી અમલદારે પોતે વાપરેલા બધા શબ્દો અદાલતમાં ફરીથી ઉચ્ચારીને કહ્યું કે "મારે મન તું કંગાળ મગતરાં જેવો છે; નહિ તો હું તારી ઉદ્ધતાઇ માટે તારું ડાચું રંગી નાખત." કામાના વ્યંગપૂર્ણ શબ્દોથી તેને ઉશ્કેરવામાં આવ્યો હતો એમ કહી તેણે પોતાનું વર્તન વાજબી ઠરાવી જણાવ્યું કે આ ત્રણ પારસીઓ તેની પરવાનગી વિના કૅન્ટોનમેન્ટમાં દાખલ થયા હતા તેથી તેણે તેઓને હદપાર કર્યા હતા. સેસન્સ જજે કામાનો દાવો ખર્ચ સાથે રદ કર્યો.

કામાએ હાઈકોર્ટને અરજી કરતાં નીચલી અદાલતનો ચુકાદો ફેરવાઈ ગયો. વિદ્વાન ન્યાયાધીશોએ ચુકાદો આપ્યો કે પ્રતિવાદીનું વર્તન હલ્લો કરવા સમાન હતું, અને વાદીની આબરૂને કોઈ જાતની હાનિ થયેલી ન હોવાથી તેને નામની નુકસાની મેલવવાનો હક હતો. હાઈકોર્ટે કામાને એક રૂપિયાની નામની નુકસાની અપાવવાનો હુકમ કરતાં જણાવ્યું હતું કે "કામાને પોતાની આબરૂની નુકસાનીનો બદલો મેળવવાનો યોગ્ય હક્ક હતો, કારણ કે ઇંગ્લાંડમાં વસવાટ કરીને આચારમાં તેણે જે સ્વમાન દર્શાવ્યું હતું તેને લીધે અને તેણે આ બનાવ દરમિયાન જે જુસ્સો બતાવ્યો હતો તે પરથી તે આબરૂની કિંમત સમજતો હતો."

બીજો ઉશ્કેરણીભર્યો બનાવ તા. ૨૫ મી ફેબ્રુઆરી ૧૮૬૪ ને દિને સર જમશેદજી જીજીભાઈ કૅસલમાં ભરાયેલી સભા વખતે બન્યો હતો, કે જેમાં દાદાભાઈએ એવી દરખાસ્ત રજૂ કરી હતી

કે જગન્નાથ શંકરશેઠની જાહેર સેવાઓની પિછાનમાં તેમના માનમાં વિકટોરિયા અને આલ્બર્ટ સંગ્રહસ્થાનમાં તેમનું બાવલું ઊભું કરવું. એડવીન હેનકોકે ઠરાવને ટેકો આપ્યો. શેરીફ ડૉ. બર્ડવુડ અને બીજા કેટલાક યુરોપિયનોએ પણ દરખાસ્તને ટેકો આપ્યો. પણ તે વખતના પ્રખ્યાત બૅરિસ્ટર ચિશોલ્મ એન્સ્ટેએ બસુરો સૂર કાઢી દૂધમાંથી પોરા કાઢતાં જણાવ્યું કે શેરીફે મુંબઇના બધા રહીશોની સભા બોલાવી હતી, જ્યારે સભા બોલાવવાની અરજ કરનારાઓએ "મિ. જગન્નાથ શંકરશેઠના દેશબંધુઓ"ની તેમના તરફની કૃતજ્ઞતાની લાગણી જાહેર કરવા જાહેર સભા બોલાવવાની શેરીફને અરજ કરી હતી. જો કે તે મુંબઇનો રહીશ હતો, પણ મિ. શંકરશેઠનો દેશબંધુ ન હતો, એટલે તેને અને બીજા સભાસદોને બોલાવવાનું શેરીફનું પગલું ભ્રામક હતું. તે સભામાં આવવાનો ન હતો, પણ અણુસમજુ અને યુક્તિબાજ લોકો આ સભાને દાખલારૂપ ન ગણે તે માટે તે પોતાનો વિરોધ નોંધાવવા આવ્યો હતો. સભા બોલાવવાની અરજ કરનારાઓમાં છએક માણસો આવું માન મેળવવાની આરજૂ રાખતા હતા એમ કહી તેમણે "ટાઇમ્સ ઓફ ઇન્ડિયા"ના અધિપતિ રોબર્ટ નાઇટના નામનો ખાસ ઉલ્લેખ કરી જણાવ્યું કે "તેને એક મોટી પર્સ એનાયત કરવાનું વચન આપવામાં આવ્યું હતું." યુરોપિયન અને હિન્દીઓ વચ્ચે શુભેચ્છા પેદા કરવાની કોશિશ કરનાર મુઠ્ઠીભર અંગ્રેજોમાં રોબર્ટ નાઇટનો સમાવેશ થતો હોવાથી તેમની હિન્દમાંની વિદાયગીરી પ્રસંગે માન આપવાનો મુંબઇની પ્રજાએ પોતાની સ્વયંભૂ પ્રેરણાથી ઠરાવ કર્યો હતો. તેમના માટેની આ ટીકા ઘણી અવિચારી હતી, પણ આ ધૃષ્ટ વકીલની ગર્જનાની પરવા ન કરતાં સભાએ બાવલા માટે ફંડ ઉઘરાવવાનો ઠરાવ કર્યો. દાદાભાઈ આ ફંડની કમિટિના એક ઊલટ-મંદ સભાસદ હતા.

તા. ૧૨ મી સપ્ટેમ્બર ૧૮૬૩ ને દિને મુંબઇમાં સ્ટુડંટસ લિટરરી એન્ડ સાયન્ટિફિક સોસાયટીની બાળાઓને ઇનામો અને

શિષ્યવૃત્તિ વહેંચવાનો મેળાવડો થયો હતો. આ સભામાં દાદાભાઈની હાજરીને હર્ષથી વધાવી લેવામાં આવી હતી. સભાના પ્રમુખ મુંબઈના ગવર્નર સર બાર્ટલ ફ્રિયરે "મુંબઈમાં કન્યાકેળવણીને તેની શરૂઆતથી આગળ વધારવામાં આગેવાની લેનાર" તરીકે દાદાભાઈની ખૂબ તારીફ કરી કન્યાકેળવણીમાં થયેલી સંતોષકારક પ્રગતિ નજરે નિહાળવા માટે "ઇંગ્લાંડમાં અનેક વરસો સુધી ઉપયોગી સેવા બજાવ્યા પછી" દાદાભાઈ આ સભામાં હાજર રહ્યા હતા તે માટે પરમ સંતોષ દર્શાવ્યો હતો.

મુંબઈની તેમની આ ટૂંક મુલાકાત દરમિયાન એક નોંધવાજોગ બનાવ કુટુંબનાં બાનુઓ વિના એક જ ટેબલ પર બેસીને ભોજન નહિ લેવાની પ્રતિજ્ઞા કરનારા પારસીઓનું એક મંડળ સ્થાપવાનો હતો. આ "ક્રાંતિકારી" મંડળની સ્થાપનાથી ફક્ત પારસી બાનુઓને જ નહિ પણ હિન્દુ સ્ત્રીઓને જ પણ સામાજિક રૂઢિઓના જુલમમાંથી મુક્ત કરવાની શરૂઆત થઈ હતી કે જેઓની હાલત પરદાનશીન સ્ત્રીઓ જેવી જ હતી. આ મંડળના સ્થાપકોમાં ખાસ તરી આવતાં બે નામો માણેકજી ખરશેદજી અને દાદાભાઈ નવરોજી હતાં. તેઓ એકબીજાને માટે પૂજ્યભાવ ધરાવતા હતા. બન્નેની તેજસ્વી બુદ્ધિ અને સામાજિક સુધારણા માટેનો ઉત્સાહ ભલા ચમરબંધીઓને ટપી જાય તેવો હતો. કોમના જૂના વિચારના વર્ગે આ નવા સુધારાને હસી કાઢ્યો, પણ ભૂતકાળમાં જુદાજુદા દેશોની સ્ત્રીઓની પરિસ્થિતિ અને જ્યાં જ્યાં સ્ત્રીઓને તેઓના ધણીના જીવનસાથી તરીકેનો સાચો સામાજિક દરજ્જો આપવામાં આવ્યો હતો, ત્યાં સ્ત્રીઓએ સમાજને ઉન્નત બનાવવામાં આપેલા ફાળાની હકીકતો રજૂ કરીને દાદાભાઈએ આ સુધારાનું સમર્થન કર્યું હતું.

માણેકજી ખરશેદજીના કુટુંબના સંસ્કારી સભાસદો સમાજસુધારાની ચળવળના પ્રાણ સમાન હતા. તેઓને દાદાભાઈ સાથે ગાઢ અને દિલોજાન સંબંધ હતો. પરેલ રોડ પરના તેમના "વિલા ભાયખલા"માં દાદાભાઈ વારંવાર તેઓને મળવા જતા. માણેકજી

ખરશેદજીએ પોતાના પુત્રો ખરશેદજી અને જહાંગીરને દાદાભાઈની દેખરેખ હેઠળ ઈંગ્લાંડ ભણવા મોકલ્યા હતા. તેઓ તેમની સ્કૂલ ફી આપવાની અને બીજી બાબતોની સંભાળ રાખતા. ૧૮૬૩ ના વચગાળામાં માણેકજી ખરશેદજીએ હિન્દી કન્યાઓને અંગ્રેજી ભણાવવા માટે એક ફંડ ખોલ્યું હતું. તેમાં દાદાભાઈએ રૂ. ૫૦૦૦ ભરવા સાથે સઘળી જાતનો નૈતિક ટેકો આપ્યો હતો.

દાદાભાઇથી એક પખવાડિયું પહેલાં તા. ૧૪ મી એપ્રિલ ૧૮૬૫ ને દિને માણેકજી ખરશેદજી પોતાની બે પુત્રીઓ સાથે યુરોપ જવા ઊપડી ગયા હતા. મિસ શીરીન ખરશેદજીને મન દાદાભાઈ એક મમતાળુ મિત્ર અને સલાહકાર હતા. તે હંમેશાં તેમને "દાદાભાઇ માસ્તર" કહી બોલાવતાં, અને દાદાભાઇ જેવા તેમના બીજા કોઇ સાચા અને નિઃસ્વાર્થી મિત્ર ન હતા. મજકૂર દિવસની પોતાની નોંધપોથીમાં તેણે લખ્યું હતુઃ "આ દુષ્ટ દુનિયામાં આવા મિત્રો જવલ્લે જ મળે છે. હું તેમને માટે મગરૂર છું અને ખુદાએ મને આવો ભલો, નેક, અને સદ્ગુણી મિત્ર આપ્યો તે માટે આભારી છું."*

તા. ૨૯ મી એપ્રિલે દાદાભાઇ મુંબઈથી વિદાય થયા. આ પ્રસંગે તેમણે પહેલી જ વાર પોતાની માતા, પત્ની, પુત્ર અરદેશર, અને પુત્રી શીરીનને સાથે લીધાં. તેઓ કયાં વસતા હતા તે વિષે કંઇ કુટુંબી નોંધ નથી, પણ મિસ ખરશેદજીની રસીલી નોંધપોથી પરથી જણાય છે કે તેમણે હોર્નસીમાં સુંદર બગીચાવાળું મકાન ભાડે રાખી તેને "પારસી લૉજ"નું નામ આપ્યું હતું. આ સમયના જુવાન ખરશેદજીનાં સ્મરણોમાં દાદાભાઇના પોતાનાં બાળકો પરના પ્રેમની એક નોંધ છે, જે અત્રે ટાંકવા લાયક છેઃ

> "પોતાના કામકાજથી પરવારી પોતાના દિવાનખાનામાંના ગાલીચા પર બેસી પોતાનાં પુત્રપુત્રી સાથે તેમને રમતા જોવાનો દેખાવ

---

* આ સમયની પોતાની નોંધપોથી વાંચવા દેવા માટે લેખક મિસ ખરશેદજીનો આભારી છે.

મોહક અને આહ્લાદક હતો. તેમની વાતચીત હંમેશાં રસીલી, માહિતી-પૂર્ણ, અને બોધદાયક હતી—તે બાળકોને હાજરજવાબી અને રમુજ-વાળા કહાણીકિસ્સા કહી સંભળાવતા. તેમના અવાજમાં અજબ જાદુ હતું. હજી પણ તેમનો અવાજ મારા કાનમાં ગુંજી રહ્યો છે."

૧૮૬૪ ના એપ્રિલમાં દાદાભાઇ મુંબઇની યુનિવર્સિટીમાં ફેલો નીમાયા હતા. તે ઇંગ્લાંડ ગયા તે પહેલાં લોર્ડ કેનીંગની યાદ અમર કરવા માટેની ફેલોશીપ નિભાવવા માટે તેમણે મુંબઇની યુનિવર્સિટીને રૂ. ૧,૭૫,૦૦૦ ની રકમ આપવાની માગણી કરી હતી. આ રકમ જુદાજુદા દાતાઓએ આપી હતી, જેમાં દાદાભાઇનો પોતાનો ફાળો રૂા. ૫૦૦૦૦ નો હતો. આ યોજના પાર પડી નહિ કેમકે મજકૂર રકમ વસૂલ થવા પહેલાં અમેરિકન આંતરિક વિગ્રહ પૂરો થવાથી આવેલી વેપારી આફતથી હિન્દ અને ઇંગ્લાંડના ઘણા વેપારીઓ પાયમાલ થઇ ગયા હતા. લડાઇ પહેલાં ઇંગ્લાંડ અમેરિકાનાં દક્ષિણ રાજ્યોમાંથી પુષ્કળ રૂ ખરીદતું હતું. લડાઈ ફાટી નીકળતાં આ વેપાર બંધ થઇ ગયો, અને લેંકેશાયરને મુંબઇમાંથી રૂ ખરીદવાની ફરજ પડી. આથી મુંબઇના રૂ બજારમાં મોટી તેજી આવી હતી, અને રૂના સટ્ટા પાછળ મુંબઇની આખી પ્રજા પાગલ થઇ જવાથી હિન્દના અસંખ્ય શાહસોદાગરોને અને વેપારી પેઢીઓને દેવાળાં કાઢવા પડયાં હતાં.

દાદાભાઇની પેઢી માટે લડાઇ આશિષરૂપ નીવડી. તેમણે રૂના વેપારમાં લાખો રૂપિયા પેદા કર્યા પણ ઇંગ્લાંડ અને હિન્દમાંની કેટલીક વેપારી પેઢીઓ પાસે તેમની મોટી રકમ લેણી નીકળતી હતી. આ પેઢીઓ પડી ભાંગવાથી દાદાભાઇને મોટી ખોટ ખમવી પડી. પણ આ આફતનું મુખ્ય કારણ તેમની ભલાઇ અને બીજા-ઓને મદદ કરવા માટે આત્મવિસર્જન કરવાની તેમની ઉદારતા હતી. આ કટોકટીના વખતમાં તેમણે એક મિત્રને આફતમાંથી ઉગારવાની કોશિશ કરી હતી. આ મિત્ર ઇંગ્લાંડમાં ધંધો કરતો હતો. સટ્ટાની લતમાં તે દેવાળું કાઢવાની અણી પર આવી પહોંચ્યો

હતો. દાદાભાઈએ આ વાત સાંભળી ત્યારે તે તેની વહારે દોડયા. અનેક મિત્રોએ ચેતવણી આપવા છતાં ૩૦,૦૦૦ પાઉન્ડની ખોટ કરી નાદારીની અણી પર આવી ગયેલા આ મિત્રના તેઓ જામીન થયા. આ રીતે તેમણે પોતાના મિત્રને બચાવી લીધો, પણ પોતાની પેઢીને જોખમમાં નાખી. નાદાર પેઢીના માગનારાઓ પોતાના ચોપડા લઈ તાબડતોબ નાણાંની માગણી કરતા તેમને આંગણે ધસી આવ્યા. દાદાભાઈએ જામીન તરીકે તેઓની પાઈએ પાઈ ચૂકવી આપી. પણ તેમ કરવાથી તેમની પેઢી નબળી પડી.

કરસનદાસ માધવજીની મારફતે દાદાભાઈ મુંબઈની પેઢીઓ સાથે વેપાર કરતા હતા. શેર મેનિયાના કટોકટીના વખતમાં પણ આ મિત્રની ભલામણ ઉપર આધાર રાખી દાદાભાઈએ કરસનદાસના ઘરાકોને ધીરધાર કરી. થોડા જ વખતમાં કરસનદાસ મુશ્કેલીમાં આવી પડયા, અને તેમણે દાદાભાઈને ૬૦,૦૦૦ પાઉન્ડની પોતાની હૂંડીઓ સ્વીકારવાની અરજ કરી. દાદાભાઈના મિત્રોએ—ખાસ કરીને જમશેદજી કાપડિયાએ—આ હિન્દુ વેપારીની નાદાર હાલતનો અણસારો મળવાથી આવી જવાબદારી નહિ સ્વીકારવાની દાદાભાઈને ચેતવણી આપી હતી. પણ આ ચેતવણી મોડી મળી. દાદાભાઈએ કરસનદાસની હૂંડીઓ સ્વીકારવાનું તે અગાઉ જ વચન આપી દીધું હતું, અને પોતાના બોલને વફાદાર રહીને તેમણે બધી હૂંડીઓ સ્વીકારી લીધી. આવા એકવચનીપણાથી અને સંકટગ્રસ્તોને મદદ કરવાની તત્પરતાથી દાદાભાઈ પોતે પાયમાલ થયા હતા.

આવી નિષ્ફળતામાં પણ દાદાભાઈની શાખ પહેલાનાં જેવી જ હતી. હિન્દ અને ઈંગ્લાંડમાં તેમની પડતી માટે દિલસોજી ઉભરાઈ નીકળી. એક અઠવાડિયામાં તેમણે પોતાના અંગ્રેજ લેણદારો સમક્ષ પોતાનો હિસાબ રજૂ કર્યો. તેમની પ્રમાણિકતાથી મુગ્ધ થઈને તેઓએ તેમને પોતાના કરજમાંથી મુકત કર્યા, અને પેઢીને ફડચામાં લઈ જવા માટે દાદાભાઈની જ નિમણુંક કરી. તેઓએ તેમને નવેસરથી નાણાં ધીરીને ફરીથી ધંધો કરવા માટે મદદ કરવાની તૈયારી બતાવીને તેમના પરના વિશ્વાસની સાબિતી આપી.

"ઇનવેસ્ટર્સ રિવ્યુ" (૧૭ જુલાઇ ૧૯૧૭) માં દાદાભાઇના મરણની નોંધ લખનાર ૧૮૬૬ ની આફતનો ઉલ્લેખ કરી લખે છે:

"ઘણાં વર્ષ પછી બેંક ઓફ્ ઇંગ્લાંડની ડિસ્કાઉન્ટ ઓફિસમાં તેમના ચારિત્ર્યની ચર્ચા થતી, ત્યારે તેના વડા જે એક કોન્ઝર્વેટીવ તરીકે મિ. નવરોજીના ઉદ્દગારોને હસી કાઢી કટાક્ષ કરતા હતા, તે જ વડાએ અમને કહ્યું હતું કે વેપારમાં તે તદ્દન પ્રમાણિક ગૃહસ્થ હતા, અને આ વાતની સાબિતી એ હતી કે ૧૮૬૬ માં તેમણે પોતાનું બધું કરજ પૂરું કર્યું હતું કે જેમ કરવાને પૂર્વમાં ઘણા થોડા જણુ શક્તિમાન થયા હતા"

શરાફી મંડળોમાં દાદાભાઇનું કેટલું બધું માન હતું તેનો એક બીજો દાખલો પણ નોંધાયેલો છે. ઇંગ્લાંડની કેટલીક કંપનીઓએ જે હૂંડીઓ સ્વીકારવાને કામા એન્ડ કંપની તૈયાર હતી તેના પર નાણા ધીરવાની ના પાડીને, કામા કંપનીની હૂંડીઓ કોઇ સત્તાવાર દલાલ પાસે મંજુર કરાવવાની હઠ પકડી હતી. દાદાભાઇએ આ તકરાર ઊપાડી લીધી, અને આખરે તેમનું ધાર્યું જ થયું. એમ જણાય છે કે બેંક ઑફ્ ઇંગ્લાંડના ગવર્નરે દાદાભાઇની ઑફિસમાં જઇને તેમના "ગુસ્સાભર્યા વિરોધ તથા તેમની તકરારના ન્યાયીપણા" માટે તેમને મુબારકબાદી આપી હતી.

હમેશના શાંત, ધીરજવંત, અને સંતોષી દાદાભાઇએ એક ફિલસૂફની શાંતિથી આ આફત સહન કરી. આ હતભાગી દિવસોમાં લાક્ષણિક શાંતથી આફતનો સામનો કરનાર દાદાભાઇના મહેમાન મિસ શીરીન ખરશેદજી આ બનાવનું કરુણ વર્ણન કરતાં મંગળવાર તા. ૨૬ મી જુન ૧૮૬૬ ની પોતાની નોંધપોથીમાં લખે છે:—

"ગરીબ બાપડા દાદાભાઇમાં ખરેખર ઘણી ધીરજ છે, અને પોતાની આફત તે અજબ રીતે સહન કરે છે. મને પપા તરફથી ખબર મળી છે, કે એક બે દિવસમાં તેમને ધંધો બંધ કરવો પડશે. આ માટે તેમના માગનારાઓનું ગેરવર્તન મોટે ભાગે આભારી છે, કે જેમાંના ઘણા જણે તેમની સાથે ઘણું શરમભર્યું વર્તન

ચલાવ્યું છે. પણ મારી ખાતરી છે. કે ખુદા તેમની નેકીનો બદલો આપશે જ."

શુક્રવાર તા. ૨૯ મી જુને બધું પતી ગયું. એ દિવસની નોંધપોથીમાં મિસ ખરશેદજી નીચેના ઉદ્ગારો કાઢે છે:—

"દાદાભાઈના ચહેરા પરની અખંડ શાંતિ તથા ધીરજ પરથી તેમના વેપારની હાલત આટલી બધી ભયંકર અને દુઃખદાયક હશે એવો કોઈને ખ્યાલ પણ આવ્યો નહિ. હમેશની રીતે તેમણે નાસ્તો લીધો, પણ બાપડાં દાદાભાઈનાં માતુશ્રી તદ્દન ગમગીન થઈ ગયાં હતાં, અને આખો દિવસ રડી રડીને તેમણે ગરીબ બિચારાં મિસીસ ડી ને ઘણાં કડવાં મેણાં સંભળાવ્યાં હતાં. આ બધું ઘણુંજ દુઃખદાયક હતું."

તેમની પેઢી પડી ભાંગ્યા પછી જે છોકરાઓને તેઓ વિદ્યાભ્યાસમાં મદદ કરતા હતા, તેઓને પોતાની સાથે રાખવાનું દાદાભાઈ માટે અશકય હતું. તેમનું કુટુંબ એક વધુ વર્ષ તેમની સાથે રહ્યું ઈંગ્લાંડથી પાછા ફર્યા પછી તેમની પત્નીએ ૧૮૬૩ ના ઑકટોબરની ૧૦ મી તારીખે મુંબઈમાં એક બીજી પુત્રીને જન્મ આપ્યો. આ છોકરીનું લાડમાં "માકી[1]" નામ પાડવામાં આવ્યું, જે તેના જીવન સુધી કાયમ રાખ્યું હતું.

૧ માણેકબાઈનું લાડકું ટુંકુ નામ.



# પ્રકરણ ૯ મું

## બ્રિટનમાં પ્રચારકામ.

"કંઇ લાખો નિરાશામાં અમર આશા છુપાઇ છે."

કવિનું આ કવન દાદાભાઇના જીવનમાં સાચું નીવડયું. વેપારમાં તેમને ભારે ખોટ ગઇ, પણ તેનો ખંગ જાહેર સેવાનાં ક્ષેત્રોમાં તેમની થયેલી તેજસ્વી ફતેહથી વળી રહ્યો ઇંગ્લાંડમાં વેપાર કરવાનું તેમનું ધ્યેય નહોતું; વેપાર તો હિન્દનું રાજદ્વારી અને આર્થિક કલ્યાણ કરવાના ધ્યેયના એક સાધનરૂપ હતો હવે તેમણે પોતાના ધ્યેયની સિદ્ધિ માટે પોતાની સઘળી શક્તિ વાપરવા માંડી, અને તે માટે વધારે અનુકૂળ, સીધા અને આશાભર્યા ઉપાયો લેવા માંડયા.

દાદાભાઇ ઇંગ્લાંડ ગયા ત્યારે તેમનો મુખ્ય હેતુ ઇંગ્લાંડની સંસ્કારી અને રાજદ્વારી સંસ્થાઓનો અંગત અભ્યાસ કરવાનો હતો. આ સંસ્થાઓનો અભ્યાસ કરતાં તેમની વધુ ને વધુ ખાતરી થઇ કે જો બ્રિટીશ પ્રજા સમાનતા, ન્યાય, અને નીતિની પોતાની પરંપરાગત ભાવનાને સાચી નીવડે તો તે હિન્દને સ્વતંત્રતા મેળવવામાં મદદ કરશે. હિન્દી સરકારની રાજનીતિ આવી આશાને ઉત્તેજન આપનારી નહોતી. તે વખતના બ્રિટીશ અમલદારોનો અહંકાર અને હિન્દીઓની બુદ્ધિ તથા ચારિત્ર્ય માટેનો તેમનો દેખીતો તિરસ્કાર, આવા આશાવાદ પર પાણી ફેરવનારો હતો. પણ હિન્દના ખરા રાજકર્તા કોણ હતા? શું હિન્દી સરકાર હિન્દ પર હકૂમત ભોગવતી હતી? ખચિત જ નહિ. ત્યારે શું ઇંગ્લાંડમાંના તેમના માલિકોનું રાજ ચાલતું હતું? હા. પણ પણ ઇંગ્લાંડના રાજતંત્રની લગામ કોના હાથમાં હતી? નોકરશાહીના? ખચિત જ નહિ તાજના હાથમાં? જરાપણ નહિ. પ્રધાનોના હાથમાં? નહિ. જો કે તેઓ પ્રધાનપદની

ગાદી પર બિરાજતા હતા, પણ તેઓ હિન્દ પર હકૂમત ભોગવતા ન હતા. આ બન્ને દેશો પર ઇંગ્લાંડની પ્રજાની હકૂમત ચાલતી હતી. ઇંગ્લાંડની સરકારને મર્યાદિત રાજસત્તાની ઉપમા આપવી ભ્રમાત્મક છે. તે એક પ્રજાસત્તાક છે; ત્યાંની મર્યાદિત રાજસત્તા નામની જ છે, અને આ કૉમનવેલ્થમાં ખરી અને સર્વોપરિ સત્તા મતદારો ભોગવે છે. બંધારણની મર્યાદાને આધીન રહીને મતદારોની ઇચ્છા જ ઇંગ્લાંડમાં કાયદો ગણાય છે. હિન્દનું ભાગ્ય આવા કૉમનવેલ્થના ભાગ્ય સાથે જોડાયેલું હતું. તેઓના લાભો સમાન હતા. બન્ને સાથે મળીને કામ કરે તેમાં જ તેઓનું કલ્યાણ હતું. બેઉ વચ્ચે કુસંપ થતાં બન્નેની પડતી આવવાની હતી. ભૂતકાળમાં હિન્દી સરકારની રાજનીતિ ઉપલા સિદ્ધાંતને અનુસરીને ઘડવામાં આવી ન હોય તો તેનું કારણ દાદાભાઇના અભિપ્રાય પ્રમાણે એ હતું કે બ્રિટિશ પ્રજાને હિન્દની ખરી પરિસ્થિતિથી વાકેફ કરવામાં આવી ન હતી. જો બ્રિટિશ પ્રજાનું અજ્ઞાન દૂર કરવામાં આવે, જો તેઓના પૂર્વગ્રહો દૂર થાય, જો ગેરસમજુતીની આંધી ઊઘડી જાય તો બન્ને દેશોનો સંબંધ, હમેશને માટે, બેઉને લાભકારક નીવડે એવો ગાઢ થવા પામે. દાદાભાઇ અંગ્રેજ પ્રજાજનોને વારંવાર કહેતા કે "અમે હિન્દીઓ એમ માનીએ કે જૉન બુલનું મગજ જડ કે જડ છે, પણ એક વાર અમે તેના ભેજામાં એમ ઠસાવીએ કે અમુક કામ કરવું યોગ્ય અને ન્યાયી છે, તો એ કામ જરૂર પાર પડશે તેની ખાતરી રાખજો."

મામલા સંબંધીની માહિતીનો પ્રચાર કરવા તેમ જ ઇંગ્લાંડમાં વિચારવંત પ્રજામત ઉત્પન્ન કરવા માટે કાર્યકર્તાઓના જૂથની જરૂર હતી. આમની સભા પાસે અંતિમ સત્તા હતી, અને બ્રિટિશ મિત્રો અને તેઓના સહકાર વિના આમની સભા પર યોગ્ય અસર પાડી શકાય તેમ ન હતું. આથી ડબલ્યુ. સી. બેનરજીની સાથે મળીને અંગ્રેજો અને હિન્દીઓને સામાજિક મેળાવડાઓમાં એક-બીજાના સહવાસમાં લાવવા તથા હિન્દના સવાલો વિષે વિચારોની આપલે કરવા માટે તેમણે લંડન ઇન્ડિયન સોસાયટીની સ્થાપના કરી. આ સોસાયટીએ બે કામ કરવાની મના જાતે સ્વીકારી લીધી હતી. સોસાયટી "કોઇ પણ માત્ર ધાર્મિક સવાલ" ની ચર્ચા કરી શકશે નહિ, તેમ તે હિન્દ અથવા ઇંગ્લાંડના કોઇ રાજદ્વારી અથવા સામાજિક પક્ષને કોઈ કાળે ટેકો આપવાને બંધાશે નહિ. આ રીતે સોસાયેટીને કોઈ પણ જાતના ખાડામાં પડતી અટકાવવાની વ્યવસ્થા કર્યા પછી, દાદાભાઈએ પચાસથી વધુ વરસો સુધી તેની પ્રજાહિતકારી ચળવળો ચાલુ રાખી અને ૧૯૦૭ માં તેવણ ઇંગ્લાંડથી વિદાય થયા, ત્યાંસુધી તેના પ્રમુખપદ પર કાયમ રહ્યા હતા.

સનદી નોકરીમાં દાખલ થવા માગતા ઉમેદવારો તરફથી તેમણે કેવી લડત ચલાવી હતી તે આપણે જોઇ ગયા છીએ. પણ આ લડત તો ત્રીસ વર્ષ સુધી ચાલનારી લાંબી લડતની શરૂઆત હતી. સનદી નોકરીમાં દાખલ થવાની અભિલાષા ધરાવનારા હિન્દી-ઓની વિરુદ્ધ જાય એવો કાનૂની ફેરફાર કરવામાં આવ્યાથી ૧૮૬૫ માં સનદી નોકરીનો પ્રશ્ન ફરીથી મોખરે આવ્યો. આ નોકરીના અભ્યાસ-ક્રમમાં સંસ્કૃત અને અરબી મરજીયાત વિષયો હતા. ઘણા ખરા હિન્દીઓને આ બેમાંની એક ભાષા સહેલી પડતી હતી. પણ નવા કાનૂનમાં આ વિષયોના ગુણ ઘટાડવામાં આવ્યા. દાદાભાઈએ તે સામે પોકાર ઉઠાવ્યો. લંડન ઇન્ડિયન સોસાયટીની એક સભામાં તેમણે આ બે પ્રાચીન ભાષાઓની અગત્ય અને તેના સાહિત્યમાં રહેલાં કીમતી જ્ઞાન પર ભાર મૂકયો. આ પરથી સોસાયટીએ હિન્દી પ્રધાન પર વિરોધ મોકલ્યો, અને દાદાભાઈની ફતેહ થઈ.

દાદાભાઈના જીવનમાં આવી તકરારો તો રોજની થઇ પડી હતી. હિન્દી પ્રજાના આર્થિક અને રાજદ્વારી હક્કોના રક્ષણ માટે જ નહિ, પણ હિન્દીઓની બુદ્ધિમતા, અને ચારિત્ર્યનો બચાવ કરવા માટે દાદાભાઈને વારંવાર જાહેરમાં ચર્ચા ઉઠાવવાની ફરજ પડતી હતી. ૧૮૬૬ ના ફેબ્રુઆરીમાં લંડનની એથ્નૉલૉજિકલ સોસાયટીના પ્રમુખ જૉન ક્રૉફર્ડે એક નિબંધમાં એશિયાટિકો કરતાં યુરોપિયનોની બૌદ્ધિક અને નૈતિક સરસાઈ સ્થાપિત કરવાની કોશિશ કરી હતી. વિદ્વાનોની બનેલી ઉપલી સોસાયટીના પ્રમુખ જ નહિ, પણ આખું યુરોપ તે વખતે જુદીજુદી જાતિઓના રંગ, મોંના આકાર, અને સ્વભાવિક વિલક્ષણતાના ઉપરચોટિયા અભ્યાસથી આવી ભ્રમણામાં ગોથાં ખાતું હતું. દાદાભાઈ આવી નાલેશી સાંખી શક્યા નહિ. તેમનો હેતુ મજકૂર નિબંધના બધા સામાજિક સિદ્ધાંતોની ભૂલ સુધારવાનો ન હતો. તેમનો હેતુ ફક્ત હિન્દીઓની બુદ્ધિમત્તા અને તેઓના ચારિત્ર્યનો બચાવ કરવાનો હતો. બીજે જ મહિને તેમણે ક્રૉફર્ડના નિબંધની બધી "અફલાતુન" દલીલોના ચૂરેચૂરા કરનારો જવાબ બહાર પાડયો. ઇતિહાસ અને વિજ્ઞાનને આધારે તેવણે એવો સચોટ અને અસરકારક રદિયો આપ્યો હતો કે જેવો જવાબ યુરોપ અને એશિયાના પ્રાચીન અને અર્વાચીન સાહિત્ય તથા ઇતિહાસનો અભ્યાસી જ આપી શકે.

એશિયાટિકોની બૌદ્ધિક હીનતાના દાખલા તરીકે ક્રૉફર્ડે જણાવ્યું હતું કે પાઠશાળામાં અઢાર વર્ષનો હિન્દી જવાન યુરોપિયન વિદ્યાર્થીથી ઘણો પછાત રહેતો હતો, અને પાછળથી તે કદી પણ ગોરા વિદ્યાર્થીઓની હરોળમાં આવવાને શક્તિમાન થતો નહીં. દાદાભાઇએ રદિયો આપતાં જણાવ્યું કે ઇસ્ટ ઇન્ડિયા કંપનીની શરૂઆતમાં અંગ્રેજી શાળાઓમાં જોડાનારા હિન્દી વિદ્યાર્થીઓનો મુખ્ય હેતુ અંગ્રેજી ભાષાનું જ્ઞાન મેળવવાનો હતો. આ હેતુ પાર પડયા પછી તે અભ્યાસ છોડી દેતો હતો. તેથી અઢાર વર્ષની ઉમ્મર પછી હિન્દી યુવાન આગળ વધી શકતો ન

હતો, એવું અનુમાન કરવું વાજબી ન હતું. તે પછી યુનિવર્સિટીની કેળવણીમાં એવી ઝડપી પ્રગતિ થવા પામી છે, કે "ફ્રેન્ડ ઓફ ઇન્ડિયા" એ ટીકા કરી હતી કે યુનિવર્સિટીની પરીક્ષાઓ હદ બહારની વધી ગઈ છે, અને આ પરિણામ સંતોષકારક તેમ જ કુતૂહલજનક હતું.

ક્રૉફર્ડની બીજી નાલેશીભરી ટીકા એ હતી કે એશિયાના સાહિત્યમાં કંઈ પ્રતિભા નથી. દાદાભાઈએ પ્રાચીન ઈરાની અને હિન્દી સાહિત્યના કેટલાક અમર ગ્રંથો ટાંકી બતાવ્યા. બ્રાહ્મણોએ વ્યાકરણના પૃથક્કરણમાં સાધેલી અપૂર્વ સિદ્ધિ તથા વિજ્ઞાનની દરેક શાખા સંબંધીના સંસ્કૃત ગ્રંથોની યુરોપિયન મહાવિદ્વાનોએ કરેલી પ્રશંસા તેમણે મગરૂરી સાથે સજીવન કરી. હૉરેસ વિલ્સનનું મત ટાંકી દાદાભાઈએ પૂરવાર કર્યું કે વાર્તાલેખન સંબંધી યુરોપમાં થયેલી ઘણીખરી શોધનું મૂળ હિન્દમાં હતું, જ્યારે આધ્યાત્મિક અને તાત્વિક ક્ષેત્રોમાં હિન્દુઓ ગ્રીક અને રોમન ફિલસૂફોના બરોબરિયા હતા. ખગોળશાસ્ત્ર અને ચેતનશાસ્ત્રમાં પણ હિન્દીઓ પ્રગતિવંત રાષ્ટ્રોની હરોલમાં રહ્યા હતા, જ્યારે પાછલી શોધખોળથી શરીરશાસ્ત્રનો અભ્યાસ શકય બન્યો તે પહેલાં વૈદક અને શસ્ત્રવિદ્યામાં તેઓએ બની શકતી કુશળતા પ્રાપ્ત કરી હતી.

ઉપરચોટિયા માહિતી પરથી હિન્દીઓના ચારિત્ર્યની નાલેશી કરવામાં આવી હતી, તેનું ખંડન કરવા માટે દાદાભાઈએ ગ્રંથકારો, પ્રવાસીઓ, અને શાસનકર્તાઓનાં અનેક પ્રમાણપત્રો ટાંકી બતાવ્યાં. ક્રૉફર્ડ જેવા અંગ્રેજ લેખકોએ હિન્દીઓની કરેલી નાલેશીથી ખીજવાઈને એક પારસીએ અંગ્રેજોના ચારિત્ર્યના દોરેલા નીચેના ચિત્ર સંબંધી અગ્રેજો શું કહેશે?

> "રોજ છાપાઓમાં આવતી જાહેરખબરોમાં અસંખ્ય જૂઠાણાં અને ડંફાસો પર નજર કરો ...ફક્ત કંપનીના સ્થાપકના લાભ માટે જ સ્થપાતી કંપનીઓમાં કેટલી બધી લુચ્ચાઇ ચાલે છે......લંડનના અનીતિનાં ધામોની સંખ્યા પર નજર ફેંકો......લીવરપૂલના જીવનનો

અહેવાલ વાંચો.....સામાજિક બદી અને મહોલ્લાઓમાં ચાલતી અનીતિ તથા સંસારી જીવનમાંની બેવફાઇના દાખલાઓ તપાસો......"

આવી ઉપરચોટિયા રીતે અંગ્રેજી ચારિત્ર્યનો અભ્યાસ કરી આ ટીકાકાર એવા મત પર આવ્યો હતો કે અંગ્રેજો અત્યંત દંભી, સ્વાર્થી, અને સિદ્ધાંતવિહોણા લોકો છે. દાદાભાઇએ તે પછી લખ્યું હતું કે "મિ. ક્રૉફર્ડ હિન્દના વતનીઓના ચારિત્ર્ય સંબંધી જેવા પુરાવા પર આધાર રાખે છે તેવા પુરાવાને નિર્ણયાત્મક ગણીએ તો આ પારસી ગૃહસ્થનો નિર્ણય પણ સાચો કેમ ન ગણવો, તેનું કોઇ પણ કારણ હું જોઇ શકતો નથી." વાત એટલેથી જ પતી નહિ. દાદાભાઇ અને તેમના સાથીઓએ કન્યા-કેળવણીની પ્રગતિ માટે પ્રયાસ કરવા માંડયા ત્યારે તેઓની સામે એવી જ દલીલ થઇ હતી કે સ્ત્રી કેળવણીએ અંગ્રેજ સમાજને ભ્રષ્ટ કરી મૂકયો હતો!

દાદાભાઇએ વિશેષમાં કહ્યું હતું: "અમે ૧૮૫૫ માં પહેલી પારસી પેઢી ખોલવા માટે અહીં આવ્યા ત્યારે અમારા યુરોપિયન મિત્રોએ આ શહેરમાં મળતા અસંખ્ય લુચ્ચાઓ સાથે વહેવાર પાડવામાં સાવધાન રહેવાની અમને ખાસ ચેતવણી આપી હતી. એક જણે કહ્યું હતું કે "અમે હિન્દમાં એક આંખ ખુલ્લી રાખીએ છીએ, પણ ઇંગ્લાંડમાં તમારે બેઉ આંખો ખુલ્લી રાખવી પડશે"

શું આખી પ્રજાની નાલેશી કરવા માટે આવી સાબિતી આપી શકાય? જુદા જુદા લોકોની જુદી જુદી પરિસ્થિતિ અને વિધવિધ લાક્ષણિકતાનો સંભાળભર્યો અભ્યાસ કરવાની જરૂર છે, અને સાહજિક ભેદોનું કોઇ પરિણામ બતાવતા પહેલાં પુખ્ત વિચાર કરવો ઘટે છે.

હિન્દ સંબંધી વારંવાર ખોટી હકીકતો પ્રગટ થવાથી ફક્ત હિન્દીઓની ફરિયાદો રજૂ કરવા માટે જ નહિ, પણ ભૂલભરી માન્યતાઓ દૂર કરવા માટે અંગ્રેજો અને હિન્દીઓને એક સમાન તખ્તા પર લાવવા માટે લંડન ઇન્ડિયન સોસાયટીના કરતાં વધારે

વિસ્તૃત પાયા પર રચાયેલા એક મંડળની દાદાભાઈને જરૂર જણાઈ. આથી હિન્દ અને ઇંગ્લાંડની પરસ્પર મિત્રતાને સંગીન પાયા પર મૂકનારું મંડળ સ્થાપવાની તેમણે કોશિશ કરી અને બ્રિટિશ પ્રજા અને બ્રિટિશ સરકારને હિન્દની માહિતી આપવા માટે નોકરી પરથી ફારેગ થયેલા અંગ્રેજ અમલદારોની પ્રાથમિક કમિટી સાથે મળીને ૧૮૬૬ ના ડિસેમ્બરની ૧ લી તારીખે ઇસ્ટ ઇન્ડિયા એસોસીએશન હસ્તીમાં આવી. હિન્દના કલ્યાણમાં રસ લેનારા સઘળા જણ માટે આ સંસ્થાના દરવાજા ખુલ્લા હતા.

હિન્દના લાભોની સ્વતંત્ર અને નિઃસ્વાર્થી હિમાયત કરીને સઘળા કાયદેસર ઉપાયોથી તેનું ભલું કરવાનો આ મંડળનો હેતુ હતો. એક સંસ્થા તરીકે તેનો ઇરાદો એક પુસ્તકાલય અને વાંચનગૃહ સ્થાપવાનો તથા પાર્લામેન્ટના સભાસદો અને સામાન્ય પ્રજાને હિન્દી સવાલો સંબંધી માહિતી પૂરી પાડવાનો હતો. કોઈ જાહેર પ્રજાના લાભનો સવાલ ન હોય ત્યાં સુધી હિન્દી સરકાર યા તેના દીવાની અને લશ્કરી નોકરો સામેની વ્યક્તિગત ફરિયાદો પર ધ્યાન આપવાની આ સંસ્થાને મના હતી. તેમ જે સવાલનો ન્યાયની અદાલતો અથવા પ્રીવી કાઉન્સિલની જુડિશિયલ કમિટિને અપીલ કરવાથી નિર્ણય થઈ શકતો હોય એવી બાબત હાથ ધરવાની પણ મંડળને મુખત્યારી ન હતી.

ઇંગ્લાંડમાંના પોતાના વસવાટ દરમિયાન દાદાભાઈએ પોતાના અંગ્રેજ મિત્રોના દિલમાં પોતાના દેશ તરફ એટલી બધી દિલસોજી, અને પોતાની નિઃસ્વાર્થ સેવા માટે માનની લાગણી પ્રગટાવી હતી કે નામાંકિત અંગ્રેજ રાજદ્વારીઓ, મુત્સદ્દીઓ, માજી ગવર્નરો, અને ઇંગ્લાંડમાં વસતા માજી અમલદારોની એક મોટી સંખ્યા તરત જ આ એસોસીએશનમાં જોડાઈ. તેના પહેલા પ્રમુખ રોબર્ટ સ્મીથના પુત્ર અને બંગાળના એક વખતના એડવોકેટ જનરલ લોર્ડ લીવેડન હતા, જેમની હિન્દી પ્રજામાં એટલી બધી પ્રતિષ્ઠા હતી કે મુંબઇના ફિલસૂફ વકીલ જેમ્સ મેકીન્ટોશના શબ્દોમાં

કહીએ તો લોકો તેને "મનુ પછી થયેલા કોઇ પણ પંડિત કરતાં મહાન" ગણતા હતા. લોર્ડ લીવેડન કલકત્તામાં જનમ્યા હતા. આ સંજોગ, તથા પ્રથમ બોર્ડ ઓફ કન્ટ્રોલના સેક્રેટરી અને પાછળથી તેના પ્રમુખ થવાને લીધે તેઓ હિન્દના કલ્યાણમાં ઇંગ્લંડના કલ્યાણ જેટલો જ રસ લેતા થયા હતા. દાદાભાઇ પ્રથમ કમિટિના એક સભ્ય હતા, પણ થોડા જ સમયમાં તેમને માથે એસોસીએશનના સેક્રેટરીની ફરજ આવી પડી હતી.

હિન્દ અને સંસ્થાનો સંબંધી કંઇ પણ ખાસ માહિતી ધરાવનારા સઘળાને પોતાના વિચારો દર્શાવવાનું આ એસોસીએશનના તખ્તા પર સ્થાન મળ્યું. તેની સભાઓમાં હંમેશાં નામાંકિત અંગ્રેજો, હિન્દીઓ, અને એંગ્લો-ઇન્ડિયનો ભેગા મળીને હિન્દના સવાલો સંબંધી પરસ્પરના વિચારો દર્શાવતા, હિન્દની ફરિયાદો રજુ કરતા, અને બને ત્યાં સુધી બ્રિટિશ પ્રજા અને બ્રિટિશ સરકારને હિન્દના સવાલોમાં અગાઉ કરતાં વધારે ઉત્સાહ લેવાને ઉત્તેજિત કરતા.

આ સભાઓમાં દાદાભાઇનું સ્થાન અનોખું જ હતું. તા. ૨૭ મે ૧૮૬૭ ને દિને મળેલી તેની પહેલી જ સભામાં તેમણે "હિન્દ પ્રત્યેની ઇંગ્લાંડની ફરજો" સંબંધી એક નિબંધ વાંચ્યો હતો. તેમાં તેમણે ત્રણ મુખ્ય મુદ્દા રજુ કર્યા હતા. હિન્દમાંની બ્રિટિશ હકૂમત હિંદ અને ઇંગ્લાંડ માટે લાભકારી હતી? જો તેમ હોય તો એ હકૂમતને લાંબો વખત ટકાવી રાખવાના ઉત્તમ ઉપાયો કયા હતા? આવા ઉપાયો અજમાવવામાં આવ્યા હતા? બ્રિટિશ અમલમાં હિન્દમાં સ્થપાયેલી સુલેહ શાંતિથી થયેલા લાભોનો સ્વીકાર કરીને તેમણે ઇંગ્લાંડની દોલત અને બળ વધારવામાં હિન્દે આપેલા ઉદાર ફાળાના આંકડા આપ્યા હતા. તે પછી તેમણે હિન્દમાંથી દર વર્ષે ઇંગ્લાંડ ઘસડાઇ જતી દોલત અને પોતાના દેશના રાજવહીવટમાંથી હિન્દીઓને સદંતર દૂર રાખવા સંબંધી ઉલ્લેખ કર્યો હતો. છતાં હિન્દ ઇંગ્લાંડ સાથનો સંબંધ તોડી નાખવા કેમ માગતું ન હતું?

આ સવાલના જવાબમાં એક દેશી પત્રમાંની વાત તેમણે ટાંકી બતાવી હતી. એક શિયાળ એક વાર એક કાંટાની વાડમાં ફસી પડયું હતું. માંખીઓને શિયાળનું લોહી ચૂસતી જોઇને, એક કાગડો સાખીઓને ઉરાડી મુકવાનો પરમાર્થ કરવા તૈયાર થયો. "નાહ," શિયાળે જવાબ આપ્યો "આ સાખીઓ મારા લોહીથી હવે ધરાઈ ગઇ છે, અને જો તું તેઓને હાંકી કાઢશે તો બીજી ભૂખી સાખીઓ મારા પર તૂટી પડશે."

હિન્દ અને ઇંગ્લાંડ વચ્ચે મિત્રતા જાળવવાના ઉપાયો શા છે? કેટલાક કહે છે કે હિન્દ તલવારથી જીતાયું હતું, અને તેને તલવારથીજ સાચવવું જોઇએ. બીજાઓ પરમાર્થી આપખુદ રાજનીતિ ચલાવવાની સલાહ આપે છે; જ્યારે કેટલાક ન્યાયપરાયણ રાજનીતિ, "મહારાણીની સઘળી રૈયતની સમાનતા અને હિન્દના રાજાઓ સાથે પ્રમાણિકતા" વાપરવાના ડહાપણ પર ભાર મૂકે છે. આ ત્રણ રાજનીતિનું અવલોકન કરતાં દાદાભાઇએ કહ્યું કે "સમ્રાજ્ઞીને નામે હિન્દની પ્રજા, અને દેશી રાજાઓ સમક્ષ જાહેર કરવામાં આવેલી ત્રીજી રાજનીતિમાં હિન્દની સલામતી, આશા, અને ઇંગ્લાંડની સલામતી સમાયેલી છે."

"એ વાત સંતોષકારક અને આશાજનક છે કે આ દેશ પર રાજ કરતા મુત્સદીઓ અને તેની રાજનીત ઘડનારા વિચારકોએ હિન્દ પર હિન્દના જ કલ્યાણ માટે રાજ્ય કરનારો સિદ્ધાંત પ્રતિપાદિત કર્યો છે. અંગ્રેજ લોકોની એક માત્ર અને ખરી તાકાત એક લાખ અંગ્રેજ સૈનિકોમાં નથી, પણ પ્રજાની હાર્દિક મંજુરી અને કૃતજ્ઞતાભરી વફાદારીમાં છે; અને જ્યારે બન્નેને જુદા પડવાનો વખત આવશે-કે જે ઘણો દૂર છે,-ત્યારે એક પ્રાચીન પણ અત્યંત કમનસીબ પ્રજાના પુનર્જીવનનું કીર્તિવંત પ્રકરણ ઇતિહાસમાં ઉમેરાયલું જોઇને જગત પુલકિત થશે, અને હિન્દ પોતાની પ્રાચીન જાહોજલાલી અને સંસ્કૃતિને ઉજ્જ્વળ બનાવનારા પરમાર્થીઓને આભારી હૃદયે હંમેશને માટે યાદ કરશે"

જો આ રાજનીતિ સાચી હોય, તો તેનો અમલ કરવાના સાચાં સાધનો કયાં હતાં? હવે ફરિયાદોની એક લાંબી ટીપ રજૂ

થાય છે. કેળવણી તરફ બેદરકારી, રાજવહીવટમાં લાયક હિન્દીઓને ભાગ આપવાનો ઇન્કાર, વારંવાર પડતા દુકાળો, નહેર અને વાહન વહેવારોનો અભાવ, આ અને એવી બીજી ફરિયાદો શ્રોતાઓ સમક્ષ સચોટ રીતે રજૂ કરીને તેઓ બ્રિટીશ પ્રજાને "પોતાના ચારિત્ર્ય અને પ્રતિભા"ને અનુસરીને પ્રમાણિક રીતે કર્તવ્યપાલન કરવાની હાકલ કરતા.

તા. ૫ મી જુલાઇએ દાદાભાઇએ "માઇસોર" સંબંધી વાંચેલા એક બીજા નિબંધમાં બ્રિટીશ સરકાર માઇસોરમાં જુદી સરકાર મંજૂર કરવાને અને ત્યાં "દેશી હકૂમત" ચાલુ રાખવાને બંધાયેલી છે તે બતાવવા માટે તેમણે લેખિત પુરાવાઓ આપ્યા હતા. તા. ૨૫ મી નવેમ્બરે "એબિસીનિયાની લડાઇના ખર્ચ" વિષેના બીજા નિબંધમાં દાદાભાઇએ માગણી કરી કે બ્રિટિશ સલ્તનતના હિત માટે લડાયેલી આ લડાઇના ખર્ચનો કંઇ પણ બોજો હિન્દ પર પડવો ન જોઇએ. સરકાર તરફથી એવી દલીલ કરવામાં આવી હતી કે એબિસીનિયામાં લશ્કર મોકલવાથી હિન્દને કાંઇ ખોટ ગઇ નથી, કેમકે ત્યાં લશ્કર મોકલવામાં આવ્યું ન હોત તો પણ તેનો ખર્ચ હિન્દને ભોગવવો પડત. આ દલીલના ચૂરેચૂરા કરી નાખતાં દાદાભાઇએ જણાવ્યું હતું :—

> "હિન્દમાં લશ્કર શા માટે રાખવામાં આવે છે? લશ્કર રાખવાનું કારણ ગમે તે હોય, પણ તેને પરદેશ મોકલવાથી હિન્દને ખોટ ગઇ હતી. જો કંઇ ખોટ ગઇ ન હોય તો લશ્કર ઘટાડવું જોઇએ. જો ખોટ ગઇ હોય તો હિન્દે કંઇ ગુમાવ્યું નથી એમ કેમ કહી શકાય? જો હિન્દની સલામતી માટે લશ્કર રાખવામાં આવ્યું હોય તો તેની સલામતી છીનવી લેવા છતાં તેનો ખર્ચ તેને માથે નાખવો અન્યાયી છે."

દાદાભાઇનો ઉત્સાહ ચેપી નીવડયો. એક પછી એક સભ્યો મહત્વના વિષયો પર નિબંધો વાંચવા તત્પર થયા. તા. ૧૧ મી જુને જનરલ સર આર્થર કૉટને "નહેર અને હિન્દના જલમાર્ગો" પર નિબંધ વાંચ્યો તે વખતે એક પછી એક પડેલા દુકાળોથી

હિન્દની પ્રજામાં આફત અને બેદિલી પેદા થઇ હતી. દુકાળના ઇલાજ તરીકે સત્તાધીશો, નહેર કરતાં રેલ્વે બાંધવાનું વધારે પસંદ કરતા હતા. આ વિષયમાં ઘણા લેખો લખાયા હતા, પણ કંઇ કામ થયું ન હતું તે સંબંધી સર આર્થરે કેટલીક કડવી ટીકા કરી હતી. જો સાહીથી જ હિન્દને પાણી મળી જતું હોત તો લાંબા વખત પહેલાં દુકાળ સામે દેશનો બચાવ થઇ શક્યો હોત. પણ સર આર્થરે જણાવ્યું કે નહેરની જરૂરિયાત અને તેના અભાવે આવતાં સંકટો સંબંધી ઢોંગી વાક્ચાતુરીથી ભરપૂર આખી બ્લુબુક લખવાને બદલે ફક્ત એક એકર જેટલી જમીનને પાણી પહોંચાડનાર અથવા એકાદ માઇલ લાંબી નહેર ખોદનાર ગવર્નર જનરલ અથવા જાહેર બાંધકામખાતાના વડાને હું વધારે પસંદ કરું છું.

૧૮૬૭ ના ઑગસ્ટની ૧૩ મી તારીખે દાદાભાઇએ સનદી નોકરીમાં હિન્દીઓને દાખલ કરવાનો સવાલ ઉપાડી હિન્દ અને ઇંગ્લાંડમાં પરીક્ષા લેવાની માગણી સાથે હિન્દી વજીર પર એક અરજી મોકલવાની સૂચના કરી. સર અર્સ્કીન પેરીની મહેરબાનીથી જાણમાં આવ્યું હતું કે ૧૮૬૦ માં હિન્દી વજીરની કાઉન્સિલની એક કમિટિએ સઘળી સનદી નોકરીઓ માટે બન્ને દેશોમાં એકી સાથે પરીક્ષા લેવાની ભલામણ કરી હતી. તેમને આથી વિશેષ કંઇ જ જોઇતું ન હતું. સર હર્બર્ટ એડવર્ડસે સૂચના કરી કે એસોસીએશને વિદ્યાર્થીઓ ઇંગ્લાંડ જઇને પોતાનો અભ્યાસ પૂરો કરી શકે તે માટે શિષ્યવૃત્તિ આપવાની માગણી કરવી. ડેપ્યુટેશનના સભાસદોની વાત સાંભળી સર સ્ટેફર્ડ નોર્થકોટે આ બંને સૂચનાઓ તરફ પસંદગી બતાવી હતી.

હવે આ સવાલમાં આમની સભાના સભાસદોને ઉત્સાહિત કરવાની જરૂર હતી. દાદાભાઇએ કેટલાક એમ૦ પી૦ ની મુલાકાત લીધી, અને તેમની કોશિશથી હેનરી ફોસેટે એવો ઠરાવ રજૂ કરવાની નોટિસ આપી કે સનદી નોકરીની પરીક્ષા લંડન, કલકત્તા, મુંબઇ, અને મદ્રાસમાં એકી વેળા લેવાનું આમની સભા ઇચ્છવા-

યોગ્ય ધારે છે. તે પછી તેમણે ૧૭ મી એપ્રિલ, ૧૮૬૮ ને દિને બીજો નિબંધ વાંચી દરખાસ્ત મૂકી કે એસોસીએશને ફોસેટના ઠરાવને[1] ટેકો આપવો.

વિરોધી ટીકાકારો વારંવાર વિશ્વાસપાત્ર અધિકારો ભોગવવાની હિન્દીઓની યોગ્યતા વિષે શક બતાવતા હતા. તેઓ એવી ભ્રમણામાં ગોથાં ખાતા હતા કે હિન્દીઓમાં લાયકાત, પ્રમાણિકતા, શારીરિક શકિત, અને ચેતનનો અભાવ છે. યુરોપિયન અને એશિયાટિક જાતિઓ વિષેના પોતાના આગલા નિબંધમાંની દલીલો નવેસરથી રજૂ કર્યા વિના હિન્દીઓની નાલેશી કરનારાઓને તેમણે ટાણો માર્યો કે કેટલાક અંગ્રેજો આગલા વખતમાં અચાનક કેવી રીતે ધનવાન નવાબો બની ગયા હતા, કંપનીએ હિન્દમાં પોતાની સત્તા અને લાગવગ વેચીને અંગ્રેજ રાજસભામાં લાંચ રુશવતથી કેવી રીતે સત્તા અને લાગવગની ખરીદી કરી હતી, કંપનીના નોકરોએ પોતાના માલિકોને કેવી રીતે છેતર્યા હતા, અને પોતાનો સ્વાર્થ સાધવા માટે તેઓએ ન્યાય અને શરમની બધી લાગણી પર કેવી રીતે પાણી ફેરવ્યું હતું, તેના નોંધાયેલા દાખલાઓ તેઓએ ભૂલી જવા ન જોઇએ. મોટા પગાર અથવા મોટા નફા મેળવનારા અંગ્રેજો કંગાળ કેળવણી પામેલા, કંગાળ પગાર અથવા કંગાળ નફો મેળવનારા ગરીબ લોકોની રુશવત-ખોરી જોઈને લાલપીળા થઇ જાય તે કુદરતી હતું. પણ દાદાભાઇએ તેમને પોતાની આસપાસ નજર ફેંકી, લંડનમાં ચાલતા દગાફટકા નિહાળવાની અને ઇંગ્લાંન્ડના હલકા વર્ગના કેટલાક અંગ્રેજો હિન્દમાં કેવી શરમભરી રીતે વર્તતા હતા તે યાદ રાખવાની વિનંતી કરી હતી.

મૂળ મુદ્દો એ હતો કે જ્યારે હિન્દીઓ અંગ્રેજોના જેવી જ ઉચ્ચ કેળવણી લે છે ત્યારે તેઓ અંગ્રેજોના જેવા જ પ્રમાણિક અને ચારિત્ર્યશીલ બને છે કે નહિ? "હિન્દમાંની દેશી એજંસીની કાર્યકુશળતાની સાબિતી" નામની ૯૫ પાનાની પત્રિકા હાથમાં

૧ આ ઠરાવ અન્તે ખેંચી લેવામા આવ્યો હતો

રાખીને દાદાભાઈએ જણાવ્યું કે "હિન્દનાં જુદાંજુદાં ખાતાંઓનાં જવાબદાર અને વિશ્વાસપાત્ર હોદ્દા ભોગવનાર દેશીઓની કાર્યકુશળતા અને પ્રમાણિકતાની ઢગલાબંધ સાબીતીઓ મેં ભેગી કરી છે."

આ પ્રત્રિકામાં નામાંકિત સત્તાધિકારીઓના અભિપ્રાયોનો રસીલો સંગ્રહ હતો. જુદા જુદા પ્રાંતોનો અનુભવ ધરાવનારા માજી ગવર્નરો, સનદી અને લશ્કરી અમલદારો, વગેરેએ હિન્દીઓની બુદ્ધિમત્તાની તારીફ કરી હતી; તેઓમાંના થોડાકનો મત એવો હતો કે હિન્દીઓમાં જેવી જોઈએ તેવી પ્રમાણિકતા ખીલી ન હતી. દાદાભાઈએ હિન્દીઓની વિરુદ્ધ જતો એક પણ અભિપ્રાય દાબી રાખ્યો ન હતો. તેમણે તે પછી નિર્ણય બાંધવાનું અંગ્રેજો પર જ છોડી દીધું. એમાંના કેટલાક અભિપ્રાયો પરિસ્થિતિનું સ્પષ્ટીકરણ કરનારા હતા દાખલા તરીકે, સર બાર્ટલ ફ્રિયરે કહ્યું હતું:

યુરોપની પેઠે હિન્દમાં જુદીજુદી જાતિઓની વચ્ચે, એક જ જાતિના જુદાજુદા વર્ગો વચ્ચે, સંસ્કૃતિના જુદાજુદા તબક્કાઓમાંથી પસાર થતી એક જ જાતિની વચ્ચે બુદ્ધિશાળી અને અક્કલહીન કુટુમ્બોનાં બાળકોની વચ્ચે, શ્રીમંત અને ગરીબની વચ્ચે, જુદાજુદા ધર્મપંથના માણસો વચ્ચે, તેઓની લાયકાત સબંધી મોટો તફાવત માલુમ પડે છે. ખરી વાત એ છે કે માણસની પરંપરા અને કેળવણીના સંજોગની દરેક વિવિધતા તેની મૂળભૂત બૌદ્ધિક લાયકાતમાં કંઈક તફાવત પેદા કર છે. રાષ્ટ્રોના બે વિભાગો વચ્ચે સરખામણી કરવામાં રહેલી આ મુશ્કેલીઓ ધ્યાનમાં રાખીને હું કહુ છું કે આ બે વિભાગોનાં બાળકો વચ્ચે કંઈ દેખીતો તફાવત નથી; સિવાય કે ગરમ ઋતુમાં ઉછરતા બાળકોની બુદ્ધિ નાની ઉંમરમાં પકવ બની જાય છે, અને તેથી તેઓમાં ઠંડા મુલકનાં ધીમેધીમે વિકસિત થતાં બાળકોનાં જેવા ચેતન અને શક્તિનો અભાવ જણાય છે.

આ વાત વિષે મારી ખાતરી થઈ છે કે યુરોપના દરેક રાષ્ટ્ર, દરજ્જા અને ધર્મનાં દશ લાખ બાળકોની ગમે તેમ પસંદગી કરવામાં આવે, અને તે જ પ્રમાણે હિન્દમાંથી દસ લાખ બાળકો લેવામાં આવે તો હિન્દનાં બાળકોની બૌદ્ધિક લાયકાત કોઈ પણ રીતે ઉતરતી જણાશે

નહિ. હું માનું છું કે વાસ્તવિક પરિણામ સંબંધી પ્રવર્તતા ઘણા મતભેદો, આપણી લગભગ દરેક સરખામણીમાં આપણે મુખ્ય તત્વો ધ્યાનમાં લેતા નથી તેને લીધે જ ઊભા થાય છે, એમ અનુભવ ઉપરથી જણાયું છે.

ચીશોમ એન્સ્ટીએ કહ્યું હતું કે હિન્દના દેશીઓની લાયકાત ઓછી છે એમ કોઈ ધારતું નથી. તેમને તેઓની લાયકાત, પ્રમાણિકતા, અને રાજતંત્ર ચલાવવાની શક્તિમાં વિશ્વાસ હતો; છતાં હિન્દી પ્રધાન, વાઈસરોય, અને સેનાપતિએ "દર વર્ષે ઊંચા ઓદ્ધાઓ માટે હિન્દીઓના અમુક પ્રમાણને લાયક ગણવું જ જોઈએ" એવા ઠુમરાણની તેઓ વિરુદ્ધ હતા. જે જીલ્લા અથવા પ્રાન્તમાં તે જનમ્યો હોય, જ્યાં તેનાં સગાંવહાલાં હોય, અને જ્યાં તેનો દુનિયાદારી વહીવટ ચાલુ હોય, ત્યાં કોઈ પણ હિન્દી અથવા અંગ્રેજને નોકરી રાખવાની તે વિરુદ્ધ હતા. કેમ ? તે હિન્દી હોવાને કારણે ? નહિ. કારણ કે ચીશોમ એન્સ્ટી જે વિસ્તારમાં એક માણસ થોડો વખત વસ્યો હોય ત્યાં તેને અમલદારી આપવાની સામે હતા.

દાદાભાઈ પાસે આ દલીલનો રદિયો તૈયાર જ હતો. હિન્દની સનદી નોકરીમાં કોઈ હિન્દીને ન નીમવો, એમ કહેવું તે ઇંગ્લાંડની સનદી નોકરીમાં કોઈ અંગ્રેજ ન જોઈએ, એમ કહેવા સમાન હતું. નિમણુકની જગ્યાઓની પસંદગી નજીવી બાબત હતી. મુખ્ય સવાલ સનદી નોકરીમાં હિન્દીઓ અને અંગ્રેજોને સમાન દરજ્જા પર મૂકવાનો હતો. ફક્ત આ વિદ્વાન ધારાશાસ્ત્રીના એક માત્ર વિરૂદ્ધ મતે દાદાભાઈની દરખાસ્ત પસાર થઈ હતી.

બે વર્ષની હસ્તી દરમિયાન એસોસીએશને બતાવી આપ્યું કે તેની સામે ઉપયોગી કામનું વિશાળ ક્ષેત્ર પડેલું છે; જો આ મંડળની હિન્દના પ્રાન્તિક પાટનગરોમાં શાખાઓ હોય, અને તેને હિન્દના લોકો અને રાજાઓની આર્થિક મદદ મળે તો મંડળને ઘણું જોર મળે એવો તેમને વિચાર આવ્યો. આ વિચાર તેમના સાથીઓને ગમી ગયો, અને હિન્દમાં જુદીજુદી જગ્યાઓએ

રાખીને દાદાભાઇએ જણાવ્યું કે "હિન્દનાં જુદાંજુદાં ખાતાંઓનાં જવાબદાર અને વિશ્વાસપાત્ર હોદ્દા ભોગવનાર દેશીઓની કાર્યકુશળતા અને પ્રમાણિકતાની ઢગલાબંધ સાબીતીઓ મેં ભેગી કરી છે."

આ પત્રિકામાં નામાંકિત સત્તાધિકારીઓના અભિપ્રાયોનો રસીલો સંગ્રહ હતો. જુદા જુદા પ્રાંતોનો અનુભવ ધરાવનારા માજી ગવર્નરો, સનદી અને લશ્કરી અમલદારો, વગેરેએ હિન્દીઓની બુદ્ધિમત્તાની તારીફ કરી હતી; તેઓમાંના થોડાકનો મત એવો હતો કે હિન્દીઓમાં જેવી જોઇએ તેવી પ્રમાણિકતા ખીલી ન હતી. દાદાભાઇએ હિન્દીઓની વિરુદ્ધ જતો એક પણ અભિપ્રાય દાબી રાખ્યો ન હતો. તેમણે તે પછી નિર્ણય બાંધવાનું અંગ્રેજો પર જ છોડી દીધું. એમાંના કેટલાક અભિપ્રાયો પરિસ્થિતિનું સ્પષ્ટીકરણ કરનારા હતા. દાખલા તરીકે, સર બાર્ટલ ફ્રિયરે કહ્યું હતુંઃ

> યુરોપની પેઠે હિન્દમાં જુદીજુદી જાતિઓની વચ્ચે, એક જ જાતિના જુદાજુદા વર્ગો વચ્ચે, સંસ્કૃતિના જુદાજુદા તબક્કાઓમાંથી પસાર થતી એક જ જાતિની વચ્ચે, બુદ્ધિશાળી અને અક્કલહીન કુટુમ્બોનાં બાળકોની વચ્ચે, શ્રીમંત અને ગરીબની વચ્ચે, જુદાજુદા ધર્મપંથના માણસો વચ્ચે, તેઓની લાયકાત સબંધી મોટો તફાવત માલુમ પડે છે. ખરી વાત એ છે કે માણસની પરંપરા અને કેળવણીના સંજોગની દરેક વિવિધતા તેની મૂળભૂત બૌદ્ધિક લાયકાતમાં કંઇક તફાવત પેદા કરે છે. રાષ્ટ્રોના એ વિભાગો વચ્ચે સરખામણી કરવામાં રહેલી આ મુસ્કેલીઓ ધ્યાનમાં રાખીને હું કહું છું કે આ બે વિભાગોનાં બાળકો વચ્ચે કંઇ દેખીતો તફાવત નથી; સિવાય કે ગરમ ઋતુમાં ઉછરતાં બાળકોની બુદ્ધિ નાની ઉંમરમાં પકવ બની જાય છે, અને તેથી તેઓમાં ઠંડા મુલકનાં ધીમેધીમે વિકસિત થતાં બાળકોનાં જેવા ચેતન અને શક્તિનો અભાવ જણાય છે.
>
> આ વાત વિષે મારી ખાતરી થઇ છે કે યુરોપના દરેક રાષ્ટ્ર, દરજ્જા અને ધર્મનાં દશ લાખ બાળકોની ગમે તેમ પસંદગી કરવામાં આવે, અને તે જ પ્રમાણે હિન્દમાંથી દસ લાખ બાળકો લેવામાં આવે તો હિન્દનાં બાળકોની બૌદ્ધિક લાયકાત કોઇ પણ રીતે ઉતરતી જણાશે

નહિ. હું માનું છું કે વાસ્તવિક પરિણામ સંબંધી પ્રવર્તતા ઘણા મતભેદો, આપણી લગભગ દરેક સરખામણીમાં આપણે મુખ્ય તત્ત્વો ધ્યાનમાં લેતા નથી તેને લીધે જ ઊભા થાય છે, એમ અનુભવ ઉપરથી જણાયું છે.

ચીશોમ એન્સ્ટીએ કહ્યું હતું કે હિન્દના દેશીઓની લાયકાત ઓછી છે એમ કોઈ ધારતું નથી. તેમને તેઓની લાયકાત, પ્રમાણિકતા, અને રાજતંત્ર ચલાવવાની શક્તિમાં વિશ્વાસ હતો; છતાં હિન્દી પ્રધાન, વાઈસરોય, અને સેનાપતિએ "દર વર્ષે ઊંચા હોદ્દાઓ માટે હિન્દીઓના અમુક પ્રમાણને લાયક ગણવું જ જોઈએ" એવા ખુમરાણની તેઓ વિરુદ્ધ હતા. જે જીલ્લા અથવા પ્રાન્તમાં તે જનમ્યો હોય, જ્યાં તેનાં સગાંવહાલાં હોય, અને જ્યાં તેનો દુનિયાદારી વહીવટ ચાલુ હોય, ત્યાં કોઇ પણ હિન્દી અથવા અંગ્રેજને નોકરી રાખવાની તે વિરુદ્ધ હતા. કેમ ? તે હિન્દી હોવાને કારણે ? નહિ. કારણ કે ચીશોમ એન્સ્ટી જે વિસ્તારમાં એક માણસ થોડો વખત વસ્યો હોય ત્યાં તેને અમલદારી આપવાની સામે હતા.

દાદાભાઇ પાસે આ દલીલનો રદિયો તૈયાર જ હતો. હિન્દની સનદી નોકરીમાં કોઈ હિન્દીને ન નીમવો, એમ કહેવું તે ઇંગ્લાંડની સનદી નોકરીમાં કોઇ અંગ્રેજ ન જોઇએ, એમ કહેવા સમાન હતું. નિમણૂકની જગ્યાઓની પસંદગી નજીવી બાબત હતી. મુખ્ય સવાલ સનદી નોકરીમાં હિન્દીઓ અને અંગ્રેજોને સમાન દરજ્જા પર મૂકવાનો હતો. ફક્ત આ વિદ્વાન ધારાશાસ્ત્રીના એક માત્ર વિરૂદ્ધ મતે દાદાભાઇની દરખાસ્ત પસાર થઇ હતી.

બે વર્ષની હસ્તી દરમિયાન એસોસીએશને બતાવી આપ્યું કે તેની સામે ઉપયોગી કામનું વિશાળ ક્ષેત્ર પડેલું છે; જો આ મંડળની હિન્દના પ્રાન્તિક પાટનગરોમાં શાખાઓ હોય, અને તેને હિન્દના લોકો અને રાજાઓની આર્થિક મદદ મળે તો મંડળને ઘણું જોર મળે એવો તેમને વિચાર આવ્યો. આ વિચાર તેમના સાથીઓને ગમી ગયો, અને હિન્દમાં જુદીજુદી જગ્યાઓએ

એસોસીએશનની સ્થાપના કરવા તથા ફંડ ભેગું કરવા માટે દાદાભાઈને જ હિન્દ મોકલવાનો ઠરાવ કરવામાં આવ્યો.

એસોસીએશનના એક ડેપ્યુટેશને (જેમાં દાદાભાઇ પણ હતા) હિન્દી વજીરને હિન્દમાં નહેરોનાં બાંધકામોની જરૂરિયાત પર તાત્કાલ લક્ષ આપવા સંબંધી એક અરજી કરી હતી. પણ સરકારના યંત્રને ચાલુ કરવા માટે એક બે નહિ, પણ અસંખ્ય અરજીઓ કરવાની ફરજ પડી. દાદાભાઇ હિન્દ જવાની અણી પર હતા, તેટલામાં હિન્દી વજીર પર એક બીજી અરજી મોકલવાની સૂચના થઇ. દાદાભાઇ એક નોંધ મૂકતા ગયા, જે તા. ૮ મી ડિસેમ્બર ૧૮૬૮ ને દિને મળેલી એસોસીએશનની સભામાં રજૂ થઇ હતી. તેમાં તેમણે વારંવાર પડતા દુકાળથી પ્રજાની થતી પાયમાલીનો ઇતિહાસ આપ્યો હતો નહેરનાં બાંધકામો માટે આવી બેદરકારી શા માટે બતાવવામાં આવે છે? શું તેમાં પૈસાની મુશ્કેલી નડે છે? જો તેમ હોય તો આ સવાલનો નફાટોટાની નજરે વિચાર કરવો યોગ્ય નથી. જો નેહેર પાછળના ખર્ચનો બદલો નહિ મળે તો પણ "રાજ્ય આવાં બાંધકામો હાથ ધરવાને ફરજની ઊંચી ભાવનાથી બંધાયેલું છે," એવો તેમનો મત હતો.

૧૮૭૦ માં સરકારે રેલ્વે પાછળ દસ કરોડ પાઉન્ડની વધારાની રકમ ખરચવાનો ઠરાવ કર્યો. સર આર્થર કૉટને આ નિર્ણયને ધિક્કારી કાઢયો, અને આ "નહેરના દાદા"એ ઊભા કરેલા સવાલોની ઇસ્ટ ઇન્ડિયા એસોસીએશને ત્રણ ત્રણ દિવસ સુધી ચર્ચા કરી હતી.

તે પછી થોડા જ વખતમાં ઉમરાવ સભામાં ડયુક ઓફ આરગાઈલે ગવર્નર જનરલ ઑફ ઇન્ડિઆ બીલને બીજી વારના વાંચન માટે રજૂ કર્યું. આ બીલની એક કલમની રૂએ પરીક્ષાને બદલે પસંદગીના ધોરણ પર લાયક હિન્દીઓને સનદી નોકરીમાં નીમવાની ગવર્નર જનરલને સત્તા મળતી હતી. એક રીતે આ દાદાભાઈની લાંબા વખતની ચળવળની ફતેહ હતી. અલબત, તેઓ સ્વતંત્ર હરીફાઇના હિમાયતી હતા, અને સનદી

નોકરીના કેટલાક હોદ્દાઓ માટેની પરીક્ષા હિન્દમાં લેવાની અને ઉમેદવારોને વધુ પરીક્ષા પસાર કરવા માટે ઇંગ્લાંડ જવાની ફરજ નહિ પાડવાની, તેમણે સૂચના કરી હતી. પણ હિન્દી વજીરે એસોસીએશનને નિમણુકની પદ્ધતિથી સંતોષવાની કોશિશ કરી, કે જેની રૂએ ઇંગ્લાંડમાં લેવાતી પરીક્ષામાં હરીફાઇ કરવાની હિન્દીઓને છૂટ રહેવા સાથે ૬૦ માંથી ૯ હોદ્દાઓ હિન્દીઓને ફાળે આવતા હતા.

આ છૂટછાટ નજીવી હતી, છતાં સમાધાની રૂપે તેને વધાવી લેવાને દાદાભાઇ તૈયાર હતા. પણ હિન્દમાં તેની વિચિત્ર અસર થઇ. ઇસ્ટ ઇન્ડિયા એસોસીએશનની મુંબઇની શાખાએ નિમણુકની પદ્ધતિને દેશને અપમાનકારક લેખીને ધિક્કારી કાઢી. વળી ૧૮૬૩ ના કાયદા અને શાહી ઢંઢેરાની પેઠે ૧૮૬૯ નો કાયદો પણ શબવત નહિ નીવડે તેની જામીનગીરી શી હતી? આ કાયદાનો અમલ થાય તો પણ ઉમેદવારોની પસંદગી લાયકાતના ધોરણ પર થશે તેની ખાતરી શી?

આ પરથી દાદાભાઇએ હિન્દમાંથી એક નિબંધ લખી મોકલ્યો, જે ૭ મી જુલાઇ ૧૮૬૯ ની સભામાં વંચાયો હતો. તેમાં તેમણે જણાવ્યું હતું કે "આવા શંકાશીલપણા માટે કોઇ હિન્દીઓને દોષિત ગણો એમ હું ધારતો નથી, કેમકે તેઓનો ભય ભૂતકાળના અનુભવમાંથી પેદા થયેલો છે." જો કે શંકા રાખવાનાં યોગ્ય કારણો હતાં, છતાં દાદાભાઈએ હિન્દી વજીરના સ્પષ્ટ કોલ પર વિશ્વાસ રાખવાની સલાહ આપી. ૧૮૮૬ માં નિમણુકની પદ્ધતિ રદ કરવામાં આવી ત્યાંસુધી સરકારી નિમણુકો સામે ચાલુ બૂમરાણ થતું રહ્યું. આ પદ્ધતિના મૂળમાં જ દોષ હતો. સનદી નોકરીમાં થતી નિમણુક સંબંધી ઘણી ગેરરીતિઓ ચાલતી હતી તે દૂર કરવા અને ઇંગ્લાંડ અને હિન્દમાં પરીક્ષામાં પસાર થનારા લાયક ઉમેદવારોની જ પસંદગી થાય તે માટે અંતિમ લડત લડી નાખવાની જરૂર હતી. આવી લડત આમની સભામાં લડવામાં આવી હતી, અને આ લડવૈયાઓમાં દાદાભાઇ પણ હતા તે આપણે આગળ ચાલતાં જોઈશું.

## પ્રકરણ ૧૦ મું

## સફલ પ્રવાસ

ઈસ્ટ ઇન્ડિયા એસોસીએશનના કાર્યમાં દાદાભાઈનો આત્મા એકતાર થઈ ગયો હતો. આ મંડળને બળવાન બનાવવા અને તેનું કાર્યક્ષેત્ર વિશાળ બનાવવાની અનેક યોજનાઓ ઘડતા તેઓ મુંબઈ આવ્યા. તા. ૫ મી મે ૧૮૬૮ ને દિને એસોસીએશનના હેતુઓ અને કાર્ય સંબંધી તેમણે પહેલું ભાષણ આપ્યું. સિંહની પેઠે અંગ્રેજ પ્રજાને જલદીથી જાગ્રત કરી શકાતી નથી. પણ દાદાભાઈએ શ્રોતાઓને ખાતરી આપી કે એક વાર અંગ્રેજ બચ્ચો પોતાના કર્તવ્ય માટે જાગ્રત થયા પછી કોઈ પણ મુશ્કેલી તેને અટકાવી શકતી નથી. જે જરૂર છે તે અંગ્રેજોને હિન્દની પરિસ્થિતિ સમજાવવાની છે. એડમન્ડ બર્ક લખી ગયો છે કે "આપણે ક્રૂરતા અને અન્યાય સામે આપણું રક્ષણ કરી શકીએ તે માટે માયાળુ કુદરતે અન્યાય અને ક્રૂરતા માટે આપણા દિલમાં ધિક્કાર પ્રકટાવ્યો છે." કદાચ આ શબ્દો યાદ આવવાથી જ દાદાભાઈએ પોતાના શ્રોતાઓને નીચલા શબ્દો કહ્યા હશે: "એક અંગ્રેજ જુલમજહાંગીરી ચલાવી શકતો જ નથી. ઘણી વાર તે સખ્તાઈથી કામ લે છે, પણ આઝાદી માટેની પ્રેરણા અને પ્રેમ, તથા તેની રગેરગમાં પચી ગયેલો બંધારણપ્રેમ તેના પર "જુલમગાર"નું કલંક નહિ લાગે તે માટે તેની અણીની વખતે તેને જુલમને રસ્તેથી પાછો વાળે છે."

તેમણે જણાવ્યું હતું: "આપણામાંના ઘણા પ્રતિનિધિસભા -હિન્દની પાર્લામેન્ટ—મેળવવાને આતુર છે. એ નેમ બર લાવવા આપણે બધાએ કામ કરવાનું છે. પણ હાલમાં આપણે એવી સંસ્થા માટે તૈયાર છીએ એમ કહી શકાશે?......આ અગત્યની બાબતમાં

પ્રજાને કેળવવાનું આપણું—ખાસ કરીને શિક્ષિતોનું કામ નથી? એક બાજુથી પ્રજામત, પ્રજાકીય અવાજ અને જાહેર માણસોની સંસ્થા તૈયાર કરવા સાથે હિન્દમાં અથવા હિન્દને પ્રતિનિધિત્વ માટે જ્યારે જરૂર પડે ત્યારે છેલ્લી અને મહાન લડત લડવા માટે ઇંગ્લાંડમાં, હિન્દની ન્યાયી અને યોગ્ય હિમાયત કરનારી વગવાળી સોસાયટી હસ્તીમાં લાવવાની જરૂર નથી?"

આ ભાષણથી પ્રજામાં ઘણો ઉત્સાહ આવ્યો. મુંબઇના નાગરિકોમાં ચેતન આવ્યું, અને તા. ૧૨ મી મેએ નાગરિકોની મળેલી જાહેર સભામાં એસોસીએશનની મુંબઇની શાખાની સ્થાપના કરવામાં આવી.

દાદાભાઇ તે પછી દેશી રાજાઓનો ટેકો મેળવવા માટે પ્રવાસે નીકળ્યા. ડો. ભાઉ દાજી અને કે. ટી. તેલંગ જેવા તેમના મુંબઇના સાથીઓને તેમાં કંઇ કસ જણાયો નહિ. આ દેશી રાજાઓ તેઓની માન્યતા મુજબ તરુણ ભારતની અભિલાષામાં ભાગ લેવા અથવા દાદાભાઇના હેતુને ટેકો આપવા બૌદ્ધિક, નૈતિક, અને આનુવંશિક રીતે નાલાયક હતા. પણ દાદાભાઈ એમ માનતા હતા, કે જો બ્રિટિશ હિન્દના નેતાઓ દેશી રાજાઓને પોતાની રાજદ્વારી ચળવળથી વિમુખ રાખશે તો એક ઘણી ઉપયોગી સત્તા સડી જશે. ગાંધીજી જેવા આજના નામાંકિત રાજદ્વારી પણ આ મત સાથે સંમત થાય છે. દાદાભાઈ માનતા હતા કે બ્રિટિશ હિન્દના શકિતશાળી અને લાગવગવાળા માણસોએ પોતાની સેવા અને સલાહ દેશી રાજાઓને ચરણે ધરવી જોઇએ, અને રાજાઓએ હિન્દની પ્રગતિ માટે કામ કરતા આવા નેતાઓની ચળવળને વેગ આપવા માટે નાણાંની મદદ કરવી જોઇએ. આ માન્યતાને લીધે ઇંગ્લાંડમાં તેમણે મુશ્કેલીમાં આવી પડેલા કેટલાક રાજાઓને મદદ કરી હતી. અને આ માન્યતાને લીધે જ રાજાઓ પણ પ્રજાકીય પ્રગતિના વિકટ કાર્યમાં ભાગ લેવાને તત્પર થયા હતા.

કાઠિયાવાડના પ્રવાસના પરિણામથી દાદાભાઇની માન્યતા વાજબી ઠરી. રાજાઓએ તેમનો માયાળુ સત્કાર કર્યો. કચ્છ, જૂનાગઢ, અને ગોંડળમાંથી સુંદર મદદ મળી. ગોંડળના ઠાકોર સાહેબ અને દાદાભાઇના જીવનભરના મિત્ર તથા પ્રશંસક મહારાજા શ્રી ભગવતસિંહજીએ આ દેશભક્તને સાંભળવા માટે પોતાની રૈયતની એક જાહેર સભા બોલાવી. ગોંડળના ભલા અને ભોળા લોકોએ આવા સંત વક્તાનું માતૃભૂમિના પ્રેમથી ઊભરાઇ જતું ભાષણ જવલ્લે જ સાંભળ્યું હતું, એટલે તેઓ તો દાદાભાઇને સાંભળીને ઉત્સાહથી ગાંડા ઘેલા થઇ ગયા.

થોડા મહિનામાં કલકત્તા, મદ્રાસ, અને બીજાં શહેરોમાં એસોસીએશનની શાખાઓ સ્થપાઇ ગઇ, અને દેશી રાજ્યોમાંથી સંગીન રકમોની મદદ આવવા લાગી. આ રીતે ઇતિહાસમાં પહેલી જ વાર દાદાભાઇ હિન્દમાં પ્રજાકીય ભાવના જન્માવી શક્યા હતા એમ કહેવામાં અતિશયતા ગણાશે નહિ.

જાહેર સવાલો, રાજતંત્રના સ્વરૂપ, અને અમલદારોની તુમાખી તથા બેદરકારી સંબંધી દાદાભાઇ સખત ટીકા કરતા, પણ તેમની ટીકામાં કડવાશ ન હતી. તે વખતના અંગ્રેજો બ્રિટિશ અમલની જરા પણ ટીકા સાંભળતાં છંછેડાઈ પડતા હતા, પણ દાદાભાઇના પ્રમાણિક હૃદયની મીઠી વાણી પર મુંબઇમાં વસતા અંગ્રેજો પણ મુગ્ધ થઇ જતા. બધાની એવી માન્યતા બંધાઇ હતી કે હિન્દની પ્રજાને તેના હક્કો અને ઇંગ્લાંડની પ્રજાને તેની જવાબદારીનું ભાન કરાવવા માટે પોતાની શક્તિ અને સમય અર્પણ કરનાર આ મહાન દેશભક્ત રાષ્ટ્રિય સેવા બજાવતો હતો.

આ સમયે ફિરોજશાહ મહેતા ઇંગ્લાંડથી મુંબઇ પાછા ફર્યા. જ્યારે તે ઇંગ્લાંડમાં કાયદાનો અભ્યાસ કરતા હતા, ત્યારે તે દાદાભાઇની છત્રછાયા નીચે હતા, અને તેમની યોગ્ય સલાહ અને તેમના જીવન પરથી ફિરોજશાહનું ચારિત્ર્ય અને તેમના ઊંચા આદર્શો ઘડાયા હતા. બ્રિટિશ પ્રજાને સવાલોમાં રસ લેતી કરવા

માટે દાદાભાઈએ કરેલા પ્રયાસો તેમણે નજરે જોયલા હોવાથી આ દેશભક્તની ફરજ બજાવવામાં દાદાભાઈ કેવો વિરલ આત્મભોગ આપતા હતા તે ફિરોજશાહે પોતાની અસરકારક રીતે હિન્દીઓને સમજાવ્યું. આખા પ્રાન્તમાં ઉત્સાહ વ્યાપી રહ્યો હતો, અને દાદાભાઈનાં ભાષણોથી પ્રજામાં દેશભાઈઓની લાગણી ઊછળી રહી હતી, તે જોઈને ફિરોજશાહ મહેતાએ દાદાભાઈની સેવાની જાહેર કદર કરવા માટેની ચળવળ શરૂ કરી. મુંબઈના શેરીફે એક જાહેર સભા બોલાવી દાદાભાઈની દેશસેવા માટે જાહેરમાં આભાર માનવાની પ્રજાને તક આપવી જોઈએ, એવી એક ચર્ચાપત્રીએ "બોમ્બે ગેઝેટ"માં કરેલી સૂચનાને વધાવી લઈ મજકૂર પત્રમાં ફિરોજશાહ મહેતાએ લખ્યું હતું:—

> "વિલાયતના આગેવાન હિન્દી અમલદારો પ્રોફેસર દાદાભાઈ માટે કેવો પૂજ્યભાવ અને માન ધરાવે છે, અને તેમની સહાય તથા સલાહને કેટલી કીમતી ગણે છે તે હું જાતિ અનુભવ પરથી જાણું છું. હિન્દના પુનરુધ્ધારનો સર ફિલિપ સિડની ગણાવાને લાયક કોણ છે એમ જો મને પૂછવામાં આવે તો હું તેમની સાથેના ગાઢ અંગત સહવાસને આધારે, નિઃસંકોચ પ્રોફેસર દાદાભાઈનું નામ દઈશ તેમની લાક્ષણિક સાદાઈ અને સરલતાને લીધે તેઓ દેશસેવા કરવામાં પોતાની જાતને ભૂલી જાય તે બનવાજોગ છે, પણ તેમની સેવાની પિછાન કરવાનું ભૂલી આપણે તેમને ભૂલી જવા નહિ જોઈએ."

આ હાકલને મુંબઈની પ્રજાએ સહર્ષ વધાવી લીધી. "નેટીવ ઓપિનિયન" નામના અખબારે લખ્યું કે રામમોહન રાયના વખત પછી કોઈ પણ હિન્દીએ હિન્દ અને ઈંગ્લાંડ બન્નેમાં વધારે ગૌરવ અને કીર્તિ મેળવી નથી. રામમોહન રાયની કીર્તિ મોટે ભાગે તેમના પ્રાન્ત બંગાળમાં જ પ્રસરી હતી, પણ દાદાભાઈનું નામ તો બધા પ્રાન્તોમાં અને દેશી રાજ્યોમાં મશહૂર થઈ ગયું હતું. અને દાદાભાઈ કોઈ પ્રાન્તની અસ્મિતા સંતોષ્યા વિના તથા લોકોના ગાડામાં બેસી ગયા વિના આવું માન મેળવી શકયા હતા.

કેટલાક આગેવાન શહેરીઓએ પરસ્પર મંત્રણા ચલાવી દાદાભાઈને પર્સ તથા માનપત્ર આપવાનો ઠરાવ કર્યો. પર્સ શા માટે ? કેમકે તેઓ જાણતા હતા કે પોતાના દેશબંધુઓની સેવા કરતાં દાદાભાઈએ પોતાના સ્વાર્થ તરફ બેદરકારી બતાવી હતી. પ્રતિભાશાળી રાજદ્વારીઓ નાણાંની તંગીને લીધે કેવા મૂંઝાતા હતા, અને તેમના કાર્યમાં કેવી નડતર નડતી હતી તે મુંબઇના નાગરિકો જાણતા હતા. દાદાભાઇ પોતાની ખાનગી મુશ્કેલી કોઇને જણાવે તેવા ન હતા. પણ એવી મુશ્કેલીઓમાંથી તેમને મુક્ત રાખવાની શહેરીઓને પોતાની ફરજ જણાઇ, અને તેઓએ ૩૦,૦૦૦ રૂપિયા ભેગા કર્યા. દાદાભાઇ આ રકમનો સ્વીકાર કરશે કે કેમ તે શંકાશીલ હતું, પણ તેમના દેશબંધુઓ તો પોતાની ફરજ બજાવી છૂટયા.

“એક રાજદ્વારી ચળવળખોર”ના માનમાં મળેલી જાહેર સભામાં અગાઉ કદી પણ શહેરના યુરોપિયનોએ ભાગ લીધો ન હતો; પણ આ રાષ્ટ્રવીરને માન આપતા હિન્દીઓની સાથે શહેરના યુરોપિયન શહેરીઓનાં હૈયાં પણ નાચી ઊઠયાં તા. ૩ જી જુલાઇ ૧૮૬૯ ને દિને ફરામજી કાવસજી ઇન્સ્ટિટયૂટમાં યુરોપિયનો અને હિન્દીઓની એક અનુપમ સભા દાદાભાઇને માન આપવા મળી. માનપત્રમાં જણાવવામાં આવ્યું કે દાદાભાઈ જ્યાં જ્યાં ગયા–દેશમાં અથવા પરદેશમાં–ત્યાં ત્યાં તેમણે હિન્દી પ્રજાના સામાજિક, રાજકીય, અને નૈતિક કલ્યાણ માટે પોતાનાં સમય અને શક્તિ વાપર્યાં હતાં. કેળવણીના પ્રચાર અને ઉપયોગી જ્ઞાનના ફેલાવા માટે, દેશી સાહિત્યના પ્રચાર અને મુંબઇ ઇલાકાની ગુજરાતી બોલતી પ્રજામાં વાંચનનો શોખ પેદા કરવા માટે તેમણે કરેલા પ્રયાસોની પણ માનપત્રમાં ભારી પ્રશંસા કરવામાં આવી હતી.

પોતાની આગલી સેવાઓની એક પછી એક લાગણીભરી પ્રશંસા થવાથી દાદાભાઇના આનન્દનો પાર રહ્યો નહિ. પણ તેમના પ્રત્યેના તેમના દેશબંધુઓના પ્રેમ અને માનના એક “ નજીવા ચિહ્ન ”

તરીકે તેમને પર્સ નજર કરવામાં આવી ત્યારે તેમની એચેની વધી પડી.

તેમણે જણાવ્યું કે મારી લાયકાત કરતાં તમારી માયામમતાની સાબિતી તરીકે હું અત્યંત આભારની લાગણી સાથે આ ભેટ સ્વીકારું છું. જો મારી લાગણીનો જ હું વિચાર કરત તો આ પર્સ સ્વીકારતાં મને આનાકાની થાત. પણ ચોક્કસ સંયોગો કે જેનો ઉલ્લેખ કરવાની જરૂર નથી તેને લીધે આ ભેટ સ્વીકારવાની મને જરુર જણાય છે. પણ જે માયાળુ મિત્રોએ આ પર્સ સ્વીકારવાનો મને આગ્રહ કર્યો છે તેઓ, જ્યારે આ બક્ષિસ હું કોઇ જાહેર સેવાના કામમાં વાપરું ત્યારે અસંતોષ પામશે નહિ એવી મને આશા છે.

ભેગી કરવામાં આવેલી રકમમાંથી રૂ. ૨૫૦૦૦ દાદાભાઇને એનાયત કરવામાં આવ્યા હતા, અને બાકીની રકમ પાછળથી ફરામજી કાવસજી ઇન્સ્ટિટયૂટને તેમની છબી ભેટ આપવા માટે રાખવામાં આવી હતી. આ પર્સની રકમનો મોટો ભાગ થોડા જ વખતમાં ઇસ્ટ ઇન્ડિયા એસોસીએશન માટે વાપરવામાં આવ્યો. એસોસીએશનના એક ઓધ્ધેદારે દેવાળું કાઢવાથી તેની નાણાં સંબંધી સ્થિતિ એવી વિષમ થઇ ગઇ હતી કે દાદાભાઇએ પેલા ઓધ્ધેદારની જવાબદારી પોતાને શિરે વહોરી લીધી. ગયેલી રકમમાંની એક પાઇ પણ મળવાની આશા ન હતી. પણ એસોસીએશનને નવજીવન બક્ષવાનો તેમને સંતોષ મળ્યો.

ટાઇમ્સ ઓફ ઇન્ડિયાએ આ પ્રસંગે લખ્યું હતું:—

"જગતમાં એવા માણસો હોય છે કે જેઓ પ્રશંસાથી બગડી જતા નથી. પ્રજા તેઓને જાહેર માન આપીને પોતાનું જ કલ્યાણ કરે છે, અને એવા પ્રસંગો પણ હોય છે–અલબત્ત એવા પ્રસંગો ઘણા થોડા આવે છે–કે જ્યારે સંગીન બાક્ષિસથી પ્રજાની સર્વાનુમત લાગણી વ્યકત કરવાનું લાભકારી અને પ્રસંગોપાત ગણાય છે. જાહેર જીવનની અધવચમાં જાહેર પ્રજાની ખરા હૃદયની પ્રશંસા અને માન મેળવવા માટે તથા ખાનગી વપરાશ માટે નાણાંની બક્ષિસ મેળવવા માટે જે સંજોગો જરૂરી છે, તે સંજોગો મિ૦ દાદાભાઇ નવરોજીને મળેલી

બક્ષિસમાં નજરે પડે છે. દાદાભાઇનાં છેલ્લાં ભાષણો અને તેમની ચળવળના રાજદ્વારી રૂપને લીધે જેઓ તેમની પ્રવૃત્તિ તરફ શકની નજરે જોતા હતા, તેઓને અમે યાદ આપીશું કે તેમાં એવું ઘણું છે કે જે અત્યંત રૂઢિચુસ્તો અને બીકણોને પણ હર્ષિત કરે."

દાદાભાઇ હજી જુવાનીના બહારમાં હતા; જાહેર જીવનમાં પડેલા માણસોના માર્ગમાં આવતા બધાં પ્રલોભનો તેમની સામે ચડયાં હતાં. પણ પ્રજાની આ કદર તેમના નૈતિક જીવનની કસોટી હતી. તેનાથી તેમના પર નવી જવાબદારી આવી પડી, અને વધુ આત્મબલિદાન આપવાની તેમને ફરમાસ થઇ.

ઈસ્ટ ઇન્ડિયા એસોસીએશનનું કામ ધારવા કરતાં વધારે સફલ બનાવવાના સંતોષ સાથે દાદાભાઈ ચોથી વાર ઈંગ્લાંડના પ્રવાસે ઊપડયા. તે વખતે તેમને ભાગ્યે જ ભાન થયું હશે કે બ્રિટિશ હિન્દમાં નવી આશા અને અભિલાષા જન્માવવા સાથે તેમની રાજદ્વારી ચળવળે દેશી રાજ્યોમાં પણ જાગૃતિ આણી હતી, અને તીવ્ર દેશાભિમાનથી તેમણે દેશી રાજ્યોનાં માન અને પ્રશંસા જીતી લીધાં હતાં, અને ચક્રવર્તી સત્તા તથા આ દરબારો વચ્ચેનો સંબંધ યોગ્ય ધોરણ પર મૂકવામાં તેમની ચળવળ કેટલી બધી સહાયક થઈ પડે તે વિષે રાજાઓ વિચાર કરતા થઇ ગયા હતા. આ બધાં કારણો સર તેમની લાગવગ કેટલી બધી વધી ગઇ હતી, અને આ પ્રવાસ દરમિયાન તેમણે રાજાઓ સાથે બાંધેલા સંબંધને લીધે તેમને અચાનક હિન્દ પાછા ફરી અનેક રાજાઓને સલાહ આપવી પડશે, અને વડોદરા રાજ્યના દિવાનની ગાદી પર બિરાજવાને તેઓ શક્તિમાન થશે, એ વાતનો તેમને યુરોપ જતી વખતે ઝાંખો ખ્યાલ પણ આવ્યો નહિ હોય.

ઇગ્લાંડ આવ્યા પછી તા. ૨૯ મી ઓકટોબર ૧૮૬૯ ને દિને એસોસીએશનની સભામાં દાદાભાઈએ હાજરી આપી, જેમાં "હિન્દના વહન વહેવાર"ના પ્રશ્ન સંબંધી ચર્ચા ચાલી હતી. ખાનગી સાહસોને છૂટછાટ આપી, તેઓની થાપણ પરના વ્યાજ

માટે ખાતરી આપવાને બદલે ભવિષ્યમાં લોન ઉઘરાવીને રેલ્વે બાંધવાના સરકારના ઠરાવને વધાવી લઇ, દાદાભાઇએ જણાવ્યું કે કંપનીઓને ખાતરી આપવાની પદ્ધતિ અનુસાર નકામા ખર્ચોની બધી ખોટ રાજ્યને માથે પડતી હતી, અને નફો મોટે ભાગે કંપનીના ખીસામાં જતો હતો.

તે પછી હિન્દમાં રૂના કેન્દ્રસ્થાન ગણાતા મુંબઇમાં રૂમાં થતી ભેળસેળનો સવાલ ચર્ચા માટે રજૂ થયો. ભેળસેળ અટકાવવા માટે ૧૮૬૯ ના મુંબઈના રૂને લગતા કાયદામાં સજા કરનારી કલમો હતી. આ વિષય પરના એક નિબંધમાં દાદાભાઇએ દલીલ કરી કે આવી આકરી સજાની જરૂરત પૂરવાર થઇ નથી. આ ચર્ચાની ધારેલી અસર થઇ, અને કાયદામાંથી વાંધાભરી કલમો કાઢી નાખવામાં આવી.

૧૮૭૦ અને ૧૮૭૧ માં હિન્દનું નાણાંપ્રકરણ ઉગ્ર બન્યું. ૧૫ મી જુનથી ૧૮૭૦ ના ફક્ત દોઢ મહિનામાં આ વિષય પર ચાર ચાર નિબંધો વંચાયા, અને તે પર લંબાણ ચર્ચા ચાલી. આઈ. ટી. પ્રીચાર્ડે "હિન્દી નાણાપ્રકરણ", સર બાર્ટર ફ્રેયરે "હિન્દનાં જાહેર બાંધકામો", દાદાભાઇએ "હિન્દની જરૂરિયાતો અને સાધનો", તથા સર ચાર્લસ ટ્રેવિલિયને "હિન્દની તિજોરી" વિષે નિબંધો વાંચ્યા. આ બધા નિબંધોને હિન્દની ગરીબી સાથે સીધો સંબંધ હતો, અને હિન્દની ગરીબી ટાળવા માટે તો દાદાભાઇએ જન્મ લીધો હતો.

૧૮૭૧ માં એસોસીએશનના સભાસદોની સંખ્યા ચાર આંકડાથી ગણાવા લાગી, અને પાર્લામેન્ટમાં તેની ચળવળની અસર થવા લાગી. દાદાભાઈની ફરમાસથી "હિન્દના સભાસદ" ગણાતા હેનરી ફોસેટે હિન્દી સનદી નોકરીની પરીક્ષા એકી વખતે હિન્દમાં અને ઇંગ્લાંડમાં લેવાનો ઠરાવ આમની સભામાં રજૂ કરવા માંડયો હતો, અને પાછળથી તે વાર્ષિક રિવાજ જેવો થઇ પડયો હતો. વળી જ્યારે જ્યારે પાર્લામેન્ટમાં હિન્દની ચર્ચા નીકળતી ત્યારે

# પ્રકરણ ૧૧ મું.

## શોષણ.

છેલ્લા સૈકાના છઠ્ઠા દાયકામાં કંગાળ ગરીબીમાં ડૂબી ગયેલા હિન્દનો રાજવહીવટ જગતના કોઇ પણ દેશ કરતાં વધારે ખર્ચાળ હતો. જ્યાંજ્યાં પરદેશી રાજઅમલ ચાલે છે તેનું અનિવાર્ય પરિણામ એ આવે છે કે દેશની દોલત ક્રમશઃ શાસકોના દેશમાં ઘસડાઇ જાય છે. ગરીબ હિન્દમાં સત્તાધીશોના ઉડાઉપણાને લીધે આ શોષણ ઘણું તીવ્ર અને ઉગ્ર બનવા પામ્યું. દર વર્ષે હિન્દની મહેસૂલનો મોટો ભાગ ઇંગ્લાંડ ચાલી જતો હતો; તેથી દેશની પ્રજાકીય મૂડી ઓછી થતી હતી. આ વાતનું ઇંગ્લાંડની પ્રજાને ભાન નહોતું. આથી હિન્દની દરિદ્ર પ્રજાનાં સંકટો અને તેના રાજકર્તાઓની અજબ જેવી બેદરકારી તથા ઉડાઉપણું દૂર કરવાનો ભગીરથ પ્રયાસ દાદાભાઇએ હાથ ધર્યો. આ કામમાં ધીરજવંત અભ્યાસ, બુદ્ધિશાળી સંશોધન, આંકડાઓ અને હકીકતો ભેગી કરવામાં અસાધારણ જ્ઞાન, કૌશલ્ય. અને બુદ્ધિની જરૂર હતી. હિન્દના સદ્ભાગ્યે દાદાભાઇમાં આ બધી લાયકાતો હતી તેમનામાં સંશોધનના દરેક ક્ષેત્રને પહોંચી વળવાની શક્તિ અને અથાગ મહેનત કરવાની તાકાત હતી. હવે તેઓ વેપારી મટીને હિન્દના કરોડો અર્ધભૂખ્યા લોકો માટે ખોરાકનાં સાધનો શોધવા પાછળ મંડી ગયા. દુનિયાની પેદાશ અને વેપારના આંકડાઓનું ઉપલકિયું અવલોકન કરનાર સામાન્ય વેપારીને બદલે તેઓ દેશની ઉત્પન્ન અને વસ્તીની માથા દીઠ આવક સંબંધની હકીકતોના સૂક્ષ્મ અવલોકનકાર બન્યા. આખા રાજવહીવટ—સામાન્ય અને આર્થિક-રાજવહીવટનો પાયો દેશની ઉત્પન્ન પર આધાર રાખે છે, અને આ ઉત્પન્ન જ સઘળી મૂડી, મજૂરી, અને ઉદ્યોગનું અંતિમ પરિણામ છે.

તે જમાનામાં આ કામ રેતીમાંથી તેલ કાઢવા સમાન હતું. આ વિષયની સરકારી ખબરો અપૂર્ણ અને આડે રસ્તે દોરનારી હતી. આ નિષ્ણાત ગણિતશાસ્ત્રી જે સવાલોનું પૃથક્કરણ કરવા માગતા હતા તેનો જરા પણ ખ્યાલ રાખ્યા વિના સરકારી બ્લુ બૂકસ તૈયાર કરવામાં આવતી હતી. પ્રજાની હાલતની હકીકત મેળવવાનાં પ્રજાકીય સાધનો નહિ જેવાં જ હતાં. હિન્દની યુનિવર્સિટીઓએ હજી રાજકીય અર્થશાસ્ત્રની પરવા કરી ન હતી, અને આ વિષયનાં પુસ્તકો નવાઇરૂપ હતાં. ૧૮૭૦ માં દેશની ખેતી, ખનિજ, અને પ્રજાકીય દોલતનાં બીજાં સાધનોના આંકડા પ્રગટ કરનાર એક માત્ર માસિક રોબર્ટ નાઇટના અધિપતિપણા નીચે પ્રગટ થતું "ઇન્ડિયન ઈકોનોમીસ્ટ" હતું. તેમાં પણ દાદાભાઇને જોઈતી માહિતી આપવામાં આવતી ન હતી, ખેતીના વિસ્તારનું વિગતવાર વર્ગીકરણ ન હતું, તેમ જુદા જુદા પાકોની એકર દીઠ સરેરાશની હકીકત પણ ઉપલબ્ધ ન હતી. પાકના બજાર ભાવના આંકડા મળતા હતા પણ તે અધૂરા હતા, અને થોડા પ્રમાણવાળા પાકના ચોકકસ ભાવ જવલ્લે જ મળી શકતા.

જરૂરી માહિતીનો અભાવ તો હતો જ, પણ તે સાથે સત્તાવાર માહિતી મેળવવામાં પણ જાતજાતની નડતરો હતી. પણ આ બાજુ દાદાભાઈ હતા. તેમનો પ્રવાસ લાંબો અને કંટાળાભર્યો હતો. અંતિમ ધ્યેય પર જવાના સંભવો શકમંદ હતા. છતાં આ મહાભારત કામ પાછળ તેમણે પોતાની સઘળી શકિત અર્પી દીધી. પોતાને મળેલી હકીકતોમાંથી સત્ય તારવી કાઢવામાં દાદાભાઈ ઉસ્તાદ હોવાથી તેમણે જ્યાંથી જે હકીકત મળી તે ભેગી કરી તેનું બારીક પૃથક્કરણ કર્યું, અને અંતે તે એવા ચોંકાવનારા નિર્ણય પર આવ્યા કે હિન્દની માથા દીઠની વાર્ષિક આવક ફક્ત રૂા. ૨૦ ની હતી.

૧૮૭૦-૭૧ માં કુલ્લે જમીન મહેસૂલનો અંદાજ ૨૧,૦૦૦,૦૦૦ પાઉન્ડનો હતો. કુલ મહેસૂલ કરતાં કુલ ઉત્પન્ન આઠગણી લેખીને

દાદાભાઈએ ખેતીની પેદાશ ૧૬૮,૦૦૦,૦૦૦ પાઉન્ડની ગણી. તેમાં અફીણ, નિમક, કોલસા, અને મહેસૂલના બીજાં સાધનો ઉમેરીને દેશની કાચી પેદાશની ગણત્રી ૨૦૦,૦૦૦,૦૦૦ પાઉન્ડની કરવામાં આવી. તેમાં ઔદ્યોગિક કારખાનાં, અને શરાબ પરની આબકારી આવકના ૧૦૦,૦૦૦,૦૦૦ પાઉન્ડ ઉમેરીને દાદાભાઇએ આ આંકડો ૩૦૦,૦૦૦,૦૦૦ પાઉન્ડનો બનાવ્યો. તે વખતે બ્રિટિશ હિન્દની વસ્તી ૧૫૦,૦૦૦,૦૦૦ ની હતી એટલે માથાદીઠ આવક ૪૦ શિલિંગ યા રૂ. ૨૦ ની ગણવામાં આવી.

દેશની આર્થિક પરિસ્થિતિના આ પ્રાથમિક પૃથક્કરણ સંબંધી તા. ૨૭ મી જુલાઈ ૧૮૭૦ ને દિને ઈસ્ટ ઇન્ડિયા એસોસીએશન સમક્ષ “હિન્દની જરૂરિયાતો અને સાધનો”ને નામે એક નિબંધ વાંચવામાં આવ્યો. આ વિકટ સવાલ પર પ્રકાશ નાખનારી તેમની યાદગાર તપાસનું આ મંગળાચરણ હતું. હજી વધુ અભ્યાસ અને વિગતવાર તપાસની જરૂર હતી. પણ તેથી પ્રાથમિક તપાસનું પરિણામ જાહેર પ્રજાથી છુપાવવાની જરૂર ન હતી.

હિન્દના નાણા પ્રકરણ સંબંધી દાદાભાઈનો નિબંધ પારોશમાં પહેલી પૂણી જેવો હતો. આ સવાલ વારંવાર સમજવા માટે તે વખતની હિન્દની પરિસ્થિતિ, વહીવટદારી તંત્ર, અને તે પર અંકુશ રાખવાની પદ્ધતિ વિષે થોડોક ઉલ્લેખ કરવો જરૂરી છે. હિન્દનો રાજવહીવટ ચલાવવાની જવાબદારી તાજે પોતાના હાથમાં લીધા પછી હિન્દના ખજાનચીને માથે જે વિકટ ફરજ આવી પડી હતી તેવી ફરજ જગતના કોઇ પણ ખજાનચીને માથે પડી નહિ હોય. વિસ્તારમાં જગતમાં છઠ્ઠા નંબરે અને વસ્તીમાં બીજા નંબરે આવતા એક વિશાળ દેશનું નાણાપ્રકરણ સંભાળવાનું કામ સહેલું ન હતું. તાજના હાથમાં દેશનો વહીવટ આવ્યો તે પહેલાં એક વેપારી કંપની વહીવટ ચલાવતી હતી, અને તેને મિલકતના કુશળ વહીવટમાંથી નફો મેળવવા સિવાય બીજી કોઇ પરવા ન હતી. કંપનીની રાજનીતિ

વેપારી ધોરણ પર ઘડાઇ હતી. પ્રજાની સુખસગવડ વધારવાની તે પોતાની ફરજ સમજતી ન હતી. તેનું કર્તવ્ય આવકજાવકનાં પાસાં જોવાનું હતું. નવા ટ્રસ્ટીઓ આવકજાવકની ઝાઝી દરકાર કરનારા નહોતા. તેઓને રાજ્યના બીજા સવાલો પર ધ્યાન આપવાનું હતું, એટલે તેઓએ વહીવટની લગામ પોતાના અમલદારોને સોંપી દીધી, અને ઘણી સુયાણીએ વેતર વંઠે એ કહેવત અત્રે સાચી પડી.

નવી હકૂમતમાં હિન્દની કાઉન્સિલ કોઇ કાયદો પસાર કરે અને વાઇસરોય તેને મંજુરી આપે તો પણ ઇંગ્લાંડમાં તે સહેલાઇથી નામંજુર કરવામાં આવતો. ઇસ્ટ ઇન્ડિઆ એસોસીએશનની ફક્ત પાંચ વર્ષની ટૂંકી કારકિર્દીમાં વિલાયતની સરકારે એક બજેટ નામંજુર કરી તે નવેસરથી ઘડવા માટે કલકત્તા ધકેલી દીધું હતું. હિન્દના ખજાનચીને સ્થાનિક અને વિલાયતની સરકાર મળીને બે માલિકોની નોકરી કરવાની હતી. તેને બેઉ માલિકોને રુચે એવું ભોજન તૈયાર કરવાનું હતું. પણ ઇંગ્લાંડની સરકાર પાસે અંતિમ સત્તા હોવાથી હિન્દી ખજાનચી વિલાયતમાંના પોતાના ગોરા માલિકોને જ રાજી રાખવાની કાળજી રાખતા.

આવા ઢંગધડા વગરના તંત્રમાં હિન્દના નાણાપ્રકરણી વહીવટમાં અંધેર વ્યાપે તેમાં નવાઇ નહોતી. આપણે જે જમાનાની વાત કરીએ છીએ ત્યારે હિન્દમાં શાન્તિ સ્થપાઇ હતી, પરદેશી હલ્લાનો લેશમાત્ર ભય ન હતો, છતાં આવક કરતાં ખર્ચ વધવાથી, નવા કરો નાખવાની જરૂર પડી હતી. મહેસૂલ વધી હતી, પણ ખર્ચ તેના કરતાં વધુ પ્રમાણમાં વધી ગયો હતો. ૧૮૬૦ થી ૧૮૭૦ સુધી હિન્દી સરકારના બજેટમાં ચાલુ ખોટ આવી હતી, તે માટે લોર્ડ મેયોને અફસોસ કરવો પડયો હતો.

હિન્દી સરકારની મૂંઝવણને લીધે નાણાપ્રકરણી તપાસની માગણી કરવાનું સંગીન કારણ મળી ગયું. દાદાભાઇ અને નવરોજી ફેરદુનજીની પ્રેરણાથી એસોસીએશનની મુંબઇની શાખાએ આ દિશામાં

આગેવાની લીધી. તેણે હિન્દના નાણાપ્રકરણને સંતોષકારક ધોરણ પર મૂકવા માટે હિન્દી પ્રધાનને અરજ કરી. આ અરજીના ટેકામાં ઈંગ્લાંડમાં પ્રજામત કેળવવા માટે તેણે નવરોજી ફરદુનજીને વિલાયત મોકલી આપ્યા. અરજદારોએ વધતા જતા કરોના બોજા સામે વિરોધ બતાવી આવકવેરો રદ કરવાની માગણી કરી. પણ હિન્દના ગરીબ માણસોના રક્ષક હોવાનો દાવો કરનારાઓને ખ્યાલ પણ ન આવ્યો કે તેઓની માગણી એક જ વર્ગના લાભની હતી, અને તેથી તે તેઓને શોભારૂપ ન હતી.

આ સમય દરમિયાન ઈંગ્લાંડની એસોસીએશન હિન્દની આર્થિક પરિસ્થિતિની વિસ્તીર્ણ તપાસ કરવામાં રોકાઇ હતી. દાદાભાઇનો નિબંધ વંચાયા પછી સર ચાર્લ્સ ટ્રેવેલીઅને આ વિષય ઉપર સારો પ્રકાશ પાડયો. હિન્દના વહીવટમાં તેમણે બાર વર્ષ અને ઈંગ્લાંડના નાણાખાતામાં ૧૯ વર્ષ સેવા બજાવી હતી. તે પછી તેઓ મદ્રાસના ગવર્નર અને અંતે હિન્દના ખજાનચી નીમાયા હતા. આવા બીનહરીફ અનુભવી તરીકે તેમણે ચિન્તા બતાવી કે મામલો કટોકટીનો છે. તેમણે મુંબઇના અરજદારોની અરજીને વધાવી લીધી. આ અરજદારો તદ્દન સનદશીર રીતે પાર્લામેન્ટ પાસે દાદ માગવા આવ્યા હતા. અને અંગ્રેજ મતદાર મંડળની પેઠે જ તેઓની અરજ સાંભળવાની પાર્લામેન્ટની ફરજ હતી. પણ વિલાયત જતા પૈસાને દાદાભાઇએ “ખંડણી” “શોષણ ” અને “રાજદ્વારી લૂંટી”ની આપેલી ઉપમા સાથે આ ઉસ્તાદ નાણાશાસ્ત્રી સંમત થયા નહિ. વળી “પરદેશી હકૂમતની દેશને કંગાળ બનાવનારી અસર” વિષેની દેશભક્ત દાદાભાઈની ટીકા પણ તેમને ન રુચી. વિલાયતમાં હિન્દના પૈસા શા માટે આવતા હતા ? હિન્દને પૂરા પાડેલા સરંજામ, ઈંગ્લાંડમાં કરજે લીધેલાં નાણાનું વ્યાજ અને પેન્શન માટે મોટે ભાગે પૈસા આવતા હતા. પૂરા પાડેલા માલ અને હિન્દની બજાવેલી સેવાનાં બદલામાં નાણાં લેવા ચોગ્ય ન હતા ? તેમણે કબૂલ કર્યું હતું કે પરદેશી હકૂમતમાં અમુક અનિષ્ટ હોય છે. પણ ઉપર જણાવેલા ખર્ચોમાં વાંધાભર્યું શું હતું ?

અમલદારોના પગાર અને રજાનાં ભથ્થાં ઉડાઉ હતાં તે વિષે કંઇ શક નહોતો. હિન્દના સઘળા ભાગોમાંથી દીવાની અને લશ્કરી અમલદારો વર્ષના લગભગ છ મહિના શીતલ ટેકરીઓ પર હવા ખાવા જતા હતા તેમાં નાણાંની પુષ્કળ ખરબાદી થતી હતી. હિન્દનો લશ્કરી ખર્ચ વધ્યે જ જતો હતો. દેશની મહેસૂલનો ત્રીજો ભાગ લશ્કર પાછળ ખવાઇ જતો હતો. યુરોપના કોઇ પણ મહાન લશ્કરી રાજ્ય કરતાં હિન્દનો લશ્કરી ખર્ચ વધારે હતો. અરે ! ઇંગ્લાંડ પોતાના અને કેનેડા સહિતના બ્રિટિશ સંસ્થાનોની સલામતી માટેના બ્રિટનના લશ્કરી ખર્ચ કરતાં પણ હિન્દનો લશ્કરી ખર્ચ વધારે હતો. લશ્કરી ખર્ચના કન્ટ્રોલર જનરલને પણ કહેવું પડયું હતું કે "લશ્કરના ઇતિહાસમાં હિન્દના લશ્કર જેવી કોઇ લશ્કરની રચના નથી અને હિન્દી લશ્કર જેટલું કોઇ લશ્કર ખરચાળુ નથી."

અજોડ ઉડાઉપણાનો બીજો નમૂનો જાહેર બાંધકામખાતાનો હતો. જાહેર બાંધકામો લાભકારી છે, પણ સાથે સાથે પ્રજાની આર્થિક હાલતનો પણ વિચાર કરવાનો છે. એક બાજુ દેવાળું અને બીજી બાજુ જાહેર બાંધકામખાતામાંથી પસંદગી કરવાની હોય તો બાંધકામો પાછળ નાણાં ખર્ચવા પહેલાં સો વાર વિચાર કરવાની જરૂર છે. માજી ખજાનચીએ આ સંબંધી એક કરુણ કિસ્સો રજૂ કર્યો હતો.

> "જ્યારે લૉર્ડ ઑકલૅન્ડ હિન્દથી ઈંગ્લાંડ પાછા ફર્યા ત્યારે નૌકાસૈન્યના બાંધકામખાતાંના ડિરેકટર તરીકે તેમણે બંગાળના એન્જિનિયરોમાંથી કરનલ ઇરવીનની પસંદગી કરી હતી. કરનલ ઇરવીન આ હોદ્દા ઉપર થોડા મહિના રહ્યા, અને મારી પાસે આવી દુઃખી દિલે કહેવા લાગ્યા: "મારાથી અહિં રહેવાશે નહિ. અમે લાખ રૂપિયાનો ખર્ચ કરતાં જેટલો વિચાર કરીએ છીએ તેટલો વિચાર આ લોકો એક કરોડ ખર્ચતા પણ કરતા નથી." તે પછી ત્રીજે દિને તેઓ મરણ પામ્યા, તેમના મરણનું આ કારણ હતું એમ હું કહેતો નથી, પણ પરિસ્થિતિથી ઉપજતી ચિન્તા તેમના મરણ માટે કારણભૂત હતી તેમાં કંઇ શક નથી."

હિન્દના નાણાં પ્રકરણી અંધેરનું એક બીજું કારણ એ હતું કે હિસાબો બરાબર તપાસવામાં આવતા ન હતા. ઈસ્ટ ઈન્ડિયા કંપની દર વીસ વર્ષે પોતાનો ચાર્ટર સજીવન કરાવવા માટે પાર્લામેન્ટ સમક્ષ અરજદાર તરીકે ઊભી રહેતી, ત્યારે તેના વહીવટની અમુક અમુક મુદતે તપાસ કરવામાં આવતી હતી. પણ તાજના હાથમાં રાજવહીવટ આવ્યા પછી તો આવી તપાસ પણ બંધ થઇ ગઇ. ઑડીટર અને એકાઉન્ટન્ટ એક થઇ ગયા, અને હિસાબ પર દેખરેખ રાખનાર કોઇ રહ્યું નહિં.

> જ્યાં સુધી આ બાબતમાં પાર્લામેન્ટની હકુમત હતી ત્યાં સુધી ઇન્ડિઆ ઑફીસ પર લાભકારી દબાણની સગવડ હતી, કારણ કે ત્રિધિસરની જાહેર ચળવળથી પાર્લામેન્ટના અંતઃકરણને જાગૃત કરવામાં આવે નહિ, ત્યાં સુધી બળવાન લાભ ધરાવનારાઓ તેનો પોતાના સ્વાર્થ માટે ઉપયોગ કરવામાં વધતા ઓછા ફાવી જતા. લશ્કર, વેપાર, કારખાનાવાળા, અને દેશી રાજાઓ જેવા વર્ગોના લાભ સામે હિન્દી પ્રજાના લાભોનું રક્ષણ કરવા માટે ખાતાવાર હકૂમત કાર્યસાધક નીવડી ન હતી.

કોઇ પણ જગ્યાએ આપ મેળે સુધારા થઇ જતા નથી. સર ચાર્લ્સે પાર્લામેન્ટને અરજ કરી કે ન્યાયાધીશ અને હિસાબ તપાસનારની ફરજ તેણે જાતે બજાવવાનો વખત આવી પહોંચ્યો હતો. નામદાર મહારાણીની હિન્દી હકૂમતના સામાન્ય વહીવટની—ખાસ કરીને નાણાંખાતાની હિન્દ અને ઇંગ્લાંડમાં તપાસ કરવા માટે આમ અને ઉમરાવ સભાની એક સિલેક્ટ કમિટી નીમવા માટે એસોસીએશને અરજ કરી.

આ ઠરાવ કરવામાં આવ્યો તે પહેલાં દાદાભાઇને એક અંગત ખુલાસો કરવો પડ્યો હતો. એસોસીએશનના એક સભાસદે દાદાભાઇ પર એક પત્ર લખી તેમના નિબંધના સામાન્ય સિદ્ધાંતો તરફ પસંદગી બતાવી હતી, પણ નિબંધના ચોકસ વિભાગમાં આ સભાસદને "રાજદ્રોહ"ની ગંધ આવી હતી.

દાદાભાઇએ જણાવ્યું: "સૌથી પહેલાં હું કહું છું કે એક નાકાથી બીજા નાકા સુધી બ્રિટિશ રાજયને મારા કરતાં વધારે વફાદાર માણસ મળવાનો નથી, કારણ કે મેં વારંવાર જણાવ્યું છે તેમ હું ખરા હૃદયથી માનું છું કે હિન્દની મુક્તિ, તેની ભાવી આબાદી, તેની સંસ્કૃતિ અને તેની રાજદ્વારી ઉન્નતિ એ સઘળાનો આધાર બ્રિટિશ રાજ પર રહેલો છે. હિન્દમાં બ્રિટિશ રાજ લાંબો વખત ચાલુ રહે એમ હું ઇચ્છતો હોવાથી અને રાજકર્તાઓ દેશીઓની લાગણી અને વિચારો જાણી લે તે ઇષ્ટ હોવાથી હું હિમ્મતથી અને છૂટથી મારા મનની વાત કહી નાખું છું.

જે ગેરસમજુતી હું દૂર કરવા માગું છું તે આ છે. હિન્દમાં પરદેશી હકૂમત ચાલે છે, અને તેની સામાજિક, નૈતિક, અને આર્થિક ક્ષેત્રમાં ચોકસ અસર થાય છે. હું અંગ્રેજ પ્રજાની હકૂમતની આર્થિક અસર પર તેનું લક્ષ ખેંચવા માગું છું. અંગ્રેજો હિન્દની સેવા બજાવવા જઇને તેનો કંઇ પણ બદલો ન લે તેવી મુર્ખાઇ-ભરી માગણી હું કરતો નથી. પણ એક દેશ પરદેશી હકૂમત હેઠળ હોય ત્યારે તેનું ચોકસ આર્થિક પરિણામ આવવુંજ જોઇએ. આ પરિણામ એ છે કે તાબેદાર દેશની દોલત રાજકર્તા દેશમાં ઘસડાઇ આવે છે. હવે સવાલ એ છે કે આ શોષણથી (આ શોષણ દોલત મેળવનારાઓની દૃષ્ટિએ ગમે તેટલું ફાયદેસર હોય તેની કંઇ કિંમત નથી) હિન્દને જે આર્થિક હાનિ થાય છે, તે બ્રિટિશ વહીવટનું પરિણામ છે કે નહિ ? જો તે બ્રિટિશ વહીવટનું પરિણામ હોય તો દેશીઓએ તે સમજવું જોઇએ, અને આ સવાલનો ન્યાયી ઉકેલ આવે તેમાં જ ઇંગ્લાંડ અને હિન્દ બન્નેને લાભ છે."

વિલિયમ ટેલરે જણાવ્યું કે આ નિબંધમાં મને કંઇ "રાજદ્રોહી" કે "દૂષિત" તત્ત્વ જણાતું નથી. હિન્દ પરદેશી હકૂમત નીચે હોવાથી હિન્દની મુશ્કેલી અને મૂંઝવણ વધી ગઇ હતી, અને દર વર્ષે હિન્દનાં સાધનો શોષાઇ જતાં હતાં તેનો દાદા-ભાઇએ વહેવારુ, બુદ્ધિયુક્ત અને સંગીન ખ્યાલ આપ્યો હતો. તેમની બધી ટીકા એક સ્વતંત્ર હિન્દી ગૃહસ્થ પાસેથી આશા રખાય તેવી જ હતી.

આ રીતે બ્રિટિશ મિત્રો તરફથી ઉત્તેજન મળવાથી દાદાભાઈએ પોતાની માતૃભૂમિનું થતું શોષણ અટકાવવા માટે બ્રિટિશ પ્રજાને કટિબદ્ધ કરવાની એક પણ તક જવા દીધી ન હતી. માતૃભૂમિનું શોષણ અટકાવવાના આ પ્રયાસમાં દાદાભાઈએ પોતાની ચેતનશક્તિ ઘસી નાખી હતી.

ઇસ્ટ ઇન્ડિયા એસોસીએશનની કાઉન્સિલના ઠરાવ પછી થોડા જ વખતમાં હિન્દની નાણાપ્રકરણી પરિસ્થિતિની તપાસ કરવા માટે એક પાર્લામેન્ટરી કમિટી નીમવામાં આવી. દાદાભાઈના મુગટમાં કીર્તિનું એક વધુ પીછું ઉમેરાયું. તેમણે કમિટી સમક્ષ "થોડી ટીકા" રૂપે ફક્ત ૧૬૦૦૦ શબ્દોનું એક નિવેદન રજૂ કર્યું.

સઘળી માનવ સંસ્થાઓની પેઠે કોઈ પણ દેશનાં આર્થિક વહીવટ માટે ચાર તત્ત્વો મહત્ત્વનાં છે; યોજના કરવાની બુદ્ધિ, યોજનાનો અમલ કરવાની શક્તિ, અને યોજનાના ઘડતરના તથા તેના અમલના સંગીન સિદ્ધાંતો. સાધનોનો વિચાર કરતાં સવાલ એ હતો કે "હિન્દ હાડમારી અને સંકટ વેઠયા વિના એક રાષ્ટ્ર તરીકેની પોતાની જરૂરિયાતો પોષી શકે અને પરદેશી હકૂમતના કુદરતી પરિણામ તરીકે પોતાની પેદાશનો એક ભાગ દૂર દેશાવરમાં મોકલી શકે તેટલું ઉત્પન્ન કરે છે ખરું?" આ સવાલનો જવાબ ચોકખો નકાર છે. બીજી જરૂરિયાતો તો દૂર રહી, પણ હિન્દ પોતાનાં બાળકોનાં પેટ ભરાય તેટલું ઉત્પન્ન પણ કરતું નથી. જો ઇન્ડિયા ઓફિસ આ મત ખોટો પાડે તો ઠીક છે; નહિ તો દાદાભાઈએ જણાવ્યું હતું કે "હિન્દના કાયદા ઘડનારા અને નાણાશાસ્ત્રીઓ ઝાડ પર પૈસા ઉગાડવાની જાદુઈ વિદ્યા ધરાવે નહિ, ત્યાં સુધી ગમે તેટલા વિલ્સનો અને ટેમ્પલોની ચાણાક્ય બુધ્ધિ નાણાપ્રકરણી મુશ્કેલીનો અંત લાવી શકવાની નથી."

હિન્દની કુલ ઉત્પન્ન સંબંધીના પોતાના કાચા અડસટા વાજબી ઠરાવવા માટે તેમણે એક વાર ફરીથી દલીલો કરી. પ્રાન્ત પ્રાન્ત અને જિલ્લા જિલ્લા વચ્ચેની વહેંચણીના પ્રમાણમાં તફાવત

હતો, પણ પંજાબ અને મુંબઈના નસીબવાન મજૂરો સિવાય સઘળા પ્રાન્તોના ગરીબ મજૂર વર્ગની માથા દીઠ સરેરાસ વાર્ષિક આવક ભાગ્યે જ ૨૫ શિલિંગથી વધુ હતી. આની વિરુદ્ધની અમલદારોની મનભાવતી વાતોની કંઈ કિંમત નહોતી. તેમણે મળી શકતા આંકડાઓ અને હકીકતો પર આધાર રાખ્યો હતો. તેમના નિર્ણયની કસોટી કરવા માટે વિગતવાર આંકડાઓની જરૂર હતી, જે ભેગા કરવાની ફરજ કારોબારી અહેવાલ તૈયાર કરનારાઓની હતી. આ સવાલની તેઓ કેવી બારીક તપાસ કરાવવા માગતા હતા અને તેમણે કેટલી સંખ્યાબંધ હકીકતો માગી હતી તે એક જ દાખલા પરથી જણાઈ જશે. સામાન્ય મજૂરની સરેરાશ આવકનો અડસટો કાઢી શકાય તે માટે તેમણે નીચેની વિગતો ભેગી કરવાની સૂચના કરી હતી.

મજૂરી પર જીવતા લોકોની સંખ્યા અને તેઓને મળતા રોજિંદા પગારની વિગતો, ૨૦ થી ૫૦ વર્ષની ઉમ્મરના મજૂરી કરવાને શક્તિમાન સ્ત્રીપુરુષોની સંખ્યા; બાર વર્ષથી નાનાં બાળકોની સંખ્યા; ઉપર જણાવેલા વર્ગના સ્ત્રીપુરુષોનો સરેરાશ રોજ (એક સરખી કમાણીવાળા મજૂરોની સંખ્યા પરથી સરેરાશની ગણત્રી કરવી); બીમાર અને અશક્તોની સંખ્યા; અને જુદાજુદા રોજની મજૂરીવાળા દિવસોની વાર્ષિક સંખ્યા.

એક વાર દેશની ગરીબી કબૂલ રાખવામાં આવે તો તેના ઉપાયો માટે નીચેના મુદ્દાઓનો વિચાર કરવાનો હતોઃ (૧) માલની ઉત્પન્ન વધારવા અને વહેચણી સરલ બનાવવા માટે કાયમનાં સઘળાં જાહેર બાંધકામો માટે જોઈતી થાપણ; (૨) રાજદ્વારી શોષણમાં યોગ્ય ઘટાડો થાય એ જાતની હિન્દ અને ઇંગ્લાંડ વચ્ચે નાણાપ્રકરણી સંબંધની ન્યાયી વ્યવસ્થા; (૩) ખેતીને લાયકની વિશાળ પણ પડતર પડેલી જમીન ખીલવવા માટેના સાહસમાં થાપણ રોકવા માટે લોકોને આકર્ષવાના ઉત્તમ ઉપાયો; અને (૪) પ્રજાકીય કેળવણી માટેની વિશાળ યોજનાથી લોકોની બુદ્ધિ વધારવાનો ઉત્તમ માર્ગ.

એક દેશના કરવેરાની બીજા દેશના કરવેરા સાથે સરખામણી કરવાની લૉર્ડ મેયોની રીત વાજબી નથી એમ જણાવી દાદાભાઈ કહે છે કે: સરકાર દેશનો કારભાર ચલાવવા માટે કેટલી રકમ લે છે તેનું આવકમાંનું પ્રમાણ જોવાની જરૂર છે. આ રીતે ગણત્રી કરતાં જણાશે કે ઇંગ્લાંડ ૧૦૦,૦૦૦,૦૦૦ પાઉન્ડની પ્રજાકીય આવકમાંથી ૭૦,૦૦૦,૦૦૦ પાઉન્ડની મહેસૂલ લે છે જે આવકના ૮ ટકા અને ૩૦ પાઉન્ડની માથા દીઠ આવકના આશરે ૨ પાઉન્ડ ૧૦ શિલિંગ છે. જ્યારે હિન્દી સરકાર ૩૦૦,૦૦૦,૦૦૦ પાઉન્ડની પ્રજાકીય આવકમાંથી ૫૦,૦૦૦,૦૦૦ પાઉન્ડ મહેસૂલ લે છે, જે આવકના ૧૬ ટકા થવા જાય છે, અને માથા દીઠ ૪૦ શિલિંગની આવકમાં ૬ શિ. ૮ પેન્સ થવા જાય છે. લૉર્ડ મેયોએ જણાવેલા દેશોની વસ્તી અને પ્રજાકીય આવકના આંકડા વિના તેઓ માથા દીઠ આવકમાંથી કેટલો કર ભરતા હતા તે કહેવાને દાદાભાઈ અશક્ત હોવાથી તેમણે એક સામાન્ય દાખલો આપ્યો હતો કે એક હાથી માટે એક ટન બોજારૂપ નથી, પણ એક બાળક તો થોડાક રતલના બોજાથી કચડાઇ જાય છે. કરવેરા સહન કરવાની શકિત કરવેરાના ટકાથી માપવાની નથી, પણ પ્રજાની આબાદી—કર ભરવાની પ્રજાની શકિત પરથી માપવાની છે.

દાદાભાઈ ગણિતશાસ્ત્રના ઉસ્તાદ હતા, પણ પાર્લામેન્ટરી કમિટીના કામકાજના અનુભવી ન હતા. આથી ઇસ્ટ ઇન્ડિયા એસોસીએશન તરફથી તેઓ નવરોજી ફર્દુનજી સાથે સિલેકટ કમિટી સમક્ષ જુબાની આપવા ગયા ત્યારે પહેલે દિવસે તેઓ કમિટી પર છાપ પાડી શકયા નહી. આ વાત તેમને જ મોઢે જાણવા જેવી છે. પ્રોફેસર ફૉસેટનું સ્મારક ઊભું કરવા માટે મુંબઇમાં તા. ૨૧ મી સપ્ટેમ્બર ૧૮૮૫ ને દિને મળેલી સભામાં આ બનાવને યાદ કરી તેમણે જણાવ્યું હતું.

"૧૮૭૩ માં હું ઇંગ્લાંડમાં ફિનાન્સ કમિટી સમક્ષ હાજર થયો ત્યારે કયા વિષય પર હું જુબાની આપનાર હતો તે એક પત્ર દ્વારા

અગાઉથી જણાવી દેવાની મેં નાદાની કરી હતી. મેં એ પત્રમાં લખેલી વાત કોઈને કોઈ રીતે કમિટીના પ્રમુખ મિ૦ આયર્ટનને રુચી નહોતી, અને તેથી તેમણે મને ડગલે ને પગલે સતાવવા માંડયો. હું કમિટી સમક્ષ હાજર થયો તે પહેલાં મેં મારી નોંધો મિ૦ ફૉસેટને બતાવી હતી કે જેઓ અમારા તરફ હંમેશ દિલસોજ હતા. તેમણે સંભાળથી મારી નોંધ વાંચી જણાવ્યું કે આ જ હકીકતો કમિટી સમક્ષ રજૂ કરવાની જરૂર છે. પણ જ્યારે હું કમિટી સમક્ષ ગયો ત્યારે વિચિત્રતા એ બની કે મિ૦ આયર્ટને એ જ હકીકતો રજૂ કરવા દેવાની ના પાડી પહેલે દિવસે હું જે કહેવા માગતો હતો તે બરાબર કહી શકયો નહિ. પણ બીજે દિવસે મિ૦ ફૉસેટની મને તપાસવાની વારી આવી ત્યારે તેમણે કેટલાક સીધા અને વિચારવંત પ્રશ્નો પૂછીને મારે જે કહેવાનું હતું તે સ્પષ્ટપણે અને ટૂંકમાં કઢાવી લીધું.

સિલેકટ કમિટીના અહેવાલની પ્રજા આતુરતાથી રાહ જોતી હતી, પણ આયર્લૅન્ડની ઊંચી કેળવણીના તકરારી સવાલ સંબંધી સરકારની હાર થવાથી ૧૮૭૪ ના આરંભમાં અચાનક પાર્લામેન્ટ બરખાસ્ત કરવામાં આવ્યાથી કમિટી અકાળે મરણ પામી. તેની તપાસ પણ પૂરી થવા પામી નહોતી. દરમિયાન વાઇસરૉય લૉર્ડ મેયોએ ચાલુ ખોટમાં દેશને ડૂબતો જોઈને તેની આર્થિક હાલત સુધારવા સતત પ્રયાસ કર્યો. મધ્યસ્થ સરકારના અંકુશને આધીન રહીને પ્રાંતિક ધોરણ પર વહીવટદારી નવરચના કરીને તેઓ ખોટને બદલે પુરાંત બતાવવામાં સફળ થયા. પણ એ તો નાણાપ્રકરણી સુધારણાનું પહેલું પગથિયું હતું. હજી તો દાદાભાઈના ભાગ્યમાં ઘણી નોંધો લખવાનું, ઘણી તપાસોની માગણી કરવાનું, અને ફક્ત હિન્દની પ્રજાની ખરી જરૂરિયાતો તપાસવા માટે જ નહિ પણ હિન્દ અને બ્રિટનનો સંબંધ ન્યાયી ધોરણ પર મૂકવાની સૂચના કરવા માટે બાદશાહી કમીશનમાં જાતે બિરાજવાનું લખાયેલું હતું.

# પ્રકરણ ૧૨ મું

## મહારાજાની વહારે.

વડોદરાની નજીક પાદરા ગામમાં એક નાના કંગાળ મકાનમાં ગાયકવાડ રાજવંશનો એક નબીરો કેદ પડયો હતો, અને કારાગૃહમાં તે હરેક પળે પોતાના ભાઇના મરણ માટે પ્રાર્થના કરી રહ્યો હતો. તેના ભાઇ વડોદરાના મહારાજા ખંડેરાવનો જાદુ, ઝેર, અથવા ખૂનથી કાંટો કાઢી નાખવાનું કાવતરું રચવાના શક પરથી તેને કેદ કરવામાં આવ્યો હતો. તેના મિત્રોએ બ્રિટિશ રેસીડંટ અને હિન્દી સરકારને તેની મુક્તિ માટે અરજ કરી, પણ વ્યર્થ. તેના ભાઇના મરણ સિવાય તેની મુક્તિની આશા નહોતી.

તા. ૨૫ મી નવેમ્બર ૧૮૮૦ ને દિને આ રાજવંશી કેદીની વ્યાકુળતા અસહ્ય થઇ પડી હતી. પોતાના ભાઇને—પોતાના કમનસીબને શ્રાપ દેવામાં એણે અનેક રાતના ઉજાગરા કર્યા હતા. તે નિરાશ થઇ ગયો હતો. આજ પળે બારણા પર ટકોરા પડયા, અને કોઇએ બહારથી કહ્યું: “સરકાર !”

“સરકાર !” કેદી મલ્હારરાવ ગાયકવાડ બબડયો. “આ કેવી મશ્કરી ?” પણ તે જ પળે સવારના પહોરમાં તેને થયેલા “સરકાર”ના સંબોધનનો મર્મ તે સમજી ગયો, અને બારણા પાસે જઇ તેણે કહ્યું: “અંદર આવો.”

આવનાર માણસ વડોદરાના બ્રિટિશ રેસીડંટનો કાસદ હતો, અને તે તેના ભાઇ ખંડેરાવના અચાનક મરણ તથા મહારાણી વિકટોરિયાની મંજૂરીને આધીન રહીને મલ્હારરાવને વડોદરાના સિંહાસન પર બેસાડવાના હિન્દી સરકારના ઇરાદાની ખુશ વધાઇ આપવા આવ્યો હતો. મલ્હારરાવે આ સમાચાર શાંતપણે સાંભળ્યા.

કારાગૃહમાંથી છૂટી આ મહાન રાજ્યની ગાદી પર બેસનાર રાજવંશીને કેવો વારસો મળ્યો હતો? વડોદરાના રાજવહીવટમાં અંધેર વ્યાપી ગયું હતું. કાવતરાંબાજો અને લોહી ચૂસનાર બદમાસોની ટોળકીના હાથમાં સત્તાની લગામ જઇ પહોંચી હતી. તેઓના અંધેર રાજવહીવટમાં ગરીબ અને જુલ્મ નીચે ચગદાતી પ્રજા વર્ષોથી રાહત મેળવવા માટે પોકાર મારી રહી હતી.

કહેવત છે કે રાજમુગટ પહેરનાર કદી સુખે સૂઇ શકતો નથી. તો પછી જે રાજ્યમાં એક નાકાથી બીજા નાકા સુધી અંધેર વ્યાપી ગયું હોય તેનો તાજ પહેરનારની તો કેવી બૂરી દશા થાય? મલ્હારરાવમાં ભેજું હતું? તેનામાં કોઇ જાતની સંસ્કારિતા હતી? તેના વિચારો અને અભિલાષાઓનો કોઇ જાતનો નૈતિક પાયો હતો? તેનામાં સામાન્ય અક્કલ હતી, સારું માઠું પારખવાની શક્તિ પણ હતી. પણ લાંબા વખતના કારાગૃહવાસ દરમિયાન ભોગવેલાં સંકટોથી તેનું મન અસ્થિર થઇ ગયું હતું. મગજની આવી અસ્થિર હાલતમાં તેના દુર્ભાગ્યના કારણ રૂપ તેના ભાઇના મરણની ખુશ ખબર તેને મળી હતી. ગાદી પર આવતાં જ, તેને જુદાજુદા ખટપટી પક્ષો એકથી બીજી બાજુ ખેંચવા લાગ્યા. તેના કારાગૃહવાસ દરમિયાન તેને વફાદાર રહેલા મિત્રો હવે મોટા મોટા હોદ્દાની આશા રાખવા લાગ્યા. આ મિત્રોની વફાદારીનો બદલો આપવાની મલ્હારરાવ પોતાની ફરજ સમજ્યો. સ્વર્ગસ્થ મહારાજાની એક રાણી ગર્ભવતી હોવાથી તેને પેટે પુત્ર અવતરશે એવી આશાથી મહારાણીનો છડેચોક પક્ષ લેનાર એક પક્ષ ઊભો થયો હતો. ખુશામદખોરોનો એક ત્રીજો પક્ષ બન્ને પક્ષોને રાજી રાખવાના વલખાં મારતો હતો.

દેશી રાજ્યોમાં આવી ખટપટની નવાઇ નથી. જુદા જુદા પક્ષોનાં કાવતરાં મલ્હારરાવ સમજી ગયો, અને બધાને તેણે ચાલાકીથી રમાડવા માંડ્યા. પણ આ રાજાનો મોટામાં મોટો દુર્ગુણ એ હતો કે તે રૂપાળી સ્ત્રીને જોઇને ભૂત થઇ જતો. ખૂબસૂરત પુત્રી-

ઓના પિતાઓ-લોહીના વેપારના દલાલો-અને બે બદામના નીચ, હલકટ માણસો મહારાજાને સહેલાઇથી રાજી કરીને મોટા ઓદ્ધા મેળવી શકતા. રાજ્ય રાજાના અંગત ગરાસ જેવું ગણીને મહેસૂલની વસૂલાતના ઈજારદારો પાસેથી રાજા મોટી રકમનાં નજરાણાં લેતો, અને ઇજારદારો રૈયત પાસેથી તેનાથી ચારગણી મહેસૂલ પડાવતા: આવા જુલ્મમાંથી બચવા માટે લોકો પોતાનાં ઘરબાર અને માલ મિલકત છોડી જતાં હતા. તિજોરીમાં મોટી ખોટ હતી તે વંશપરંપરાના સરદારોને લૂંટીને પૂરવામાં આવતી. ન્યાયખાતાનો વહીવટ ફારસ જેવો થઇ પડયો હતો, અને વાદી અથવા પ્રતિવાદી જે રાજાને વધારે નજરાણું એનાયત કરે તેની તરફેણમાં ચુકાદો અપાતો.

નિરંકુશ સત્તા અને વૈભવવિલાસનાં સાધનોથી મદોન્મત્ત બનેલા મલ્હારરાવને તેનું રાજ્ય પ્રતિદિન સડતું જતું હતું તેનું ભાન પણ ન થયું. બ્રિટિશ રેસીડંસી તેનો કાન પકડીને તેને ઠેકાણે લાવી શકી હોત, પણ તેણે બધું અંધેર ચાલવા દીધું. કદાચ તે વખતે દેશી રાજ્યોના વહીવટમાં માથું નહિ મારવાની પ્રચલિત રાજનીતિને લીધે રેસીડંટ ચૂપ રહયો હશે. મહારાજાએ સમાજના હલકામાં હલકા વર્ગમાંથી પોતાના સલાહકારો અને અધિકારીઓ પસંદ કર્યા તે સામે ચક્રવર્તી સત્તાએ વાંધો લીધો નહિ. તેમ બ્રિટિશ રેસીડંટની નજર સામે ચાલતી જુલમજહાંગીરી પણ તેણે અટકાવી નહિ.

પણ આ ભ્રષ્ટ મહારાજાના પાપનો ઘડો ભરાતો જતો હતો. તે વખતે એવો રિવાજ હતો, કે જ્યારે વડોદરામાં દરબાર ભરાતો ત્યારે મુંબઈનો ગર્વનર ગાયકવાડના ડાબા હાથ પર બિરાજતો. બીજા કોઇ પણ દરબારમાં આવો રિવાજ નહોતો. ૧૮૬૧ માં મલ્હારરાવે ભરેલા દરબારમાં મુંબઇના ગવર્નર સર સીમુર ફિટ્ઝજીરાર્ડ ગાયકવાડના ડાબા હાથ પર બેઠા ત્યારે તેમને લાગ્યું કે મહારાણી વિકટોરિયાના પ્રતિનિધિને યોગ્ય માન મળ્યું ન હતું. આથી ૧૮૭૨ ના ફેબ્રુઆરીમાં રેસીડંટે મહારાજા પર એક યાદી મોકલી જણાવ્યું કે મુંબઇની સરકારની એવી ઇચ્છા છે કે ગાયકવાડના દરબારમાં

ગવર્નરે તેમને જે જાતનું માન આપ્યું હતું તે જ પ્રમાણે ગાયકવાડે મુંબઇના ગવર્નરને તાજના પ્રતિનિધિ તરિકે માન આપવા માટે દરબારમાં ગવર્નરને જમણી બાજુએ બેઠક આપવી. "મારે શા માટે એમ કરવું જોઇએ ?" મલ્હારરાવ ગુસ્સે થઇ બરાડયો. બીજાં રાજ્યોના રીતરિવાજ સાથે તેને કંઇ સ્નાન સૂતક ન હતું. તેમ એકબીજા સાથે સરખું વર્તન રાખવાના સિદ્ધાંતને તે મહત્વનો સમજતો ન હતો. બ્રિટિશ સરકારને ગાયકવાડે કરેલી કીંમતી મદદની પિછાનમાં તેના રાજ્યને ખાસ હકક બક્ષવામાં આવ્યો હતો. તે બીજી કોઇ ગોઠવણ મંજૂર રાખવાને તૈયાર ન હતો. બીજી બાજૂ મહારાણી વિકટોરિયાના હિન્દમાંના પ્રતિનિધિઓ હઠે ચડયા. મહારાજા પર એક બીજી યાદી આવી. તેમાં જણાવવામાં આવ્યું કે "આ વિષય પર મહારાજાએ યોગ્ય વિચાર કર્યો નથી તે જોઇને વાઇસરોયને ઘણું દુઃખ થયું છે."

બડા સાહેબોએ વધુ દલીલ સાંભળવાની ના પાડી. બીજી બાજૂ મહારાજાએ નમતું ન આપવાનો નિશ્ચય કર્યો. દરમ્યાન ૧૮૭૨ ના નવેમ્બરમાં મુંબઇમાં ભરાનારા વાઇસરોયના દરબારમાં હાજર રહેવાનું તેને નિમંત્રણ મળ્યું. તેના દરજ્જાને છાજતી બેઠક તેને નહિ મળે એવા ભયથી, તેણે દરબારમાં હાજરી નહિ આપવાનો ઠરાવ કર્યો. તેના દરબારીઓને લાગ્યું કે મહારાજાની ગેરહાજરી વાઇસરોયને જાણી જોઇને કરેલા અપમાન જેવી લાગશે તેઓએ મહારાજાને આમંત્રણ સ્વીકારવાની આગ્રહભરી વિનંતી કરી, પણ મહારાજા ડગ્યા નહિ. અંતે કેટલાક દરબારીઓએ આ બાબતમાં દાદાભાઇની સલાહ લેવાની સૂચના કરી.

દાદાભાઇ દરબારની મહેર નજર શી રીતે મેળવી શકયા ? થોડા મહિના પહેલા, તેઓ ઇસ્ટ ઇન્ડિયા એસોસીએશન માટે મહારાજાની મદદ મેળવવા વડોદરા ગયા હતા, પણ ત્યાંથી ખાલી હાથે પાછા ફર્યા હતા. પણ દાદાભાઇ માતૃભૂમિના સેવક હતા, અને બ્રિટિશ હિન્દની સાથે દેશી રાજાઓની પ્રતિષ્ઠા વધારવાને

આતુર હતા, એ વાત જાણીતી હતી. આથી દાદાભાઇ વડોદરા ગયા ત્યારે તેમનો સત્કાર કરી મહારાજાએ તેમને "દરબારી પોષાક" એનાયત કર્યો હતો; પણ રાજ્યની ખાલી તિજોરીમાંથી એસોસીએશનને કાંઇ મળ્યું નહોતું. વડોદરાના દરબારીઓ જ્યારે મૂંઝાઇ ગયા હતા ત્યારે દાદાભાઇ ઇંદોરમાં હતા. તેથી તેઓએ તેમને બોલાવવાની મહારાજાને સલાહ આપી, અને મલ્હારરાવે તે મંજુર રાખી.

તાકીદના કામ માટે મહારાજા તેમને મળવા માગે છે, એવો તાર મળતાં દાદાભાઇ વડોદરા ગયા, અને મલ્હારરાવે પોતાના દરબારીઓને તેમની સમક્ષ બધી હકીકતો રજૂ કરી પ્રાથમિક મંત્રણા કરવાની આજ્ઞા કરી. બધી વાત સાંભળી લઈ દાદાભાઇએ અભિપ્રાય આપ્યો કે મહારાજાએ દરબારમાં અવશ્યહાજરી આપવાની જરૂર છે.

"મહારાજ," દાદાભાઇએ કહ્યું. "તમારે દરબારમાં હાજરી આપવી જ પડશે. મને કોઇ બીજો રસ્તો જણાતો નથી. તમે જાણી જોઇને ગેરહાજર રહ્યા છો એમ વાઇસરોયને લાગવું ન જોઇએ."

"પણ મેં ન જવાનો નિશ્ચય કર્યો છે. વાઇસરોયને માઠું લગાડયા વિના, મારી ઇચ્છા પાર પાડવાનો ઉપાય બતાવવા માટે અમે તમને બોલાવ્યા છે."

"મને કોઇ ઉપાય જડતો નથી." દાદાભાઇએ નમ્રતાથી પણ મક્કમપણે જવાબ આપ્યો. "તમારી ઇચ્છાને અનુસરતાં મને આનન્દ થશે, પણ તમને હાનિ થાય એવી સલાહ મારું અંતઃકરણ આપી શકતું નથી."

આટલું કહી દાદાભાઇએ મહારાજાની રજા લીધી. દરબારીઓ મૂંગા મૂંગા તેમને વિદાય થતા જોઇ રહ્યા. મહારાજા પોતાના સત્યાનાશને નોતરી રહ્યા હતા. તેને કોણ અટકાવે ? એક દરબારી દોડતો દોડતો દાદાભાઇ પાસે ગયો અને રાજ્ય પર આવનારી આફત અટકાવનારો કોઇ માર્ગ શોધી કાઢવા માટે, થોડો વખત

થોભી જવાની તેણે દાદાભાઈને વિનંતી કરી. મહારાણીના પ્રતિનિધિનું જાણી જોઈને અપમાન કરવા તૈયાર થયેલા રાજાને તેના પરિણામથી કેમ બચાવી લેવો તેનો વિચાર કરતા દાદાભાઈ એક ખૂણામાં બેઠા. થોડીક પળ પછી તેમને કંઈ ઉપાય મળ્યો હોય એમ જણાયું.

"મને એક ઉપાય મળ્યો છે, પણ તે વિષે હું ફક્ત મહારાજા સાથે જ વાત કરીશ." દાદાભાઈએ કહ્યું.

દરબારીઓ સાનંદાશ્ચર્ય પામ્યા. તેઓ જાણતા હતા કે આ પારસી પણ મહારાજા જેવો જ હઠીલો હતો. અચાનક તેને શો ઉપાય સૂઝ્યો હશે ?

થોડા દિવસ પહેલાં મહારાણી માલસાબાઈ સાહેબે એક છોકરીને અધૂરે માસે જન્મ આપ્યો હતો. તે બાળકી ચાર પાંચ દિવસમાં મરી ગઈ—મહારાણી બીમાર હતાં. આ વાત ધ્યાનમાં રાખી દાદાભાઈ મલ્હારરાવને બીજીવાર મળવા ગયા. હતાશ થયેલા રાજાના આનંદનો પાર રહ્યો નહિ. "મને ખબર મળી છે કે તમે કંઈ સારું બહાનું શોધી કાઢ્યું છે. તે શું છે તે જલ્દી કહો."

"હું આપ નામદારને દરબારમાં જવાની સલાહ આપું છું." દાદાભાઈએ કહ્યું, "પણ જો તમારે કંઈ બહાનું કાઢવું જ હોય તો મહારાણી માલસાબાઈ સાહેબની માંદગી એક સારું બહાનું છે. તમે તારથી જણાવી દો કે મહારાણીએ બાળકને અધૂરે માસે જન્મ આપવાથી તેઓ ઘણાં બીમાર થઈ ગયાં છે; બાળક મરી જવાથી મહારાણીની હાલત ખરાબ થઈ ગઈ છે, અને તેમને એ હાલતમાં છોડીને હું આવા સંજોગોમાં દરબારમાં હાજરી આપવાને ઘણો અશક્ત છું."

મલ્હારરાવની છાતી પરનો બોજો હળવો થયો. ત્યારપછી તેણે પોતાના દરબારમાં પોતાની બેઠક સંબંધી મુંબઇ સરકારે ઊભા કરેલા સવાલ સંબંધી દાદાભાઈની સલાહ પૂછી. મુંબઈની સરકાર તેને અપમાનિત કરવા માંગતી હતી, પણ તે કદી આવું અપમાન

સાંખી લે તેવો નહોતો. આ બાબતમાં દાદાભાઈને મલ્હારરાવ માટે દિલસોજી ઊપજી હોય. કદાચ મલ્હારાવની એ ગુમાની હોય, પણ આ ગુમાની તેના દરજ્જા અને સ્વમાન માટેની હતી. પચાસ વર્ષથી ચાલ્યા આવતા રિવાજનો ભંગ કરવાની કંઇ જરૂર નથી, એવા મહારાજાના વિચાર સાથે દાદાભાઇ સંમત થયા.

"મહારાજ," તેમણે કહ્યું, "ચાલી આવતી પરંપરા જાળવવા માટે આપણો કેસ સંગીન છે. મારી સલાહ એ છે કે તમે વાઇસરોય અને હિન્દી પ્રધાન પર એક ખરીતો રવાના કરો."

" તે તમારા કરતાં વધારે સારો કોણ ઘડવાનો હતો ? " મલ્હારરાવે સ્મિત કરી કહ્યું, " તમે એ કામ કરશો ? "

દાદાભાઇએ હા પાડી. આ ખરીતામાં કંપની સરકારના વખતથી સિપાઇઓના બળવા સુધી, વડોદરાની સરકારે બ્રિટિશ સરકારને કરેલી મદદની યાદ આપવામાં આવી હતી. બ્રિટિશ સરકાર સાથેના ગાયકવાડના આવા દિલોજાન સંબંધને લીધે તેને "અપવાદ"રૂપ માન આપવામાં આવ્યાં હતાં, અને આવાં માનની એક પ્રથા તરીકે ગાયકવાડને તેના દરબારમાં ગાદી પર જમણી બાજુ બિરાજવાનો હક્ક મળ્યો હતો. ૧૮૨૦ માં મુંબઇના ગવર્નર માઉન્ટ સ્ટુઅર્ટ એલ્ફીન્સ્ટન વડોદરા ગયા ત્યારે તે દરબારમાં ગાયકવાડની ડાબી બાજૂએ બેઠા હતા. તે જ પ્રમાણે ગવર્નર જનરલ લોર્ડ ડેલહાઉઝી અને ડ્યુક ઓફ એડીનબર્ગે પણ આ રિવાજને માન આપ્યું હતું. એવી રીતે જે રાજ્યને ગૌરવ આપવામાં આવ્યું હતું તેણે જાણે કે કંઇ ગુનો કર્યો હોય તેમ તેને શા માટે અપમાનિત કરવું જોઇએ ? તે પછી દાદાભાઇએ પોતાના બાઈબલ-મહારાણીના ઢંઢેરાનાં વચનો ટાંકયાં: "દેશી રાજાઓના હક્કો, દરજ્જા અને પ્રતિષ્ઠાને અમે અમારા જ ગણીને માન આપીશું." આ વચન પર અને વાઇસરોયની ખાનદાની પર મહારાજાને વિશ્વાસ હતો.

મુંબઇ સરકારે બેઉ ખરીતા વાઇસરૉય પર રવાના કર્યા. જવાબમાં શાહી પ્રતિનિધિએ પોતાના "માનવંતા અને સાચા મિત્ર"ને જણાવ્યું કે આ સવાલનો હિન્દી સરકારે છેવટનો ફડચો કરી નાખેલો હોવાથી તે પર ફરી વિચાર કરવામાં આવશે નહિ. હિન્દી વજીર પરનો ખરીતો રવાના કરવામાં આવ્યો જ નહિ. આથી ૧૮૭૩ ના જુલાઇમાં દાદાભાઇએ ઘડેલો એક નવો ખરીતો હિન્દી પ્રધાન પર બારોબાર મોકલવામાં આવ્યો. પણ તેનો સત્તાવાર નિકાલ થાય તે પહેલાં તો વડોદરા નરેશ પર આફતનો પહાડ તૂટી પડયો !

દાદાભાઇએ ઘડી આપેલા ખરીતાઓ અને બીજા જૂના કેસો સંબંધી તેમણે કરેલા કામના બદલામાં મહારાજાએ તેમને રૂ. ૫૦,૦૦૦ નું ઇનામ આપવાની આજ્ઞા કરી. આવાં કામ માટે, એક રાજાના ઇનામ તરીકે પણ આ રકમ મોટી હતી. જો કે મહારાજાએ મોઢે કહ્યું નહતું, પણ એ બંધા રાજાને એવો વિચાર આવ્યો હશે કે દાદાભાઇ ઇંગ્લાંડમાં તેના તરફથી લડવા માટે ઉપયોગી થઇ પડશે. પણ ઇનામની વાત સાંભળતાં દાદાભાઇ તો સ્તબ્ધ થઇ ગયા.

"સરકાર, મને માફ કરો." તેમણે કહ્યું, "મારી હાલત કઢંગી છે. હું ઇસ્ટ ઇન્ડિયા એસોસીએશન માટે નાણાં ઉઘરાવવા હિન્દમાં આવ્યો છું, અને તેથી એસોસીએશનના ફંડ સિવાય બીજા કોઇ કામ માટે હું કંઈ પણ સ્વીકારી શકતો નથી."

"પણ આ તો તમે મારા સલાહકાર તરીકે કરેલા કામનો પુરસ્કાર છે."

"નામદાર, તમે એમ કહો છો એ તમારી ઉદારતા છે. તમારી સેવામાં હું આનંદ માનું છું."

"જુઓ દાદાભાઇ." જરાક મશ્કરીમાં મલ્હારરાવે કહ્યું, "તમે ઘડેલા ખરીતામાં તમે મારા દરજ્જા માટે લડો છો, અને બીજી બાજુએ તમે મારું અપમાન કરો છો. તમે કરેલાં

કામનો બદલો આપવાનો મને હક નથી? મારે તમારા ઉપકાર નીચે શા માટે દબાવું જોઇએ?"

"માફ કરો રાજન," દાદાભાઇએ કહ્યું. હું તમારું અપમાન કરવા માગતો નથી. તમારું કામ કરવામાં હું મારા દેશની સેવા સમજું છું, કેમ કે એક દેશી રાજાને થતો અન્યાય દેશને થયેલા અન્યાય બરાબર છે."

"દાદાભાઈ, તમારે વકીલ થવું જોઇતું હતું," મલ્હારરાવે કહ્યું. "પણ આમ જુઓ, તમારે તમારાં બાળબચ્ચાંનો વિચાર કરવાનો છે. તમે તમારી ફી લેવાની ના પાડો છો, તો હું તમારાં બચ્ચાંઓ માટે તમને એ રકમ લેવાની આજ્ઞા કરૂં છું, હવે વધુ વિવાદ ના કરતા."

મસ્તક નમાવી દાદાભાઇ મૌન રહ્યા, પણ તેમના હૃદયમાં શાન્તિ નહોતી. એક નજીવી સેવા માટેનો આ રાજવંશી બદલો હતો, પણ લોકો શું ધારશે? તેમણે પોતાના મિત્રોની સલાહ લીધી. બાળકો માટે આ બક્ષિસ સ્વીકારવામાં તેઓને કંઇ વાંધો જણાયો નહિ. ખરશેદજી મંચેરજી કામાએ પણ દાદાભાઇનાં બાળકો માટે થતી ગોઠવણમાં વચ્ચે પડવાનું કંઇ કારણ જોયું નહિ. સોરાબજી શાપુરજી બંગાલીનો પણ આવોજ અભિપ્રાય હતો. છતાં દાદાભાઇનું મન માન્યું નહિ.

ઇંગ્લાંડ ગયા પછી દાદાભાઇએ આ સંબંધી બ્રિટિશ મિત્રોની સલાહ લીધી. તેઓને પણ તેમાં કંઇ વાંધો માલૂમ પડયો નહિ. પણ લોકો વાત કરશે; એક ખાનગી સવાલને જાહેર રૂપ આપવામાં આવશે. લોકોમાં એવી અફવા ઊડી હતી કે દાદાભાઇએ ગાયકવાડના પ્રતિનિધિ તરીકે કામ કરવાનું માથે લીધું હતું, અને મહારાજા તરફથી લડત ચલાવવા માટે ઇસ્ટ ઇન્ડિયા એસોસીએશનને સમજાવવા માટે ઇંગ્લાંડ ગયા હતા. એસોસીએશનના ફંડમાં નાણાં ભરનારા બીજા રાજાઓ માટે પણ આવીજ વાત થવા લાગી દાદા-

ભાઈને આથી ઘણું દુઃખ થયું, અને તેમણે તા. ૬ ઠ્ઠી ઑગસ્ટ ૧૮૭૩ ને દિને એસોસીએશનની સભા સમક્ષ જાહેર નિવેદન કરી પોતાના દિલનો ઊભરો ખાલી કર્યો. મહારાજાની બક્ષિસ સંબંધી તેમનો ખુલાસો નોંધવા લાયક છેઃ—

"હિન્દના રાજાઓએ આપેલાં નાણાં સંબંધી પ્રજામાં કેટલીક ગેરસમજુતી થયેલી જણાય છે..........ઇંગ્લાંડમાં એસોસીએશનની ચળવળથી રાજામહારાજાઓને લાભ થશે એવી કોઇ શરત કરવામાં આવી નથી, એવું વચન અપાયું નથી, કે એવી આશા પણ બતાવવામાં આવી નથી. આ રકમો રાજવંશીઓને શોભા આપે એવી ઉદાર હતી, પણ તે સિવાય સામાન્ય સભાસદો તરફથી અપાતાં વાર્ષિક લવાજમો અને રાજાઓના ફાળાઓમાં કંઇ તફાવત નહોતો એ વાત હું સ્પષ્ટ કરવા માગું છું..............ઈસ્ટ ઇન્ડિયા એસોસીએશન સાથેનો મારો સંબંધ જોતાં, ગાયકવાડ નરેશની ઉદાર બક્ષિસ નહિ સ્વીકારવાનો મેં પ્રથમ ઠરાવ કર્યો હતો. પણ પાછળથી હિન્દમાંના મારા મિત્રોની મેં સલાહ લીધી. આ મિત્રોને મારા ખીસા કરતાં મારી આબરૂની વધારે પરવા હતી; તેઓએ સલાહ આપી કે મારાં બાળકો માટે મારી પ્રમાણિક મહેનતના બદલા તરીકે મળતી બક્ષિસ સ્વીકારવામાં, મારે જરા પણ આનાકાની કરવાની જરૂર નથી. હજી પણ મારું મન ન માન્યું, અને મેં ઈંગ્લાંડમાં આવીને, મારા અંગ્રેજ મિત્રોની સલાહ લીધી. તેઓએ બધા સંજોગોનો વિચાર કરી એકમતે એવો અભિપ્રાય આપ્યો કે આ બાબતમાં મારે જરા પણ સંકોચ રાખવાની જરૂર નથી. એટલું જ નહિ પણ મારી મહેનતનો લાભ મારાં બાળકોને આપવાની મારી ફરજ છે.......હું ફરીથી જણાવું છું કે જો મેં દેશી રાજાઓની એજન્સી લેવાનું પસંદ કર્યું હોત તો બે ત્રણ લાખ રૂપિયા સહેલાઇથી પેદા કરી શકત; પણ એસોસીએશનની સાથેના મારા ગાઢ સંબંધને લીધે અને મારી પ્રતિષ્ઠાને અણિશુદ્ધ રાખવા માટે મેં આવી કોઇ પણ માંગણી મંજુર રાખી નથી. ખુદા અને લક્ષ્મીની સેવા એકી સાથે થઇ શકતી નથી."

વડોદરામાં અંધેર વધી પડવાથી ગાયકવાડ સામેના ગેરવર્તન અને ગેરકારભારના જુદા જુદા આક્ષેપોની તપાસ કરવા માટે

ચક્રવર્તી સરકારને એક કમીશન નીમવાની ફરજ પડી. ગાયકવાડને ભય લાગ્યો કે આ તેની પાયમાલીની શરૂઆત હતી. પહેલી વાર તેને રાજ્યના અંધેર કારભારને વ્યવસ્થિત કરવાનું ભાન થયું. પણ આ કામ તેના પ્રધાનો અને તેની શક્તિ ઉપરાંતનું હતું. આ કામ માટે કોઇ મહારથીની જરૂર હતી; અને મલ્હારરાવની નજર દાદાભાઇ પર પડી.

દાદાભાઇના જીવનની આ મોટામાં મોટી અજાયબી હતી. શું તે ભીમસેન યા રૂસ્તમ પહેલવાન જેવા હતા? ગાયકવાડના પાટનગરમાં આખા હિન્દમાં નામાંકિત થયેલા મલ્લો અને પહેલવાનોનો ટોટો નહોતો. મુત્સદ્દીગીરીના ઉસ્તાદ ચાણક્યો પણ ગાયકવાડના દરબારમાં હાજર હતા. મહારાજા પોતે પણ સામાન્ય મુત્સદ્દી ન હતા. આ બધા રાજખટપટના ઉસ્તાદોને દાદાભાઇ પહોંચી વળશે? આ સવાલોનો જવાબ આગળ ચાલતાં મળી રહેશે.

૧૮૭૩ ની અધવચમાં વડોદરા રાજ્યનો કારભાર છિન્નભિન્ન થઇ ગયો હતો. રાજ્યમાં જાતજાતનાં અંધેર અને પારાવાર ભ્રષ્ટતા વ્યાપી રહ્યાં હતાં. મહારાજાને દિવસ રાતનું ભાન નહોતું. ખુશામતખોરોએ રાજ્યની ખરી પરિસ્થિતિથી મહારાજાને સાવ અંધારામાં રાખ્યા હતા. આવતી આફતનાં ચિહ્ન જોવા માટે તેને આંખ નહોતી—તૂટી પડનારા આકાશની ગર્જના સાંભળવા માટે તેને કાન નહોતા. ચારે બાજુ ઘોર અંધકાર છવાઇ ગયો હતો.

મુંબઇના ગવર્નર તરીકે સર ફિલીપ વુડહાઉસ આવતાં મુંબઈ સરકારની દેશી રાજ્યોમાં માથું નહિ મારવાની રાજનીતિમાં ફેરફાર થયો. ૧૮૦૨ થી બ્રિટિશ સરકારે ગાયકવાડના આંતરિક રાજવહીવટમાં વચ્ચે નહિ પડવાની વિધિસરની ખાતરી આપી હતી, એ વાત ખરી હતી; પણ જો રાજ્યમાં ગંભીર ગેરવહીવટ ચલાવવામાં આવે તો બ્રિટીશ સરકારની સલાહ માન્ય રાખવામાં આવે એવી આશા રાખવામાં આવતી હતી. આવી સલાહ આપવા અને જુલ્મી વહીવટનો અંત લાવવા માટે કર્નલ ફાયર નામના નવા

રેસીડંટને વડોદરે મોકલવામાં આવ્યો. આ રેસીડંટે રાજ્યના વહીવટ વિષે કેવા પત્રો લખ્યા હશે તેનો મુંબઇ સરકારે હિન્દી સરકાર પર મોકલેલા એક ખરીતા પરથી ખ્યાલ આવશે. (૨૯ ઓગસ્ટ):

રેસીડંટના આ સાથેના પત્રમાં કેટલાક દાખલા જણાવ્યા છે, જે સાચા હોય તો તે પરથી પૂરવાર થશે કે રાજ્યમાં ભયંકર જુલમ પ્રવર્તે છે; પ્રધાનો અને બીજા અમલદારો સરકારી નોકરીઓ વેચીને પદ્ધતિસર લાંચ લે છે, અને અનેક સ્ત્રીઓને ફોસલાવીને અથવા બળાત્કારથી ઉપાડી જઇને દાસી બનાવવામા આવે છે. ભૂતકાળનો ઇતિહાસ લાંચરુશ્વત, જુલ્મ, લુચ્ચાઇ વગેરેથી ભરપૂર છે. જ્યારે બદમાસ પકડાઇ જાય છે, ત્યારે તેના પરિણામથી બચવા માટે તેઓ હાથેપગે લાગે છે, અને થોડા વખત પછી અસલની પેઠ જ અંધેર ચલાવવા માંડે છે.

સંજોગો અસાધારણ હોવાથી દીવાન અને સરસૂબા તથા તેના મદદનીશની બરતરફી માટે ગાયકવાડ પાસે માગણી કરવાની રેસીડંટને ફરમાસ કરવા માટે મુંબઇ સરકારે હિન્દી સરકાર પાસે સત્તા માગી. મુંબઇ સરકાર મહેસૂલી વહીવટ અને બીજા ગેરવર્તન તથા ગેરવહીવટ સંબંધીના આક્ષેપોની તપાસ કરવા માટે એક બ્રિટિશ કમીશન નીમવાની અરજ કરનાર હોવાથી મજકૂર અમલદારોને નોકરી પરથી દૂર કરવાની ખાસ જરૂર હતી. મુંબઇ સરકારને જોઇતી સત્તા આપવામાં આવી, અને મલ્હારરાવ ગાયકવાડને કમીશન નીમવાના હિન્દી સરકારના ઇરાદાથી વાકેફ કરવામાં આવ્યા. મલ્હારરાવે આ હુકમ રદ કરવાની અરજ કરતાં કહ્યું કે "મારા રાજવહીવટમાં દરમિયાનગીરી કરવા કરતાં કમીશન નીમવાથી મારું વધારે અપમાન થશે." તેના જવાબમાં જણાવવામાં આવ્યું કે ગવર્નર-જનરલ ઇન-કાઉન્સિલને આ સવાલ એટલો બધો અગત્યનો લાગે છે કે કમીશનની તપાસ તદ્દન જરૂરી છે.

આ સરકારી યાદી મહારાજા માટે અપશુકન રૂપ હતી. તે એટલા બધા ગભરાઇ ગયા કે તેને સ્વતંત્ર અને તેજસ્વી દીવાનની

સહાયની જરૂર જણાઇ. આથી તેણે દાદાભાઈને તાકીદે બોલાવવાનો સંદેશો મોકલ્યો. દીવાનપદ માટે અગાઉ પણ દાદાભાઈનું નામ સૂચવવામાં આવ્યું હતું. ખરશેદજી નસરવાનજી કામાએ દાદાભાઈને ૧૮૭૨ના જાન્યુઆરીની પાંચમી તારીખે ખબર આપી હતી કે મલ્હારરાવ ગાયકવાડે આગેવાન માણસો સાથે તમારે વિષે વાત કરી છે, અને તમારે માટે તેણે ઘણો ઊંચ મત બાંધ્યો છે. તેઓ માને છે કે જો તમે તેના દીવાન થાઓ, તો તમને અને મહારાજાને બન્નેને લાભ થશે એટલું જ નહિ પણ રાજ્ય સાથેનો બ્રિટિશ સરકારનો સંબંધ પણ મિત્રાચારી-ભર્યો થવા પામશે.” તે વખતે મલ્હારરાવનું સિંહાસન અત્યાર જેટલું હાલી રહ્યું ન હતું. જ્યારે આગ લાગી ત્યારે જ મહારાજાએ દાદાભાઈને નિમંત્રણ કર્યું. તેમને દીવાનપદ સ્વીકારતાં સંકોચ થયો. પોતાને કંઈ હાનિ થશે એવા વિચારથી નહિ, પણ આવા મોટા રાજ્યની દીવાનગીરીની જવાબદારી પૂરી કરી શકાશે કે કેમ તેના વિચારથી તેમને જરા સંકોચ થયો. તેમણે સર બાર્ટલ ફ્રિયર અને સર અર્સ્કીન પેરીની સલાહ લીધી. સર બાર્ટલે ચેતવણી આપી કે વડોદરાનું દીવાનપદ સ્વિકારીને તમો એક “ઘણુંજ વિકટ કામ માથે લેશો.”

દાદાભાઇ સર અર્સ્કીનનાં અભિપ્રાયની રાહ જોતા હતા. એવામાં મુંબઇથી ખબર આવી કે સ્વાર્થી ખટપટીઓએ તેમની વડોદરાના દીવાન તરીકેની નિમણુંક સામે છાપામાં જબરી ઝુંબેશ શરૂ કરી હતી. દરબારીઓ અને રેસીડંસી મહારાજાની પસંદગીથી ભડકી ગયા હતા. દરબારીઓ વિરૂદ્ધ થાય તે કુદરતી હતું. પણ સૌથી ભય-જનક વિરોધ બ્રિટિશ રેસીડન્ટનો હતો. શરૂઆતથી જ તે રેસીડન્સીમાં “રાજાનો રાજા” થઇ બેઠો હતો. મહારાજા જે દીવાનની પસંદગી કરે તેને મંજૂરી આપવી કે નહિ તે તેની રાજીખુશીની વાત હતી. દીવાન રેસીડંટ પાય તેટલું પાણી પીએ એવી તે આશા રાખતો હતો. ઇંગ્લાંડના સ્વતંત્ર વાતાવરણમાં રહેલા દાદાભાઇ તેને “હાજી હા” કરશે ? વળી તે તો “રાજદ્વારી ચળવળખોર” હતા ! કર્નલ

ફ્રાયર દાદાભાઈની પસંદગીથી એટલો બધો છેડાઈ ગયો હતો કે બ્રિટિશ સરકાર તેમને દીવાનપદ પર નીમવા દે એવો સંભવ નથી એવી વાત વર્તમાનપત્રોમાં પ્રગટ થવા પામી હતી. ૧૮૭૩ ના ઑક્ટોબરની ૩૧ મી તારીખના અંકમાં "ટાઇમ્સ ઑફ ઇન્ડિયા"એ "ઇન્દુ પ્રકાશ"માંથી નીચલો ફકરો ટાંક્યો હતોઃ

"અમોને ખબર મળી છે કે કર્નલ ફ્રાયર દાદાભાઇની દીવાનગીરીની વિરુધ્ધ છે, અને દાદાભાઇને બોલાવવા માટે તેણે મહારાજાને ઠપકો આપ્યો છે; એટલું જ નહિ પણ તેણે મહારાજાને એમ પણ કહી દીધું છે કે હું દાદાભાઇને વડોદરામાં દાખલ થવા દઇશ નહિ. આ બાબતમાં રેસીડંટે મુંબઇ સરકારને પણ લખી જણાવ્યું છે."

આ જાહેરાત પર ટીકા કરતાં "ટાઇમ્સ"ના અધિપતિએ લખ્યું હતું:

"આ વાત ઘણી સંયોગવશ છે, પણ આ બાબતમાં રેસીડંટના દરજ્જાનું વર્ણન એટલું બધું મૂર્ખતાઇ ભર્યું છે, કે જેથી આ ખબર માની શકાતી નથી. જો આ વાત ખરી માનીએ તો એમ જ કહેવું પડશે કે છેલ્લા બનાવોને લીધે રેસીડંટે પોતાનું ભેજું ગુમાવી દીધું છે."

આ ભાષા ઘણી કડક છે, પણ જે રાજદ્વારી અધિકારી પોતાની મર્યાદાનું ઉલ્લંઘન કરી ગયો હતો તે આવી કડક ટીકાને લાયક જ હતો. એ જ પત્રે મુંબઇમાંથી હાલમાં પરદેશ ગયેલા આપણા નાગરિકને પોતાનો સલાહકાર બનાવવાની મલ્હારરાવની ઇચ્છાને વધાવી લીધી હતી. દાદાભાઇ જેવા "ઉચ્ચાશયી અને પ્રગતિવાદી રાજદ્વારી"ની સલાહ લેવા માટે જો મલ્હારરાવ ખરા હૃદયથી તૈયાર થયા હોય તો તેટલો જ ગુણ તેને સંસ્કારી માણસોના માનને પાત્ર બનાવનારો હતો.

એક એંગ્લો-ઇન્ડિયન પત્ર જેને કંઇ સ્વાર્થ ન હતો, જે દાદાભાઇના રાજદ્વારી વિચારો સાથે સંમત ન હતું, છતાં જેણે દાદાભાઇને "ઉચ્ચાશયી અને પ્રગતિવંત રાજદ્વારી" તરીકે

પિછાનવાની ન્યાયવૃત્તિ બતાવી હતી તેનો આ અભિપ્રાય હતો. જેઓ વિરુદ્ધ વિચારના હતા, પણ વધારે હોહા કરનારા અને ઓછા જવાબદાર હતા, તેઓ દાદાભાઈની નિમણુકને બદનામ કરવાનો નિશ્ચય કરી બેઠા હતા. દાદાભાઈને રાજવહીવટનો વહેવારુ અનુભવ શો હતો? મહારાજાના મનનો એ એક તરંગ હતો અથવા દાદાભાઈની વ્હાઈટ હૉલ પરની લાગવગથી અંજાઈને એક દીવાન શોધવા માટે, તે છ હજાર માઈલ દૂર દોડયા હતા? બીજા ટીકાકારો દ્વેષભાવી હતા. તેઓએ સવાલ પૂછયો કે એક રાજદ્વારી ચળવળ-ખોર દીવાનની ગાદીને લાયક છે? થોડા મહિના પછી સોરાબજી શાપુરજી બંગાલીએ દાદાભાઈ પરના એક પત્રમાં (૧૨ મી જાન્યુઆરી ૧૮૭૪) હિન્દી સનદી નોકરીમાંના એક બ્રિટિશ અમલદારનું નામ દઈ તેણે "બોમ્બે ગેઝેટ"માં દાદાભાઈની નિમણુકને વખોડી કાઢનારો પત્રો લખ્યો હતો એમ જણાવી લખ્યું હતું કે "કદાચ વડોદરાના દીવાનપદ પર તેનો ડોળો હશે."

વડોદરામાં અને વડોદરાની બહાર તેમની દીવાનગીરી સામે જાગેલા તોફાનની ખબર મળતાં દાદાભાઈએ એ વાત પણ સર અર્સ્કીનને જણાવી દીધી કે જેથી તે બધી બાબતોનો વિચાર કરીને સલાહ આપી શકે. પણ સર અર્સ્કીને આ સવાલને ઊંચી ભૂમિકા ઉપર લઈ જઈ લખ્યું:

> "તમે વડોદરાના દીવાન થાઓ તેની સામે વિરોધ પ્રગટવાની વાત સાંભળી મને ઘણી દિલગીરી ઊપજી છે. જો કે તમારા હિતનો વિચાર કરતાં મેં તમને દીવાનગીરી નહિ લેવાની સલાહ આપી હોત, પણ સુરાજ્યને ખાતર, અને બ્રિટિશ તથા ગાયકવાડના લાભોનો વિચાર કરતાં મને લાગે છે કે ગાયકવાડે યોગ્ય જ પસંદગી કરી છે. હું ટપાલ પકડવા માટે ઉતાવળથી આ જવાબ લખું છું. મેં સર બાર્ટલને પણ આ વાત કરી છે, અને આ બાબતમા અમે બન્ને તદ્દન એકમત છીએ."

આ જવાબ મળતાં જ દાદાભાઈને હિંમત આવી. તેમને પરિસ્થિતિ આશાવાદી જણાઈ. બ્રિટિશ હિન્દના કેળવાયેલા અને

ચારિત્ર્યશાળી માણસોને સુરાજ્ય ચલાવવાની તક આપવી જોઇએ એવા વિચાર તેમણે વારંવાર દર્શાવ્યા હતા હવે એક દેશી રાજ્યમાં તેમને આવી તક મળે ત્યારે તેનો ઇન્કાર કરવો ?

વાંદરાનો કંઇ ભરોસો નથી. દાદાભાઇના જમાનામાં આજના કરતાં પણ રાજાઓ વધારે મનસ્વી હતા. એક સુંદર પ્રભાતે જાગીને મલ્હારરાવ દાદાભાઇને એમ કહી દે: "દાદાભાઇ શેઠ, તમારી દીવાનગીરીમાં હું એક અગત્યનો પાઠ શીખ્યો છું, અને તે એ કે સરખેસરખા વચ્ચે જ મેળ મળે છે. તમે પૃથ્વી પર સ્વર્ગ ઉતારવા માટે ઊંચે ને ઊંચે ઊડો છો, અને હું પાછળ પડી જાઉ છું. માટે, મને આ દુષ્ટ દુનિયામાં જ રહેવા દો. મને મારા સાળા નાનાસાહેબ જેવો દીવાન પરવડશે. તમે તમારા સ્વર્ગ તરફ ઊડયા કરો !"

દાદાભાઇ આવા પ્રસંગ માટે તૈયાર હતા ? મહારાજાની મરજી અથવા બ્રિટિશ સરકારના ફરમાનથી ઘણા દીવાનોને વડોદરામાં નાળિયેર મળ્યું હતું. દાદાભાઇ આ બધું જાણતા હતા; પણ સૌથી અગત્યનો વિચાર વડોદરામાં સુરાજ્ય સ્થાપવાનો હતો. આ દિશામાં તેમનાથી થઇ શકે તે કરી બતાવવાનું તેમને આમંત્રણ થયું હતું. તેમને મહારાજાના વિશ્વાસ અને સહકારની જ જરૂર હતી. જો મહારાજાનો વિશ્વાસ અને સહકાર મળે તો વડોદરાની રૈયતનું બને તેટલું કલ્યાણ કરવું અને જે પળે મહારાજાનો વિશ્વાસ ઊડી જાય તે પળે વડોદરાનો ત્યાગ કરવો. આવો નિશ્ચય કરી દાદાભાઇ વડોદરા જવા રવાના થયા.



## પ્રકરણ ૧૩ મું.

### કાંટાળો તાજ

૧૮૭૩ ની આખરીએ દાદાભાઇ વડોદરા રાજ્યનાં દફતરો અને સરકારી કાગળોના ઢગલામાં દટાઇ ગયેલા નજરે પડે છે. દરેક સવાલના ભૂતકાળમાં ઊતરીને બધી વિગતોનાં તાંતણા ભેગા કરવા, ચાલુ બનાવોની માહિતી રાખવી, રાજકારભારની નવેસરથી રચના કરવી, અને ભવિષ્ય માટે યોજનાઓ ઘડવી, આ કામ એક માણસને સવારથી મધરાત સુધી રોકી રાખવા માટે પૂરતું હતું. પણ મહારાજાની આસપાસ વીંટળાઇ વળેલા ખટપટી ખુશામતખોરોનાં કાવતરાં અને રેસીડન્ટ તરફથી માંગવામાં આવતા ચિત્રવિચિત્ર અને ખીજવાટ ઉપજાવનારા ખુલાસાઓથી થતી ચિન્તા અને વિટંબણા આગળ સરકારી કામનો બોજો કંઇ વિસાતમાં નહોતો. રેસીડન્સીના વિઘ્નસંતોષી માણસો રાજ્યના અમલદારોની સત્તાની અવગણના કરી રેસીડન્ટ પર બારોબાર અરજીઓ મોકલવા લાગ્યા, અને રેસીડન્ટ બધી જાતની નજીવી ફરિયાદો અને અરજીઓ દીવાન પર તપાસ કરવા માટે મોકલી આપતો. દાદાભાઇ જેવા મહારથી માટે પણ આ બોજો વધારે પડતો હતો. સરકારી કામનો બોજો એટલો બધો વધી ગયો કે દાદાભાઇને દિવસના ચોવીસ કલાકમાં સોળ કલાક કામ કરવું પડતું.

નવ દાયકાનું આયુષ્ય ભોગવનાર દાદાભાઈ, પોતાના આરોગ્ય તરફ બેદરકાર હતા એમ કહી શકાય તેમ નથી. શરીર અને મનને નીરોગી રાખવા માટે દરેક માણસે આઠ કલાક ઊંઘ લેવી જોઈએ એવો તેમનો નિયમ હતો. પણ બે વાર ભોજન લેવા અને રોજનું કામકાજ કરવા ઉપરાંત ઊંઘવા માટેનો સમય ક્યાંથી લાવવો? કોઈ વાર તે એક કલાક ઓછું કામ કરતા. સવારના પહોરમાં સ્નાન

કરી તે ઝડપથી પરવારી જતા. નાસ્તો શું છે તે. તે સમજતા જ નહિ. બપોરે ત્રણચાર મિનિટમાં જમી લેતા. દાદાભાઈના પ્રિય મદદનીશ હોરમસજી અરદેસર વાડિયાએ આ લેખકને કહ્યું હતું કે મોટે ભાગે દાદાભાઇ બપોરે ત્રણચાર કાચાં ઈંડાં ઊભા ઊભા જ ગળી જતા, અને પછી તરત પાછા કામે લાગતા

દાદાભાઈ રાજ્યનું કલ્યાણ કરવા માટે બનતું કરવાને આતુર હોવાથી, તેમણે પોતાના મદદનીશ તરીકે લાયક અને કુશળ માણસોને મેળવવા માટે ખંતીલી કોશિશ કરી હતી. દાદાભાઇ કેવા બુદ્ધિશાળી જુવાનોને રાજ્યની નોકરીમાં રાખવા માગતા હતા, તે સોરાબજી શાપુરજી બંગાલીના નીચલા પત્ર પરથી (તા. ૧૨ મી જાન્યુઆરી ૧૮૭૪) જણાશે.

> તમે મંડળીક, રાનાડે, અને નાના મોરોજી સાથે પત્રવહેવાર શરૂ કર્યો છે તે જાણીને મને આનંદ થયો છે. જો તમારી પાસે આવા માણસો હોય, તો મારી ખાત્રી છે કે એક વર્ષમાં વડોદરાનો વહીવટ બીજાઓ માટે નકલ કરવાજોગ બની જશે, અને એક સ્વદેશી કેળવાયેલી સરકાર કેટલું બધું કલ્યાણ કરવાને શક્તિમાન છે તે પૂરવાર થશે. હું ઇચ્છું છું કે તમે ઉપર જણાવેલા દરેક ગૃહસ્થને તમારી વતી મળવાની મને ફરમાસ કરો કે જેથી જાહેર સેવા અર્થે તમારી માગણી મંજૂર રાખવાનો હું દરેકને આગ્રહ કરી શકું.

આ ત્રણમાંનો કોઇ પણ તે વખતે વડોદરાના તોફાની દરિયામાં પડવાને તૈયાર નહોતો, છતાં દાદાભાઈ ઘણા ચુનંદા મદદનીશો મેળવી શકયા. તેમણે બાળ મંગેશને સરન્યાયાધીશ નીમ્યા, કાજી શાહબુદીનને મહેસૂલખાતું સોંપ્યું, અને હોરમસજી અરદેસર વાડિયાને શહેરના માજીસ્ટ્રેટ બનાવી પોલીસ અને ફોજદારીખાતું તેમની હસ્તક મૂકયું. વાડિયાએ દીવાન સાહેબના અંગત મદદનીશનું કામ પણ બજાવ્યું હતું, અને તે દાદાભાઇના જમણા હાથ સમાન થઇ પડયા હતા.

રાજ્યવહીવટ સુધારવાની તીવ્ર તમન્નાથી દાદાભાઇએ પોતાના કામનો આરંભ કરી દીધો, પણ અમાત્યની ગાદી પર તેમને

વિધિસર બેસાડવા પહેલાં ઘણા મહિના પસાર થઇ ગયા. તા. ૨૩-મી ડિસેમ્બર ૧૮૭૩ ને દિને મહારાજાએ એક યાદી રવાના કરીને રેસીડન્સીને ખબર આપી હતી કે દાદાભાઇએ દીવાનપદનો અખત્યાર લીધો હતો. આ યાદી મુંબઇની સરકાર પર રવાના કરતાં રેસીડન્ટે અભિપ્રાય દર્શાવ્યો કે ૧૮૭૨ ની સાલથી વડોદરા રાજ્ય સાથેનો દાદાભાઇનો સંબંધ અને “બ્રિટીશ સરકાર તરફની તેમની અડગ વલણ” ધ્યાનમાં લેતાં દીવાન તરીકેની તેમની નિમણુંકને મંજૂર રાખીને અને તેમ કરીને “રાજ્યમાં સુધારા કરવાનું તેમની ગજા ઉપરાંતનું કામ કરવા માટે મહારાજાએ તેમની અને તેમના પક્ષની કરેલી પસંદગીને મંજૂર રાખીને” સરકાર પોતાને માથે ગંભીર જોખમદારી વહોરી લેશે.

રેસીડન્ટની આવી વલણને લીધે દાદાભાઇના દીવાનપદને મંજૂરી મળવામાં વિલંબ થયો. આ વિલંબનો લાભ લઇ કાવતરાબાજ દરબારીઓએ એવી વાત ફેલાવી કે સરકાર દાદાભાઈની નિમણુક બહાલ રાખવાની નથી. આ અફવાની રાજ્યના નોકરો ઉપર ઘણી જ ખરાબ અસર થઈ. આવી રીતે પાંગળા બનેલા દાદાભાઇ રાજ્યના ખાઇબદેલા નોકરો પર શી રીતે કાબૂ રાખી શકે ? જેઓએ ગાયકવાડ દરબારને નાલેશી લગાડી હતી, તેઓને દૂર કરીને દાદાભાઈ શી રીતે નવા રાજવહીવટની શરૂઆત કરી શકે ? મહારાજા પોતે પણ ડગમગવા લાગ્યા, અને દાદાભાઇ માટે કંઇ પણ ઉપયોગી કામ કરવાનું અશક્ય થઈ પડ્યું.

બ્રિટિશ સરકાર અને વડોદરા દરબાર વચ્ચેના કરારની રૂએ બ્રિટિશ સરકાર સાથે મંત્રણા ચલાવીને પોતાનો દીવાન પસંદ કરવાની ગાયકવાડને સત્તા હતી. પણ ચક્રવર્તી સરકારને અગાઉથી પૂછ્યા વિના જ ગાયકવાડ દીવાનોની નિમણુક કરતા આવ્યા હતા અને સરકારે કદી પોતાની ખાસ સત્તા વાપરી નહોતી. હવે જ્યારે દાદાભાઇ જેવા ઉચ્ચ સિદ્ધાંતવાળા ચારિત્ર્યશીલ દીવાનની પસંદગી

કરવામાં આવી ત્યારે મુંબઈની સરકાર તેમની નિમણૂકને બહાલી આપવાની આનાકાની કરતી જણાઇ.

એક ઉચ્ચ સિદ્ધાંતવાળો માણસ મલ્હારરાવ જેવાના રાજ્યની નોકરી કરવાનું કેમ કબૂલ કરી શકે તે કર્નલ ફ્રાયર સમજી શકયો નહિ; તે તો એમ જ સમજતો હતો કે સત્તા અને દરજ્જાની લાલચથી દાદાભાઇ દીવાન થવા તૈયાર થયા હતા. દીવાનપદની લગામ હાથમાં લેતી વખતે દાદાભાઇએ મહારાજાને કહ્યું હતું: "હું લક્ષ્મી અથવા કીર્તિ માટે તમારી નોકરી સ્વીકારતો નથી. તમારા માયાળુ સહકારથી મારી મહત્ત્વાકાંક્ષા તમારા રાજવહીવટમાં સુધારો કરવાની છે. જ્યાંસુધી તમે મારા પર વિશ્વાસ રાખશો, અને મને એમ લાગશે કે હું ઉપયોગી છું ત્યાં સુધી મારી સઘળી શકિત આપ નામદારની સેવામાં હાજર કરીશ; પણ જે પળે મને એમ લાગશે કે હું ઉપયોગી રહ્યો નથી, અથવા આપણી વચ્ચે વિશ્વાસ નથી તે જ પળે હું વિદાય થઇ જઇશ."

આ વાતચીત વખતે અથવા તે પછી થોડેક વખતે વાડિયા અને દાદાભાઇ વચ્ચે થયેલી વાતચીત પ્રસંગે જો કર્નલ ફ્રાયર હાજર હોત તો રેસીડન્ટ સાથેના દાદાભાઇના સંબંધ તથા કર્નલ ફ્રાયરની કારકિર્દીના કરુણ અંતનો ઇતિહાસ જુદી જ રીતે લખાયો હોત. દરબારી રિવાજ અનુસાર વાડિયા પોતાનો એેદ્દો સંભાળી લે, તે પહેલાં તેને મહારાજાને નઝર એનાયત કરવાની હતી. મલ્હારરાવને પહેલી વાર જોતાં વાડિયાને પણ કર્નલ ફ્રાયરની પેઠે જ, એવા વિચાર આવ્યા કે દાદાભાઇ આ માણસની નોકરી કરવા કેમ તૈયાર થયા હશે? રાજા અને તેના દીવાન વચ્ચે કેટલો બધો તફાવત! દેખાવમાં મલ્હારરાવ રાજવંશી જણાતો જ નહોતો. તે બટકો, તેજ વિનાનો, અસ્થિર આંખો અને સખ્ત ચહેરા-વાળો માણસ હતો. તેના બે ઓઠની વચ્ચેથી તેના કાળા દાંત દેખાતા હતા. ટૂંકમાં, મહારાજા અશિક્ષિત અને અસંસ્કારી હતા.

અને દાદાભાઈ! મલ્હારરાવ સાથે તેમને સરખાવતાં સહુ કોઈને એમ ન થતું કે કયાં રાજા ભોજ અને કયાં ગાંગો તેલી?

દાદાભાઈ વાઢિયાના મનના વિચાર સમજી ગયા. નઝરની વિધિ પૂરી થયા પછી તેમણે ધીમા સ્વરે કહ્યું: "તમારા ચહેરા પરથી મને લાગે છે કે તમને મહારાજાનો દેખાવ ગમ્યો નથી."

"આપણે કેવા માણસની નોકરી કરવાની!" પોતાના સરદારને માઠું લાગશે એવી લાગણીનો ભય પામવા છતાં તે જુવાન બેરીસ્ટરે પોતાના દિલનો ઊભરો ખાલી કર્યો.

"પણ હોમી!" તે જુવાનના ખભા પર હાથ મૂકી દાદાભાઈ બોલ્યા "આપણે આ માણસની નોકરી કરવા આવ્યા નથી, પણ સિધ્ધાંતની સેવા કરવા આવ્યા છીએ."

રેસીડન્ટ શરૂઆતથી જ દાદાભાઈની વિરુધ્ધ થઈ ગયો હતો, અને દસ મહિના પછી તેને પાછો બોલાવી લેવામાં આવ્યો ત્યાં સુધી તે વિરુદ્ધ જ રહ્યો. મલ્હારરાવના ખુશામતિયાઓ અને આગલા રાજાના વખતના માણસો, જેઓને નોકરી પરથી કાઢી મૂકવામાં આવ્યા હતા, અને જેઓ મહારાજાના વેરથી ડરીને રેસીડન્સીમાં આશરો લઈ પડયા હતા તેઓ પણ નવા દીવાનના વિરોધી હતા.

આ રીતે ચારે બાજુના વિરોધ સાથે દાદાભાઈની દીવાનગીરી શરૂ થઈ. રેસીડન્ટની છાવણીમાંના વિઘ્નસંતોષીઓ પ્રજાને અસંતોષી બનાવવા લાગ્યા, અને નવા દીવાનના અમલમાં પોતાના હોદ્દા ગુમાવી બેસવાની ધાસ્તી રાખનારા દરબારીઓ આ કાવતરા-બાજોના હાથમાં સહેલાઈથી રમી ગયા. દીવાનની નિમણૂકને હજી મંજૂરી મલી નહોતી, એટલે આ દરબારી કાવતરાંખોરોની ટોળી એમ સમજી કે હજી દીવાનને નસાડી મૂકવાની તક છે. આ હેતુ પાર પાડવાનો સહેલામાં સહેલો રસ્તો મહારાજાના કાન ભંભેરવાનો અને તેની દુષ્ટ વાસનાઓ સંતોષવાનો હતો. આ કાવતરાંબાજોની

જાળમાં મલ્હારરાવ ફસી પડયા, અને તેને પણ દીવાનની પસંદગીની યોગ્યતા વિષે શંકા ઉત્પન્ન થઈ. આ રીતે મલ્હારરાવ નીચે ને નીચે અંધારી ખાઈમાં ગબડતો જ ગયો.

દાદાભાઈની તાકાતની આ ભયંકર કસોટી હતી. રાજવહીવટનું સખ્ત વૈતરું કરવા ઉપરાંત તેમને તેમની સત્તા ઢીલી કરનારા કાવતરાંબાજોના ચાલુ પ્રપંચોની સામે સાવધાની રાખવાની હતી. દરમિયાન મુંબઈમાં વડોદરા રાજ્યના અંધેર વહીવટની તપાસ કરનારું કમિશન જુબાની નોંધતું હતું. જાહેરમાં આવેલા સંજોગો પર પુખ્ત વિચાર કરીને કમિશને રિપોર્ટ કર્યો. કમિશને અભિપ્રાય આપ્યો કે "મલ્હારરાવનો અમલ ઘણો આપખુદ હતો, અને કેટલાક દાખલાઓમાં ઘણો અન્યાયી તથા મહારાજાના રાજઅમલને નાલેશી લગાડનારો અને આબરૂદાર અને પ્રતિષ્ઠિત વર્ગના મોટા ભાગમાં અવિશ્વાસ અને ભય પેદા કરનાર હતો." આવા દાખલાઓમાં મરહૂમ ગાયકવાડનાં સગાંઓ સાથેના ગેરવર્તન, સરદારો અને સીલ્લેદારોના સાલિયાણામાં થયેલા આપખુદ ઘટાડા, મિલ્કતોની જપ્તી, અને રાજમહેલમાં ગુલામી કરવા માટે બળાત્કારે પકડેલી સ્ત્રીઓના દાખલા ટાંકવામાં આવ્યા હતા.

> કમિશને જણાવ્યું હતું: "અમને આ વાત જરૂરી લાગે છે કે વડોદરા રાજ્યના દીવાનની પસંદગી કરતી વખતે તેનો કારોબારી અનુભવ, અને અંગત તથા બીજી ખાસ લાયકાતો ધ્યાનમાં લેવી. તે પોતાના અગત્યના ઓદ્ધાની ફરજો બાહોશીથી અને સંતોષકારક રીતે અદા કરી શકે તે માટે તેને રેસીડન્ટ તરફથી જરૂર ટેકો મળવો જોઈએ, અને બ્રિટિશ સરકારના ખાસ હુકમ વિના દીવાનને ઓદ્ધા પરથી દૂર કરવો નહિ જોઈએ. અમે વધુમાં એવો અભિપ્રાય આપીએ છીએ, કે જો જરૂર પડે તો મહારાજા અને દીવાનની વચ્ચેના મતભેદ પ્રસંગે વચ્ચે પડવાની રેસીડન્ટને થોડોક વખત ખાસ સત્તા આપવી જોઈએ."

કમિશનના નિર્ણયો સાથે સંમત થઈને મુંબઈ સરકારે હિન્દી સરકારને ખબર આપી કે ગાયકવાડે દાદાભાઈ નવરોજીને

પોતાના દીવાન તરીકે પસંદ કર્યા છે, હિન્દ અને ઈંગ્લાંડમાં ઘણા જણ તેમને માન આપે છે, અને તેઓ રાજતંત્ર સુધારવા માટે પોતાથી બનતું બધું કરી છૂટશે તે વિષે કંઇ શક નથી. પણ મહારાજા જે ગોઠવણ કરવા માગે છે તે ઘણી ખરાબ છે. મલ્હારરાવ આગલા દીવાન અને પોતાના સાળાને પોતાનો પ્રતિનિધિ બનાવવા માગે છે, અને રાજ્યનાં ચાર મુખ્ય ખાતાંઓના નવા વડાઓ સાથે આગલા પ્રધાનોને પણ રાખવા માગે છે. મુંબઇ સરકારે વિશેષમાં જણાવ્યું કે "ગાયકવાડ અને તેના મદદનીશો, મિ૰ દાદાભાઈની કીર્તિ પાછળ આશરો લેવાને શક્તિમાન થશે, અને દાદાભાઇ રાજ્યના અંધેરમાં કંઇ પણ સુધારા કરવાને લાચાર થઇ પડશે." મુંબઇ સરકારે આ કારણ સર એવી આશા દર્શાવી હતી કે હિન્દી સરકાર ગાયકવાડના દીવાન તરીકે કોઇ યોગ્ય માણસની ભલામણ કરવાની તેને સત્તા આપશે.

મહારાજાની તાકીદની વિનંતીને માન આપીને તેમના પર એપ્રિલ મહિનાની શરૂઆતમાં કમિશનના રિપોર્ટની એક નકલ નવસારી ખાતે રવાના કરવામાં આવી હતી. મલ્હારરાવની મંજૂરીથી દાદાભાઇએ ઘડેલા જવાબમાં જણાવવામાં આવ્યું હતું કે વાઈસરોય ગાયકવાડને "મિત્રભાવિ સલાહ" આપવાના હોવાથી પોતાના વિચારો રજુ કરવા પહેલાં તે નામદાર વાઇસરોયની સલાહની રાહ જોશે. રાજવંશી સહીસિક્કા સાથે આ જવાબ બીજે દિને સવારે મલ્હાર-રાવનો માનીતો દરબારી, કર્નલ ફાયર સમક્ષ લઈ ગયો. આ જવાબ કર્નલની જાણ માટે મોકલવામાં આવ્યો હતો, પણ તે વાંચતાં જ તે લાલપીળો થઇ ગયો, અને કાગળ ફેંકી દઇ બોલ્યો, "આ જવાબ નથી. પોતાના હોદ્દાને સલામત બનાવવા અને જુના દરબારીઓને રવડાવી મારવાની દાદાભાઈની આ ચાલબાજી છે. રિપોર્ટનો સંપૂર્ણ જવાબ એકદમ મોકલી આપો"

જવાબ પાછો લઇ જવામાં આવ્યો. દરબારીઓએ રેસીડન્ટની સલાહ મુજબ તાકીદે સંપૂર્ણ બચાવ રજૂ કરવાની સલાહ આપી.

દાદાભાઈ અને વાડિયાએ મક્કમતાથી ના પાડી; પણ તેઓ એકલા પડી ગયા. બન્નેએ રેકર્ડો તપાસીને મહારાજાની તરફેણમાં જતા એકએક પુરાવા ભેગા કરવા માટે અનેક રાતના ઉજાગરા કર્યા હતા, પણ તેઓને મહારાજાના બચાવમાં પ્રમાણિકપણે રજૂ કરી શકાય એવું કંઈપણ મળ્યું નહિ. આમ હોવા છતાં વાડિયા જેવા ધારાશાસ્ત્રી મહારાજાનો બચાવ કરવા તૈયાર થાત, પણ દાદાભાઈએ કહ્યું, "આપણે મહારાજાના ભૂતકાળનો બચાવ કરવા અહીં આવ્યા નથી, આપણે તો વર્તમાન અને ભવિષ્ય જોવાનું છે." મલ્હારરાવ એમ માનતો હતો કે ભૂતકાળનાં કામો વાજબી ઠરાવવા પર તેના ભાવિનો આધાર હતો.

"મહારાજ," દાદાભાઈએ કહ્યું: "જો કે રિપોર્ટમાંની કેટલીક હકીકતોનું ખંડન થઇ શકે તેમ છે, છતાં ભૂતકાળમાં જે બની ગયું છે તે વાજબી ઠરાવવાની તમારી કોશિશ આત્મઘાતક નીવડશે."

આ વખતે મહારાજાનું મગજ ઠેકાણે હતું. તેણે વાડિઆ અને દાદાભાઇને આ વિષય ઉપર વધુ વિચાર કરવા કહ્યું. તેની ઇચ્છાને અનુકૂળ થવા માટે એક નવો જવાબ ઘડી કાઢવામાં આવ્યો. તેમાં જણાવવામાં આવ્યું કે કમિશને જે આક્ષેપો કર્યા છે તેનો જેમ બને તેમ જલદીથી જવાબ આપવા મહારાજા અને તેનો માજી દીવાન કુદરતી રીતે ઇચ્છા રાખે છે, અને તેથી કમિશનના નિર્ણયોની ચર્ચા કરવાનું મહારાજા મુલતવી રાખે છે. આ જવાબની સોનેરી પત્ર પર નકલ કરવામાં આવી, અને તે પર મલ્હારરાવ સહી કરવા જતો હતો, તેટલામાં ખુશામતી દરબારીઓ વચ્ચે પડયા, અને તેને સહી કરતો અટકાવ્યો. મહારાજાએ દાદાભાઇ તરફ જોઈ. તેમને પોતાનો બચાવ કરવા દેવા માટે કાલાવાલા કર્યા. દાદાભાઇએ પોતાનો આગલો નિર્ણય ફરીથી રજૂ કર્યો. પણ "બચાવ પક્ષ" ફાવી ગયો. વાઇસરોય પર એક પત્ર લખી જણાવવામાં આવ્યું કે મહારાજા કમિશનના આક્ષેપોનો રદિયો તૈયાર કરે છે. આ પત્ર પર આધાર રાખી રેસીડન્ટે પાછળથી એવો

આક્ષેપ કર્યો હતો કે દીવાને મહારાજાને બચાવ કરવા ઉશ્કેર્યા હતા. ઘણા વખત પછી બ્લુ બૂકસમાંના પત્રોમાં દાદાભાઈએ આ આક્ષેપ જોયો ત્યારે તેમણે કહ્યું હતું કે "ચોર કોટવાલને દંડે તે એનું નામ !"

હવે દીવાન બચાવનામું તૈયાર કરશે એવી મલ્હારરાવે આશા રાખી હતી, પણ તરત જ તેની ભ્રમણા ભાગી ગઈ દાદાભાઈ પોતાના નિશ્ચયમાં અડગ રહ્યા.

"તમે શો જવાબ મોકલવા માંગો છો ?" મલ્હારરાવે પૂછ્યું.

"હું એવો જવાબ મોકલવા માગું છું," દાદાભાઈએ જવાબ આપતા કહ્યું, "કે ભૂતકાળ ખોદવાથી કંઇ સાર નીકળવાનો નથી એમ અમે માનીએ છીએ. પણ તમે તમારા દીવાનની સહાયથી એક બે વર્ષમાં મામલો સુધારવાની આશા રાખો છો. હું એમ પણ ઉમેરી શકું કે તમે ભવિષ્ય માટે સારા રાજવહીવટની ખાત્રી આપવાને તૈયાર છો, અને તમારૂં વચન પાળવાની એક તક આપવામાં આવશે એવી તમે આશા રાખો છો."

"એનો અર્થ એ કે હું કમિશનનો નિર્ણય સ્વીકારી લઉં છું"

"નહિ, એમ માનવાની કંઇ જરૂર નથી. હું તો ચોકકસ વાત કબૂલવા પણ માગું છું; છતાં તમો નામદારને કંઇ પણ કબૂલવાનું કહેતો નથી. તમે મારી સલાહ માનશો તો એનો અર્થ એ થશે કે તમે કમિશનના નિર્ણયને કબૂલ રાખતા નથી, તેમ તે ખોટો છે એમ પણ કહેતા નથી. તમે ફક્ત આ સવાલની ચર્ચા નકામી ગણોછો, અને કંઈ પણ કબૂલ્યા વિના ભવિષ્યમાં રાજવહીવટ સુધારવાની તત્પરતા બતાવો છો."

મહારાજા હજી ન સમજ્યો. દાદાભાઈ હજી પણ અડગજ રહ્યા. તેમણે પોતાની "દોરડી" અટકની ફરીથી યાદ આપી જણાવ્યું કે "દોરડી બળે પણ વળ ન છૂટે !"

મહારાજા ગુસ્સામાં ને ગુસ્સામાં ચાલ્યા ગયા. દિવસો સુધી દરબારમાંથી કંઈ જવાબ ગયો નહિ. ઘણા દિવસો વહી જવાથી રેસીડન્ટને મહારાજાને ઉશ્કેરવાની તક મળી. તેણે મહારાજાને દીવાન સાથે મક્કમ હાથે કામ લેવાની સલાહ આપી જણાવ્યું કે દીવાન નોકર છે—મહારાજા માલિક છે. નોકરે માલિકની ઈચ્છા પ્રમાણે વર્તવું જોઈએ મલ્હારરાવ પોતાનું ધાર્યું કરાવવા માટે કાકલૂદી કરવા લાગ્યા. દાદાભાઈએ કહ્યું, "જ્યાં સુધી હું દીવાન છું, ત્યાંસુધી મહારાજાની ઈચ્છા પ્રમાણેનો જવાબ મારી કચેરીમાંથી રવાના થશે નહિ. મારે માટે એક રસ્તો છે ને તે રાજીનામું આપવાનો; જો તમને ગમતું હોય તો જેમ હું તમારા હુકમને માન આપી આવ્યો હતો તેજ પ્રમાણે અહીંથી ચાલ્યો જવાને તૈયાર છું."

મૂંઝાયલા મહારાજા, આવી પરિસ્થિતિ માટે તૈયાર ન હતા. બન્ને કંઈ પણ સમાધાની પર આવ્યા વિના છૂટા પડયા. આવી તકરારોથી દાદાભાઈની તબિયત લથડી, અને તેઓ તાવથી પટકાઈ પડયા. આ માર્ગભૂલ્યા રાજાનું શું થશે તેની ચિંતા જ તેમની માંદગી માટે કારણભુત હતી. સરકાર મલ્હારરાવને પોતાનું ઘર વ્યવસ્થિત કરવાની એક પણ તક આપશે કે ? આ તેમની રાત દિવસની ચિંતા અને માંદગીની વાત મુંબઈમાં તેમના મિત્રોના કાને ગઈ. તે પરથી ખરસેદજી નસરવાનજી કામાએ લખ્યું, "એવી ખબર મળી છે કે હદબહારના કામને લીધે તમારી તબિયત લથડી ગઈ છે. તમે સમજુ છો. તમને સલાહની જરૂર નથી. પણ હું તમને કહેવાની જરૂર જોઉં છું, કે મહેરબાની કરી તમારી તબિયતની સંભાળ લેજો."

બપોરે બાર વાગ્યાનો સમય હતો. મહારાજાની રાજવંશી ગાડી દાદાભાઈના મકાન આગળ આવીને ઊભી રહી. આ વખતે જમીને ગાયકવાડ સૂર્યના તાપમાં ફરવા જતા હતા. વાડિયા તરત તેમની પાસે ગયા.

"દાદાભાઈ ક્યાં છે?"

"તેઓ હમણાં આવે છે, પાઘડી લેવા ગયા છે."

"મારે તેમનું કામ છે." મલ્હારરાવે કહ્યું, "તમે પણ સાથે આવો."

થોડે દૂર ગયા પછી મલ્હારરાવે કહ્યું: "મેં તમારી સલાહ પર પુખ્ત વિચાર કર્યો છે. હું તમો કહો છો તેવો જવાબ સરકાર પર મોકલવા માગું છું; તરત જવાબ લખી નાખો, અને આપણે વડોદરા જઈએ કે તરત જવાબ મોકલી શકાય એવો બંદોબસ્ત કરો. બીજાઓને ખબર પડે તે પહેલાં જવાબ મોકલી દેવાની કાળજી રાખવાની છે."

દાદાભાઈ હર્ષિત થયા. આ એક એવો પ્રસંગ હતો કે જ્યારે મલ્હારરાવનું માથું તેના ધડ પર હતું!

જવાબ ઘડી કાઢવામાં આવ્યો. દરબારીઓ અને સરદારોને આ વાતની ગંધ પણ ન જાય તે માટે તેઓને વડોદરા મોકલી દેવામાં આવ્યા હતા. મહારાજા દાદાભાઈ અને વાડિયા સાથે બે દિવસ પછી રાજધાનીમાં ગયા. રાબેતા મુજબ દરબાર ભરાયો. કામ પૂરું થયા પછી મહારાજાએ દાદાભાઈના કાનમાં કહ્યું: કાગળો તૈયાર છે કે?"

વાડિયાએ કાગળ રજૂ કર્યો. મલ્હારરાવે ઉતાવળે તે ઉપર સહી કરી, અને ધ્રૂજતા હાથે તે હજૂરિયાને આપી તુરત રેસીડન્સીમાં પહોંચાડવાનો હુકમ કર્યો. તે પછી શિકારીના હાથમાં સપડાયલા હરણની પેઠે તે પોતાના ખાનગી ઓરડામાં ચાલ્યા ગયા, અને બારણાં બંધ કરી અંદર ભરાઈ બેઠા.

જવાબ મળતાં જ રેસીડન્ટ સળગી ગયો, આખરે દાદાભાઈએ પોતાનું જ ધાર્યું કર્યું. આ અને એવા બીજા બનાવોથી રેસીડન્ટનો દાદાભાઈ પરનો ખાર વધતો જ રહ્યો.

લક્ષ્મીબાઈ નામની એક પરણેલી સુંદરી પર પાગલ બનીને મલ્હારરાવ તેને પોતાના જનાનામાં લઈ ગયા. તે નવસારીમાં હતા

ત્યારે અચાનક તેમણે લક્ષ્મીબાઇ સાથે લગ્ન કરવાનો વિચાર કર્યો, અને હિન્દુ વિધિ પ્રમાણે લગ્ન કરી નાખ્યાં. આ પ્રસંગની ખુશાલીમાં દરબાર ભરાયો. કર્નલ ફ્રાયરે લગ્ન પ્રસંગે હાજર રહેવાના આમંત્રણનો ઇન્કાર કરી જણાવ્યું કે તેને આ લગ્ન મંજૂર નહોતાં. દેખીતી રીતે તે મુંબઈ સરકારના ફરમાન મુજબ વર્તતો હતો, પણ તેના સંદેશાએ દરબારમાં સનસનાટી ફેલાવી દીધી. મહારાજા તરફથી સરકાર પર વિરોધ દર્શાવનારો પત્ર રવાના થયો.

ગાયકવાડના કુટુંબના એક દંપતી વચ્ચેની તકરારથી આગમાં તેલ હોમાયું. તેનો પતિ કે જે એક મોટો સરદાર હતો તેના ગેરવર્તનથી આ રાજવંશી રમણીનું સ્વમાન ઘવાયું, અને તે ધણીનું ઘર છોડી મોતીબાગમાં રહેવા ચાલી ગઇ. સરદારે તેને બળજબરીથી પોતાને ઘેર લઇ જવાની ધમકી આપી. રાજમહેલ પર આરબો ચોકી કરતા હતા, પણ એવી અફવા ઊડી હતી કે સરદાર રેસીડન્ટના ટેકાથી મહેલ પર હુમલો કરી પોતાની પત્નીને ઉપાડી જનાર હતો. મોતીબાગમાં લોહી રેડાવાનો દરેક સંભવ હતો, અને દીવાન માટે આવી સ્થિતિ ઘણી મૂંઝવણભરી થઇ પડી હતી. દાદાભાઇએ વાડિયાને પેલી બાઇને સમજાવવા મોકલ્યા, પણ કંઇ વળ્યું નહિ. દાદાભાઇની ધારણા કરતાં તે વધારે હઠીલી હતી. તેણે વાડિયાને કહ્યું: “હું ગાયકવાડી રાજવંશી નબીરી છું. મારું અપમાન કરનાર મારો ધણી હોય તો પણ તે હું સાંખી લેવાની નથી.” મોતીબાગ પર તરત જ હુમલો થાય, અને પરિણામે અનેકના જાન જાય એવો ઘાટ હતો. હવે રેસીડન્ટ અને દીવાન વચ્ચે મારામારી થશે એવી લોકોમાં વાત થવા લાગી. દાદાભાઈ સીધા કર્નલ ફ્રાયર પાસે ગયા અને તેણે સરદારને મદદ કરવા માણસો આપ્યા હતા એ વાત ખરી હતી કે નહિ તે જાણવા માગ્યું.

“હા.” કર્નલ બરાડયો.

“મહેરબાની કરી એક કામ કરો.” દાદાભાઇએ કહ્યું. “તેઓને એક દિવસ થોભી જવા કહો. હું આવતી કાલે સમાધાની કરાવવાની આશા રાખું છું.”

રેસીડન્ટ આ અરજનો ઇન્કાર કરી શક્યો નહિ. દાદાભાઇ મલ્હારરાવ પાસે રાજકુંવરીને દરબાર તરફથી મળતું સાલિયાણું બંધ કરવાની ધમકી આપીને, તેના ધણીને ત્યાં મોકલવાની સલાહ આપવા ગયા. મહારાજા ઊંઘી ગયા હતા. પોતાની સત્તાથી દાદાભાઇએ મલ્હારરાવની મહોર વાપરી. કૉબ્ડન કહી ગયો છે તેમ જ્યાં તર્કશાસ્ત્ર ખપ લાગતું નથી ત્યાં પૈસા પરની તરાપ તરત કામ કરે છે. પેલી રાજવંશી રમણીના સાલિયાણા પર તરાપ આવતાંજ તેનો લડાયક જુસ્સો મરી ગયો, અને તે ગુપચૂપ પોતાના ધણીને ત્યાં ચાલી ગઈ. જ્યારે પોતાની મંજૂરી વિના દીવાને પોતાની મહોર વાપરવાની મલ્હારરાવને ખબર પડી ત્યારે તે નાખુશ થયો.

"મહારાજ," વાડિયા તે વખતે ત્યાં હાજર હતો તેણે કહ્યું: "જો દાદાભાઈ તમારી મંજૂરી માટે થોભ્યા હોત તો એવી આફત આવત કે જેથી તમારું સિંહાસન ડોલી જાત."

એક પછી એક તકરાર વધતી ગઈ. ફરિયાદ પર ફરિયાદ થવા લાગી. કાવતરાંઓનો પાર રહ્યો નહિ. દાદાભાઈની દીવાનગીરીના પહેલા સાત મહિનાનો આવો હાલ હતો, અને હજી તેમની દીવાનગીરી મંજૂર થઇ ન હતી. મહારાજાનું ભાગ્ય પણ ત્રાજવામાં તોલાતું હતું. નવું જીવન શરૂ કરવાનું વચન આપનારી છેલ્લી યાદીનો સરકાર તરફથી કંઇ જવાબ મળ્યો ન હતો. વિરોધીઓને તેથી ફાવતું મળી ગયું હતું, અને તેઓનું ઝેરી પ્રચારકાર્ય વેગ પકડતું હતું. રાજખટપટમાં પાવરધા થયેલા આ માણસો દીવાનને કચડવામાં બાકી રાખતા ન હતા. દરેક સુધારા સામે તેઓના પ્રપંચો ચાલુ જ હતા. દાદાભાઈના મનમાં રાજવહીવટને સુધારવાની અનેક યોજનાઓ રમી રહી હતી, પણ વડોદરા રાજ્યમાં તે વખતે અંગ્રેજોન્મુખ અને રૌન્તાગેન્મુખ વચ્ચે તુમુલ યુદ્ધ ચાલતું હતું. જ્યાં સુધી આ લડાઇનો અંત ન આવે ત્યાં સુધી દીવાનથી કંઇ પ્રગતિ કરી

શકાય તેમ નહોતું. છતાં દાદાભાઈ અને તેમના સાથીઓ રાજવહીવટ સુધારવા માટે બનતું કરવામાં કદી પણ પાછા પડયા નહોતા.

ધીમેધીમે પણ સ્પષ્ટપણે નવા રાજય અમલના લાભ માલૂમ પડવા લાગ્યા. જુદાં જુદાં ખાતાંઓની પુનઃરચના કરવામાં આવી. નવી પદ્ધતિઓ અમલમાં મૂકવામાં આવી. મહેસૂલખાતાના વડાએ મહાલોમાં જાતે ફરીને દુઃખી ખેડુતો પરનો મહેસૂલનો બોજો ઓછો કરવાનું વચન આપી તેઓનાં દિલ આનંદિત કર્યાં. વધુમાં વધુ પૈસા આપનારને ન્યાય વેચવાની દુષ્ટ પદ્ધતિ જે વડોદરા રાજ્યમાં શાપ સમાન હતી તે અટકાવવામાં આવી. પણ આ કામ ખાવાના ખેલ જેવું નહોતું. ખુદ મહારાજા સાથ આ બાબતમાં દાદાભાઈને ખટપટ થઈ. મહારાજા નજરાણાંને પોતાની અંગત આવક સમજતા હતા, અને બીજી બધી મહેસૂલની પેઠે નજરાણાંને પણ કાયદાસર લેખતા હતા. દાદાભાઈ મહારાજા સાથે નજીવી વાતમાં કદી પણ ખટપટમાં ઊતરતા નહિ, પણ સિદ્ધાંતના સવાલમાં તે હિમાલય જેવા અડગ રહેતા. ન્યાય વેચવાની દુષ્ટ પદ્ધતિ રદ કરવા માટે તેમણે કોઈ પણ જાતની સમાધાની કરવાની ના પાડી. તેમની દીવાનગીરી દરમિયાન કોઈ પણ જાતનાં નજરાણુંથી ન્યાયના પવિત્ર નામને લાંછન ન લાગે, તે માટે તેમણે છેવટ સુધી લડી નાખવાનો નિર્ધાર કર્યો હતો. અંતે મહારાજાને નમવું પડયું. અગાઉ ગાયકવાડને કેટલી રકમનું નજરાણું આપવામાં આવશે તે સંબંધી ન્યાયાધીશો અને વકીલો માંહોમાંહે ગુસગુસ કરતા તેને બદલે હવે દરેક કેસની ખુલ્લી અદાલતમાં તપાસ કરી ન્યાય છણાવા લાગ્યો. પોલીસ ફોજમાંથી બદમાસોને વીણવીણીને બહાર કાઢવામાં આવ્યા, અને લાંચ રુશ્વત લેવા માટે વાડિયાની અદાલતમાં પોલીસ ઓફિસરોની તપાસ ચલાવી તેઓને કાયદેસર સજા કરવામાં આવવાથી, લોકો આશ્ચર્યચકિત થઈ ગયાં! દીવાનના હુકમથી અને તેમની દોરવણી નીચે બાળ મંગેશ અને વાડિયા, દીવાની અને ફોજદારી કાયદા તૈયાર

કરવા પાછળ મંડી ગયા, અને મહેસૂલ પદ્ધતિની નવરચના કરવાની ફરજ કાજી શાહબુદ્દીનને સોંપવામાં આવી.

દાદાભાઈને સત્ય અને ન્યાય પર અખંડ શ્રદ્ધા હોવાથી રાજવહીવટની સઘળી શાખાઓમાં સુધારા કરવાની તેમની કોશિશો ચાલુ જ રહી. તેમના સાથીઓ પણ એક નાલાયક રાજાની સેવામાં રાતદિવસ પોતાનું સત્ત્વ વાપરવા લાગ્યા. પરંતુ મલ્હારરાવ પોતે જ પોતાની જાતનો દુશ્મન હતો—દીવાનના માર્ગમાં આ હતબુદ્ધિ મહારાજા જ કાંટા રૂપ હતા. સત્ય અને નેકીના દુશ્મનો, પ્રગતિના વિરોધીઓ, અને રૈયત ઉપર જુલમ ગુજારી તાગડધિન્ના કરનારા ખુશામતિયા દરબારીઓએ મહારાજાના રાજવંશી હકો વિષે તેને છાપરે ચડાવી, નેક દીવાન સામે તેના કાનમાં ઝેર રેડ્યા કર્યું. દાદાભાઈએ ઘણી વાર આ બદમાસોને મહારાજા સમક્ષ તેઓના ખરા રૂપમાં ઉઘાડા કર્યા, પણ મહારાજાને ઘેરી વળેલી દુષ્ટતાની જાળ તેઓ પણ તોડી શક્યા નહિ.

રૈયતને ધોળે દિવસે લૂંટનારા આ દરબારીઓ નજરાણાં લઈને ન્યાય વેચવાની જૂની પદ્ધતિ સજીવન કરવાને કટિબદ્ધ થયા હતા. ભૂતકાળમાં ચુકવાયેલા અનેક કેસો માટેનાં નજરાણાંની મોટી રકમો બાકી હતી. આ રકમ વસૂલ કરવી કે નહિ, એમ બાબ મંગેશે પૂછતાં, દાદાભાઈએ એક પાઈ પણ વસૂલ કરવાની સાફ ના પાડી. દીવાન અને મહારાજા વચ્ચે આગ સળગાવવા માટે ગીધ જેવા દરબારીઓએ આ તક ઝડપી લીધી. નજરાણાંની રકમ મહારાજાને આપવાની કબૂલાત થયેલી છે—દીવાનને તે માફ કરવાની સત્તા નથી, એમ કહીને તેઓએ મલ્હારરાવને ચેડાવ્યા, અને મલ્હારરાવે આ રકમ વસૂલ કરવાની દાદાભાઈને સૂચના કરી. દાદાભાઈએ મહારાજાને સમજાવાય તેટલા સમજાવ્યા, અને જુલાઈ મહિનામા સ્પષ્ટ કહી નાખ્યું કે જો નજરાણાની ન્યાય વેચવાની નીચ પદ્ધતિ સજીવન કરવા જ તમારો વિચાર હોય. તો હું દીવાનપદનું રાજીનામું આપી વિદાય થવાને તૈયાર છું.

આ સંદેશ મહારાજાને વાડિયાએ પહોંચાડી, એકાંત મળતાં કહ્યું: "મહારાજ, તમે કબૂલ કરશો કે અમારી સલાહ નિ:સ્વાર્થ અને તમારા જ લાભની છે. દાદાભાઇ કે અમે અહીં જિંદગી કાઢવાના નથી. રાજ્ય સાથે તમારા દરબારીઓનું નહિ પણ તમારું ભાગ્ય સંકળાયલું છે, અને દાદાભાઇ તમારાં જ હિતોનું રક્ષણ કરી રહ્યા છે."

આ બધી વાત કબૂલ રાખીને મહારાજાએ કહ્યું કે નજરાણા સંબંધી, રાજ્યના અધિકારીઓએ તેની ઇચ્છા અનુસાર જ વર્તવું જોઇએ. આ પરથી દાદાભાઇએ વાડિયા દ્વારા કહેવડાવી દીધું કે નાહક વખત બરબાદ કરવામાં કંઇ સાર નથી. મહારાજાએ જોયું કે મામલો બગડતો જાય છે. દીવાન રાજીનામું આપી ચાલ્યા જશે, તો બ્રિટિશ સરકાર વડોદરામાં દરમિયાનગીરી કરશે, અથવા તેનું રાજ્ય ખાલસા કરવામાં આવશે, એવો તેને ભય લાગ્યો. જે. એસ. સ્ટોકેલર નામના એક અનુભવી પત્રકારે દાદાભાઇને સલાહ આપી હતી કે મહારાજાને સીધા રાખવા માટે તેના એકેએક ખંડમાં "ખાલસા" શબ્દવાળી તખતીઓ રાખવી, અને તે કંઈ મુર્ખાઇ કરવા તૈયાર થાય ત્યારે તેને તેનું રાજ્ય ખાલસા થવાની ચેતવણી આપવી. આ સલાહ આ વખતે રામબાણ નીવડી. મલ્હારરાવે વાડિયાને કહ્યું "હું દાદાભાઇ જેવો એક દીવાન ગુમાવનાર નથી." દાદાભાઇને શું જોઇએ છે તેની તેણે માગણી કરી. એમ છતાં સાથે સાથે અંતિમ સત્તા તેની જ હતી એમ કહેવાને પણ તે ચૂકયા નહિ.

તા. ૩૧ મી જુલાઇને દિને, દીવાનપદ પર કાયમ રહેવા માટેની શરતો દર્શાવનારો એક કાગળ દાદાભાઇએ ગુજરાતીમાં મલ્હારરાવ પર લખ્યો; તે પરથી તેમને કેવી મુશ્કેલીઓમાં કામ કરવાનું હતું તેનો કંઇક ખ્યાલ આવશે.

"જો સરકાર આજમ હોરમસજી સમક્ષ દર્શાવેલા વિચારોને જ વળગી રહેવાના હોય તો હું રાજવહીવટ ચલાવી શકીશ નહિ. શરૂઆ-

તથી જ મને એવી ખબર હોત તો હું આ કામ માથે લેત જ નહિ. પણ સરકાર મારા વિચારો જાણવા માગે છે, તો તે હું દર્શાવ્યા વિના રહી શકતો નથી. મારો એકમાત્ર હેતુ સરકાર અને રાજ્યનું કલ્યાણ જોવાનો છે. તે સિવાય અહીંયાં મારું કંઇ કામ નથી. રાજ્યનો મુખ્ય પાયો ન્યાય અને નીતિ પર રચાવો જોઇએ. સરકારે મારા પર વિશ્વાસ રાખી, મારા કામમાં ખરા દિલથી મદદ કરવી જોઇએ આ હેતુ ધ્યાનમાં રાખી હું નીચેની શરતો રજૂ કરું છું.

(૧) સઘળાં ખાતાંઓ પર લેખિત હુકમો જ જવા જોઇએ. ફક્ત સરકારના નામના અને દીવાનની સહી સાથેના હુકમોનો જ અમલ થશે. બીજા હુકમોનો અમલ થશે નહિ.

(૨) રાજ્યની બૅંકમાંથી નાણાં લેવાના બધા હુકમો પર દીવાનની સહી હોવી જોઇશે.

(૩) સરકારના 'ખાનગી ખર્ચ' માટે ખાનગી મિત્રો અને હજૂરિયાઓનો તેમાં સમાવેશ કરીને ચોકકસ રકમ મુકરર કરવી પડશે.

(૪) વધારાના કુશળ માણસો રોકવાની, નોકરીમાંના લાયક માણસોના પગાર વધારવાની, અને રાજ્યમાં જુદાજુદા સુધારાવધારા કરવાની જરૂર છે તે માટે હાલના ખર્ચ ઉપરાંત ત્રણ વર્ષ સુધી મને દર વર્ષે પાંચ લાખ રૂપિયા ખર્ચવાની પરવાનગી મળવી જોઇએ.

• • • • • • •

(૮) ન્યાયના કામમાં અને સરકારી નોકરોની નિમણૂક અને બરતરફી માટે કંઇ નજરાણું સ્વીકારી શકાશે નહિ.

(૯) કેટલાક મોટા અમલદારોને દરબારી નોકરીમાંથી રજા આપવી.

(૧૦) રાજ્યની નોકરીમાં કોઇની નિમણૂક કરવાની સરકારની મરજી હોય તો તે માટે મારી સલાહ લેવી.

મારી આગ્રહભરી વિનંતી છે કે જો ઉપરની શરતો અનુસાર મને રાજવહીવટ ચલાવવા દેવો હોય તો પાછળથી તેમાં દખલ થવી જોઇએ નહિ. સરકારના હક્કો જાળવવાની અને તેમની આબરૂ વધારવાની મારી ફરજ છે, અને તે માટે હું બનતું બધું કરવાને ચૂકીશ નહિ.

મહારાજાને આ શરતો ઘણી આકરી લાગવાથી તેણે વિચાર કરવા વખત માગ્યો, અને દરબારીઓને આ શરતોમાં “સ્થિરાસ્ત ગળી જવાની” ગંધ આવી. આ સંબંધી દરબાર અને દીવાન વચ્ચે વારંવાર મસલત ચાલી. પણ હજી આ વાટાઘાટ ચાલુ હતી તેટલામાં તા. ૩૦ મી ઑગસ્ટે વાઇસરૉયનો એક ખરીતો આવ્યો, જેથી બધી વાત પડતી મૂકવી પડી.

મહારાજા ખરીતો વાંચ્યા વિના એમ જ સમજ્યા, કે તેની અરજનો આ જવાબ હશે. તેણે એક વિશ્વાસુ દરબારી પાસે વાઇસરૉયની યાદી વંચાવી. “નામદાર, પ્રભુનો આભાર. તમારી માગણી મંજૂર થઇ.” દરબારીએ કહ્યું. વાઇસરૉયે મુંબઇની સરકારની સલાહની અવગણના કરી, ગાયકવાડ પર જ રાજવહીવટની જવાબદારી છોડી હતી; અને ૧૮૭૫ ના અંત પહેલાં રાજવહીવટમાં સુધારા કરવામાં નહિ આવે તો તેને પદભ્રષ્ટ કરવાની ચેતવણી આપી હતી. દીવાનની નિમણૂક મહારાજાની મુખત્યારી પર છોડવામાં આવી હતી.

રાતના દસ વાગે મૂશળધાર વરસાદમાં મલ્હારરાવે દાદાભાઇ અને વાડિયાને રાજમહેલમાં બોલાવ્યા. બન્નેને વાઇસરૉયનો જવાબ આવ્યાની ખબર હતી. મહારાજાએ દીવાનને વાઇસરૉયનો પત્ર આપ્યો. વાંચીને દાદાભાઇએ કહ્યું: “ઠીક છે.”

“એમાં શું લખ્યું છે?”

“તમે તે જાણો છો, મહારાજ.”

રાજમહેલમાં આનંદ થયો, પણ રેસીડન્સીમાં નિરાશા ફેલાઇ. કર્નલ ફાયર પોતાની ગણતરીમાં ઊંધા વળ્યા; પણ તેમનો નિશ્ચય ડગ્યો નહિ. કેટલાક દરબારીઓએ તેમને કહ્યું: “મહારાજાની સત્તામાં ૧૭ મહિનાનો વધારો થયો છે, અને તે પોતાની મરજી મુજબ જ અમાત્યની પસંદગી કરશે.” આ પરથી કર્નલ ફાયરે ગુસ્સે થઇને પ્રતિજ્ઞા લીધી: “ગીરાયેગા—આખા વડોદરા રાજ્યને વિરુદ્ધ બનાવી

હું દીવાનની સત્તા બે ત્રણ મહિનામાં તોડી પાડીશ.” દાદાભાઇને આ વાતની ખબર મળી ત્યારે તેમણે સ્મિત કર્યું, અને રેસીડંટની ધમકીની જરા પણ પરવા કરી નહિ.

હવે દરબારીઓ અને દીવાન વચ્ચે સાઠમારી ચાલી. દીવાનગીરીની મહોર દાદાભાઇને બક્ષવામાં આવે તે પહેલાં તેમની નિમણુંક રદ કરાવવાના હેતુથી દરબારીઓએ મલ્હારરાવના કાનમાં ઝેર રેડવા માંડયું: “હવે બધો આધાર રેસીડંટના રિપોર્ટ ઉપર છે; તે માયાળુ છે. દાદાભાઇ શું કરવાના હતા? તેમની તરફ તો જુઓ. દીવાન મહારાજાને રમકડું બનાવીને રિયાસત ગળી જવા માગે છે.”

એક અઠવાડિઆમાં કાવાદાવા અને છળપ્રપંચોનો પાર રહ્યો નહિ. મહારાજાનું વલણ પણ દીવાનની વિરુદ્ધ હતું. વાઇસરૉયના પત્રથી દાદાભાઇની કસોટી શરૂ થઇ. મહત્ત્વના નિર્ણયો કરવાના હતા. રાજાને દરબારીઓની જાળમાંથી મુકત કરવાની જરૂર હતી. મલ્હારરાવ તો દરબારીઓના જ હાથમાં રમતા હતા. તેના હાથમાં ૧૭ મહિના હતા. દીવાનને નમવાની હવે શી જરૂર હતી? વાઇસરૉયને ગમે તેમ સમજાવીને તેની આંખમાં ધૂળ નાખી નહિ શકાય?

આવા સંજોગો જોઇને ગાયકવાડ પોતાની ઇચ્છા અનુસાર વર્તી શકે તે માટે તા. ૯ મી ઓગસ્ટે દાદાભાઇ અને તેમના સાથીઓએ રાજીનામાં આપી દીધાં. પણ મહારાજા હજી દાદાભાઇને છોડવા માગતા નહોતા. તેને ભાવિ માટે ભય હતો, અને તેથી તેણે એવી “કાકલૂદીભરી અરજ” કરી કે દાદાભાઈ અને તેમના સાથીઓને રાજીનામાં પાછાં ખેંચી લેવાં પડયાં.

રેસીડંટની ધારણા ફરીથી ધૂળમાં મળી, અને તેના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તા. ૧૧ મી ઓગસ્ટે કર્નલના બે ખાંધિયાઓ બાપુરાવ અને ગોવિંદરાવ મામાએ ગાયકવાડને જઇને કહ્યું કે “કોઇ પણ સંજોગોમાં દાદાભાઇને દીવાનપદ પર ચાલુ રાખવા નહિ.

તેમના બધા સાથીઓને રૂખસદ આપવી. મણીભાઈ અને બીજા બે દાદાભાઇ કરતાં હજાર દરજ્જે બાહોશ છે અને જો દાદાભાઇને નીમવામાં આવશે તો રેસીડંસી સાથેની તકરારમાં ત્રણ મહિનામાં ગાયકવાડ પાયમાલ થઇ જશે." સાંજે ખબર મલી કે જો દાદાભાઇને બરતરફ કરવામાં આવે તો બાપુભાઇ પ્રધાનમંડળમાં નીમાશે. આ બંધો દરબારી દાદાભાઇ સાથે સારું રાખવાનો દંભ કરતો હતો, પણ અંદરખાનેથી તે પ્રધાન થવાની અભિલાષા ધરાવતો હતો.

"મહારાજ," દાદાભાઇએ ગંભીર સ્વરે મલ્હારરાવને કહ્યું: "કર્નલ આપણો કટ્ટો વેરી છે, પણ જો તમે રાજવહીવટ સુધારવાના નિર્ણયને વળગી રહેશો તો બ્રિટિશ સરકાર તમને હેરાન કરશે નહિ. ખાસ કરીને હાલના વાઇસરૉય તમને હેરાન કરવાના નથી. તેમણે ઇન્સાફી વલણ બતાવી છે. આવી અમારી માન્યતા હોવા છતાં મને દીવાનપદ પર કાયમ રાખવો કે નહિ તે વિષે આપ પુખ્ત વિચાર કરી લ્યો."

આ વખતે મલ્હારરાવ પાકા નિશ્ચય પર આવી ગયા હતા. તેને રેસીડન્ટનો ડર નહોતો; તે દાદાભાઇને દીવાનપદ પર રાખવા માગતા હતા. તેથી તેણે દાદાભાઇને દીવાન તરીકે લશ્કરી માન આપવાનો હુકમ કરી જાહેર કર્યું કે "આજમ દાદાભાઇ નવરોજી પર મને સંપૂર્ણ વિશ્વાસ છે, અને તેઓ લાયક અને ખાનદાની ગૃહસ્થ છે."

તા. ૨૩ મી સપ્ટેમ્બર ૧૮૭૪ ને દિને, સામાન્ય પ્રજાની ખુશાલી વચ્ચે દીવાનને દરબારી તરીકા મુજબ દીવાનગીરીની મહોર એનાયત કરવામાં આવી. રેસીડન્ટ પણ વખત વિચારીને રાજવહીવટ સુધારવામાં દાદાભાઇને મદદ કરવાને તૈયાર થઇ ગયો. આ ચમત્કારિક પરિવર્તન કેમ થઇ ગયું તે જાણવાજોગ છે.

મહારાજાને રાજવહીવટ સુધારવાની તક આપતી વખતે જ હિન્દી સરકારે "સુધારાના અમલ"માં ગમે તે દીવાનને પૂરતો ટેકો આપવાની રેસીડન્ટને ખાસ ફરમાસ કરી હતી. આ ફરમાસ રેસીડન્ટ

પર રવાના કરતાં મુંબઈની સરકારે દીવાનની પસંદગીમાં માથું નહિ મારવાની રેસીડન્ટને સૂચના કરી હતી. મુંબઇ સરકારે પત્રમાં જણાવ્યું હતું કે "તમે જોઇ શકશો કે દીવાનની પસંદગી હિન્દી સરકારે મહારાજાની મુખત્યારી પર છોડી છે."

આવી ચેતવણી મળવા છતાં રેસીડન્ટે દાદાભાઈને નસાડવા માટે આકાશ પાતાળ એક કરવામાં બાકી રાખી નહિ. તેણે દાદાભાઈને બદનામ કરવા માટે દૂધમાંથી પોરા કાઢવા માંડયા. દરબારીઓના જૂઠાણાં અને નાપાયાદાર અફવાઓ પર આધાર રાખી તેણે સરકાર પર દાદાભાઈની વિરુદ્ધ ફરિયાદો રવાના કરી. દાદાભાઈએ દીવાનગીરી માટે જે શરતો કરી હતી તે "દાદાભાઇ અને તેમની પાર્ટી"ને રાજ્યની લગામ સોંપી દેવા સમાન હતી, અને તેથી ચક્રવર્તી સરકાર સામે દાદાભાઇએ ગુન્હો કર્યો હતો, એમ જણાવી રેસીટન્ટે વધારામાં ડિંગ મારી કે મહારાજા દાદાભાઇને રુખસદ આપવા તૈયાર હતા; પણ તે દાદાભાઈની વિલાયતમાંની લાગવગથી ડરતા હતા. તેણે તેના મદદનીશ મણીભાઈને સંયુક્ત કારભારી નીમવાની સૂચના કરી એવો ખ્યાલ આપ્યો કે બાપુભાઇજ દીવાનનું બધું કામ કરતા હતા, અને જો દાદાભાઇ અને તેમના સાથીઓ રાજીનામાં આપી ચાલ્યા જાય, તો આ બે જણ રાજવહીવટ ચલાવવાને લાયક હતા.

બે દિવસ પછી એક બીજા પત્રમાં રેસીડન્ટે મુંબઇ સરકારને લખી જણાવ્યું કે જો બ્રિટિશ સરકાર સલાહ આપે તો મલ્હારરાવ દાદાભાઇને રાખવા માગતા નહોતા. બીજે જ દિવસે મહારાજાએ એક યાદી બહાર પાડી દાદાભાઇ પર પોતાનો સંપૂર્ણ વિશ્વાસ જાહેર કર્યો. આ પરથી તે જ દિને ઊંધી ખોપરીના રેસીડન્ટે દાદાભાઇની નિમણુંકને મંજૂરી નહિ આપવાની તથા તેમને લશ્કરી માન આપવા માટેનો દરબાર મુલતવી રાખવાની સરકારને સલાહ આપી.

હવે મુંબઇ સરકારને આ રાજદ્વારી કાવાદાવાનો અંત લાવવાની જરૂર જણાઈ. સરકારે રેસીડન્ટ પર એક પત્ર લખી

જણાવી દીધું, કે મહારાજા દીવાનની પસંદગી કરવા માટે મુખત્યાર છે, અને રેસીડન્ટને તેની વિરુદ્ધ પડવાની સત્તા નથી. સરકારે મલ્હારરાવે રાજવહીવટ સુધારવા માટે લીધેલાં તાત્કાલિક પગલાંની પિછાન કરી; એટલું જ નહિ પણ દાદાભાઇની નિમણુક સામે વાંધો નહિ લેવાની મલ્હારરાવને ખાતરી આપીને, દાદાભાઇના કામમાં મદદ કરવાનું રેસીડન્ટને ફરમાન કર્યું. કર્નલ ફાયરના હાથ હેઠા પડયા, અને આખરે દાદાભાઇ વડોદરાના દીવાનની ગાદી પર બિરાજવાને ભાગ્યશાળી થયા.

દીવાનગીરીની સત્તા મળ્યા પછી દાદાભાઇ વડોદરાનું ગાયકવાડી અંધેર સુધારી શકશે ખરા ? કેટલાક વિઘ્નસંતોષી અને કાવતરાંબાજ માણસોને બરતરફ કરવામાં આવ્યા, પણ હજી માજી અમાત્ય અને મહારાજાના સાળા ખાનવાલકરને મલ્હારરાવે પોતાના પ્રતિનિધિ તરીકે રાખ્યો હતો; વળી તે પોતાના માનીતા કારભારી દામોદરને છોડવા માગતા નહતા. દામોદરને રેસીડન્ટે આગલા પત્ર વહેવારમાં "નામાચીન દામોદરપંત, ગાયકવાડનો હાલનો માનીતો હજૂરિયો, તેના દુર્ગુણોને પોષનાર અને સ્ત્રીઓ પર જુલમ ગુજારનાર"ની ઉપમા આપી હતી; પણ આજકાલ તે રેસીડન્ટનો માનીતો થઇ ગયો હતો. આવા માણસો મહારાજાની આસપાસ ફરીથી ભયંકર જાળ બિછાવશે એવો ભય હોવાથી તેઓને દૂર કરવાની જરુર હતી. વહાણ તોફાની દરિયામાં ઝોલાં ખાતું હતું, અને તે ખરાબે ચડવાનો ભય હતો. પણ દાદાભાઇ આશાવાદી હતા. ખુદા પર ભરોસો રાખી તેમણે ગાયકવાડી અંધેર સુધારવાની મહાન જવાબદારી પોતાને માથે લીધી.



# પ્રકરણ ૧૪ મું

## દીવાનનું રાજીનામું—મહારાજા પદભ્રષ્ટ.

દીવાનની ગાદી પર વિધિસર બિરાજતાંની સાથે દાદાભાઇ ગરીબી અને જુલ્મ નીચે કચડાતા ખેડૂતોની વહારે ધાયા, અને તેઓની ⅛ મહેસૂલ માફ કરી. તે ઉપરાંત રાજ્યના કલ્યાણ માટે બીજા અનેક ઢંઢેરાઓ બહાર પાડીને નવા દીવાને નજરાણું આપનાર કોઇ પણ શહેરી અને નજરાણું લેનાર કોઇ પણ સરકારી નોકરને સજા કરવાનું જાહેર કર્યું. વેઠની પ્રથા નાબૂદ કરી, અને કોઇ માણસ પર અત્યાચાર ગુજારવાના કામને સજાપાત્ર ઠરાવ્યું. દીવાને જેઓની મિલ્કત જપ્ત કરવામાં આવી હતી તેઓની ફરિયાદો સાંભળીને તેનો નિકાલ કરવા માંડયો. જે સરદારો પોતાની મિલ્કત જપ્ત થવાથી બેદિલ થયા હતા, તેઓ સાથે સમજૂતી પર આવવાને દાદાભાઇ તૈયાર હતા; પણ પરદા પાછળથી દોરી ખેંચનારાઓની ઉશ્કેરણીથી સરદારોએ ધમકી આપનારૂ વલણ અખત્યાર કર્યું. તેઓએ કચેરીમાં ગેરહાજર રહી મહારાજાનું અપમાન કરવા માંડયું, મોટી સંખ્યામાં રસ્તામાં ભેગા થઇ હોહા કરવી શરૂ કરી, અને રાજ્યની સામે રેસીડન્ટ સમક્ષ અપીલો નોંધાવી.

આ કેસોમાં સમાધાની કરાવવામાં સહાય કરવાને બદલે, રેસીડન્ટે ફરિયાદીના વકીલ તરીકે કામ કરીને દીવાનની ચાલુ સતામણી કરવા માંડી. મુંબઇની સરકારે તેને જે પરચો દેખાડયો હતો તે તે થોડા જ વખતમાં ભૂલી ગયો, અને એક વાર ફરીથી રેસીડન્સી વિરોધ અને ખલલનું કેન્દ્રસ્થાન બની ગઇ. હવે દાદાભાઇને લાગ્યું, કે મહારાજાએ રેસીડન્ટને પાછો બોલાવી લેવાની માગણી કરવી જોઇએ. મહારાજા આ મત સાથે સંમત થયા. દાદાભાઇએ તે માટેનો ખરડો ઘડી કાઢયો. કર્નલ ફાયરે દાદાભાઇની સામેની

અરજીઓમાં નાલેશીભરી અને દ્વેશભાવભરી ભાષા વાપરી હતી, પણ દાદાભાઈ "શઠં પ્રતિ શાઠ્ય"ના સિદ્ધાંતને માનતા નહોતા. પોતાની નીચ નાલેશી કરનાર રેસીડન્ટની વિરુદ્ધની તેમની અરજીમાં પણ તેમના ઉદાર હૃદયની ભવ્યતા તરવરી રહી હતી, જે નીચેના ઉતારા પરથી જણાશેઃ—

"સ્પષ્ટ કરવા માગું છું કે કર્નલ ફાયરે કંઈ પણ કામ બદદાનતથી કર્યું હતું એવો આક્ષેપ હું કરવા માગતો નથી. પણ એમણે અમુક બાબતમાં અમુક નિર્ણયો બાંધી દીધા છે. તે કોઈ વાતમાં નાખતી કરતા નથી. તે ભૂલી જાય છે કે જે અમલદારોને મેં બોલાવ્યા હોય તે આવી પહોંચે ત્યાંસુધી મહાલોમાં મારાથી કંઈ પ્રગતિ થઈ શકે નહિ. તે મારી સામેની ફરિયાદો તરત જ સાંભળે છે, અને તેમ કરીને મારા મુશ્કેલ કામમા મદદ કરવાનો તે દાવો કરે છે, પણ ખરી રીતે તે જ હેતુને તે નિષ્ફળ બનાવે છે. કર્નલ ફાયરે નિશ્ચિત હેતુ અને સબળ ઇચ્છાથી મારી સતામણી કરી છે, અને હવે તે મારો ન્યાય કરવા બેસે તે મને અન્યાયકર્તા છે....ત્રણ મહિનાના અનુભવ પરથી હું કહું છું કે તેના પૂર્વગ્રહ બંધાઈ ચૂકયા છે, અને હું તેની પાસેથી નિષ્પક્ષપાત અદલવાલની આશા રાખી શકતો નથી......મારી જાત, તથા જેઓને મેં આ કામ માટે રોકયા છે તેઓ તરફની મારી ફરજને લીધે મારે કહેવું પડે છે કે મારી અને મારા અમલદારોની સામે થવાની પ્રતિજ્ઞા લઈ બેઠેલા કર્નલ ફાયર જો ચક્રવર્તી સરકારના પ્રતિનિધિના દરજ્જા પર ચાલુ રહેશે તો મારા બધા પ્રયત્નો સદંતર નિષ્ફળ જશે."

રેસીડન્ટના દોષ એવા હતા કે આથી ઘણી કડક ભાષા યોગ્ય જણાઈ હોત. પણ દાદાભાઈએ ઉપર જણાવેલી સીધી અને સરળ ભાષામાં કર્નલ સામેનું તોહમતનામું ઘડી કાઢયું હતું. ગુસ્સાથી લાલપીળા થઈને આ અરજ સરકાર પર રવાના કરતાં કર્નલ ફાયરે પોતાના જવાબમાં આ અરજને "ખોટાં તોહમતો" અને "સત્ય દાબી દેવાની જાળ"ની ઉપમા આપી. પણ પોતાના જ આક્ષેપો કેટલા પાયા વિનાના હતા તે તરત જ હિન્દી સરકારના ચુકાદાથી

માલૂમ પડી આવ્યું. પત્રવહેવાર પરથી સરકારની પૂરતી ખાતરી થઈ કે કર્નલ ફાયરે હિન્દી સરકાર અને મુંબઈ સરકારના ફરમાનોનો ઊંધો અર્થ કર્યો હતો, અને તેથી તેને વડોદરાના રેસીડન્ટના ઓદ્ધા પર વધુ વાર રાખવામાં કંઇ સાર હતો નહિ. "પરિસ્થિતિની ગંભીરતા" વખતસર નહિ સમજવા માટે હિન્દી સરકારે મુંબઇ સરકારને પણ થોડોક ઠપકો આપ્યો.

કામચલાઉ ગોઠવણ તરીકે ગવર્નર જનરલના એજન્ટ અને ખાસ કમિશનર તરીકે સર લૂઈ પેરીને મોકલવામાં આવ્યા, અને વડોદરા પરની મુંબઇની સરકારની રાજદ્વારી હકૂમત મોકૂફ કરવામાં આવી. મુંબઇ સરકારે એક દેશી રાજાની અરજ પરથી રેસીડન્ટને બરતરફ કરવાની રાજદ્વારી નજરે કેવી અસર થશે તે પર ધ્યાન ખેંચી જણાવ્યું કે વડોદરાના રેસીડન્ટને તેવાજ કોઇ બીજા ઓધ્ધા પર બદલવાનું શક્ય હોત તો મુંબઇ સરકારે પોતે જ કર્નલ ફાયરની વડોદરામાંથી બદલી કરી હોત.

હવે આ પ્રકરણે હિન્દી પ્રધાનની ઓફિસમાં કેવો ખળભળાટ મચાવ્યો હતો તે જોઇએ. લૉર્ડ સેલ્સબરી આ પ્રકરણના કાગળિયાંઓ વાંચતાં અજાયબી અને ક્રોધની લાગણીથી બેચેન બન્યા. આવી ગંભીર બાબતમાં મુંબઇ ઈલાકાની સત્તાનો દાબ બેસાડવાના તાનમાં હિન્દી સરકાર અને મુંબઇ સરકારે નજીવા મુદ્દાઓ પર વધુ લક્ષ આપ્યું તે માટે દિલગીરી દર્શાવી હિન્દી પ્રધાન જણાવે છે કે કર્નલ ફાયર પોતાને સોંપાયેલી નાજુક ફરજો બજાવવાને નાલાયક છે, અને તેણે તેને મળેલા હુકમોની કરેલી અવગણના ક્ષમાપાત્ર નથી. આમ હોવા છતાં છેક છેલ્લી ઘડીએ કર્નલને બરતરફ કરવામાં આવ્યાથી લોર્ડ સેલ્સબરીએ આ પ્રકરણને વધુ ચૂંથવાનું માંડી વાળ્યું.

મલ્હારરાવની અરજ પરથી એક તુમાખી અને વિરોધી રેસીડન્ટને બરતરફ કરવામાં આવ્યો તે મહારાજાનો મોટો વિજય હતો. "ટાઇમ્સ ઓફ ઇન્ડિયા" ને ખબર મલી કે

રેસીડન્ટના પંજામાંથી છૂટવાની ખુશાલીમાં મલ્હારરાવે ત્રણ હજાર બ્રાહ્મણોને મિજબાની આપી લોકોમાં ઉદારતાથી મીઠાઇ વહેંચી હતી. દાદાભાઈ માટે પણ આ બનાવ રાહતરૂપ હતો, કારણ દાદાભાઈ પડતા પર પાટુ મારવામાં હલકાઇ સમજતા હતા. જાહેર જીવનમાં કેટલીક વાર અસાધ્ય રોગ માટે જીવલેણ દવા વાપરવી પડે છે, પણ તેથી એવા પ્રસંગોની કરુણતા ઓછી થતી નથી.

ખરું જોતાં આ વિજય દાદાભાઇનો હતો, પણ તેથી મલ્હારરાવ અને ગાયકવાડી રૈયતને થયેલા આનંદમાં ભાગ ન લેવાનાં બીજાં પણ કારણો હતાં. રેસીડન્ટની બદલીની માગણી કરવામાં આવ્યા પછી ઘણા બનાવો બની ગયા હતા. આ માગણીને સરકાર તુચ્છકારી કાઢશે તે વિષે દરબારીઓને જરા પણ શક ન હતો. આથી તેઓએ માથું ફેરવીને કામ લેવા માંડયું હતું. રાજ્યની મહેસૂલ ઘટતી જતી હતી; મહેસૂલની અપાયેલી માફીથી તિજોરીમાં મોટી ખોટ આવવાની હતી, અને રેસીડન્ટની સાથે મળીને કામ કરતી ટોળકીની ઉશ્કેરણીથી ચડી ગયેલી રકમ આપવા સામે વિરોધ પ્રગટી નીકળ્યો હતો. સામાન્ય રાજવહીવટના ખર્ચ માટે તિજોરીમાં નાણાં ન હતાં. છતાં મહારાજા બધા બરતરફ કરેલા જૂના દરબારીઓને સાલિયાણાં આપવાની હઠ કરતા હતા. ભૂતકાળના વહીવટ સામેની ફરિયાદોને અંગે મોટી રકમો દાવાદારોને આપવી પડી હતી, પણ મહારાજા પોતાના ખાનગી ખર્ચ પર કાપ મૂકવાને ના પાડતા હતા.

જાણે આ ચિંતા ઓછી હોય તેમ મહારાજા પર એક ગંભીર આક્ષેપ મૂકવામાં આવ્યો. દરરોજ સવારે ફરી આવ્યા પછી અથવા ઘોડેસ્વારી કર્યા પછી રેસીડન્સીના મુખ્ય મકાનની બાજુમાંની ઓફીસમાં જતાં પહેલાં કર્નલ ફાયરને શરબત પીવાની ટેવ હતી. તા. ૯ મી નવેમ્બરની સવારે શરબત બેસ્વાદ લાગવાથી એક બે ઘૂંટડા પી, કર્નલે પ્યાલો ઢોળી નાંખ્યો. થોડા વખતમાં તેને ઊલટી થવાનાં, મગજમાં ચક્કર આવવાનાં, અને એવાં જ બીજાં વિચિત્ર

ચિહ્નો માલૂમ પડયાં. કર્નલને કંઇ શક ગયો. પ્યાલો તપાસતાં નીચે કંઈ કચરો જણાયો. રેસીડન્સી સર્જને પૃથક્કરણ કરતાં આ કચરામાં સોમલ અને હીરાકણીનું મિશ્રણ માલમ પડયું. આ માટે મહારાજા પર શક ગયો. પણ કર્નલે મહારાજા અથવા દીવાનને કંઈ પણ વાત કર્યા વિના સરકારને રિપોર્ટ કર્યો. દાદાભાઇને મહારાજાએ કસમપૂર્વક જણાવ્યું કે આ બાબત સાથે તેને કાંઇ સંબંધ ન હતો. દીવાન તરીકે મહારાજાને કંઇ પણ હાનિ ન થાય તેની સંભાળ રાખવાની તેમની ફરજ હતી. આથી દીવાનની ચિંતાનો પાર રહ્યો નહિ.

સર લૂઇ પેરીના આગમનની સાથે વડોદરાના દીદાર બદલાઈ ગયા. મહારાજા તો પ્રથમ નજરે જ સર લૂઇ પર મોહી પડયા. ગવર્નર જનરલના એજન્ટે વડોદરાની ભૂમિ પર પગ મૂકતાંની સાથે રાજાનું હૃદય જીતી લીધું. કર્નલ ફ્રાયરના પંજામાંથી મુક્ત થવાને લીધે પણ આવું બન્યું હોય તે સંભવિત છે. છતાં ઈન્સાફને ખાતર કહેવું જોઇએ કે કોઇનો પણ પ્રેમ જીતવાના સદ્ગુણો સર લૂઇ ધરાવતા હતા. દીવાને બ્રિટિશ સરકારના પ્રતિનિધિ તરફથી પહેલી વાર વિવેક અને સભ્યતા અનુભવ્યાં, અને તેથી તે ભૂતકાળ ભૂલી ગયા.

મહારાજાના સવાલોનો ફેંસલો કરવા માટે થોડા થોડા વખતને અંતરે વારંવાર દરબાર ભરાવા લાગ્યા; પહેલા જ દરબારમાં સર લૂઇએ બધા અરજદારોને સ્પષ્ટ સંભળાવી દીધું કે પ્રથમ તેઓએ પોતાની ફરિયાદો દીવાન સમક્ષ નોંધાવવી, અને જ્યારે મહારાજાના ચુકાદાની સામે અપીલ નોંધાવવી હોય ત્યારે જ રેસીડન્ટને અરજ કરવી. ખોટી અથવા અતિશયોક્તિભરી ફરિયાદો નોંધાવીને રાજવહીવટને મુશ્કેલ બનાવનારાઓ તરફ તેઓ જરા પણ દિલસોજી બતાવશે નહિ, એવી તેમણે ચેતવણી આપી. વિશેષમાં જણાવ્યું કે પ્રજાની પેઠે મહારાજાને પણ ખોટા દાવાઓ સામે રક્ષણ મેળવવાનો હક્ક છે.

આ શબ્દોની ધારેલી અસર થઇ. જે ફરિયાદીઓ અગાઉ દીવાન અથવા તેઓના સાથીઓની કચેરી રેસીડન્ટને અપીલ કરવાની ધમકી આપી છોડી જતા હતા, તેઓ હવે સમજી ગયા કે આ પાણીથી વાલ ચડવાના નથી. હવે રાજવહીવટનું ગાડું સરળતાથી ચાલવા લાગ્યું. એક પછી એક બાકી રહેલા કેસો હાથ ધરીને ઇન્સાફી સમાધાની કરવામાં આવી. પણ આ બધા દાવાઓ ચૂકવવા માટે નાણાંની જરૂર હતી. દાદાભાઇએ આ રકમ મહારાજાની ખાનગી તિજોરીમાંથી આપવાની સૂચના કરી. અન્યાયથી મેળવેલી રકમ પ્રજાને પાછી મળવી જોઇએ એવી તેમણે દલીલ કરી. પણ મહારાજાએ ખુશામતખોરોની શીખવણીથી દાવાઓની રકમ પગાર કરવા માટે લોન કાઢવાનો અથવા કર નાખવાનો આગ્રહ કર્યો.

મલ્હારરાવે દાદાભાઈને એમ લાગવા દીધું કે તેમના વિના તેને ચાલી શકશે. દુશ્મન આંગણે આવી ઊભો હતો ત્યારે મામલો ઘણો વિકટ બન્યો હતો; એવે વખતે દુશ્મનનો સામનો કરવા માટે દાદાભાઈ જેવા વીર દીવાનની જરૂર હતી.

Manners with fortunes, humours turn with climes,
Tenets with books, and principles with times.

દાદાભાઈ આ વાત જાણતા હતા. રાજા અને દીવાનના વિચારોમાં ઉત્તર દક્ષિણ ધ્રુવ જેટલું અંતર હતું. બન્ને સાથે રહી શકે તેમ નહોતું, વડોદરાની દીવાનગીરી દરમિયાન બન્ને વચ્ચે મિત્રાચારી જેવી લાગણી ઉત્પન્ન થઈ ન હતી. બન્ને વચ્ચે દિલોજાની ન હતી—કોઇ જાતનો સામાજિક વહેવાર નહોતો. મહારાજાને માથે દીવાન બેધારી તલવાર જેવા હતા. બન્નેનો વહેવાર ઉપરચોટિયા હતો. દીવાન સત્યવાદી હતા, અને મહારાજા તેથી ઉલટા જ ગુણો ધરાવતા હતા. દાદાભાઇમાં દંભનું નામનિશાન નહોતું, આવા સંજોગોમાં દાદાભાઇના રક્ષણની જરૂર ન હોય, તો પછી તેને દીવાનગીરી પર ચાલુ રાખવાની શી જરૂર છે? રાજા જાણતા હતા

કે દાદાભાઈ પ્રમાણિક, નેક, ન્યાયી, અને બુદ્ધિશાળી હતા. આ સદ્ગુણો પ્રજાને લાભકારી હતા. પણ તેથી રાજાને શો લાભ? રાજા જેને પોતાના હક્કો સમજતા હતા તેની સામે જ આ સદ્ગુણોને લીધે દાદાભાઈ થતા હતા ને? જૂના દરબારીઓ ફરીથી પોતાના દાવ ખેલવા લાગ્યા. એક જણ મહારાજા સાંભળે એમ કહેતો: "હવે દીવાન સાહેબ સર્વસત્તાધીશ થયા છે." બીજો સાંભળી જવાબ આપતો: "નહિ, દીવાન પોતે જ ગાયકવાડ થઈ ગયા છે." રાજા આ સાંભળી ભેદી સ્મિત કરી તેઓને સંભળાવતો: "જુઓ તો ખરા કે એને કેમ પાણીચું આપું છું તે!"

પોતાના દીવાનના આદર્શો સામે સંપૂર્ણ વિરોધ બતાવનાર રાજાની સેવા કરવાનું કામ લોખંડના ચણા ચાવવા જેવું હતું. પણ દાદાભાઈ ધીરજના ભંડાર હતા જો આ વિલાસી રાજાને ખુશામતી દરબારીઓથી દૂર કરવામાં આવે તો હજી પણ તેને સુધારવાની દાદાભાઈને આશા હતી. છેવટનો પાસો નાખવાનો નિશ્ચય કરી દાદાભાઈએ વાડિયા દ્વારા મહારાજા પર સંદેશ મોકલ્યો કે થોડા વખતથી આપ દરબારીઓના કહેવા પ્રમાણે વર્તો છો; મને દીવાનપદ સાચવવા માટે બોલાવવામાં આવ્યો હતો—સરકારના હુકમને તાબે થનારો કારકૂન બનવા માટે નહિ. મહારાજાની ઇચ્છાને માન આપી મેં દરબારીઓને રહેવા દીધા હતા, પણ આવી સહિષ્ણુતા બતાવ્યા પછી હું એવા નિર્ણય પર આવ્યો છું કે તેઓને વડોદરાની બહાર મોકલી દેવાની અનિવાર્ય જરૂર છે. દામોદર, બાપુભાઈ, ગોવિંદરાવ મામા, ખારકર, અને બીજા કેટલાક જવા જ જોઈએ. નાના સાહેબે પોતે જ વડોદરા છોડી જવાની માગણી કરી હતી.

મહારાજાએ તેના હંમેશના રિવાજ પ્રમાણે દાદાભાઈને તેમની સાથે કારકૂન જેવું વર્તન લાગ્યું હોય તો તે માટે દિલગીરી દર્શાવી જણાવ્યું કે તે દીવાનની સત્તા પર તરાપ મારવા માંગતા નહતા. તેણે દીવાન પર સંપૂર્ણ વિશ્વાસ મૂકવાનું વચન આપ્યું.

પણ પોતાના દરબારીઓને રુખસદ આપવામાં તે સંમત થયા નહિ. આખરે એક દિવસ તેણે દામોદરની હાજરીમાં વાડિયાને કહ્યું: "દાદાભાઈને કહેજો કે બીજા દરબારીઓને વિદાય કરવાનું હું કબૂલ કરીશ, પણ દામોદરને તો નહિ જ. દુનિયામાં બે માણસો વિના મને ચાલે તેમ નથી; તે દાદાભાઈ અને દામોદર. બેમાંના એકથી પણ જુદા પડવાનો વિચાર કરવા કરતાં હું મુંબાઈથી લંડન સુધી સોનાનો પુલ બંધાવવાનું પસંદ કરીશ."

આ નાદાન રાજાને ભાન પણ આવ્યું નહિ કે ઝેર અને ઝેરના ઉતારને સાથે રાખવાની ઇચ્છા કરીને તે પરોક્ષ રીતે દાદાભાઈની નાલેશી કરતા હતા. વાડિયાએ મહારાજાનો સંદેશ દાદાભાઈને પહોંચાડયો. પોતાને દામોદરની પંક્તિમાં મૂકવાની વાત સાંભળી ખડખડાટ હસીને દાદાભાઈએ કહ્યું, "હોમી, હવે આપણે છેવટની નોટીસ આપીશું. મહારાજાને કહેજો કે મેં રાજીનામું આપવાનો નિશ્ચય કર્યો છે, તેથી મને જેમ બને તેમ જલદીથી છૂટો કરવો. તમારે શું કરવું તે તમારી મુનસફીની વાત છે."

"હું નોકરી છોડી દઈશ." વાડિયાએ કહ્યું. "અમે પણ વિદાય થઈશું." બાળ મંગેશ અને શાહબુદીને કહ્યું.

મુંબઈ સરકારના જે અધિકારીઓની સેવા ફક્ત બે જ મહિના પર દાદાભાઈને સોંપવામાં આવી હતી તેઓ આ વાત સાંભળીને દાદાભાઈની સાથે જ વિદાય થવા તૈયાર થયા. દાદાભાઈનો નિર્ણય મલ્હારરાવને સંભળાવવામાં આવતાં જાણે તેનાં માબાપ મરી ગયાં હોય તેમ તે ગંભીર થઈ ગયો, અને વાડિયા જવાબની રાહ જોયા વિના જ રવાના થઈ ગયો.

દાદાભાઈએ હવે બધું કામ પતાવી નવા દીવાન માટે નોંધ તૈયાર કરવા માંડી. પછી તે સર લૂઈને સલામ કરવા ગયા. સર લૂઈએ નવો દીવાન નીમાય ત્યાં સુધી દીવાનપદ પર ચાલુ રહેવા દાદાભાઈને સમજાવ્યા, પણ મહારાજા બીજા કોઈને દીવાન નીમવા રાજી નહોતા.

નાતાલને દિવસે ગવર્નર જનરલના એજન્ટની ઓફિસમાં દાદાભાઇને મલ્હારરાવ સાથે લંબાણ વાટાઘાટ થઇ. તેમણે મહારાજાને સમજાવી દીધું કે રાજા તેમના પર સંપૂર્ણ વિશ્વાસ રાખે એ શરતે તેમણે દીવાનગીરી સ્વીકારી હતી. "હમણાં હમણાં તમે તમારા જૂના દરબારીઓ પર વિશ્વાસ રાખવા લાગ્યા છો, એટલે મારે દીવાનપદ પર રહેવું સલાહકારક અને ઇચ્છવાજોગ નથી. કાંતો દરબારીઓની સત્તા ચાલે અથવા મારી સત્તા ચાલે. તમે દરબારીઓ પર આધાર રાખો છો, એટલે મને રાજીનામું આપવાની ફરજ પડી છે."

ગાયકવાડે કહ્યું કે દીવાન પરનો મારો વિશ્વાસ અખંડ છે. એમ છતાં જૂના દરબારીઓને કાઢી મૂકવાની અથવા દીવાનની સલાહ પ્રમાણે ચાલવાની વાત આ ખંધા રાજાએ ઉડાવી દીધી.

થોડા દિવસ પછી ગવર્નર જનરલના એજન્ટને રાબેતા મુજબ મળીને દાદાભાઇ પોતાની ઓફિસમાં આવ્યા ત્યારે તેમનો ચહેરો ચિન્તાથી ફિક્કો પડી ગયો હતો. તેઓ પોતાના ઓરડામાં વિચાર કરતા બેસી રહ્યા. વાડિયાએ ત્યાં જઇને તેમની તબિયતની ખબર પૂછી. "હોમી, મારી તબિયત સારી છે. હું હમણા જ ઓફિસમાં આવું છું. હું તમને કંઇ કહેવા માગું છું. બીજા અમલદારોને પણ બેસાડજો."

થોડી મિનિટ પછી પોતાની ઓફિસમાં જઈ બધા અમલદારોને બોલાવી દાદાભાઇએ કહ્યું, "સર લૂઇ સાથેની વાતચીત હું તમને કહેવા માગું છું. મહારાજા દબાણ કરે તો હું રાજીનામું પાછું ખેંચી લઇશ કે–એવા સવાલના જવાબમાં સર લૂઇને મેં જણાવ્યું કે મેં દીવાનગીરીને છેવટની સલામ કરવાનો પાકો ઠરાવ કર્યો છે. તે પછી સર લૂઇએ જણાવ્યું કે હું તમારી સાથે કંઇક વાત કરવા માગું છું. તે સાંભળ્યા પછી પણ મારો નિશ્ચય બદલાવાનો નથી એવી મેં ખાતરી આપતાં તેમણે કહ્યું કે એક હવાલદાર અને બીજાઓએ કરેલા અગત્યના એકરાર પરથી કર્નલ

ફ્રાયરનો જાન લેવાની કોશિશમાં મહારાજા સંડોવાયેલા જણાય છે. સર લૂઇ મહારાજાને નાહક મુશ્કેલીમાં લાવવા માગતા નથી, પણ રાજીખુશીથી કરવામાં આવેલા એકરાર સંબંધી તપાસ કરવાની તેમને જરૂર જણાઇ છે. તે પછી સર લૂઇ મને પોતાનો ગુનો કબૂલનાર બે સખસોની કોટડીમાં લઇ ગયા, અને તેઓને 'મારી સમક્ષ ખરી હકીકત કહેવા કહ્યું'. તેઓએ જણાવ્યું કે "અમારા પર કોઇએ બળજબરી કરી નથી—અમારી વાત ખરી છે–જેવું અમારું તકદીર." કર્નલ ફ્રાયરને ઝેર આપવાના કાવતરામાં સંડોવાવાનો મહારાજા પર આક્ષેપ મૂકવામાં આવ્યો છે, એ વાતની તેમને ખબર આપવામાં આવતાં તેમણે જણાવ્યું કે "મારે આ કાવતરાં સાથે કંઇ લેવાદેવા નથી."

દાદાભાઈ જરા થોભ્યા. મહારાજાના માથા ઉપર આવો કલંકિત આક્ષેપ મૂકવામાં આવ્યો હતો, ત્યારે વડોદરાનો ત્યાગ કરવો યોગ્ય છે કે કેમ તે વિષે તે વિચાર કરતા હતા. પછી ખુરસી પરથી ઊભા થઇ ગંભીર અને લાગણીભર્યા સ્વરે તેમણે કહ્યું: "મહારાજા પર આકાશ તૂટી પડવાનું છે એ વાતનો મને ખ્યાલ પણ નહોતો ત્યારે મેં રાજીનામું આપવાના નિશ્ચયને વળગી રહેવાનું સર લૂઈને વચન આપ્યું હતું, અને મને લાગે છે કે આપણે એ નિર્ણયને વળગી રહીએ તે જ યોગ્ય છે. આપણું સ્વમાન જાળવીને મલ્હારરાવને બચાવવા આપણું બનતું કર્યું, પણ તે સુધરવાની આશા જ નથી એ જણાતાં રાજીનામું આપ્યા સિવાય આપણી પાસે બીજો રસ્તો જ નથી."

નવા દીવાનની નિમણૂક થયેલી નહિ હોવાથી દાદાભાઇ અને તેમના સાથીઓએ, મુંબઇ સરકારે ધીરેલા હિન્દી અમલદારોને પોતાના ઓદ્ધાઓનો અખત્યાર સોંપી દીધો. આ અમલદારોએ પણ રાજીનામાં આપી દીધાં હતાં, પણ સર લૂઇએ તેઓને ઓદ્ધા પર રહેવાને ફરમાસ કરી હતી.

૧૮૭૫ ના જાન્યુઆરીની ૧૧ મી તારીખે દાદાભાઇ અને તેમના મદદનીશો સ્ટેશન પર ગયા ત્યારે મલ્હારરાવ ઘણા જ

દિલગીર થઈ ગયા તેમ તેઓને બતાવવા સ્ટેશન પર ગયા. છેલ્લી ઘડી સુધી રાજાએ તેઓને વડોદરામાં રહેવા સમજાવ્યા, પણ તેનું કંઇ વળ્યું નહિ. દાદાભાઇ અને તેમના સાથીઓ બધાને સલામ કરી ટ્રેનમાં બેઠા, અને ટ્રેન પસાર થઇ ત્યારે પણ મહારાજા પ્લેટફોર્મ પરથી ચાલી જતી ટ્રેનને જોઇ રહ્યા હતા. સ્ટેશન પર દાદાભાઇને છેલ્લી સલામ કરવા વડોદરાના અનેક આગેવાન નાગરિકો પણ આવ્યા હતા. મહારાજા તે પછી પોતાની ગાડીમાં જઇ બેઠા, અને ખુશાલીથી પોતાની જાંગ પર થાપો મારી બોલ્યા. "જોયું ! મેં એ લોકોને કેવા વિદાય કર્યા !"

અવિચારી અને આંધળો રાજા ! તેના માથા પર કેવાં કાળાં વાદળાં ઘેરાયાં હતાં તે જોવાની તેની આંખોમાં શકિત ન હતી. તેના વહાણને અનેક તોફાનોમાંથી સલામત કિનારે લાવનાર નાવિકને વિદાય કરીને દુઃખી થવાને બદલે ઊલટો તે ગેલમાં આવી ગયો.

તે જ દિવસે એક લશ્કરી ટુકડી પુનાથી મુંબઇ રવાના કરવામાં આવી; અને જ્યારે દાદાભાઇ અને તેમના સાથીઓ મુંબઇ પહોંચ્યા ત્યારે તેઓએ એક રેજીમેન્ટને વડોદરા જતી જોઇ. બીજે દિવસે બીજી ટુકડી વડોદરા જઇ પહોંચી. લશ્કર આવવાની ખબર પડતાં જ મલ્હારરાવને ખાતરી થઇ કે તેને માથે મોત ભમી રહ્યું હતું.

"આનો અર્થ શો ? આ ટુકડીઓ શા માટે આવી છે તે તમે જાણો છો ?" મલ્હારરાવે દાદાભાઇના તબીબી સલાહકાર ડૉ. પાલનજી પેસ્તનજીને પૂછ્યું. દાદાભાઇના પક્ષમાંથી આ એક જ ગૃહસ્થ વડોદરામાં રહ્યા હતા, કેમ કે રાણીઓએ તેમને જવા દીધા નહોતા.

"મને કંઇ ખબર નથી, મહારાજ." પાલનજીએ જવાબ આપ્યો.

"મને કંઇ અનિષ્ટની શંકા આવે છે. તમે દાદાભાઇને તાર કરી તરત બોલાવો. હોમીને પણ સાથે લાવવા કહેજો."

તરત જ તાર કરવામાં આવ્યો. દાદાભાઇએ શું કરવું તે પર વિચાર કરવા વાડિયાને મળવા બોલાવ્યા. તેમણે દીવાનગીરીનું

જીનામું આપ્યું હતું. તે દીવાન તરીકે પાછા જવા માગતા નહોતા.
શું આ કમનસીબ મહારાજાએ આફતમાં મદદ માગી છે ત્યારે તેને
દદ કરવાની ના પાડવી? વાડિયા સાથે દાદાભાઈ ચર્ચા કરવા
ાગતા હતા.

વાડિયા દાદાભાઈને મળવા માટે એકદમ ઘેરથી નીકળ્યા.
ઇમ્સની ઓફિસ પાસેથી પસાર થતાં તેણે મોટા અક્ષરે નીચેનું
ોસ્ટર વાંચ્યું:—

### મલ્હારરાવની ધરપકડ

આ ખબર આપનારું છાપું તેણે દાદાભાઈના હાથમાં મૂકી
ધું. "હવે ત્યાં જવામાં સાર શો છે? મહારાજાના પાપનો ઘડો
રાઈ ગયો છે."

ગુરુવાર તા. ૧૪ મી જાન્યુઆરીના કમભાગી દિવસનું પ્રભાત
તાં જ મહારાજાનો સિતારો અસ્ત પામવાનાં ચિહ્નો જણાઈ
ક્યાં હતાં. મલ્હારરાવ નિયમ મુજબ ગવર્નર જનરલના એજન્ટને
ળવા ગયા ત્યારે તેમને ખબર આપવામાં આવી કે હિન્દી સરકારના
ાહેરનામાની રૂએ તપાસ કરનારા કમિશનનો ચુકાદો આવે ત્યાં
ધી મહારાજાને પદભ્રષ્ટ કરવામા આવ્યા હતા. એજન્ટના મકાન
ર બ્રિટિશ વાવટો ફરકતો હોવાથી, મહારાજાને ત્યાં ગિરફ્તાર કરી
કાય તેમ ન હતું. પણ મહારાજાની પરવાનગીથી તેમની હકુમતમાં
ઈને "ત્યાં જરૂરી વિધિ કરવાની" એજન્ટે સૂચના કરી. ગાયકવાડે
ંને ત્યાં જ પોતાને ગિરફ્તાર કરીને રૈયતની સામે તેનું
ાપમાન નહિ કરવાની વિનંતી કરી. પણ તેમ બની શકે તેમ
હતું. એટલે તે એજન્ટ અને તેના લશ્કરી રસાલા સાથે વડોદરા
ને છાવણીની વચ્ચે આવેલા પૂલ પર ગયા, અને ગિરફ્તાર થવાને
યાર થયા. તેના ખજાનામાં કરોડો રૂપિયાની સોનાની લગડીઓ
તી. ગિરફ્તાર થવા અગાઉ તેણે આ ખજાનો પોતાની બે
ણીઓ વચ્ચે સરખે હિસ્સે વહેંચી આપ્યો.

તરત જ કમિશન નીમાયું. મહારાજાના સોલિસીટરો મેસર્સ જેફ્રરસન અને પેને પોતાના મેનેજીંગ ક્લાર્ક ભાઈશંકર નાનાભાઈને બચાવના પુરાવા એકત્ર કરવા વડોદરા મોકલ્યા. પણ તેને કોઈએ મદદ કરવાની હિંમત કરી નહિ. ખાલી હાથે મુંબઈ આવીને તે દાદાભાઈ પાસે બચાવના મુદ્દા માગવા ગયા. દાદાભાઈ અને વાડિયાએ પોતાની પાસેના થોડા દસ્તાવેજો સોલિસીટરોને હવાલે કર્યા. તે પરથી એવો બચાવ કરવાનો નિર્ણય થયો કે રેસીડન્ટના ખૂનની કોશિશ થઈ તેની ત્રણ દિવસ પહેલાં, મહારાજાએ તેની બદલી કરવા માટે કાયદેસર અરજ કરી હતી. આ અરજ મંજૂર થશે એમ માનવાનું દરેક કારણ હતું, અને પાછળથી એ અરજ મંજૂર થઈ પણ હતી; તો પછી રેસીડન્ટનો જાન લેવાની જરૂર શી હતી? જો સરકારે મહારાજાની અરજ મંજૂર ન કરી હોત, અને રેસીડન્ટના ખૂનની કોશિશ થઈ હોત તો કદાચ મહારાજા પર શક લાવવાનું કારણ મળી શકત.

લક્ષ્મીબાઈ અને બીજી રાણીઓના લાભોની સંભાળ રાખવા માટે વાડિયા અને બાળ મંગેશને રોકવામાં આવ્યા. મહારાજાની વિરુદ્ધ સૌથી ભયંકર જુબાની તેના દુષ્ટ ખાનગી મંત્રી દામોદરે જ આપી. નીચી નજર રાખી તે ધીમા અવાજે બોલતો હતો. મહારાજના ધારાશાસ્ત્રી પ્રખ્યાત બ્રિટિશ વકીલ સાર્જન્ટ બેલેન્ટાઈને તેને મહારાજાની સામે જોઈને મોટા સ્વરે બોલવા કહ્યું. પણ એ બદમાસ નીચેથી ઊંચું જોઈ શક્યો નહિ. જ્યારે તેની જુબાની પૂરી થઈ ત્યારે વાડિયા તરફ જોઈ દુ:ખી હૃદયે અને આંસુભરી આંખે મલ્હારરાવે કહ્યું: "મેં તમને બધાને અન્યાય કર્યો—આ બદમાસની શિખવણીથી તમને કાઢી મૂક્યા—પણ તમે મારે પડખે ઊભા છો, જ્યારે આ નીચ માણસ જેને મેં મારો ગણ્યો હતો તેણે મને દગો દીધો છે."

કમિશન એકમતી નિર્ણય પર આવી શક્યું નહિ. કર્નલ ફ્રાયરને ઝેર આપવામાં મહારાજાનો હાથ હતો એમ

સાબીત થયું નહિ, પણ બ્રિટિશ સરકારે ભયંકર બદચાલ અને અંધેર રાજવહીવટના આક્ષેપો માટે તેને ગાદી પરથી ઉઠાડી મૂકવાનો નિર્ણય કર્યો. હિન્દી પ્રધાનનો હુકમ મળે ત્યાં સુધી એ વાત છાની રાખવામાં આવી હતી, પણ ગાયકવાડી રિયાસત ખાલસા કરવામાં આવશે એવી અફવા આખા હિન્દમાં ફેલાઇ ગઇ. ઇંગ્લાંડમાં ખળભળાટ થયો. "ટાઇમ્સ" અને બીજાં અંગ્રેજી છાપાં-ઓએ પૂરતી સાબિતી વિના મહારાજા સામે કામ ચલાવવા માટે હિન્દી સરકારને વખોડી કાઢી. વ્હાઇટ હૉલ કલકત્તાની સૂચનાની તરફેણમાં નથી એવી વાત આવી; પણ આખરે દુઃખી ગાયકવાડને પદભ્રષ્ટ કરી તેને હકુમતમાંથી તરીપાર કરવાની હિન્દી પ્રધાને મંજૂરી આપી. આ નિર્ણય સાંભળી મલ્હારરાવે લક્ષ્મીબાઇને પેટે અવતરેલા પોતાના પુત્રને ગાદીવારસ તરીકે મંજૂર રાખવાની અરજ કરી; પણ તે નામંજૂર થઇ. ખંડેરાવની વિધવા મહારાણી સાહેબ જમનાબાઇને ગાયકવાડના રાજકુટુંબમાંથી કોઇને દત્તક લેવાની પરવાનગી આપવામાં આવી. સદ્‌ભાગ્યે જમનાબાઇએ એવો વારસ પસંદ કર્યો કે જે વડોદરાને નવજીવન અર્પી, ગાયકવાડના કલંકિત નામને કીર્તિવંત બનાવીને "આધુનિક ભોજ" નું બિરદ મેળવવાનું શુભ ભાગ્ય લખાવી લાવ્યો હતો. આ વારસ વડોદરાના કીર્તિવંત મહારાજા સ્વર્ગસ્થ સર સયાજીરાવ ગાયકવાડ હતા.

કદાચ રૈયત તોફાન કરે તે માટે જરૂરી બંદોબસ્ત રાખી મલ્હારરાવને છૂપી રીતે સ્ટેશન પર લઇ જવામાં આવ્યા, અને ત્યાંથી ખાસ ટ્રેનમાં વિદાય કરવામાં આવ્યા. તે જ દિવસે (તા. ૨૩ મી એપ્રિલ) વાડિયા અને બાળ મંગેશ ગાડીમાં બેસી વડોદરાના એક રસ્તા પરથી પસાર થતા હતા તેવામાં કોચમેને લગામ ખેંચી ગાડી ધીમી કરી, અને અચાનક એક માણસ એક ચિઠ્ઠી ગાડીમાં નાખી ગયો. આ ચીઠી મલ્હારરાવે મરાઠીમાં બાળ મંગેશ પર લખી હતીઃ

> અંગ્રેજો મને પદભ્રષ્ટ કરવા માગે છે. મેં મારા પુત્રને ગાદી પર બેસાડવાની અરજ કરી, પણ એ લોકોએ ના પાડી. મને ખબર

મળી છે કે મને મદ્રાસ મોકલવાના છે. મારે માટે બને તે કરજો.

તમારો પાપી **મલ્હારરાવ**

મહારાજાને લઇ ગયા હતા કે નહિ તેની તપાસ કરવા બન્ને જણા સ્ટેશન પર દોડયા. સ્પેશિયલ ટ્રેન તૈયાર હતી. તેઓને જોઇ મહારાજા ડબ્બામાંથી બારી પાસે આવી ધીમા સ્વરે બોલ્યા, "સલામ, હું જાઉં છું." પછી તેણે આંગળીથી ઇસારા કર્યા તેનો અર્થ સમજાયો નહિ. એક હજૂરિયાએ તેઓને સમજાવ્યું કે મહારાજા દાદાભાઇને ખબર આપવાનું કહે છે! આ પરથી સિદ્ધ થાય છે કે તેના પુત્રને ગાદી અપાવે એવો કોઇ પણ માણસ હોય તો તે દાદાભાઈ જ છે એમ આ હતભાગી રાજા માનતો હતો.



# પ્રકરણ ૧૫ મું

## શહેર સમાજમાં

વડોદરાની દિવાનગીરીના તેર મહિનામાં દાદાભાઈ પર ચિન્તાઓનો એવો ભારી બોજો પડયો હતો કે તેમના વાળ સફેદ થઈ ગયા હતા. વડોદરામાં તેમના શરીર અને મનને આટલો બધો થાક લાગ્યો ન હોત તો સંભવ છે કે "હિન્દના દાદા" પૂરાં સો વર્ષ જીવ્યા હોત.

વડોદરાના કડવા અનુભવ પરથી તે હિંમત હારી ગયા હતા? જરા પણ નહિ. પોનાની મરજી મુજબની ઈમારતનો પાયો નાખ્યા પછી તરત જ તે જગ્યાનો ત્યાગ કરવાની ફરજ પડે તો કોઈને પણ દિલગીરી થાય તે સ્વાભાવિક છે. પણ એ તોફાની ભૂતકાળ પર નજર ફેંકતાં દાદાભાઈને પોતાના કર્તવ્યપાલન માટે જરૂર મગરૂરી ઉત્પન્ન થઈ હશે. તેમણે રાજ્યવહીવટમાં સુધારા કરવાની પ્રવૃત્તિને જે પ્રેરણા આપી હતી તેને અંગે વડોદરાના સુકાનીઓને આગે કદમ ભર્યા વિના બીજો છૂટકો જ ન હતો.

બદીની હસ્તી તરફ આંખમીંચામણા કરવાં નહિ, અસત્ય સાથે સમાધાની કરવી નહિ, પણ સઘળી જાતનાં અસત્યો સામે સર્વત્ર લડી નાખવું એ જરથોસ્તી ધર્મનો મુદ્રાલેખ છે. જે જૂઠાણાં, અન્યાય, લાંચ રૂશ્વત અને જુલમની સામે લડે છે તે શેતાનની સત્તાનો નાશ કરવામાં ખુદાનો સાથી બને છે. મહાન પયગમ્બર વક્ષુરાનવક્ષ અશો જરથોસ્ત સાહેબે આવી લડત ચલાવીને ઉમદા દાખલો બેસાડયો હતો, અને ઇરાનના એ મહાન પયગમ્બર સાહેબને પગલે ચાલીને સઘળી જાતની બદીઓનો સામનો કરવા માટે દાદાભાઈના આત્માને ખચીત સંતોષ થયો હશે. જે વિકટ પરિસ્થિતિમાંથી તેમને પસાર થવું પડયું હતું તે દરમ્યાન દાદાભાઈના સઘળા સદ્ગુણો પ્રકાશમાં

આવ્યા હતા. તેમની પ્રખર કર્તવ્યપરાયણતા, ઉચ્ચ ન્યાયપ્રિયતા, તેમની દૃઢતા અને ખંત, તેમની ભવ્યતા અને ક્ષમાશીલતા, તેમનો સત્ય માટેનો પ્રેમ, અને દંભી કૃત્રિમતા માટેનો તેમનો ધિક્કાર, વિગેરેની આ સમય દરમ્યાન કારમી કસોટી થઇ હતી. તેઓ રાજ્યમાં આબાદી ફેલાવવામાં વિજયી થયા નહોતા એ વાત ખરી છે. પણ મોટા મોટા મહારથીઓ જ્યાં હિમ્મત હારી જાય એવા વિકટ સંજોગોમાં તેમણે ખરાબીઓનો સામનો કર્યો હતો.

સર બાર્ટલ ફ્રિયરે પોતાના તરફથી તથા સર અરસ્કીન પેરી તરફથી દાદાભાઇ પરનાં એક પત્રમાં લખ્યું હતું કે "તમને તમારી ઇચ્છાનુસાર રાજવહીવટમાં સુધારા કરવાની, અને તેમ કરીને એક દેશી રાજ્યમાં અત્યંત રસભર્યો પ્રયોગ કરવાની તક ન મળી તેથી અમને બન્નેને દિલગીરી ઉત્પન્ન થાય છે. પણ તમે તમારાથી બનતું કરવા પ્રયત્ન કર્યો છે એ માટે જરૂર આશ્વાસન લઇ શકશો. તમારા માટે જે સંજોગો હતા તે સંજોગોમાં કોઇ પણ માણસ વિશેષ કંઇ કરી શકયો હોત એમ હું માનતો નથી."

પોતાની સેવાની આવી કિંમત અંકાવાથી દાદાભાઈએ સંતોષ માન્યો હોત, પણ ૧૮૭૫ માં વડોદરાની બ્લુ બુકસમાં રેસીડન્ટ અને મુંબઇ સરકાર વચ્ચેના પત્રવ્યવહારમાં તેમની અને તેમના સાથીઓની યોગ્યતા અને પ્રતિષ્ઠા પર ટીકા થયેલી તેમણે જોઇ ત્યારે તેનો રદિયો આપવાની તેમને જરૂર જણાઇ. ગાયકવાડની રાજધાનીમાંથી રેસીડન્ટને રૂખસદ આપવામાં આવી હતી એ બનાવ જ તેમની નાલેશીનો સચોટ જવાબ હતો. પણ રેસીડન્ટે તેમના સંબંધી કરેલા અસત્ય ઉલ્લેખોથી તેમને ભારે દુઃખ થયું. તેમણે એક લાંબું નિવેદન તૈયાર કરી પોતાને તથા પોતાના સાથીઓને ન્યાય આપવા માટે તે "બ્લુ બુક" તરીકે પ્રગટ કરવાની હિન્દી પ્રધાનને વિનંતિ કરી. પણ લોર્ડ સેલ્સબરીએ આ પ્રકરણ બંધ થયેલું ગણીને દાદાભાઇનું નિવેદન પાર્લામેન્ટ સમક્ષ રજૂ કરવાની ના પાડી. આથી દાદાભાઇએ પોતે મજકુર નિવેદન પ્રગટ

કર્યું, જે પરથી રેસીડન્ટે તેમના મુશ્કેલ કાર્યને વધારે વિકટ બનાવવા માટે કેવો ભાગ ભજવ્યો હતો તેનો ખ્યાલ આવે છે.

દાદાભાઇને તબીબી સલાહથી હવાફેર અને આરામ માટે વિથલ જવું પડ્યું. ચાર છ મહિના પછી મુંબઇ પાછા ફરતાં તેઓ ફરીથી પોતાના માનીતા કાર્યમાં પડી ગયા. ૧૮૭૫ ના જુલાઇની ૨૬ મી તારીખે તેઓ જે વિભાગમાં પચાસ વર્ષ પહેલાં જન્મ્યા હતા તે વિભાગ તરફથી મુંબઇની મ્યુનિસિપલ કોર્પોરેશનના પ્રતિનિધિ તરિકે ચૂંટાયા. શહેરી સમાજમાં તેમણે પોતાની કુશાગ્ર બુદ્ધિથી અને ખંતભરી કોશિશથી મ્યુનિસિપલ સવાલોના અભ્યાસી તરીકે તરત જ નામ કહ્યું. કોર્પોરેશનના બીજા સભાસદોનું ગણિતશાસ્ત્રનું જ્ઞાન નહિ જેવું જ હોવાથી જાહેર નાણાંશાસ્ત્ર અને ગણિત શાસ્ત્ર સંબંધીનું તેમનું અથાગ જ્ઞાન અને આંકડા ભેગા કરવાની તેમની કુશળતા કોર્પોરેશનને માટે કિંમતી થઇ પડયાં.

ત્રણ મહિનામાં, તેમના ૫૧ મા જન્મદિને (સપ્ટેમ્બર, ૪) દાદાભાઇ ટાઉન કાઉન્સિલના સભાસદ ચૂંટાયા. આ કાઉન્સિલ મ્યુનિસિપાલિટીની કારોબારી સમિતિ હતી, અને તેની દરેક સભામાં હાજરી આપવા માટે રૂ. ૩૦ નું લવાજમ આપવામાં આવતું હતું. પણ દાદાભાઇ શહેરી સેવાની પોતાની સામાજિક ફરજ સમજતા હોવાથી આ ફરજનું કરજ અદા કરવા માટે કંઇ બદલો લેવા માગતા નથી એમ તેમણે મ્યુનિસિપલ સેક્રેટરીને જણાવી દીધું.

મુંબઇની મ્યુનિસિપાલિટીએ વિહારના પાણીનાં બાંધકામો માટે સરકાર પાસેથી લોન લીધી હતી. આ લોનના સરકારને આપવાના હફતા અને વ્યાજની એકાઉન્ટન્ટ જનરલે એવી ગણતરી કરી હતી કે જેથી મ્યુનિસિપાલિટીને સરકારને રૂ. ૫૦ લાખ વધારે આપવા પડે. તા. ૨૫ મી જાન્યુઆરી ૧૮૭૬ ની ટાઉન કાઉન્સિલની સભામાં આ વિષયમાં લાંબી નોંધ રજૂ થઇ તે પરથી જણાયું કે સરકારનો ઇરાદો મ્યુનિસિપાલિટી પાસેથી દર વર્ષે દર સેંકડે ચાર ટકાનું વ્યાજ લેવાનો હતો. પરંતુ લોન વસુલ કરવા માટે અપાતા

માસિક હફ્તાઓ જમા કરવાની પદ્ધતિથી વ્યાજ પર વ્યાજ ગણાતું હતું. આ નોંધ પર કાઉન્સિલરો અને અધિકારીઓએ લાંબી લાંબી યાદીઓ લખી. એકાઉન્ટન્ટ જનરલે મ્યુનિસિપલ ઠરાવનો ભંગ કરવાનો ઇન્કાર કરી જણાવ્યું કે જો કોઇની પણ ભૂલ હોય તો તે પક્ષકારોની શરતોનો અમલ કરનારો ઠરાવ ઘડનારાઓની હતી. દાદાભાઇએ પોતાની ગણતરી વ્યાજબી ઠરાવવા માટે વધુ નોંધો લખી. આખરે સરકારને અરજ થઇ. પણ તેની દાદ નહિ લેવાવાથી હિન્દી પ્રધાનને અરજ કરવામાં આવી. પણ આ તકરારનો અંત આવે તે પહેલાં પોતાના વેપાર ધંધા પર દેખરેખ રાખવા માટે ઇંગ્લાન્ડ જવાની ગોઠવણ થવાથી દાદાભાઇએ કાઉન્સિલર તરિકેના પોતાના હોદ્દાનું (ઓગસ્ટ: ૧૮૭૬) રાજીનામું આપ્યું.

વિહાર લેનના સવાલ સંબંધીની દાદાભાઇની ગણતરીઓથી તેમના સાથીઓ ચકિત થઈ ગયા હતા. પ્રજા કલ્યાણ માટેની ધગશથી શહેરી સેવા બજાવવાનો તેમનો ઉત્સાહ આ ગણતરી પરથી સિદ્ધ થતો હતો. પરંતુ આથી પણ વધુ વિકટ સવાલ પર દાદાભાઈએ એક બીજી લંબાણ નોંધ તૈયાર કરી હતી. તે પરથી પ્રોફેસર દાદાભાઈની મ્યુનિસિપાલિટીના અતિ વિકટ સવાલોના મૂળમાં ઉતરવાની શકિત સાબીત થતી હતી. પાણીખાતાએ ગંજાવર ખર્ચે વધારાના પાણીના બાંધકામ બાંધવાની દરખાસ્ત કરી હતી. શહેરને રોજ પૂરાં પાડવામાં આવતા પાણીની ગણતરી કેવી રીતે કરવામાં આવી હતી તેની વિગતો દાદાભાઈએ માગી. વારંવાર માગણી કરવા છતાં જવાબ ન મળ્યો, અને અંતે એમ કહેવામાં આવ્યું કે તેમને જોઈતી વિગતો ભેગી કરવા માટે જરૂરી 'સ્ટાફ' નહોતો. આવા જવાબથી હિંમત ન હારતાં દાદાભાઈએ એકલે હાથે હિન્દની આવકની ગણતરી કરી હતી તેમ તેમણે જાતે ગણતરી કરી, અને ગણિતશાસ્ત્રના પોતાના અથાગ જ્ઞાનને પ્રતાપે તેઓ એવા નિર્ણય પર આવ્યા કે પાણીની વહેંચણીની મ્યુનિસિપાલ ખાતાની પદ્ધતિ ખામીભરી હતી. આ સવાલ સંબંધી કમિશ્નરનો જવાબ મળ્યો

તે પહેલાં તો દાદાભાઇએ કાઉન્સિલમાંની પોતાની બેઠક તજી દીધી હતી. વિહારની લોન વિષેની સરકાર સાથેની તકરાર વર્ષો સુધી, ૧૮૯૩ માં દાદાભાઇ ફરીથી કોર્પોરેશનમાં બિરાજ્યા ત્યાંસુધી ચાલુ જ રહી. ૧૮૮૬ માં તેઓ પાછા ઇંગ્લાન્ડ ગયા તો પણ આ તકરારનો નિવેડો આવ્યો ન હતો. ઇંગ્લાન્ડમાં પાર્લામેન્ટની ચૂંટણીમાં રોકાવા છતાં ત્યાં પણ દાદાભાઇ વારંવાર મુંબઇની મ્યુનિસિપાલિટીને ન્યાય અપાવવા માટે ઇન્ડિયા ઑફિસના દરવાજા ખખડાવતા રહ્યા હતા.

શહેરના નાણાપ્રકરણી કલ્યાણ માટેના આવા અજોડ કાર્યથી દાદાભાઇ પોતાના સાથીઓની જ નહિ, અમલદારોની પણ પ્રશંસા મેળવવાને શકિતમાન થયા. ૧૮૭૬ ના ઑગસ્ટની ૨૬ મી તારીખે તેમનું રાજીનામું ટાઉન કાઉન્સિલ અને કોર્પોરેશન સમક્ષ રજૂ થયું ત્યારે તેમની સેવા માટે આભાર માનનારો ખાસ ઠરાવ કરવામાં આવ્યો. આ અસાધારણ માન હતું. અગાઉ ફરેગ થતા સભાસદનો આભાર માનનારો ઠરાવ મ્યુનિસિપલ દફતરમાં નોંધાયો નહોતો. પણ દાદાભાઇએ મ્યુનિસિપાલિટીના વિકટ સવાલોનો બારીક અભ્યાસ કરીને જે કિમતી સેવા બજાવી હતી તે ધ્યાનમાં લઇને એક અપવાદ તરીકે તેમનો આભાર માનનારી નોંધ લેવામાં આવી હતી.

કોર્પોરેશનને કોઈ પણ શહેરીને જે ઊંચામાં ઊંચું માન આપવાની સત્તા હતી તે દાદાભાઇને મળ્યું. પણ શહેરની પાર્લામેન્ટ આથી પણ ઊંચું માન તેમને આપવાની હતી. ૧૮૯૪ માં આમની સભામાં ચુંટાયા પછી દાદાભાઇ સ્વદેશ પાછા ફર્યા ત્યારે મ્યુનિસિપલ કોર્પોરેશને તેમને આવકાર આપનારું માનપત્ર એનાયત કર્યું હતું.

૧૮૭૬ ની શરૂઆતમાં મુંબઇ ઇલાકાની દિવાની કોર્ટોની જમીનમહેસુલ સંબંધી હકૂમત મર્યાદિત કરનારું બિલ પસાર થયું હતું. આ બિલ મહેસુલી અમલદારોને દિવાની અમલદારો પર મુખત્યારી આપવાનો ભયંકર સિદ્ધાંત ધરાવતું હોવાથી તેની સામે સર્વત્ર વિરોધ પ્રકટી નીકળ્યો હતો. આ બિલ નામંજૂર

કરવા માટે હિન્દી પ્રધાનને અરજ કરવા માટે શહેરીઓની સભા બોલાવવાની મુંબઇના નગર શેઠ (Sheriff) ને અરજ થઇ. ૧૮૭૬ના એપ્રિલની ૧૮ મી તારીખે ટાઉન હોલમાં જાહેર સભા મળી. હિન્દી પ્રધાન પર જે અરજ શહેરીઓ તરફથી રવાના કરવામાં આવી હતી તેનો ખરડો ઘડવામાં દાદાભાઇએ અગ્ર ભાગ ભજવ્યો હતો.

૧૮૭૫ ના ઑગસ્ટમાં પ્રીન્સ ઓફ વેલ્સ (પાછળથી સમ્રાટ સાતમા એડવર્ડ) ની મુંબઇમાંની પધરામણી પ્રસંગે તેમનું હાર્દિક સ્વાગત કરવા પગલાં ભરવા માટે એક બીજી જાહેર સભા બોલાવવાની શેરીફને વિનંતિ કરવામાં આવી. આ હેતુ માટે ઊભાં કરેલા ફંડમાં દાદાભાઇએ સારો ફાળો આપ્યો હતો. એ જ વર્ષમાં અમદાવાદ અને સાબરમતીના કિનારા પરનાં બીજાં ગામોમાં આવેલી રેલના સંકટ નિવારણ ફંડમાં પણ દાદાભાઇએ નાણાં ભર્યાં હતાં.

હવે આપણે દાદાભાઈના કુટુંબકબીલાની ખબર લઇશું. દાદાભાઇ ઇંગ્લાન્ડ હતા ત્યારે તેમના મિત્ર અને શિષ્ય મંચેરજી દાદીના તેમના કુટુંબની સંભાળ રાખતા હતા. આ બન્ને મિત્રો વચ્ચે એટલો બધો ગાઢ સંબંધ હતો કે બેઉ કુટુંબો વચ્ચે ત્રણ ત્રણ લગ્ન સંબંધો જોડાયા હતા. દાદાભાઈનો એક પૂરો પુત્ર અદી દાદીનાની પુત્રી વીર સાથે, એમની પહેલી પુત્રી શીરીન દાદીનાના દીકરા ફરામ સાથે અને બીજી પુત્રી માકી ફરામના નાના ભાઇ હોમી સાથે અદરાઇ હતી.

અદી પાંચ વર્ષનો હતો ત્યારે દાદાભાઇ તેને વિલાયત લઇ ગયા હતા. લંડનની મેટ્રિકની પરીક્ષા પસાર કર્યા પછી અદીને હિન્દની મેડીકલ સરવીસમાં જોડવાની ગોઠવણ થઇ હતી. અદી માન્ચેસ્ટરની ઓવન કૉલેજમાં ભણતો હતો ત્યારે વોલન્ટિયર ટૂકડીમાં સક્રિય ભાગ લેતો હતો. એક દિવસ અકસ્માતથી બંદુક છટકી જવાથી તેના ડાબા પગ અને હાથને ઇજા થવાથી તે મેડીકલ સરવીસ માટે નાલાયક થઇ ગયો. આથી તે મુંબઇ આવી પ્રાન્ત મેડીકલ

કૉલેજમાં જોડાયો, જ્યાં તેણે શસ્ત્રવિદ્યા અને સર્જિકલ એનેટૉમીમાં કુશળતા બતાવવા માટે એન્ડર્સન સ્કૉલરશીપ મેળવી હતી.

આ પાણીદાર જુવાન મયદાની રમતોનો શોખીન અને સ્વભાવે ઘણો મોજીલો હતો. બીજી બાજૂ દાદીના જૂના વિચારના પારસી હતા. જો કે તેમનો સ્વભાવ પ્રેમાળ હતો, છતાં તે ઘણા ગરમ મિજાજી હતા, અને સખ્ત શિસ્તવાદી પણ હતા. બે જણ વચ્ચે ઘણી બાબતમાં મતભેદ પડતા, અને દાદાભાઈને દર અઠવાડિયે મળતા પત્રોમાં જાતજાતના રોદણાં રડવામાં આવતાં. તકરારનું મૂળ અદીના નિશાનબાજીના શોખમાં હતું. મુંબઇમાં રાઇફલ સાફ કરતાં તેણે ફરીથી પેલા કમનસીમ પગની જાંગ પર ઇજા કરી હતી. ટેબલ પર મૂકેલી એક ભરેલી રિવૉલ્વર અકસ્માત ફૂટવાથી ફરનીચરને થોડુંક નુકશાન થયું હતું. આ પરથી દાદાભાઇ હિન્દ પાછા ફરે ત્યાં સુધી દાદીનાએ પોતાના મિત્ર અરદેસર મુસને હથિયારો રાખવા આપ્યાં. અદીનો મિજાજ તેથી બરખેલાફ થઇ ગયો.

દાદીના એક પત્રમાં લખે છે :

"અરદેશર કાકાનો પૌત્ર અદીને મળવા ગયો હતો તે જેમતેમ બચી ગયો. મી. મુસ તેને પોતાના મકાનમાં બંદુક વાપરવા દે છે, પણ અદીને તે ગમતું નથી......મી. મુસ તેને પવઇ લઇ જવા માગે છે કે જ્યાં તે પેટ ભરીને શિકાર કરી શકશે. તમે ખેતવાડીના ઘરમાં બંદુકબાજી કરવાનું છોડી દઇ અભ્યાસ પર જ સઘળું ધ્યાન આપવાની અદીને સલાહ આપો તો સારું."

આગળ ચાલતાં દાદીના લખે છે : "બાળકોની જરૂરતો વધતી જવાથી હું બહુ કસર કરી શકતો નથી. શીરીન તો મને ચોકખો મારવાડી ગણે છે–અદીને ત્રણ રૂપિયાનો ખિસ્સાખર્ચ પૂરતો જણાતો નથી. પણ તેની બીજી જરૂરતો પૂરી પાડવામાં આવતી હોવાથી તે વધારવાનું હું મુનાસીબ ધારતો નથી."

દાદાભાઇએ અદીનો ખિસ્સાખર્ચ રૂ. ૫ નો કરી આપ્યો, પણ અદીએ સાત રૂપિયા મેળવવાની હઠ કરી, અને તે પાર પડી.

તા. ૮ મી માર્ચ ૧૮૮૦ ના પત્રમાં દાદાભાઇ દાદીના પર લખે છે : "આટલે દુરથી કુટુંબની જરૂરતો સંબંધી હું તમને એટલુંજ કહી શકું કે આપણે આપણી ગજા પ્રમાણે કામ કરવાનું છે. અદી અને બીજાં બાળકો આ લાવો અને તે આપો કહીને બીજાઓ આગળ મોટા ગણાવા ચાહે તે ઠીક છે; પણ તે આપણને પરવડે નહિ. અમારું ભવિષ્ય બહુ ઝળકતું જણાતું નથી. હાલમાં તેઓએ એવી રીતે રહેવું જોઇએ કે પાછળથી તેઓને પસ્તાવું પડે નહિ.

કેટલાક જુના રીતરિવાજો સંબંધી પણ અદી અને દાદીના વચ્ચે મતભેદ હતો. ઘરસંસારી રિવાજોમાં વચ્ચે પડીને કુટુંબના વડીલોની લાગણી ન દુખવવાની દાદાભાઇએ અદીને સલાહ આપી હતી, અને આ સલાહને અદીએ માન્ય રાખવાથી દાદીના સાથેનો તેમનો સંબંધ સુધારવા પામ્યો હતો તે જાણીને તેમને આનંદ થયો હતો. પણ અદી ઘરમાં સુખી નહોતો. દાદીનાએ દાદાભાઈ પર લખ્યું હતું: "તે ફરિયાદ કરે છે કે મને ઘરમાં સુખસગવડ મળતાં નથી. ગુલબાઈ દીકરાને કાબુમાં રાખવા માગે છે, અને દીકરો મા પર કાબુ મેળવવા માગે છે'.' આથી પોતાની છેલ્લી પરીક્ષા પસાર કરવા પહેલાં લગ્ન કરીને પોતાને મનગમતી પત્ની મેળવવાનો અદીએ ઠરાવ કર્યો ત્યારે દાદાભાઈને આઘાત થયો, પણ અજાયબી ઉપજી નહિ.

૧૮૮૦ ના મેની ૭ મીના પત્રમાં દાદાભાઇ દાદીનાને લખે છે : "મેં અદીને લખ્યું છે કે તે છેલ્લી પરીક્ષા પસાર કરે ત્યાં સુધી હું તેને લગ્ન કરવાની ના પાડું છું. છતાં જો તે લગ્નમાં વિલંબ કરવા માગતો ન હોય તો તેને તેની ઇચ્છા મુજબ કરવા દેજો. તમે જાણો છો કે હું લગ્નમાં નકામો ખર્ચ કરવાની વિરૂદ્ધ છું. શાદી ધામધૂમ વગર કરજો......મારી શક્તિ હોય તો પણ મને લગ્નના ઉડાઉ ખર્ચો ગમતા નથી. આ બાબતમાં અદી સાથે વાત કરી તમને યોગ્ય લાગે તેમ કરજો."

દાદાભાઇ ઇંગ્લાન્ડથી પાછા ફરે પછી લગ્ન કરવાનો કુટુંબનો વિચાર હતો; પણ વેપારધંધાને અંગે તેમની લંડનમાં જરૂર હોવાથી તેમણે પોતાની રાહ જોવાની ના પાડી હતી.

"તમે સુચવો છો તેમ અદીનાં લગ્ન સાદાઇથી કરીશું (દાદીનાએ લખ્યું). તેણે શાદી માટે દિવાળીનો દિવસ પસંદ કર્યો છે, કે જે દિવસે ગયે વર્ષે તેને જાંગમાં ગોળી વાગી હતી. તે કહે છે કે તે એ જ દિવસે અમને બધાંને મઝા કરાવવા માગે છે."

અદીનાં લગ્નથી તેના જીવનમાં આનંદ છવાઇ ગયો. બીજે વર્ષે દાદાભાઈને ખુશ વધાઇ મળી કે તે એક કન્યાના "બપાવા" થયા છે. બે વર્ષ પછી અદીએ એલ. એમ. એન્ડ એસ.ની ડીગ્રી મેળવી, અને કચ્છ માંડવીની સિવિલ હૉસ્પિટલમાં તેની નિમણુંક થઇ.

આ બે કુટુંબો વચ્ચેના એક બીજા જોડાણ વખતે ગરીબ મંચેરજી દાદીનાની બાજી ઊંધી વળી ગઈ. આ વખતે તેમણે પોતાનો દીકરો હોમી અભ્યાસ અંગે વિલાયત જાય તે પહેલાં માકી સાથે પરણી જવાનો તેને આગ્રહ કર્યો, અને હોમી તથા માકી આ વિચારની વિરુદ્ધ પડયાં. આખરે આ વાત દાદાભાઈ પાસે ગઇ. હોમી વિલાયતથી મડમ પરણી લાવશે એવી મંચેરજી ધાસ્તી રાખતા હતા. છતાં દાદાભાઇ હોમી અને માકીના મત સાથે મળતા થયા. હોમી અભ્યાસ કરવા માટે ઇંગ્લાન્ડ ગયો, પણ તે મિકેનિકલ એન્જિનિયર થઇને ગોરી બૈરી લાવ્યા વિના પાછો ઘેર આવ્યો ત્યાંસુધી બાપડા મંચેરજીને ચેન પડયું નહિ. ઈંગ્લેન્ડના લોકોની રહેણી કરણી સંબંધી વૃદ્ધ મંચેરજી સમક્ષ કોઇએ ભયંકર ચિતાર રજૂ કર્યો હતો. દાદાભાઇ પરના એક પત્રમાં (તા. ૩૦ જુન ૧૮૮૯) તે લખે છેઃ "પંદર દિવસ પર ઈંગ્લેન્ડથી પાછો ફરેલો એક જઈફ માણસ (એક કાપડીઓ) મને કહે છે કે ત્યાં રોજ નાટકમાં જવાની ફેશન છે. મને આશા છે કે મારો દીકરો એવું નહિ કરતો હોય."

માકી ૧૮૯૭માં એલ. આર. સી. પી. થઇ, અને પાછળથી તેણે એફ. સી. પી. જી. (એડિનબર્ગ) અને એલ. એમ. (ડબ્લિન) ની ડીગ્રીઓ મેળવી. લંડનમાં પોતાની સાથે રહી માકી પ્રેક્ટિસ કરે એવી દાદાભાઇની ઇચ્છા હતી, પણ માકીની માને તેની

મુંબઈમાં જરૂર હતી. આથી તે મુંબઈ પાછી ફરી, અને એ જ વર્ષમાં હોમી દાદીના સાથે પરણી ગઈ. માકીને પણ તેના સસરા મંચેરજી દાદીના સાથે મતભેદ પડતો હતો. પોતાના પિતા અને ભાઈના જેવી જ પાણીદાર અને સ્વતંત્ર વિચારની હોવાથી ઘણી વાર તે નમતું આપવાની ના પાડતી, અને દાદાભાઈને વચ્ચે પડીને સમાધાની કરાવવી પડતી. આવા થોડાક પ્રસંગો બાદ કરતાં પોતાનાં વહાલાંઓના દર અઠવાડિયે આવતા પત્રો દાદાભાઈને ખૂબ આનન્દ આપતા. પોતાના વહાલાંઓની ખબર કોઈ અઠવાડિયે નહિ મળે તો તેમને ખૂબ બેચેની થતી. તે પોતે પણ દર અઠવાડિયે પત્ર લખવામાં ગફલત કરતા નહિ. ઈંગ્લેન્ડમાં દેશસેવા બજાવવાની જંજાળો દરમ્યાન પણ દાદાભાઈ પોતાના બાળકોના પત્રો માટે આતુર રહેતા. અદીના ત્રણ બેટા-જાલ, કેરશાસ્પ, અને સરોશ, અને પાંચ બેટીઓ-મહેર, ગોસી, નરગીઝ, પરીન, અને ખોરશેદ તેમના પર મીઠા મીઠા પત્રો લખતાં. એ બધાંની-દાદા અને તેમના પૌત્ર પૌત્રીઓની સુરકેલીનો ખ્યાલ આપતાં દાદાભાઈ એક પત્ર (૨, સપ્ટેમ્બર ૧૮૯૭) માં લખે છે:

> માકી લખે છે કે: "તેઓ હાથમાં કલમ લઈ લખવા બેસે છે કે તરત પૂછે છે કે અમે દર અઠવાડિયે બાવાજીને શું લખીએ ?" મારા લાડકાં બાળકો, "અમે મઝામાં છીએ" એટલું જ લખશો તો પણ મને સંતોષ થશે. મને તમારાં બધાંના પત્રો મળે તે ગમે છે. હું મુંબઈમા હતો અને તમને બધાંને સાંજે મળતો ત્યારે તમે જેવી વાત કરતાં તેવી જ વાત લખજો. તમે અઠવાડિયામાં નિશાળમાં શું શું કર્યું તે લખજો. નિશાળમાં અથવા બીજી કોઈ જગ્યાએ તમે જે સાંભળ્યું હોય, જે ગમ્મત કરી હોય તે બધું લખજો."

ફરામ દાદીનાએ પાછળથી (તા. ૧૫ જુલાઈ ૧૯૦૩) કરાંચીથી લખેલા એક પત્રમાં દાદાભાઈના એક પૌત્રનું ભવિષ્ય ભાખ્યું હતું.

> "મારાં વહાલાં માયજી અમારી સાથે છે, અને તે પોતાની વિલક્ષણ વાતોથી અમને બધાંને મઝા આપે છે. તે આખો દિવસ

છાપાઓ વાંચી નવરાશ મળતાં અમને બધી ખબરો આપે છે. તે કેરશાસ્પ માટે મગરૂર છે, અને તે બીજો "બાવાજી" થવાનો છે એમ ધારે છે. મને લાગે છે કે તેની આગાહી ખરી પડશે. નાના કેરશાસ્પે તેનું દિલ જીતી લીધું છે. માતાજી તેના પરથી ઓવરાઇ પોવરાઇ જાય છે, અને અમે કહીએ કે તેનામાં બાવાજી જેવું કંઇ નથી તો તમારે માટે પણ માતાજી કહે છે કે તમે તક મળવાથી ફતેહમંદ થયા છો. માયજી કહે છે "બાવાજી" પાસે એને કેળવાવા દો—પછી પરિણામ જોઇ લેજો."

બહાદુરી, નીડરતા, સેવા, અને આત્મભોગની ભાવના વગેરે સદ્‌ગુણોમાં કેરશાસ્પ તેના નામાંકિત દાદા જેવો જ નીવડયો હતો. જ્યારે મહાયુદ્ધ ફાટી નીકળ્યું ત્યારે તે કેમ્બ્રિજની ક્રાઇસ્ટ કોલેજ છોડી મીડલસેકસ રેજીમેન્ટમાં જોડાઇ ૧૯૧૫ માં લાન્સ કોરપોરલ તરીકે ફ્રાન્સની રણભૂમિ પર ગયો હતો, અને પાછળથી સારજંટ થઇને તેણે અનેક સાહસો કરી યુદ્ધમાં નામના મેળવી હતી. લડાઇમાં જખમી થવાથી તેને ચેશાયરની હોસ્પિટલમાં મોકલવામાં આવ્યો હતો, અને ફ્રાન્સમાંની નામાંકિત સેવાની કદર તરીકે તેને કામચલાઉ કમીશન એનાયત કરવામાં આવ્યું હતું.

દીકરાના દીકરા જોઇને દાદાઓના હર્ષનો પાર રહેતો નથી, પણ ભાગ્યે જ કોઇનો આ આનંદ કુટુંબીઓના મરણની ગમગીનીથી મુકત રહે છે. ૧૮૭૫ માં દાદાભાઇની માતા મરણ પામવાથી તેમને પારાવાર શોક થયો હતો, કારણ કે દાદાભાઇને જગતની કોઇ પણ વસ્તુ કરતાં પોતાની જનેતા વધારે વહાલી હતી. ૧૮૯૩ માં તેઓ કીર્તિના શિખર પર પહોંચ્યા ત્યારે તેમને આથી પણ વધારે ક્રૂર આઘાત થવા સરજાયો હતો.

# પ્રકરણ ૧૬ મું

## હિન્દની પરિસ્થિતિ

૧૮૭૬ માં મ્યુનિસિપલ કાઉન્સિલર તરીકેનું દાદાભાઈનું કામ યાદગાર હતું, પણ ઇસ્ટ ઇન્ડિયા એસોસીએશનની મુંબઇની શાખાના આશરા હેઠળ મળેલી એક સભામાં દાદાભાઇએ જે નિબંધ વાંચ્યો હતો તે તેથી પણ વધારે યાદગાર નીવડયો હતો. બે વર્ષ પછી આ નિબંધ લંડનમાં એક પત્રિકા રૂપે પ્રગટ થયો હતો. પા સદી પછી "Poverty and Un-British Rule in India"ના નામે જે અમર ગ્રંથ પ્રગટ થવાનો હતો તેના આમુખ રૂપ આ પત્રિકા હતી.

હિન્દ દિન પર દિન ગરીબીમા ગબડતું જાય છે, અને તેના દારિદ્ય માટે મોટે ભાગે દેશનું રાજતંત્ર જવાબદાર છે એ બીના સત્તાધીશો સમક્ષ પૂરવાર કરવા માટે વધુ વિગતો મેળવવાના હેતુથી દાદાભાઇએ હિન્દની ગરીબીનો પ્રશ્ન પાછો હાથ ધર્યો હતો. તેમના નિબંધનો આધાર આંકડાઓ પર હતો; છતાં દાદાભાઇએ સ્પષ્ટ કર્યું હતું કે પૂરતી માહિતીના અભાવ અને બારીક વિગતો ભેગી કરનારા સ્ટાફ વિના તેઓ અડસટા અને અનુમાનો જ રજૂ કરી શકયા હતા.

"મારી ગણતરીનો સિદ્ધાંત મોટે ભાગે આ છે. એક પ્રાન્તની બધી-નાની-મોટી પેદાશોના આંકડા ભેગા કરવાની મહેનત વધારે પડતી હોવાથી મેં તે પ્રાન્તની મોટામાં મોટી એક યા બે પેદાશ ગણતરીમાં લીધી છે. દરેક જિલ્લાનો ખેતીનો વિસ્તાર, એકર દીઠ ઉત્પન્ન, અને તેની કિંમત મેં ધ્યાનમાં લીધી છે, અને સાદા ગુણાકાર અને સરવાળાથી તમે કુલ ઉત્પન્નના આંકડો અને કિંમત મેળવી શકશો. આ પરથી તમે દર એકરની સરેરાશ પેદાશ અને આખા

પ્રાન્તની પેદાશની કિંમત પણ મેળવી શકશે, કેમ કે આ રીતે કામ લેતાં બધાં જરૂરી તત્ત્વો ધ્યાનમાં લેવામાં આવે છે."

વિસ્તૃત ગણતરી પછી દાદાભાઈએ જણાવ્યું કે હિન્દના એક અત્યંત ફળદ્રુપ પ્રાંતની ઉત્પન્ન માથા દીઠ દર વર્ષે રૂ. ૨૦ની આવે છે એમ સાબીત થાય છે, અને તે પરથી તેમણે દરેક હિન્દીની સરેરાશ વાર્ષિક આવક ૪૦ શિલીંગની ગણી હતી તે ઉદાર આંકણી હતી. તે પછી તેમણે પરદેશ જતા મજૂરોની જિંદગીની જરૂરિયાતોના અંદાજ પરથી બ્રિટિશ અને કેપ ઑફ્ ગુડહોપની પશ્ચિમના પરદેશી સંસ્થાઓમાં જતા હિન્દી મજૂરો, મુંબઈના જુદાજુદા ભાગોમાં ખેતીનું કામ કરતા મજૂરો, હલકામાં હલકા પગારના સરકારી નોકરો, અને જેલમાંના કેદીઓ માટે તેઓને સામાન્ય રીતે તંદુરસ્ત રાખવા માટે જોઇતી ઓછામાં ઓછી જરૂરિયાતોનું અવલોકન કરી તેઓ એવા નિર્ણય પર આવ્યા કે "મોજમજાહ, સામાજિક અને ધાર્મિક જરૂરિયાતો, લગ્ન મરણના ખર્ચો, અને ખરાબ વખત માટે કંઈક બચત રાખવાની" વાત તો બાજુએ રહી પણ કેદખાનાના કેદીઓના ખોરાક અને વસ્ત્રો માટે જે ખર્ચ થાય છે તેટલો ખર્ચ કરવા માટે પણ એક હિન્દીની સરેરાશ આવક પૂરતી થતી નથી.

આયાત નિકાશના આંકડાઓનું અવલોકન કરી તેમણે જણાવ્યું કે ૧૮૩૫ થી ૧૮૭૨ સુધી હિન્દે ૯૪૩,૦૦૦,૦૦૦ પાઉન્ડનો માલ આયાત કર્યો હતો, જ્યારે નિકાશ ૧૪૩૦,૦૦૦,૦૦૦ પાઉન્ડની હોવાથી પુરાંત ૫૦૦,૦૦૦,૦૦૦ ની રહી હતી. આમાં હિન્દ તરફથી ઇગ્લાંડને મળતી વાર્ષિક ખંડણી ગણવામાં આવી નથી. જો વ્યાજ ગણવામાં આવે, તો આ શોષણ આથી પણ વધારે થતું હતું. તે પછી બ્રિટિશ સત્તાધીશોનાં નિવેદનો ટાંકીને તેમણે સિદ્ધ કર્યું કે હિન્દની ઘણી આફતો ઇગ્લાંડને આપવી પડતી ભારે ખંડણીને આભારી છે. દક્ખણના એક મહેસૂલી કમિશનર જે પાછળથી કાઉન્સિલના સભ્ય થયા હતા—સેવીલ મેરિયટ—તેમણે ૧૮૩૬ માં લખ્યું

હતું કે "હિન્દ દરિદ્રતાને કિનારે આવી પહોંચ્યું છે," અને "ઘણા ગંભીર નુકસાન વિના કોઈ પણ દેશ આવું શોષણ ખમી શકે" એ માનવું મુશ્કેલ છે.

અંગ્રેજ પ્રજાને પોતાનો મુદ્દો સમજાવવા માટે જ્યારે ઈંગ્લાંડ પોતે પોપના તાબા નીચે એ ખંડણી આપતું હતું તે વખતના ઈંગ્લાંડનો ચિતાર દાદાભાઈએ ડ્રેપરના "Intellectual development of Europe"માંથી નીચે મુજબ ટાંકી બતાવ્યો હતો:

"હકીકતમાં ક્રુઝેડ (ધાર્મિક યુદ્ધો) ને લીધે આખું યુરોપ પોપ (ઈનોસંટ ત્રીજા)નું ખંડિયું બન્યું હતું. દરેક રાજ્યમાંથી નિયમિત પૈસા ખેંચાઈ જતા હતા. આપણે જે જમાનાની વાત કરીએ છીએ, તે પછી ૫૦ વર્ષે રોજર બેકના મિત્ર અને લીકંનના બીશપ રૉબર્ટ ગ્રોટેસ્ટેસે ઈંગ્લાંડમાંથી પરદેશી ધર્મગુરુઓને મળતી રકમની ગણતરી કરી હતી. એ રકમ રાજાની આવકથી ત્રણ ગણી માલમ પડી હતી. ઈનોસંટ ચોથાએ ૩૦૦ વધારાના ઈટાલિયન પાદરીઓ માટે જોગવાઈ કરવાની "ચર્ચ ઓફ ઈંગ્લાંડ" પાસે માગણી કરી હતી ત્યારે આ ગણતરી થઈ હતી,——સઘળા મોટા હોદ્દાઓ પર પાદરીઓને નીમવા સામે આમની સભાએ રાજા સમક્ષ ઉઠાવેલા પોકાર, અને દેશમાંથી રોમ ચાલી જતાં દ્રવ્ય સંબંધી ભલી પાર્લામેન્ટે મૂકેલા આક્ષેપો પરથી જમાના સુધી "રોમના ખજાના" જેવી ઈંગ્લાંડની પરિસ્થિતિનો ખ્યાલ આવે છે. તેઓએ ભાર મૂકી જણાવ્યું હતું કે, ઈંગ્લાંડનો રાજા પ્રજા પર જે કરવેરા નાખતો હતો તેથી પાંચગણી રકમ રોમ લઈ જતું હતું, અને ઈંગ્લાંડમાંથી પોપને મળતી મહેસૂલ કોઈ પણ ખ્રિસ્તી દેશની મહેસૂલ કરતાં વધારે હતી—મોટા મોટા જિલ્લાઓમાં જંગલો વધી ગયાં હતાં; ચાલીસ પચાસ માઈલના વિસ્તારોમાં તાવ અને બીજા રોગો ફરી વળ્યા હતા. છતાં પાદરીઓનાં મકાનોની આસપાસ સુંદર બગીચા, લીલી ઘાસની બિછાતો અને આરામકુંજો તથા ઝરણાંઓ હતાં.

ખેડૂતનાં ઝુંપડાં વાંસનાં હતાં અને તે પર કાદવનો ગારો હતો. તેનાં બિછાનાં અને કપડાં જીવજંતુથી ભરેલાં હતાં. તેઓ કંદમૂળ અને ઝાડનાં પાંદડાં ખાઇને જીવતાં હતાં.–વસ્તી મૂળમાં જ ઓછી હતી તે ભૂખમરા અને રોગચાળાથી વધુને વધુ ઘટતી હતી. શહેરીઓની હાલત પણ ગામડીઆઓના કરતાં સારી નહતી. તે સૂકા ઘાસ પર સૂએ છે ને ઉશીકાની જગ્યાએ લાકડાંનો ટૂકડો વાપરે છે.—ખેડૂતોનાં કંગાળ ઝુંપડાં અને પાદરીઓનાં આલિશાન મકાનોની વચ્ચે કોઇ જ માથું મારવા તૈયાર ન હોય એવી સામાજિક દશા અફસોસકારક છે.—સીઝરના જમાના પછી ગ્રામ-જીવનમાં નજીવો સુધારો થયો હશે. શારીરિક દશા પર તો બિલકુલ ધ્યાન અપાયું નથી.— આ ધર્મયુગના અંતમાં ઇંગ્લાંડ લાંબા વખત સુધી ઇટલીને નાણાંની ખંડણી આપી ઇટાલિયન ઢોરોને ચરવાના ગોચર જેવું જ રહ્યું છે–સોળમી સદીની શરૂઆતમાં આ ટાપુ રાજકીય અને બૌદ્ધિક નજરે સામાન્ય ધારણા કરતાં પણ ઘણો પછાત હતો.

આ અજબ જેવા દાખલા પરથી હિન્દની સ્થિતિનો ખ્યાલ આવતો હતો. દાદાભાઇએ સૂચવ્યું કે દેશને મોટા પાયા પર ઉદ્યોગવાદની જરૂર છે. ઉદ્યોગનો આધાર મૂડી પર છે. એ મૂડી કયાંથી લાવવી? હિન્દ પાસે પૈસા નહોતા. પૈસા ન હોવાનાં મૂળ કારણો શાં છે? તેનું મુખ્ય કારણ હિન્દની દોલતનું ઇંગ્લાંડ તરફથી થતું શોષણ હોવાથી હિન્દના વેપાર ઉદ્યોગની ખીલવણી માટે સસ્તાં વ્યાજે બ્રિટન પાસેથી નાણાં મેળવવાનો હિન્દને હક છે.

બીજો અગત્યનો સવાલ હિન્દના રક્ષણનો હતો. હિન્દી પ્રધાને કપાસ પરની જકાત રદ કરવાનાં ફરમાનો છોડી દીધાં હતાં. દાદાભાઇએ જણાવ્યું કે અબાધિત વેપારના બહાના નીચે ખરો હેતુ હિન્દનાં કારખાનાઓને શરૂઆતમાં જ કચડી નાંખવાનો હતો.

"મેન્ચેસ્ટરવાસીઓના ખરા સ્વાર્થી હેતુઓ વિષે અથવા મેન્ચેસ્ટરના દબાણથી કોન્ઝર્વેટીવ સરકારની રાજદ્વારી જરૂરિયાત શી છે, તે વિષે હું કંઇ કહેવા માગતો નથી. હિન્દી પ્રધાનનાં

હેતુને પ્રમાણિક ગણીને અબાધિત વેપાર વિષે જ હું વિવેચન કરીશ. હું અબાધિત વેપાર પસંદ કરું છું. પણ મેં આજે તમોને કહ્યું તે પરથી તમે સહેલાઇથી સમજી શકશો કે આ બાબતમાં ઈંગ્લાન્ડ અને હિન્દ વચ્ચેનો અબાધિત વેપાર, એક ભૂખે મરતા, થાકેલા બીમાર માણસ અને ઘોડા પર સવાર થયેલા બળવાન માણસ વચ્ચેની સરત જેવો છે. જે દેશો પોતાનાં સાધનો પર સમાન સત્તા ધરાવતા હોય તેઓ વચ્ચેનો અબાધિત વેપાર એક વાત છે; પણ અહીં પણ સંસ્થાનો આવી વાતો સમજતાં નથી તો પછી હિન્દ બાપડું શું કરે ? બળવાન અંગ્રેજ લાભો આગળ હિન્દ ચગદાઇ જાય છે, અને તેને ચગદાઇ જવું જ જોઇએ મીલ કહે છે કે નવાં સંસ્થાનોને રક્ષણની જરૂર છે. ફક્ત મહેસૂલી જરૂરિયાતને લીધે જ હાલની જકાતો ચાલુ રાખવાની જરૂર પડી છે એ વાત બાજુએ રાખતાં પણ હિન્દને વધારે રક્ષણની જરૂર છે. હિન્દમાંથી હાલમાં થતું દ્રવ્યનું શોષણ અટકાવો—તે પછી હિન્દ ખુશીથી અબાધિત વેપાર માટે તૈયાર થશે. ઇંગ્લાંડની આવક કરતાં ૧/૨ આવકમાંથી ઇંગ્લાન્ડ કરતાં બમણો કરવેરાનો બોજો ઉપા૦ ડવા સાથે દ્રવ્યનું ભારી શોષણ હોવા છતાં અબાધિત વેપારમાં અમને ઇંગ્લાંડની સાથે હરીફાઇ કરવાનું કહેવામાં આવે છે.”

દાદાભાઇનો નિબંધ સંપૂર્ણ હોવા છતાં હિન્દના અર્થશાસ્ત્રના અત્યંત વિવાદાસ્પદ સવાલ પર તે સૌથી વધારે પ્રકાશ નાખનારો હતો. હિન્દીઓની સરેરાશ આવકની ગણતરી દાદાભાઇએ પોતાની રીતે કરી હતી, છતાં તેમનું અનુમાન મોટે ભાગે ખરું હતું, અને તેની સાબિતી એ છે કે ૧૮૮૨ માં ઇવલીન બેરીંગ (લોર્ડ ક્રોમર) અને સર ડેવીડ બારબરે પણ હિન્દીવાનની માથા દીઠ આવક રૂ. ૨૭ ની આંકી હતી. પાછલાં વર્ષોમાં ઉદ્યોગ અને ખેતીની પેદાશ વધવા છતાં ૧૯૦૧ માં લોર્ડ કર્ઝને આ આવક ફક્ત રૂ. ૩૦ ની ગણી હતી.

૧૮૭૭ થી ૧૮૮૧ સુધીનો સમય દાદાભાઇના જીવનનો સામાન્ય રીતે શાંતિ ભર્યો પસાર થયો હતો. એ સમય પહેલાં તે જ્યાં જ્યાં ગયા, ત્યાં તેમની આશ્ચર્યકારક ચેતનશકિત, તેમની તીવ્ર

બુદ્ધિ, અને તેમની કર્તવ્યપરાયણતાએ બધાઓનું ધ્યાન ખેંચ્યું હતું. "રાસ્ત ગોફતાર"નું તંત્રીપદ છોડયા પછી નસીબ તેમને જ્યાં જ્યાં લઇ ગયું ત્યાં ત્યાં તેમણે નવું જ ચેતન રેડયું હતું. તેઓ જે સંસ્થાઓમાં જોડાયા તે દરેકને તેમણે નવજીવન આપ્યું. આવો ચટપટિયો જીવ શી રીતે કોઇ જગ્યાએ શાંત બેસી શકે?

લોર્ડ લીટનની હકૂમત દરમિયાન આખા હિન્દ પર ફરી વળેલી ગમગીની દરમિયાન લોકોમાં એવી વાત ફેલાઇ હતી કે દાદાભાઇએ બ્રિટિશ ઇન્સાફ પરની શ્રદ્ધા ગુમાવી દઇને જાહેર જીવનથી ફારેગ થવાનો વિચાર કર્યો હતો. તે સમયે પસાર થયેલા દુષ્ટ કાયદાઓમાં એક વર્નાક્યુલર પ્રેસ એકટ હતો કે જે હિન્દી છાપાંઓની સ્વતંત્રતા પર તરાપ મારનારો હોવાથી "કાળા કાયદા" ને નામે ઓળખાયો હતો. બીજો બનાવ અફઘાન યુદ્ધનો હતો કે જે યુદ્ધ ઇંગ્લાંડના લાભ માટે લડવામાં આવ્યું હતું, છતાં તેના ખર્ચનો ભયંકર બોજો હિન્દ પર નખાયો હતો. તે ઉપરાંત રૂસો-ટર્કીશ લડાઇ દરમિયાન માલ્ટા ખાતે લશ્કર મોકલવાનો ખર્ચ હિન્દને માથે ઓળવવાની કોશિશ થઇ હતી. પણ દાદાભાઇ આવા અન્યાયોને નમતું આપે એવી પોચી માટીના ન હતા. આવા અન્યાયોથી તે વધારે જુસ્સાથી લડવાને પ્રેરાતા હતા. હકીકત એ છે કે દાદાભાઇએ મૌનવ્રત લીધું ન હતું, તેમ તેઓ રાજદ્વારી સન્યાસી પણ થયા ન હતા. આ પાંચ વરસ ગમગીનીમાં, એકાંતમાં પસાર થયાં હતાં, એ વાત ખરી છે, પણ દાદાભાઇ તે દરમિયાન નિષ્ક્રિય રહ્યા ન હતા. આ વરસો તેમણે પોતાનો ધંધો ચાલુ રાખવા તથા હિન્દની ગરીબી સાથે સંબંધ ધરાવતા મહાભારત સવાલોનો રાત દિવસ અભ્યાસ કરી રાજકર્તાઓની આર્થિક રાજનીતિ સામે પોકાર ઉઠાવવા માટેના સખત પ્રયાસોમાં ગાળ્યાં હતાં.

ઇસ્ટ ઇન્ડિયા એસોસીએશનની સ્થાપના થયા પછી દાદાભાઇ પોતાનાં વેપાર ધંધા પર જોઇતું ધ્યાન આપી શકતા ન હતા.

જો તેમના ગુજરાન માટે કોઈ બીજું સાધન હોત તો ખચીત જ તેમણે વેપારને છેલ્લી સલામ કરી દીધી હોત. પણ આવા સાધનને અભાવે જો કે તેઓ ધંધા પર પૂરતું ધ્યાન આપી શકતા ન હતા છતાં પોતાની પેઢી સાથેનો સંબંધ તેમણે જાળવી રાખ્યો હતો. ૧૮૭૬ માં તેમને વેપાર પર વધારે ધ્યાન આપવાની જરૂર પડી હતી. ૧૮૮૧ સુધી તેમના ભાગીદારો સાથે ચાલેલા પત્રવ્હેવાર પરથી જણાય છે કે એ અરસામાં તેમને અનેક નાણાપ્રકરણી મુશ્કેલીઓ વેઠવી પડી હતી, અને તેથી તેમને ધંધા પર ખૂબ લક્ષ આપવાની ફરજ પડી હતી. તેઓ મુંબઈમાં હતા ત્યારે દર અઠવાડિયે પત્ર લખીને તેમના ભાગીદારો જુદી જુદી બાબતોમાં તેમની સલાહ સાગવા સાથે દરેક વાતથી તેમને માહિતગાર રાખતા, પણ દાદાભાઈની ગેરહાજરીમાં તેમના તરફથી કામ કરવાની મુખત્યારી ધરાવનાર દાદી ડોસાભાઈ કામાના એક પત્ર (ઓગસ્ટ ૨૬, ૧૮૮૧) પરથી જણાય છે કે વેપાર નફાકારક ન હતોઃ—

> મને જોઇને ઘણી દિલગીરી થાય છે કે તમને મિ. એમ. તરફથી કંઇ પણ પૈસા મળવાનો સંભવ ઘણો ઓછો છે. મિ. એમ. ના આવા ખરાબ વર્તનથી મને તમારે માટે ઘણું લાગી આવે છે. અલબત્ત, તમે તમારું બનતું કરતા હશો, પણ લોકો ખોટા થાય છે ત્યારે આપણે લાચાર થઇ જઇએ છીએ. તમને ખોટ જવાથી આપણા વેપારી સંબંધમાં કંઇ ફેર પડવાનો નથી. મારી ગેહેરવણ જેવી છે તેવી જ રહેશે......તમારી આગલી ખોટ મિ. એમ. ની મોટી ખોટ સાથે કદી ભરપાઇ થાય એમ જણાતું નથી. આથી જે લોકો તમારી સાથે વેપાર કરતા હોય તેઓ જોખમમાં ન પડે તે માટે પેઢીનું કામકાજ તાત્કાલિક બંધ કરવું સલાહકારક નથી ?

બીજા એક પત્રમાં (૭ ઑક્ટોબર) કામાએ લખ્યું છે :

> જો તમને એમ લાગે કે પેઢી સાથે તમારું નામ જોડાયેલું રાખવાથી સારો લાભ મળે છે તો તેમ કરવાની આનાકાની કરતા ના, કારણ કે આવા લાભ માટે થોડુંક જોખમ વહોરવું યોગ્ય છે. બને તો આ વરસની આખરી પહેલાં કંઇ છેવટના નિર્ણય પર આવજો.

આ પરથી દાદાભાઈએ પેઢી બંધ કરી પોતાને હિસાબે ને જોખમે ધંધો ચાલુ રાખી બધી વરદીઓ સીધી કામા પર મોકલવાનો નિર્ણય કર્યો. કામાએ લખ્યું હતું: "તમારા કહેવા મુજબ તમે કંપનીને સઘળી વરદીઓ અમારે ત્યાં સીધી નોંધાવવાની ખબર આપજો, સિવાય કે તમે કહો છો તેમ એવા ટ્રાન્સફર કરવાથી સારો વેપાર હાથમાંથી જવાનો ભય હોય. એવા કેસમાં તમારે નામે ધંધો કરી શકશો."

દાદાભાઈની વેપારી કારકિર્દીનો આ કસોટી કાળ હતો. રોજના કામના દબાણ અને મુશ્કેલીઓ હોવા છતાં હિન્દની ભૌતિક હાલતની શોધખોળ કરવાની તેમની ધગશ જેવીને તેવી જ રહી હતી. વેપાર ધંધાની ચિંતાઓમાં પણ તેઓ ઇસ્ટ ઇન્ડિયા કંપનીના વખતથી અંગ્રેજોએ મેળવેલા પગારોની રકમો ભેગી કરતા હતા, અને આ મહાભારત કામ પાર પાડવા માટે ઈંગ્લાંડના બુકસેલરો પાસેથી અસંખ્ય પુસ્તકો ખરીદતા હતા. ભૂતકાળમાં તેમના જેવો સરકારી બ્લુ બૂકસ ખરીદનાર કોઇ પાકયો ન હતો, અને તેમના પછી સરકારી પ્રકાશનોનો તેમના જેવો બીજો કોઇ ખરીદનાર નીકળ્યો નથી. તેમને જોઈતી વિગતો નહિ મળવાથી તેમણે કામાને લખીને બને તેટલા જૂના રિપોર્ટો અને બજેટોની શોધ કરવાની ફરમાસ કરી હતી. જવાબમાં (૩૦ સપટેમ્બર ૧૮૮૧) કામાએ લખ્યું હતું કે:

> તમે જણાવેલી બ્લુ બૂક-"ઇસ્ટ ઇન્ડિયા સેલરીઝ વગેરે"ની નકલ મેળવવા મેસર્સ હૅરીસ કોશિશ કરે છે. - તેઓને કોઇ પુસ્તક મળતું નથી. પણ આ વરસની બજેટ બૂક છે, જેમાં પગાર વગેરેની વિગતો નથી. જો એ ચોપડી જોઇતી હોય તો મને લખજો."

બીજા પત્રમાં (ઓકટોબર ૧૪) મશીનરી, શેલર સ્કીન્સ, ઘડિયાળો, બ્રેસલેટસ, એનેટોમીસ્ટ પ્લેટસના ઑર્ડરો વિષે લખ્યા પછી ઇસ્ટ ઇન્ડિયા કંપનીના પગારો સંબંધી કામા લખે છે.

"છેલ્લા મેલમાં તમને પત્ર લખ્યા પછી મને તમારો તા. ૨૦ મી સપ્ટેમ્બરનો પત્ર મળ્યો છે. મેસર્સ હૅરીસે તપાસ કરી છે, પણ બજેટના આકડા જે તેઓએ અમારા ઉપર મોકલ્યા છે તે સિવાય સનદી નોકરોના પગાર સંબંધી બીજો કોઈ રિપોર્ટ મળતો નથી. આવતી ટપાલમાં તમારા પર બજેટ મોકલી આપીશું."

આંકડાઓ ભેગા કરવાનું દાદાભાઈને ગોયા ઘેલું લાગ્યું હતું. કામા તેમને માટે બટારો ભરાય તેટલાં સરકારી પ્રકાશનો ખરીદતા હતા. તા. ૪ થી નવેમ્બરના પત્રમાં તે લખે છે.–"થોડા વખત પહેલાં તમે જૂની બ્લુ બૂકસનું એક લાંબુ લીસ્ટ મોકલ્યું હતું. આ બધી ચોપડી એક જ જગ્યાએથી મળવી મુશ્કેલ હોવાથી મેસર્સ હૅરીસ તેના સંબંધી તપાસ ચલાવે છે." થોડા વખત પછી દાદાભાઈએ "હંસાર્ડ"ના વૉલ્યુમ્સ ભેગાં કરવા માડયાં હતાં. પાર્લામેન્ટરી કારકિર્દી માટે તૈયારી કરવા માટે તેમણે અહેવાલો ભેગા કરવા માંડયા હતા કે નહિ તે કહી શકાતું નથી, પણ કામા બ્રધર્સ ઍન્ડ કંપનીના (૧ જુન ૧૮૮૩) એક પત્રમાંનો નીચેનો ભાગ ખાસ લક્ષ ખેંચનારો છેઃ–

"અમે અત્યાર અગાઉ હંસાર્ડ પાસેથી ૧૮૮૪ થી ૧૮૯૨ સુધીના તમામ વૉલ્યુમો ખરીદ્યાં છે.......૧૮૪૪ ની પહેલાના અહેવાલોમાના ઘણા મેસર્સ કીંગ પાસે હતા તે અમે ૪૦ પાઉન્ડમાં ખરીદી લીધાં છે, એટલે હવે ઘણાં થોડાં જ પુસ્તકો બાકી રહ્યા છે. અમે જે ખરીદી કરી છે તે ૧૪૫ થી ૧૫૦ પાઉન્ડની લગભગ થઈ છે.

આ જ પ્રમાણે હિન્દમાં પુસ્તકો, અહેવાલો, કેલેન્ડરો, વગેરેની શોધ ચાલુ જ હતી. દાખલા તરીકે મદ્રાસ યુનિવર્સિટીના કેલેન્ડરમાં યુનિવર્સિટીની શરૂઆતથી અંડર-ગ્રેડ્યુએટોનું સંપૂર્ણ લીસ્ટ ન હતું. દાદાભાઈએ યુનિવર્સિટીના રજીસ્ટ્રારને લખી સંપૂર્ણ ટીપ માગી, પણ તેવી ટીપ નહોતી. "તમને જરૂર હોય તો દરેક વૉલ્યુમમાં આપેલાં વાર્ષિક લીસ્ટમાંથી આખું લીસ્ટ તૈયાર કરી લો," એવો રજીસ્ટ્રારે જવાબ વાળ્યો હતો.

૧૮૭૬ થી ૧૮૭૯ની વચ્ચે હિન્દી સનદી નોકરી સંબંધી સર અર્સ્કીન પેરી સાથે દાદાભાઇએ લખાણુ પત્રવહેવાર ચાલુ રાખ્યો હતો. ૧૮૭૦ના કાયદાની રૂએ ચોક્કસ સંખ્યામાં હિન્દીઓની સનદી નોકરીમાં નિમણૂક કરવાનું ઠરાવવામાં આવ્યું હતું. પણ તેના અમલ માટે જરૂરી નિયમો ઘડવામાં આવ્યા ન હતા. સત્તાધીશો હિન્દીઓની બધી માગણીઓની અવગણના કરવાનો નિશ્ચય કરી બેઠા હતા, પણ દાદાભાઇની ખંતીલી મહેનતને પ્રતાપે ૧૮૭૯માં જરૂરી નિયમો ઘડાયા હતા.

વિલિયમ વેડરબર્નના ભાઇ અને આમની સભાના સભાસદ સર ડેવીડ વેડરબર્નની સહાયથી દાદાભાઇએ સરકારી નોકરીમાંના યુરોપિયનોના પગાર અને પેન્શનોનો સવાલ ઉપાડી લીધો. સનદી નોકરીને હિન્દી બનાવવાના સવાલનું આ એક અંગ હતું, અને તેમણે માગેલી વિગતો હિન્દના શોષણનું માપ કાઢવા માટે જરૂરી હતી.

સમાજવાદી એચ. એમ હિન્ડમેન હિન્દી આર્થિક સ્થિતિના પ્રખર અભ્યાસી અને હિન્દમાંના બ્રિટિશ રાજવહીવટના કડક ટીકાકાર હતા. પાંચ પૈસે સુખી માણસમાંથી ઘણા થોડા માણસો જુલમના ભોગ થનારાઓની સામે થવાની હિંમત બતાવે છે. દાદાભાઇએ હિન્દની ગરીબીથી બ્રિટિશ પ્રજાને વાકેફ કરવા માંડી ત્યારથી તેઓ હિંડમેનના ગાઢ સમાગમમાં આવ્યા હતા. આ બે જણ વચ્ચે કેવી રીતે પિછાન થઇ તેનો ચિતાર આપતાં હિન્ડમેન પોતાના સંસ્મરણો[1]માં લખે છે:

મેં મારો લેખ પૂરો કર્યો હતો, અને તેમાંનો આંકડાવિભાગ મેં ખાતરીભર્યો અને સ્પષ્ટપણે રજૂ કર્યો નહતો. એમ લાગવા છતાં તે "નાઇન્ટીન્થ સેન્ચરી" પર રવાના કરવાની અણી પર હતો એવામાં કીંગ સ્ટ્રીટમાંના પાર્લામેન્ટરી બુકસેલરો મેસર્સ કીંગની દુકાનમાં હું જઇ ચઢ્યો;—હું દુકાન છોડી જતો હતો તેવામાં એક ફાટેલાં પુઠાંની ચોપડી જમીન પર પડેલી મારી નજરે પડી. જે પર મોટાઅક્ષરે

1 The record of an adventurous life P. 175.

"હિન્દની ગરીબી" લખેલું હતું. મેં પૂછ્યું કે આ શું છે? જવાબ મળ્યો કે આંકડાઓનો સંગ્રહ. તરત એ નાની ચોપડી હાથમાં લેતાં મને માલૂમ પડ્યું કે મિ. દાદાભાઈ નવરોજીએ તેમાં આપેલા આંકડાઓથી મારો લેખ સંપૂર્ણ થતો હતો.. આ લેખ ૧૮૭૮ ના ઑકટોબરના અંકમાં "નાઇન્ટીન્થ સેન્ચરી"માં મિ. નોલ્સે પસંદ કરેલા "હિન્દનું દેવાળું" નામના મથાળા નીચે પ્રગટ થયો હતો.

હિન્દના મામલા વિષેનું સાહિત્ય, સરકારી રિપોર્ટો વગેરે પુસ્તકોની ખરીદીમાં હિન્ડમેન દાદાભાઈથી ખાંડયો જાય તેમ ન હતું. તેના મગજ પર પણ શોષણનું ભૂત ચઢી બેઠું હતું. બન્નેની ખાતરી થઈ ગઈ હતી કે હિન્દના સત્તાધીશો પાયમાલીને રસ્તે પ્રયાણ કરી રહ્યા હતા. બન્ને ચળવળની જરૂર પિછાનતા હતા, અને બેઉ જણા હિન્દના વહીવટના શુષ્ક વિષય સંબંધીના લેખો છાપાંઓ અને માસિકોમાં લખવા ઉપરાંત પ્રેરક લેખોની પત્રિકાઓ પ્રગટ કરતા હતા. હિન્દ અને ઇંગ્લાંડ બન્ને દેશોમાં ચાલુ ઊહાપોહ કરવાની જરૂર બન્ને સમજતા હતા, અને હિન્ડમેને તો યુરોપખંડમાં પણ હિન્દ સંબંધી જાગૃતિ આણી હતી. દાદાભાઈ હિન્ડમેનને હિન્દમાં બનતા બનાવોની માહિતી આપતા, અને ગરીબ હિન્દ માટે તેમનો સમાજવાદી મિત્ર જે કંઈ કરી રહ્યો હતો તે માટે આભાર પ્રદર્શિત કરતા. હિન્દ અને હિન્દના નાણાપ્રકરણ સંબંધી કીંમતી સાહિત્ય પૂરું પાડવા માટે હિન્ડમેન પણ દાદાભાઈનો ઓછો આભારી ન હતો.

૧૭ મી ઑકટોબર ૧૮૭૮ ના પત્રમાં હિન્ડમેન દાદાભાઈને લખે છે: ટાઇમ્સમાં "રી" સાથેની ચર્ચામાં તમારી જેહમતભરી ગણતરી માટે જાહેરમાં તમારો આભાર માનવાની તથા હિન્દીઓથી બની શકતું હોય તો પણ તેઓ અંગ્રેજ રાજને બદલે રશિયન રાજ માંગતા નથી એ ખરી વાત જણાવવાની મને તક મળવાથી મને હર્ષ થયો છે.

૨૧ મી ફેબ્રુઆરી ૧૮૮૦ ને દિને હિન્ડમેને લખ્યું હતું:

હાલ તુરત તો હિન્દનો પ્રશ્ન જરા વિસરાઇ ગયો છે, પણ મિ. હંટરના આશાવાદની જાહેર પ્રજા પર અસર થવાની નથી. તેનાં ભાષણો નિષ્ફળ ગયાં છે, અને હું થોડા વખતમાં તેને જવાબ આપવાનો છું. મને ખાતરી છે કે સરકાર ધીમે ધીમે આર્થિક રાજનીતિ બદલવા લાગે છે. પણ સૌથી પહેલી વાત એ છે કે અફઘાન યુદ્ધનો ખર્ચ ઇંગ્લાંડે આપવો જોઇએ. મેં થોડા દિવસ પર સૂચના કરી હતી કે નવા ખજાનચીની નિમણૂંક કરાવાની સાથે ખજાનચીનો હાલનો પગાર ઘટાડીને, સારે પગારે એક દેશીને મદદનીશ ખજાનચી નીમવો. આ સૂચનાનો અમલ થવાની આશા છે. "સ્ટેટસમેન" એક ઝેરી પક્ષકાર વાજિંત્ર થઇ ગયું છે, તે દયાજનક છે. તેણે હિન્દનું કલ્યાણ કરવાની તક ગુમાવીને પોતાનું સ્થાન ફેંકી દીધું છે.

બીજા પત્રમાં (૨૫ એપ્રિલ) તે કહે છેઃ

લીબરલોની રશિયા તરફની પક્ષપાતી રાજનીતિને હું ધિક્કારું છું. છતાં તેઓ સત્તા પર આવશે તો મને વિશ્વાસ છે કે હિન્દને લાભ થશે, અને પોતાના દેશ માટે આટલું બધું કરનાર તમે પણ આગળ આવશો. હવે તમે વાસ્તવિક સુધારામાં તમારી સેવાનો બદલો મેળવશો.

સનદી નોકરીના સવાલ સંબંધી પાર્લામેન્ટ સમક્ષ શાહસી અરજી રજૂ કરવા ઇંગ્લાંડ મોકલવામાં આવેલા હિન્દના મહાન કટાક્ષવાદી લેખક લાલમોહન ઘોષને તે પછી એક ઉપયોગી સલાહ આપતાં હિન્ડમેન કહે છેઃ

તમે મિ. લાલમોહન ઘોષને મળો તો તેને ગઇ ગુજરી ભુલી જવા કહેજો. અંગ્રેજો ગમે તેટલા ખોટા હશે તો પણ તેઓ પોતાના જાતભાઇ સિવાય બીજા કોઇની ગાળ સહન કરવાના નથી. તે પુનઃરચના પર ભાર મૂકીને ઘણું સારૂં કામ કરી શકશે.

તા. ૧૭ મી જુલાઈના પત્રમાં હિન્ડમેન હિન્દના શોષણ સંબંધી પુરાવા ભેગા કરવામાં રોકાઇ જવાની વાત કરી જણાવે છે કે મિ. લી-વોરનરે દેશીઓના આંકડાઓની અચોકકસતા સંબંધી ફરિયાદ કરી છે. પણ મેં તન્ને લખી નાંખ્યું છે કે જો તે તેમને

મળશે તો તે ઉત્તમ બુદ્ધિવાળાના સમાગમમાં આવશે. આ તો મારો અભિપ્રાય છે. બેશક તમે તો કદી અચોક્કસ હોતા નથી, અને તેથી હિંદ અને અમે તમારા બહુ ઋણી છીએ.

તા. ૫ મી માર્ચ ૧૮૮૧ ના પત્રમાં દાદાભાઈએ મુંબઈ જવાના પોતાના નિશ્ચયની મિ. હિન્ડમેનને ખબર આપી, ગરીબ હિન્દની તેમણે બજાવેલી સેવા માટે આભાર માની, એ ન્યાયી લડત ચાલુ રાખવાની વિનંતી કરી હતી, જેના જવાબમાં હિન્દનો પ્રશ્ન કદી પણ છોડી નહિ દેવાનું હિન્ડમેને વચન આપ્યું હતું.

મુંબઈ આવ્યા પછી હિન્ડમેન જોગા પત્રમાં દાદાભાઈએ પોતાની નબળી આર્થિક સ્થિતિ વિષે ઇસારો કર્યો હતો, અને તે જ પત્રમાં ઇન્ડીયા ઓફિસ સાથેનો પત્રવહેવાર પોતે ખર્ચે પ્રગટ કરવાનો ઇરાદો જાહેર કર્યો હતો. ઑકટોબરમાં આ પત્રવહેવારની નકલો હિન્ડમેન પર મોકલી તે આમની સભામાં વહેંચવાની વિનંતી કરી દાદાભાઇએ જણાવ્યું હતું કે "મેં અહીં ઠરીઠામ થઇ જવાનો લગભગ ઠરાવ કર્યો છે. હું અહીં વેપાર કરીશ, અથવા હિન્દના રાજકારણને ફરીથી ઉપાડી લઇશ."

### દાદાભાઈ જોગ, હિન્ડમેન.

૯–૧૨–૮૧. જ્યારે આપણે છેલ્લા મળ્યા ત્યારે મેં દર્શાવેલા વિચારો આખી બ્રિટિશ સલ્તનતને લાગુ પાડવા સંબંધી મેં લખેલી "England for all" નામની નાની ચોપડીની પહેલી અને બીજી આવૃત્તિ તમારા પર મોકલું છું...તેણે મજૂર વર્ગમાં ઠીકઠીક સનસનાટી ફેલાવી છે, અને ડેમોક્રેટીક ફેડરેશન–જેનો હું વડો છું તે અત્યાર અગાઉ એક બળવાન સંઘ બન્યું છે. તમે જોશો કે હિન્દના પ્રશ્ન સંબંધી મેં ગોળગોળ વાત કરી નથી.

૨–૮–૮૨ મારો અભિપ્રાય સર લૂઇ મેલેટ જેવો છે અહીં બળવો નહિ થાય ત્યાં સુધી હિન્દ માટે કંઇ થઇ શકે તેમ નથી. ઉપલો અને મધ્યમ વર્ગ સાંભળવાનો નથી. તેની અને પરવા પણ

નથી. આથી બની શકે તો શાંત ઉપાયોથી હું ક્રાન્તિ લાવવાનો પ્રયાસ કરું છું. પણ અણીની વખતે જો અમે પૂરતા બળવાન હોઇશું તો હું બળ વાપરતાં ડગવાનો નથી. અહીંના આમ વર્ગની હાલત શોકજનક છે, અને કેટલીક વાર મને લાગે છે કે તેઓની હાલત તમારા ભૂખે મરતા ખેડૂતો, અને મુંબઇ તથા મદ્રાસના દુકાળિયા મજૂરો કરતા પણ ખરાબ છે. કેમકે હિન્દમાં તેઓને બીજું કંઇ નહિ તો સૂર્યનો પ્રકાશ પણ મળે છે....મીસરની લડાઇનો ખર્ચ હિન્દની મહેસુલ પર નાખવો ખરેખર રાક્ષસી છે. પણ અમારે સુધારકોએ શું કરવું? ગ્લેડસ્ટનને તે પસંદ છે, હેરિંગ્ટન દરખાસ્ત કરે છે, આખી લીબરલ પાર્ટી તેને ટેકો આપે છે, અને ફૉસેટને લાંચ આપી ચૂપ કરી દેવામાં આવ્યો છે. આથી વધુ ખરાબી હું કલ્પી શકતો નથી. "ક્રિઝરસા" વિલ્સનના લેખનું વસ્તુ સારું છે, પણ તેની શૈલી ખરાબ છે. તેમાં ઝનૂન છે, પણ જુસ્સો નથી. "ફોર્ટનાઇટલી"માંનો કર્નલ ઓઝબર્નનો લેખ પણ કીંમતી છે. પણ તેઓ શું કરી શકે? આ માસિકો મધ્યમ વર્ગના વાચકો વાંચે છે, અને જ્યા પોતાના ખીસાનો સવાલ હોય ત્યાં કોણ સાંભળે? હવે અમે અહીં મોટી ક્રાન્તિ લાવવા મથીએ છીએ જ્યારે ક્રાન્તિ આવશે ત્યારે હિન્દને પણ તેનો લાભ મળશે. ખરું જોતાં છેલ્લાં એક બે વરસમાં ઉપલા અને મધ્યમ વર્ગમાં હિન્દનો સવાલ પાછળ હઠયો છે. મજૂર વર્ગમાં તેણે પ્રગતિ કરી છે. ફક્ત મજુરો પાસેથી જ તમે ન્યાય મેળવવાની આશા રાખી શકશો.

## હિન્ડમેનનો પત્ર દાદાભાઇનો પત્ર

૪-૯-૮૨ જો મજૂર વર્ગ જાગૃત થાય તો ઘણો લાભ થાય તે વિષે કંઇ શક નથી. તમે એકો બળવો જગાડવાનું ઘણું મુશ્કેલ કામ માથે લીધું છે. હું તમને ખરા હૃદયની સ્નેહ ઇચ્છું છું. મીસર પરના હલ્લાનો ખર્ચ હિન્દ પર નાંખવાનું કામ ઘણું જ અન્યાયી છે. લીબરલો ચૂકેલું ચાહતા હોય એમ લાગે છે હું કેટલીક વાર નિરાશ થઇ જાઉં છું. પણ ધીરજ રાખવાની અનિવાર્ય જરૂર છે. નેકીની લડાઇનું કોઇવાર અણધાર્યું પરિણામ આવે છે. હિન્દના મહાન પ્રશ્ન સંબંધી ઇગ્લન્ડને જાગૃત કરવા છાપાંઓ અને માસિકોમાં ચાલુ પોકાર ઉઠાવવાની જરૂર છે.

## દાદાભાઇ જોગ હિન્ડમેનનો પત્ર

તમે અને કેટલાક અંગ્રેજોએ કરેલા કામનું ફળ આવવા માંડ્યું છે. પણ આપણે ફક્ત ભાષણો જ કરવાનાં નથી, પણ ચળવળ કરવાની છે. યુરોપ ખંડ અને આયર્લેન્ડમાં થતી બધી ધાંધલ લોકોને ન્યાય અપાવવાની લડતમાં મદદરૂપ છે. વૃધ્ધ ગ્લેડસ્ટનના મરણ પછી પક્ષોમાં તડાં પડશે, અને આપણા કેટલાક માણસો મોખરે આવશે.

આ સમય દરમિયાન દાદાભાઇએ હિન્દી પ્રધાન લોર્ડ હેરિંગ્ટન સાથે અતિ મહત્ત્વનો પત્રવહેવાર ચલાવ્યો હતો. હિન્દની ગરીબી વિષેના નિબંધો તૈયાર કરતી વખતે તેમની પાસે બધા પ્રાન્તોની સઘળી પેદાશોની વિગતો ન હતી, પણ ૧૮૭૬-૭૭ નો પંજાબનો વહીવટદારી રિપોર્ટ પ્રગટ થતાં દાદાભાઇએ તેમાં આપેલા પેદાશના કોઠાઓ પરથી સરેરાશ ગણીને પોતાના કોઠાઓ હિન્દી પ્રધાનના આંકડાખાતા પર મોકલી તેમાં કંઇ ચૂક હોય તો તે બતાવવાની સત્તાધીશોને વિનંતી કરી. ઇન્ડિયા ઓફિસના એકસપર્ટ એફ. સી. ડેનવર્સે દાદાભાઇની ગણતરીમાં તેને જણાયેલી ખામીઓ દર્શાવી. તે વખતે દાદાભાઇ ઘણા બીમાર હતા. પણ ફક્ત એકજ મહિનામાં તેમણે ડેનવર્સની દલીલોના ચૂરેચૂરા કરી નાખનારો એક રદિયો તૈયાર કર્યો. (સપ્ટેમ્બર ૧૩, ૧૮૮૦)

બે એકસપર્ટો વચ્ચે વાદવિવાદ થાય ત્યારે ઘોટાળો થયા વિના રહેતો નથી. ડેનવરે દલીલ કરી કે દાદાભાઇએ પોતાની ગણતરીમાં પરાળ (Straw) ગણ્યું નથી. દાદાભાઇએ ફક્ત પરાળ જ નહિ પણ ઘાસ, કપાસનાં બી, બીજો ઘાસચારો, અને ઢોરોના ખોરાકની ગણતરી સરેરાશ ઉત્પન્નમાં કરવાની જરૂર જ નથી એમ કહી જણાવ્યું કે તેનાથી પરિણામમાં કંઇ તફાવત પડતો નથી. તેમણે જણાવ્યું કે કાંતો દેશની તમામ પેદાસ (પરાળ, ઘાસ વિ.) ની ગણતરી કરી તેમાંથી માણસ માટે માથા દીઠ સરેરાસ ગણવા પહેલાં ઢોરો માટેની જરૂરિયાત બાદ કરવી જોઇએ, અથવા મેં કર્યું છે તેમ ઢોરોનો ખોરાક

ઉત્પન્નમાં ન ગણતાં બાકીની ઉત્પન્ન પરથી માણસ દીઠ સરેરાશ ગણવી જોઇએ.

હિન્ડમેને આ પત્રવહેવાર જોઇ દાદાભાઇ પર લખ્યું: (ઑક્ટોબર ૨૭):

મેં તમારો લેખ રસપૂર્વક વાચ્યો છે–ખાસ કરીને તમે પેલા ગદ્ધા ડેનવર્સને સદંતર ચાટ પાડ્યો તેથી મને ખુશાલી ઊપજી છે. હું ખરા દિલથી માનું છું કે થોડા જ વખતમાં તમારી ઉમદા મહેનતને ફતેહ મળશે.

દેશમાં કેટલા ખેડૂતો, કેટલા કારીગરો, કેટલા બીજા ધંધાદારીઓ, અને કેટલા મિલકતદારો છે, અને જેઓની આવક ખેતી અથવા કારખાનામાંથી આવતી નથી તેઓને ધ્યાનમાં લીધા વિના ખેતી અને કારખાનાઓની આવક સરખી ગણી તે આખી વસ્તીમાં વહેંચવાની પદ્ધતિ ભૂલભરી છે એમ જણાવી ઇન્ડિયા ઑફિસના એકસપર્ટે દલીલ કરી હતી કે આ રીતે "રેલ્વેની દોલત, સરકારી જામીનગીરી, સ્થાવર મિલકતો, વેપારનો નફો, થાપણ પરનું વ્યાજ, અને એવાં બીજાં આવકનાં સાધનો દાદાભાઇએ છોડી દીધાં છે કે જે વડે અનાજ નહિ ઉત્પન્ન કરનાર માણસ પોતાની જરૂરિયાતો ખરીદવાનાં સાધનો મેળવે છે."

દાદાભાઇએ આ દલીલના પણ ભૂક્કા ઉડાવી નાખ્યા. રેલ્વેની દોલત સંબંધી તેમણે જણાવ્યું કે પંજાબના ઘઉંને હાથ લગાડવા પહેલાં હિન્દમાં હસ્તી ધરાવતી દોલતમાં એક પાઇનો પણ ઉમેરો થતો નથી. "જો માલને અહીંથી ન લઈ જવાથી જ દોલતમાં વધારો થતો હોય તો હિન્દ જોતજોતાંમાં શ્રીમંત બની જાય ફકત કરવાનું એટલું જ કે આખું વરસ તેમના જાદુઇ પૈડાં ફેરવ્યા કરવાં, અને આખા દેશમાં માલ ફેરવીને એટલી બધી દોલત વધારી નાખવી કે જે હિન્દમાં રાખવાની જગ્યા પણ ન મળે." જો એમ જ હોય તો ઘઉંને એકથી બીજી જગ્યાએ લઇ જવાની શા માટે

મહેનત કરવામાં આવે છે? તેનો ખુલાસો કરવાની હિન્દના અર્થશાસ્ત્રના ઉસ્તાદે તકલીફ લીધી નથી.

સરકારની જામીનગીરી સંબંધીની દાદાભાઈની દલીલ વધારે સંગીન હતી. "સરકારી જામીનગીરીઓ કોઈ પણ જાતના પૈસા, અનાજ, અથવા કોઈ પણ જાતની દ્રવ્યની દોલત પેદા કરતી નથી. તે જ પ્રમાણે એક મકાનમાં હું વસવાટ કરું તેથી તે ભાડું ઉપજાવતું થઈ જતું નથી."

> "આ આંતરિક વેપારથી ધરૂના જથામાં કે પૈસામાં કંઈ પણ વધારો થતો નથી. જે થાય છે તે જુદીજુદી વહેંચણી. સરકાર મહેસુલમાંથી પોતાના નોકરોને પગાર અને પેન્શન આપે છે, અને મહેસુલ દેશની ઉત્પન્નમાંથી મળે છે. એટલે પગાર અને પેન્શન પણ દેશની પેદાશમાંથી જ આવે છે....ડોકટરો, વકીલો, વગેરે સાથે માત્ર મંત્રણા કરવાથી તેઓને ફી આપવા માટેના પૈસા મેળવવાને હું શકિતમાન બનો નથી...ટૂંકમાં, દરેક જાતની શારીરિક યા માનસિક મજૂરી કરનારને ગુજરાનનું સાધન દેશની વાર્ષિક પેદાશમાંથી મળે છે. દેશની પેદાશ (પરદેશ સાથેના વેપારના નફા સાથે) સિવાય કોઈ પણ વ્યકિત બીજી કોઈ રીતે ગુજરાનનાં સાધન મેળવી શકતી નથી".

આ રીતે આ ગોટાળો વધતો જ રહ્યો. એક માલના જથા અને કિંમતમાં તફાવત ગણતો ન હતો; બીજો વ્યકિતગત દોલતને પ્રજાકીય દોલત ગણવાની ભૂલ કરતો હતો. આવક ઉપયોગિતામાં સમાયેલી છે, અને સરકારી નોકરોની સેવા ઉપયોગી હોવાથી પ્રજાકીય આવકમાં તેની ગણતરી કરવી જોઇએ એ મુદ્દાની દાદાભાઈએ અવગણના કરી હતી, જ્યારે સરકારી એક્સપર્ટે વ્યકિતગત અને રાષ્ટ્રિય આવકમાં કંઈ તફાવત ગણવાની ના પાડી હતી. દાદાભાઈની ગણતરીમાં એક ભૂલ સુધારનારું તત્ત્વ હતું. તેમણે "પરચુરણ ખાતાં" માં રૂ. ૩૩ કરોડની જોગવાઈ કરવાની સાવધાની રાખી હતી. આ રકમને લીધે સરકારી નોકરોની આવક નહિ ગણવાની ભૂલ આપોઆપ સુધરી જતી હતી. તેમણે હિન્દીવાનની સરેરાશ વાર્ષિક

આવકનો રૂ. ૨૦ નો અડસટો કાઢયો હતો તે પાછળથી થયલી ગણતરીઓની કસોટીમાંથી પસાર થયો હતો. તે જ દાદાભાઈના ગણિતશાસ્ત્ર પરના અથાગ કાબૂની સાબિતી છે.

થોડા વખત પછી (૧૬ નવેમ્બર) દાદાભાઈએ હિન્દની નૈતિક ગરીબી વિષે એક રસીલો નિબંધ હિન્દી પ્રધાન પર રવાના કર્યો. તેનો સાર એ હતો કે જે શોષણને લીધે હિન્દ આર્થિક નજરે કંગાળ થતું જતું હતું તે જ શોષણને લીધે સનદી અમલદારોને પોતાની ફરજના અમલ દરમિયાન મળતા અનુભવ અને ડહાપણનો નૈતિક લાભ હિન્દને મળતો ન હતો.

> સરકારના પ્રત્યક્ષ યા પરોક્ષ અંકુશ હેઠળના દરેક ખાતાંમાં યુરોપિયનો લગભગ બધા મોટા ઓધ્ધા ધરાવે છે. હિન્દમાં તેઓ પૈસા, અનુભવ અને ડહાપણ મેળવે છે, અને તેઓ જાય છે ત્યારે બધું સાથે લઇ જાય છે. આથી દરેક દેશમાં દેશનું ભાગ્ય ઘડવા સામાજિક અને રાષ્ટ્રિય ક્ષેત્રોમાં ઉછરતી પ્રજાની દોરવણી કરનારા જે જ્ઞાનવૃધ્ધ અને વયોવૃધ્ધ વડીલો હોય છે તેઓથી હિન્દ વંચિત રહે છે, અને આ ખોટ ઘણી જ અફસોસકારક છે. યુરોપિયનોની એવી થોડી જ સામાજિક સંસ્થાઓ હશે કે જેમાં જોડાવા માગતા ગમે તેવા લાયક હિન્દીને જાણી જોઇને અને અપમાનકારક રીતે દાખલ કરવાની મના કરવામાં આવી નહિ હોય. યુરોપિયનો દરેક રીતે આ દેશમાં અતડાને અતડા જ રહે છે.

આવી રાજનીતિનું પરિણામ કેવું આવશે તેની આગાહી કરતાં દાદાભાઈએ લખ્યું હતું :

> જેને આંખ હોય તે જોઇ શકશે કે જો હિન્દની હાલની ભૌતિક અને નૈતિક પાયમાલી ચાલુ રહેશે તો પરિણામે મોટી ક્રાન્તિ અનિવાર્ય થઇ પડશે, કે જે ક્રાન્તિમાં કાં તો હિન્દ આપખુદી અને વિનાશની લોખંડની એડી નીચે વધુને વધુ દબાઇ જશે, અથવા આવો વિનાશ કરનારી હકૂમતનો નાશ કરવામા ફતેહ મેળવશે. બ્રિટિશ અમલનું આવું પરિણામ આવે એવી મારી લેશ માત્ર ઇચ્છા નથી. આ રાજ્યમાં હિન્દ અને ઇંગ્લાંડ બન્નેનું અનંત કલ્યાણ કરનારા

તત્ત્વો રહેલાં છે, અને કોઇ પણ વિચારવંત હિન્દીવાન બ્રિટિશ પ્રજા અને બ્રિટિશ મુત્સદીઓની નેમ પરથી બંધાયેલી આશાઓ સાથે બ્રિટિશ હકૂમતને હાનિ કરવાની ઇચ્છા કરશે નહિ.

દાદાભાઇએ તે પછી હિન્દી પ્રધાનને જણાવ્યું કે તમે હિન્દ પરની હકૂમત માટે જવાબદાર સર્વસત્તાધીશ છો, "બ્રિટિશ ચારિત્ર્ય, અંતકરણ અને બ્રિટિશ રાષ્ટ્રને શોભે એવા કામ કરવાની પાર્લામેન્ટને સલાહ આપવાની બ્રિટિશ પ્રધાનના મંડળના સભ્ય તરીકે તમને એકલાને જ સત્તા છે. હિન્દમાં અંગ્રેજી અમલને કલંકિત કરવાનું અથવા કીર્તિવંત બનાવવાનું તમારા જ હાથમાં છે. "હિન્દના કલ્યાણ" માટે હિન્દમાં કેવી રીતે રાજ્ય કરવું, તે પાર્લામેન્ટ પાસે નક્કી કરાવવાની તમારી ફરજ છે." તે પછી ભવિષ્યની આગાહી કરતા દાદાભાઇ ચેતવણી આપે છે કે જો પ્રજાની ફરિયાદની દાદ લેવામાં આવશે નહિ તો લોકો ફક્ત બ્રિટિશ માલનો જ નહિ પણ બ્રિટિશ હકૂમતનો પણ બહિષ્કાર કરવાને તત્પર થશે.

> હિન્દના ઉદ્યોગના વિનાશ સંબંધીના ચોક્કસ ગીતોનો હાલમાં પશ્ચિમ હિન્દમાં પ્રચાર કરવામાં આવે છે તે તરફ ડૉ. બડંવુડે અંગ્રેજ પ્રજાનું ધ્યાન ખેંચ્યું છે. હાથ કારીગીરીના માલથી ઇગ્લાંડના યાંત્રિક માલનો ફેલાવો અટકાવવાના હાસ્યાસ્પદ પ્રયાસ તરીકે આપણે કદાચ આ ગીતોને હસી કાઢીશું આ ચળવળ પ્રગતિ કરીને કેવું રૂપ લેશે તેનો આપણે વિચાર કરતા નથી. આ ગીતો હાલમાં બ્રિટિશ માલનો વિરોધ કરે છે, પણ જો અંગ્રેજો આંધળા બનીને એવો વખત આવવા દેશે તો તે વખત બીજી બધી અંગ્રેજી વસ્તુઓનો વિરોધ કરવાની આ સ્વાભાવિક અને અસરકારક તૈયારી છે. આ ગીતો રાજભક્તિથી ભરપૂર છે, અને મને એ રાજભક્તિની શુદ્ધિ વિષે જરા પણ શક નથી. પણ જો હિન્દનું હાલનું પતન ચાલુ રહેશે, જો આમ વર્ગ તેમાં સુધારો કરવાની આશા છોડી નિરાશ બની જશે, અને દુનિયાદારીના અનુભવ અને જ્ઞાન વિનાના કેળવાયેલા જુવાનો તેઓના આગેવાન બનશે તો થોડા જ વખતમાં આ રાજભક્તિ રાજદ્રોહમાં ફેરવાઇ જશે, અને અંગ્રેજી માલ સામેનો ગુસ્સો અંગ્રેજી

હકૂમત સામેના ગુસ્સામાં ફેરવાઇ જશે. આ ગીતો તેનાં તે જ રહેશે. હકૂમતને શાપ આપનારો ફક્ત એક જ શબ્દ દાવાનળ સળગાવનારી ચિનગારી બની જશે.

પછી અંગ્રેજ પ્રજાના આ સાચા પ્રશંસકે ઢાલની બીજી બાજુ પર દૃષ્ટિ ફેંકી. અંગ્રેજ પ્રજાના સ્વભાવ અને ચારિત્ર્યને વફાદાર નીવડી કેટલાક અંગ્રેજો હિન્દ તરફની ઇંગ્લાંડની ફરજો લોકોને સમજાવવાનો પ્રયાસ કરતા હતા.

આ અંગ્રેજો ફૉસેટ, હિન્ડમેન, પેરી, કેર્ડ, નાઇટ, બેલ, વિલ્સન અને વોર્ડ જેવા જાહેર લેખકો તથા બીજાઓ હિન્દમાં અંગ્રેજી ચારિત્ર્યનો બચાવ કરી બતાવે છે કે જ્યારે સમસ્ત અંગ્રેજ પ્રજા પોતાની ફરજ અને જવાબદારી સમજશે, ત્યારે તે પોતાના અસલ ગુણને અનુસરી હિન્દને ન્યાય આપનાર વર્તન ચલાવશે. આ અંગ્રેજોની સંખ્યા જૂજ છે, પણ તેઓના દાખલા પરથી હિન્દીઓના દિલમાં એવી આશા જીવતી રહી છે કે બ્રિટન એવા મુત્સદ્દીઓ ઉત્પન્ન કરશે કે જેઓ જગત આશા રાખે છે તેમ ઇંગ્લન્ડના માનવજાતિ તરફના ધર્મને ઓળખીને હિન્દના સવાલનો સામનો કરવાની નૈતિક હિંમત બતાવશે.

રાજકર્તાઓ યોગ્ય રીતે બડાઇ મારતા હતા કે અમોએ હિન્દમાં શિક્ષણ અને પાશ્ચાત્ય સંસ્કૃતિ દાખલ કર્યાં છે, પણ જાણે આવું કંઇ બન્યું જ નહિ હોય એવી રીતે તેઓ વર્તતા હતા.

અર્ધી સદીથી વધુ સમયથી આવી કોશિશ કરવા છતાં તેઓ પોતાના દેશની સેવા કરવા માટે પૂરતા માણસો તૈયાર કરી શકયા નથી તે જ આ પધ્ધતિ કેટલી નકામી છે તેનો નમૂનો છે. અમને બી. એ. અને એમ. એ. બનાવવામાં આવ્યા છે, પણ વિચિત્રતા એ છે કે અમારા દેશબંધુઓને શિક્ષણ આપવાને અમને હજી લાયક ગણવામાં આવતા નથી. ભૂતકાળમાં હલ્લો કરનાર કાં તો લૂંટ કરી વિદાય થઇ જતા, અથવા આ દેશના રાજકર્તા બનતા. તેઓ દેશને ફક્ત લૂંટીને પાછા ચાલ્યા જતા ત્યારે તેઓ પ્રજાજીવનને ઘણા જખમ કરી જતા, પણ હિન્દ પોતાના ઉદ્યોગથી સજીવન થતું. જ્યારે

આક્રમણકારો રાજકર્તા બનતા ત્યારે તેઓ આ દેશમાં ઠરીઠામ થઈ વસવાટ કરતા, અને "જેવો રાજા તેવી પ્રજા" એ કહેવત મુજબ તેઓના રાજ્યવહીવટની હાલત ગમે તેવી હોય તો પણ તે વખતે હિન્દનું કોઈ જાતનું ભૌતિક અને નૈતિક શોષણ થતું ન હતું. દેશમાં જે પેદા થતું તે દેશમાં જ રહેતું. દેશસેવાથી લોકોને જે જ્ઞાન અને અનુભવ મળતાં તે લોકો પાસે જ રહેતાં. અંગ્રેજોની વાત નિરાળી જ છે. આગલા યુધ્ધોના મોટા જખમો જાહેર કરજ રૂપે હજી તાજા છે, અને પ્રજાનું ફોકટનું ચાલુ શોષણ કરીને એ જખમોને હમેશને માટે ખુલ્લા રખાવામાં આવ્યા છે. આગલા રાજ કરનારા ગમે ત્યાં ઘા કરનારા કસાઈઓ જેવા હતા, પણ અંગ્રેજો પોતાના વિજ્ઞાની શસ્ત્રથી હૃદયના મૂળને કાપી નાખે છે, અને છતાં જખમ જણાતો નથી. અને છેવટે પ્રગતિ અને સંસ્કૃતિની બડીબડી વાતોની પટ્ટીથી એ જખમને ઢાંકી દેવામાં આવે છે.

અંગ્રેજો હિન્દના આગલા દરવાજા પર પહેરો ભરીને આખી દુનિયાને આવાહન કરીને કહે છે કે અમે બધા પરદેશીઓ સામે હિન્દનું રક્ષણ કરીશું; પણ જે ખજાનો સાચવવા તેઓ ચોકી કરવા ઊભા છે તે ખજાનો તેઓ પાછલે બારણેથી ઉપાડી જશે.

ઇંગ્લાંડનું હિન્દ સાથેનું વર્તન બીજા દેશો સાથેના તેના વર્તનથી તદ્દન વિચિત્ર અને ઊલટું છે.

તે (બ્રિટન) સનદશીર પ્રતિનિધિ રાજતંત્ર માટે લડત ચલાવનાર દરેક પ્રજા તરફ દિલસોજી બતાવી તેને મદદ કરે છે. એક બાજૂ તે ઊંચામાં ઊંચા સનદશીર રાજતંત્રના માતપિતા તરીકે તેનું રક્ષણ કરે છે, જ્યારે બીજી બાજૂ તે હાલની ધારાસભાના ફારસરૂપે અર્ધ સનદશીરતંત્ર નીચે હિન્દમાં અવિચારીપણે ચોખ્ખી આપખુદીનો અમલ કરે છે.... હિન્દને એકદમ પાર્લામેન્ટ આપી દઈને ઇંગ્લાંડના જેવો વિશાળ મતાધિકાર આપી દેવો એમ હું કહેવા માગતો નથી, પણ અર્ધ મ્યુનિસિપલ પ્રતિનિધિત્વના કોઈક અપવાદ સિવાય લોકોનું ખરું પ્રતિનિધિત્વ ધીમેધીમે દાખલ કરવાનો કોઈ પ્રમાણિક પ્રયાસ ઇંગ્લાંડે કર્યો છે? ધારાસભામાં નિમણૂક કરવાના ફારસ અને કેટલીક વાર નીમવામાં આવતાં શોભાનાં પુતળાંઓ વિષે વિવેચન કરવાની જરૂર નથી.

પછી હિન્દના સત્તાધીશોની વધતી જતી આપખુદી સામે વખતસર ચેતવણી આપતાં દાદાભાઈ કહે છે :—

સનદશીર રાજતંત્ર મેળવવા માટે વીરતાભરી લડત ચલાવી ઇતિહાસમાં ગૌરવ મેળવ્યા પછી ઇંગ્લાંડ હિન્દમાં એવા અંગ્રેજોની એક સંસ્થા ઉછેરી રહ્યું છે, કે જેઓ એક જુલમગાર જેવી આપખુદી અને અભિમાનથી વર્તવાની તાલીમ મેળવી તે જ પ્રમાણે વર્તવાને ટેવાઈ જાય છે, અને સાથે સાથે સનદશીર રાજતંત્ર ચલાવવાનો ઢોંગ કરે છે. જુલમગારની આવી ટેવો ખીલવીને હિન્દમાંથી પાછા ફરતા અધિકારીઓ વખત જતાં અંગ્રેજી ચારિત્ર્ય અને સંસ્થાઓ પર અસર નહિ કરે તે સંભવિત છે? હિન્દમાંના અંગ્રેજો હિન્દને ઊંચે ચડાવવાને બદલે પોતે એશિયાના જુલમી રાજાઓની હલકી પંક્તિ પર ગબડતા જાય છે. હિન્દમાં વાવેલાં બીનાં કેવાં ફળ આવશે તે બતાવનારાં આ ચિહ્નો તો નહિ હોય?

રાજકર્તાઓની ભ્રષ્ટતાનો દાખલો આપતાં દાદાભાઈએ અફીણના વેપાર સંબંધી ઉલ્લેખ કર્યો છે :—

દુનિયા માટે આ કેવું દૃશ્ય! ઇંગ્લાંડમાં દરેક મહોલ્લાને નાકે બીઅર અને દારૂની પેઠે અફીણ વેચવાની પરવાનગી આપવાની પણ કોઈ-મુત્સદ્દી હિંમત કરી શકતો નથી. તેથી ઊલટું પાર્લામેન્ટ અફીણ અથવા ખસખસની બધી બનાવટોને ઝેર ગણીને ફક્ત સરકારી મંજુરીવાળા દવાવાળાઓ જ તે વેચી શકે એવા કાયદાઓ ઘડે છે...અને છતાં દુનિયાના બીજા નાકા પર "હુવ"દ" અને જંગલી રાક્ષસને આ ઝેર લેવાની ફરજ પાડે છે, અને એક મોટી ઇન્સાન જાતને તે વાપરીને ભ્રષ્ટ અને પાયમાલ થવાને લલચાવે છે! અને આમ શા માટે કરવામાં આવે છે? કારણ કે હિન્દ નિર્દય શોષણને પહોંચી શકતું નથી...અફીણનો વેપાર ઇંગ્લાંડને માથે એક પાપ છે, અને તેમા હથિયારરૂપ બનવા માટે હિંદને માથે તે એક શાપ છે.

આ દુષ્ટ વેપાર સામે ઇંગ્લાંડમાં ઉપાડવામાં આવેલી જેહાદ, જેમાં દાદાભાઈ સક્રિય ભાગ લેવાના હતા તેનો આરંભ હતો.

ચક્રવર્તી સરકાર અને હિન્દનાં દેશી રાજ્યો વચ્ચેના સંબંધને "બિનઅંગ્રેજી" અને "દુષ્ટ" ગણીને દાદાભાઈએ અંતમાં આ અગત્યનો સવાલ ઉપાડયો હતો.

> "ન્યાય અને ઇન્સાફ માટે મહાન લડત ચલાવનાર પ્રજા ગજદ્વારી એજન્સીની એવી પદ્ધતિ દાખલ કરે કે જેમાં રાજાઓ કહે છે તેમ તેઓને અંધારામાં જખમ કરવામાં આવે, રાજદ્વારી એજન્ટો છૂપા રિપોર્ટો કરે, અને ઘણી વાર સરકાર યોગ્ય તપાસ વિના, અથવા રાજાઓનો ખુલાસો માગ્યા વિના તે પરથી પગલાં ભરે, તેની કલ્પના કરો."

જો બ્રિટનની રાજનીતિ ખરાબ હોય તો તેની અગાઉના વિજેતાઓની રાજનીતિ તેથી પણ ખરાબ હતી. પણ તેથી આ દુષ્ટતા ક્ષમાપાત્ર ઠરતી નથી. દાદાભાઈએ કકળતા અંતરે લખ્યું કે "જો બ્રિટિશરો પોતાના ઉચ્ચ જ્ઞાન અને સંસ્કૃતિના પ્રમાણમાં ચઢિયાતા પૂરવાર ન થાય, જો તેમની હકૂમત નીચે હિન્દ આબાદ થઈને પ્રગતિ નહિ કરે તો હિન્દમાંની તેઓની હસ્તી માટે કંઈ કારણ નથી."

એક બીજી નોંધમાં તેઓ (જાન્યુઆરી ૪, ૧૮૮૧) હિન્દના દુકાળ કમિશનના રિપોર્ટમાંની કેટલીક સૂચનાઓની ભૂલો ખુલ્લી પાડે છે. ઇંગ્લાંડ સાથે સરખાવતાં હિન્દ જે સલામતી ભોગવે છે, તેના પ્રમાણમાં હિન્દનો કરવેરાનો બોજો ઓછો છે, એમ ઠંડે કલેજે કહેનારા લોકોની સામે કરના બોજા સંબંધીની કમિશનની ટીકાએ કટાક્ષમય ચર્ચા ઉત્પન્ન કરી હતી. "એકને માટે તે સાબીનાં ડંખ જેવો હતો; બીજાને માટે તે ભૂખમરો અને લાખોના મરણરૂપ હતો."

> એક રીતે હિન્દમાં લોકોના જાનમાલ સલામત છે, એટલે લોકો માંહોમાંહેના મારામારીમાં દેશી જુલમગારોના જુલમથી મુક્ત છે પણ ઇંગ્લાંડના પંજામાંથી મિલકતની અને પરિણામે જાનની બિલકુલ સલામતી નથી. જે અચ્છી રીતે સલામત છે તે એ છે કે ઇંગ્લાંડ સંપૂર્ણ સલામત છે, અને સંપૂર્ણ સલામતીથી હિન્દની

ગણતરી પ્રમાણે દર વરસે ત્રણ કરોડથી ચાર કરોડ પાઉન્ડ ઘસડી જાય છે. હકીકત એ છે કે અંગ્રેજી હકૂમતની હાલની રાજનીતિ (જે જેવી હોવી જોઈએ તેવી નથી) હમેશને માટે દરરોજ હિન્દ પર પરદેશી હલ્લા સમાન છે, કે જે ધીમેધીમે દેશને પાયમાલ કરે છે... "વધુ ગોરાઓ" "વધુ ગોરાઓ" એવી બૂમ હમેશાં પડતી જ રહે છે, અને કમિશનનો અહેવાલ પણ એવી બૂમબૂમથી મુક્ત નથી. કમિશન ખેતીવાડીખાતું સ્થાપવાની સૂચના કરે છે, કે જે ઘણી ઉપયોગી છે. પણ તે ભૂલી જાય છે કે જે ખાતાની હિન્દ માટે જરૂર છે, તેનો ખર્ચ હિન્દને માથે પડવાનો છે, અને હિન્દીઓની કંગાળ આવકમાંથી એ ખર્ચ મેળવવાનો છે.

આ હેતુ માટે એક બે અંગ્રેજોની આગેવાની નીચે દેશીઓનું ખાતું સ્વાભાવિક અને યોગ્ય ગણાશે...પણ હિન્દ લાચાર હોવાથી જાણે હિન્દમાં માણસો જ નહિ હોય તેમ "વધારે ગોરાઓ"ની માંગણી કરવામાં આવે છે. ફ્રેન્ચ અથવા જર્મન જુવાનોને ઇંગ્લાંડને ખર્ચે કેળવીને તેઓને જુદાંજુદાં જાહેર ખાતાંઓમાં નીમવાની કોઈ અંગ્રેજ સૂચના કરે તો તેને તરત જ ખાઈ જવામાં આવશે, અને છતા આ કમિશન જે રોગનું નિવારણ કરવા નિમાયું હતું તે જ રોગને વધારવાની ભલામણ કરે છે.

ત્યાર પછી આ દુઃખદાયી સવાલ પર જ તેમને હમેશા શા માટે બળાપો કરવો પડે છે તે માટે દાદાભાઈ દુઃખી હૃદયે કહે છે:

કંગાલ, હૃદયદ્રાવક, અને લોહી ઉકાળનારી પરિસ્થિતિ પર ચાલુ ઊહાપોહ કરતાં મને ખુશાલી ઊપજતી નથી. મારા વિચારો ભૂલભર્યા પૂરવાર થાય તો મને સૌથી વધારે હર્ષ થશે. આ બધાનો સાર એ છે કે ઇંગ્લાડ પોતાની ઇચ્છા વિના અને હિન્દનું કલ્યાણ કરવાની તીવ્ર આકાંક્ષા હોવા છતાં વાસ્તવિક રીતે હિન્દ પર સૌથી વધારે આફતકારી અને વિનાશકારી આક્રમણ કરનાર બન્યું છે...આ કમનસીબ હકીકતનો ઇંગ્લાંડે હિંમતથી સામનો કરવાનો છે...હું અંગ્રેજ ગૃહસ્થોને આ શબ્દો સંબોધું છું. અને અંગ્રેજ ગૃહસ્થો પોતાની ન્યાયપ્રિયતા અને ઉદારતાથી જ મારા પ્રમાણિક શબ્દો સત્કારશે, તે વિષે મને જરા પણ શક નથી.

"ઇંગ્લાંડના અંતરાત્મા"ને અને ઇંગ્લાંડને હાથે ન્યાય મેળવવાની આશાઓ નિરાશામાં ફેરવાઇ જવાને જ સરજાયેલી હતી. દર વરસે દાદાભાઇએ આ અનંત સવાલ પર અસંખ્ય ભાષણો આપ્યાં, કમિટીઓ અને કમિશનો સમક્ષ તથા ખુદ આમની સભામાં સતત પચીસ વર્ષ સુધી તેમણે દાદ માગી, પણ વ્યર્થ ! પરિસ્થિતિ સુધરવાને બદલે દર વરસે નોકરશાહીનું વલણ બગડતું ગયું. નોકરશાહીના અમીરી રાજવહીવટથી હિન્દ ગરીબ થતું જાય છે, અને તેના પર કરજના ડુંગરો ખડકાતા જાય છે, તે માનવાની તેણે ના પાડી. સૌથી ખરાબ બીના એ હતી કે સત્તાધીશ બુરોક્રેટો દાદાભાઈ જેવા રાજભક્ત હિન્દીઓની ટીકા અને ચેતવણી તરફ અસહિષ્ણુ બનવા લાગ્યા. પચીસ વર્ષ દરમિયાન લોકોની સ્થિતિ અને રાજતંત્રની પદ્ધતિમાં ઘણાં પરિવર્તનો થયાં છે: દાખલા તરીકે સનદી નોકરીમાં ભરતી અને ધારાસભાના પ્રતિનિધિત્વમાં સ્પષ્ટ સુધારો થયો હતો, પણ દાદાભાઇને મન તે પૂરતો ન હતો. તેમણે પોતાના ભૂખે મરતા દેશની કંગાલિયત અને રાજદ્વારી ગુલામગીરીનાં અનિષ્ટો પર જગતનું ધ્યાન ખેંચવા માટે પોતાના છૂટાછવાયા સઘળા નિબંધો અને પત્રિકાઓ, સરકારી અમલદારો સાથેનો પત્રવહેવાર, કમિટીઓ અને કમિશનો સમક્ષ પોતે આપેલી જુબાનીઓ, એ વિષેના પોતાનાં ભાષણો તથા સરકારી દસ્તાવેજો અને જાહેરનામાંઓના ઉલ્લેખો ભેગા કરીને તે પ્રગટ કરવાનો ઠરાવ કર્યો.

પરિણામે લગભગ ૭૦૦ પાનાનું "Poverty and un-British Rule in India" નામનો ગંજાવર પોથો પ્રકાશમાં આવ્યો, જેમાં લગભગ ૩૦ વરસની દાદાભાઇની જાહેર લડતનો ઇતિહાસ સમાવવામાં આવ્યો છે. જો દાદાભાઇએ આ પુસ્તકમાંના કોઠાઓ હિન્દમાં થયલા સુધારા વધારા ધ્યાનમાં લઇને નવેસરથી તૈયાર કર્યા હોત, અને પોતાનાં જૂનાં નિવેદનો અને ભાષણોનો સંક્ષિપ્ત સાર આપ્યો હોત તો આ પુસ્તક વધારે આકર્ષક અને અસરકારક થવા પામત. પણ તેમાં જૂના જમાનાના આંકડાઓ અને

એ:ની એક જરીપુરાણી વાતો રજૂ થવાથી તેમાં જરા નીરસતા આવવા પામી છે. આ ખામી હોવા છતાં હિન્દ અને ઇંગ્લેંડમાં આ પુસ્તક સારા પ્રમાણમાં વંચાયું હતું.

લાંબા વરસોના ગાળામાં લેખકની લાગણીમાં થયેલા પરિવર્તનનો પુસ્તકના મથાળામાં પડઘો પડયો છે. ચાલુ નિરાશા મળવાથી તેમના દિલમાં કડવાશ પેદા થઈ હતી. સતત અન્યાયોને પરિણામે હિન્દના આ સૌથી નમ્ર લેખકની ભાષામાં આખર કટુતા દાખલ થવા પામી હતી. બ્રિટિશ રાજના આદર્શોને હલકા પાડવામાં આવ્યા હતા એટલું જ નહિ પણ દાદાભાઇને એમ લાગ્યું હતું કે બ્રિટિશ ચારિત્ર્યની ઉત્તમ પરંપરાને પણ કલંકિત કરવામાં આવી હતી. ૧૮૩૩ થી ૧૮૭૭ સુધીના પાર્લામેન્ટના કાયદાઓ અને ઢંઢેરાઓ ટાંકીને ૧૮૩૩ ના કાયદા સંબંધીની એક ખાનગી નોંધમાં લોર્ડ લીટને ઉચ્ચારેલા શબ્દો તેમણે પૂરવાર કર્યાં હતા કે "હિન્દ અને ઇંગ્લાંડની સરકારે એક હાથે આપેલું વચન બીજે હાથે તોડવા માટે પોતાથી બનતું બધું કર્યું હતું"

નામાંકિત મુત્સદ્દીઓ અને જાહેર પુરુષોના અભિપ્રાયો ટાંકીને દાદાભાઇએ કેળવાયેલા હિન્દીઓને રાજવહીવટમાં ભાગ આપવાના ઇન્કારના આફતકારક પરિણામ સંબંધી બ્રિટિશ સરકારને વારંવાર ચેતવણી આપી હતી. આ પુસ્તકનાં શરૂઆતનાં પાનાં વાંચવાથી કોઇની પણ ખાતરી થઇ જશે કે દાદાભાઇ જે ઇંગ્લાંડના ભક્ત હતા તે ઇંગ્લાંડ સ્વતંત્રતા અને ન્યાયનું રક્ષક હતું; તે ઇંગ્લાંડના આદર્શો અને સંસ્કૃતિ ૧૮૫૮ ના ઢંઢેરામાં ઉમદા રીતે દર્શાવવામાં આવ્યા હતા, અને જે ઇંગ્લાંડ પર તેમણે આક્ષેપો મૂકયા હતા તે દેશ હિન્દ પર ટ્રસ્ટી તરીકે નહિ, પણ વિજેતા તરીકે રાજ કરવાનો આગ્રહી હતો; તે દેશે હિન્દને કંગાળ અને દરિદ્ર બનાવી તેના પર કરજનો ડુંગર લાદ્યો હતો, તે દેશે પરદેશી રાજ્યને આપવી પડતી ખંડણી કરતાં પણ વધારે પૈસા ઘસડી જઇને હિન્દને ચૂસી નાંખ્યું હતું.

આ પુસ્તકના બે ભાગ હતા–એક આર્થિક અને બીજો રાજદ્વારી. ખરું જોતાં આર્થિક સવાલોને આગળ ધરી દાદાભાઈએ રાજદ્વારી પ્રશ્નોની છણાવટ કરી હતી. આર્થિક વિભાગમાં પેદાશ, વહેંચણી, કરવેરા, રેલ્વે, પરદેશી વેપાર, બજાર ભાવ, મજૂરીના દર, ચલણ, હુંડિયામણ, જાહેર કરજ, આવક, અને શોષણના સવાલો ચર્ચાયા હતા, અને જોકે તેમાં કેટલીક ખામીઓ છે છતાં આજ સુધી હિન્દી અર્થશાસ્ત્રના અભ્યાસીઓ તેનો આશરો લે છે. રાજદ્વારી વિભાગમાં હિન્દમાંની બ્રિટિશ રાજનીતિની નેમ, દીવાની અને લશ્કરી નોકરીમાં ઊંચા ઓદ્ધાઓ પર હિન્દીઓની નિમણૂક, હિન્દી પ્રધાન અને બ્રિટિશ પાર્લામેન્ટનો હિન્દ સાથેનો સંબંધ, હિન્દની ધારાસભામાં હિન્દીઓનું પ્રતિનિધિત્વ, દેશી રાજ્યો, રશિયન હલ્લાની શક્યતા, વગેરે સવાલોની દદાભાઈએ ચર્ચા કરી છે. આ વિભાગમાં દાદાભાઈને કેટલીક કડવી વાતો કહેવાની ફરજ પડી હતી. સતત અન્યાયોને લીધે તેમની હંમેશની સૂક્ષ્મ ન્યાયપ્રિયતા જરા ઝાંખી પડી હતી "કમનસીબ હિન્દીઓની હાલત અમેરિકાના ગુલામો કરતાં પણ નપેતર છે," અને "દુકાળો અને મરકી, પાયમાલી અને ગરીબી ચાલુ શોષણને આભારી છે." એવાં અતિશયોક્તિથી મુક્ત નહીં રહેલાં વાક્યો આ પુસ્તકમાં દાખલ થવા પામ્યાં હતાં. છતાં આ પુસ્તક પરથી સ્પષ્ટ થતું હતું કે તેના કર્તાને બ્રિટનની રાજનીતિ "અબ્રિટિશ અને આપઘાતક" જણાઈ હતી, ત્યારે બીજી બાજૂ તેમની ખાતરી હતી કે જો અર્ધબ્રિટિશ રાજતંત્રને બદલે હિન્દમાં ખરું બ્રિટિશ રાજ્ય સ્થાપવામાં આવે તો પરિણામ "હિન્દ માટે આશિષરૂપ" અને "ઇંગ્લાંડ માટે ગૌરવરૂપ" આવશે, કે જે પરિણામ જગતની સૌથી આગેવાન અને દયાળુ પ્રજા માટે શોભારૂપ ગણશે.

# પ્રકરણ ૧૭ મું

## નવયુગનો મારંભ

૧૮૮૧ ના અંતમાં દાદાભાઈની લંડનમાંની પેઢી બંધ પડી; પણ તેથી તેમનો વેપાર સાથેનો સંબન્ધ સદંતર તૂટી ગયો નહિ. તેઓ કામાની પેઢી દ્વારા મુંબઈમાં બેઠાબેઠા એ જ ધંધો કરી શકે એવી ગોઠવણ થઈ હતી. માતૃભૂમિમાં પાછા ફરતા તેમને રાજદ્વારી વાતાવરણ અગાઉના કરતાં વધારે અનુકૂળ માલૂમ પડ્યું. હિન્દના વાઈસરોય તરીકે લોર્ડ લીટન પછી લોર્ડ રિપન આવ્યા હતા, અને તેમના આગમનની સાથે રાજવહીવટ અને પ્રજાકીય ભાવનામાં પરિવર્તન થયું હતું.

૧૮૮૨ માં નિમાયલાં કેળવણી કમિશન સમક્ષ પોતાના વિચારો દર્શાવતા દાદાભાઈએ હિન્દની કંગાળ પરિસ્થિતિ રજૂ કરતાં જણાવ્યું કે "ભૌતિક રીતે હિન્દ કંગાળ છે જ પણ કેળવણીની નજરે તે વધારે કંગાળ છે." હિન્દની આવી શોકજનક અભણતાનું કારણ બતાવતાં તેમણે જણાવ્યું હતું કે "હિન્દની જરૂરીઆતોના દરેક સવાલની પેઠે આ બાબતમાં પણ મુખ્ય કારણ દેશનું ભૌતિક અને નૈતિક અધઃપતન જ છે."

આનો ઉપાય બતાવતાં દેશનું મહેસૂલ પ્રજામત પ્રમાણે વાપરવાના અને પ્રજાની મહેનતની પેદાશ પ્રજા માટે બચાવવાના સિદ્ધાંતો મંજૂર રાખનારા લોર્ડ રિપનની સરકારના બે નિર્ણયોને તેમણે વધાવી લીધા હતા. એક નિર્ણય એવો હતો કે "પ્રજાને ભણાવીને સ્વરાજ્ય ચલાવતાં શિખવવું." બીજો ઠરાવ સરકારી ખાતાં માટે જોઈતો સામાન સ્વદેશી કારખાનામાંથી ખરીદવા સંબંધી હતો.

દાદાભાઈએ અરજ કરી કે "નામદાર વાઈસરોયે એક કદમ આગળ વધી પાર્લામેન્ટ આગળ હિન્દના ફાયદાથી જરૂરી વસ્તુની પેઠે

જીવંત વસ્તુઓ—સઘળા સરકારી નોકરો—પણ ચોક્કસ ઊંચા ઓદ્ધાઓ સિવાય, હિન્દના કેળવણીખાતામાં કેળવાયલા જુવાનોમાંથી જ મેળવવા.

કેટલીકવાર એમ કહેવામાં આવે છે કે દેશી પ્રોફેસરો અને બીજા મોટા અમલદારોને દેશીઓ અને યુરોપિયનો માન આપશે નહિ, દેશીઓ પોતાના દેશની ઉન્નતિમાં મગરૂરી લેશે નહિ, અથવા તેઓ તેઓની લાયકાત પિછાનશે નહિ. એમ ધારવું તે માનવસ્વભાવની નાલેશી કરવા બરાબર છે......ખરી વાત એ છે કે એક માણસ દેશી હોય યા યુરોપિયન હોય તો પણ તેને તેની યોગ્યતા મુજબ જ માન મળે છે."

આ સમયે તો હિન્દના પ્રશ્ન સંબંધી દાદાભાઈ ચારે દિશામાં સત્તા સમાન ગણાતા થઈ ગયા હતા. ઘણા અંગ્રેજો તેમની સાથે પિછાન ન હોવા છતાં જુદીજુદી બાબતમાં તેમની સલાહ માગતા. જ્યારે તેઓ નબળી તબિયતને લીધે તીથલમાં આરામ લેવા ગયા હતા ત્યારે મી. (પાછળથી સર) થોમસ ફ્રૂર્થે તેમના પરના પત્રમાં જણાવ્યું હતું કે ૧૮૮૪ ના ફેબ્રુઆરીમાં ગ્રેટબ્રિટન અને આયરલેન્ડની એસોસીએટેડ ચેમ્બર્સ ઑફ કોમર્સની સભામાં રેલ્વેનાં બાંધકામો, સ્થાનિક બેંકોની સ્થાપના, અને જાહેર બાંધકામોમાં બ્રિટિશ થાપણ રોકી હિન્દના ખેતીનાં સાધનોનો વિકાસ કરી હિન્દ સાથેનો બ્રિટનનો વેપાર વધારવાની તે દરખાસ્ત મૂકવા માગતા હતા. આ સંબંધીની ફ્રૂર્થે માગેલી સલાહના જવાબમાં તેમને પોતાનો નિબંધ વાંચવાની સૂચના કરી દાદાભાઈએ જણાવ્યું હતું:

"હિન્દ સાથેનો બ્રિટિશ વેપાર વધારવા તમે જે ઉપાયો સૂચવો છો તે કોઈ પણ દેશ માટે સારા છે, અને ખાસ કરીને હિન્દને લાભકારી છે, પણ તે હાલના સંજોગોમાં નહિ......હિન્દની આબાદીના મૂળમાં જે સડો લાગ્યો છે તે સઘળી હિન્દી નોકરીઓમાં પરદેશીઓને રોકવાનો છે....આ બદીને લીધે દર વરસે હિન્દમાંથી ૨૦,૦૦૦,૦૦૦ પાઉન્ડ ઘસડાઈ જાય છે, અને જ્યાં સુધી આ શોષણ ચાલુ રહે ત્યાં સુધી મારા નમ્ર મત મુજબ હિન્દની પ્રગતિ માટે કંઈ આશા નથી."

૧૮૮૩ ના જાન્યુઆરીમાં દાદાભાઇને સુલેહના અમલદાર બનાવવામાં આવ્યા. આ જ પ્રસંગે હિન્દને ન્યાય અપાવવા માટે "Voice of India" નામનું એક માસિક પ્રગટ થવા લાગ્યું. ઇંગ્લંડમાંના લાંબા પ્રવાસથી તેમની ખાતરી થઇ હતી કે અંગ્રેજ પ્રજાનો મોટો વર્ગ હિન્દને ન્યાય આપવા આતુર હતો, પણ અંગ્રેજો હિન્દની પરિસ્થિતિની માહિતી મેળવી શકતા ન હતા. નિષ્ણાતો એકબીજાથી ઊલટી વાત કરતા હતા, અને હિન્દની પ્રજા વાચા વિનાની હતી. દાદાભાઈ પોતે "હિન્દનો અવાજ" હતા, પણ એ અવાજમાં તેઓ બીજાઓનો અવાજ ઉમેરવા માગતા હતા. અંગ્રેજ પ્રજાને હિન્દની લાગણી સમજાવવા માટે ઇંગ્લાન્ડના "Public Opinion" ના જેવું એક માસિક મુંબઇમાંથી પ્રગટ કરવાની તેમણે ગોઠવણ કરી. આ માસિકમાં હિન્દના મુખ્ય સવાલો સંબંધી આગેવાન પત્રોના ઉતારાઓનો સંગ્રહ કરવામાં આવતો હતો. માસિકનો હેતુ પોતાના વિચારોનો પ્રચાર કરવાનો ન હતો, પણ હિન્દના અખબારોનો પડઘો રજૂ કરીને રાજા અને પ્રજા વચ્ચે આડતિયાનું કામ કરવાનો હતો. હિન્દની પ્રજાની લાગણી, તેના રિવાજો તથા તેના ગુણદોષો આ માસિક દ્વારા પાર્લામેન્ટના સભ્યો, પત્રકારો, અને ગ્રંથકારો જાણી શકે તે માટે ઇંગ્લાંડની ક્લબો, વાંચનાલયો, અને બીજી સંસ્થાઓમાં તેનો પ્રચાર કરવામાં આવ્યો. હિન્દી સલ્તનતના કલ્યાણ માટે ઉત્સાહ પેદા કરવાનો આ ખંતીલો અને અક્કલમંદ પ્રયાસ હતો.

તા. ૧ લી ફેબ્રુઆરીએ "વૉઇસ ઑફ ઇન્ડિયા" નો પ્રથમ અંક બહાર પડ્યો. કેટલાંક વરસો સુધી દાદાભાઇએ તેની નાણા પ્રકરણી જવાબદારી ઉપાડી, અને તેમની ગેરહાજરી દરમ્યાન બી. એમ. મલબારીએ તેનું સુકાન સંભાળ્યું. ૧૮૯૦ ના જાન્યુઆરીથી આર્થિક કારણો સર આ માસિકને મલબારીના નામાંકિત અઠવાડિક "ઇન્ડિયન સ્પેક્ટેટર" સાથે જોડી દેવામાં આવ્યું હતું, કે જે પત્રે ૧૯૧૨ માં મલબારીનું મરણ થયું ત્યાં સુધી હિન્દના પત્રકારિત્વમાં અગત્યનો ભાગ ભજવ્યો હતો.

લોર્ડ રિપન હિન્દના વાઇસરોયોમાં સૌથી વધારે લોકપ્રિય થયા હતા. હિન્દની પ્રજા માટેનો તેમનો પ્રેમ, સ્વતંત્રાનો વિસ્તાર વધારવાની તેમની તમન્ના, અને તેમની સ્ફટિક જેવી પ્રમાણિકતાને લીધે પ્રજાએ તેમને "ભલા ટોપીવાળા"ની ઉપમા આપી હતી. ૧૮૮૩ ના ફેબ્રુઆરીની ૧૭ મી તારીખે ઈસ્ટ ઇન્ડિયા એસોસીએશનની મુંબઇની શાખાના આશ્રય હેઠળ લોર્ડ રિપને જુદાજુદા ખાતાંઓમાં કરવા માંડેલા સુધારાનું કામ પૂરું કરવાની તેમને તક આપવા માટે મહારાણી વિકટોરિયાને વિનતી કરવા મુંબઇમાં એક જાહેર સભા મળી હતી, જેમાં દાદાભાઇએ આગેવાની લીધી હતી આ સભા સમક્ષ દાદાભાઈએ જણાવ્યું હતું કે લોર્ડ રિપનની મહત્ત્વાકાંક્ષા આ દેશ પર રાજકર્તા તરીકે નહિ પણ એક મિત્ર તરિકે હુકૂમત ચલાવવાની હતી. વાઇસરોય સઘળી જાતની નિષ્ફળતા માટે તૈયાર હતા. એક છોડ રોપ્યા પછી તેના મૂળ કેટલા ઊંડાં ગયા છે તે જાણવા માટે છોડને વારંવાર ઉખેડવાથી તે મરી જાય છે એવી વાઇસરોયની માન્યતા હતી. સરકારી અમલદારોની બેદરકારીથી સ્થાનિક સ્વરાજ્યની યોજના ન પડી ભાગે તે જોવાનો નિશ્ચય કરી તેમણે અમલદારો પર એવી છાપ પાડી હતી કે લોકો અનુભવની શાળામાં ભૂલો કરીને જ રાજદ્વારી અને નૈતિક ડહાપણ મેળવી શકશે. દાદાભાઇએ આ સભામાં જણાવ્યું હતું કે લોર્ડ રિપન હિન્દના તારણહાર જ નહિ પણ "ઇંગ્લાંડના મહાન દેશભકત" થવાને સરજાયલા હતા.

થોડા સમય પછી (એપ્રિલ ૨૪, ૧૮૮૩) ઇલ્બર્ટ બિલને ટેકો આપવા બીજી જાહેર સભા મળી હતી, કે જે બિલથી હિન્દની આખી યુરોપિયન કોમ ખળભળી ઊઠી હતી. ૧૮૮૨ ના હિન્દના ફોજદારી કાયદાની રૂએ એક હિન્દી મેજિસ્ટ્રેટ ગમે તેવો ઊંચો દરજ્જો ધરાવતો હોય તો પણ તેને યુરોપિયન બ્રિટિશ રૈયતનો કેસ ચલાવવાની સત્તા ન હતી. જ્યારે તેના હાથ નીચેનો અમલદાર જો યુરોપિયન હોય તો તે આવો કેસ સાંભળવાને

લાયક ગણાતો હતો. ઇલ્બર્ટ બિલનો હેતુ આ ભેદભાવ રદ કરીને કાયદાની નજરે પ્રજાના બધા વર્ગને સમાન ગણવાનો હતો. આ બિલ રજૂ થતાંની સાથે જ હિન્દના ગોરાઓમાં રંગભેદનો ઝેરી વાયુ ફાટી નીકળ્યો, અને તેઓએ બિલની સામે પ્રચંડ ખળભળાટ મચાવી મૂક્યો. મહારાણીના ઢંઢેરામાં સ્પષ્ટ જણાવ્યું હતું કે હિન્દમાં કોઇ પણ કોમને રાજકર્તા કોમ બનાવવી નહિ. પણ નોકરી, ધંધા, વેપાર, અને ન્યાયખાતામાં પણ રંગભેદનો અમલ થતો હતો, અને રાજકર્તા કોમ તરીકે ગોરાઓ પોતાના ખાસ હકકોને દૈવી હકકો સમજતા હતા. આ બિલને યુરોપિયનોએ પોતાના હકક પર શરમભરી તરાપ મારનારું ગણીને તેઓએ વાઇસરોયને જુલમી, આપખુદ, વગેરે જાતજાતનાં વિશેષણો લગાડીને તેમની નાલેશી કરી. કલકત્તાના ટાઉન હૉલમાં ગોરાઓની એક જાહેર સભા મળી, જેમાં એમ કહેવાય છે કે એક ટોળીએ "સરકારી મહેલના પહેરેગીરોને દબાવીને વાઇસરોયને ચંદપાલ ઘાટ પરની સ્ટીમરદ્વારા ઇંગ્લાંડમાં દેશપાર કરવાનું" કાવતરું રચ્યું હતું. બંધારણપૂર્વક અને અહિંસક ઉપાયોથી કેવી ચળવળ કરવી તેનો આ ગોરાઓએ ઊગતા હિન્દી રાજદ્વારીઓને અચ્છો પાઠ શિખવ્યો હતો ! આ દેશના પીછેહઠવાદીઓ સામે લડત ચલાવવા માટે હજી પણ વધારે પ્રચંડ ચળવળ કરવાની જરૂર છે તેનો આ બનાવ પરથી હિન્દીઓને ધડો મળ્યો. ભલા વાઇસરોય અને તેમના સાથીઓ સામે થયેલા પ્રહારોનો જવાબ વાળવા માટે મુંબઇની સભા મળી હતી, અને આ સભાની આગેવાની પણ દાદાભાઇએ જ લીધી હતી.

લંડનમાં "સેન્ટ જેમ્સ" માં (૧ લી ઑગસ્ટ) લૉર્ડ રિપનની "દેશી રાજનીતિ"ને ટેકો આપવા માટે જોન બ્રાઇટના પ્રમુખપણા નીચે એક સભા મળી હતી, જેમાં પ્રમુખે જણાવ્યું હતું કે "અંગ્રેજોના સ્વાર્થના ક્ષેત્ર તરીકે કબજામાં રાખવા માટે હિન્દનો કબજો આપણને મળ્યો નથી."

તે વખતના ખજાનચી સર ઇવલીન બેરીંગ (પાછળથી લોર્ડ ક્રોમર) પણ હિન્દની પ્રજા તરફ સહાનુભૂતિ ધરાવતા હતા. શીસરમાં યાદગાર ક્રૉસ કરવા માટે તેઓ ૧૮૮૪ ના ઑગસ્ટ મહિનામાં નોકરીમાંથી ફારેગ થયા ત્યારે તેમણે હિન્દની બજાવેલી સેવાની પિછાન કરવા માટે મુંબઈના હિન્દીઓ અને યુરોપિયનોએ તેમને મુંબઈમાં માનપત્ર એનાયત કર્યું. એ માનપત્ર એનાયત કરવા ગયેલા ડેપ્યુટેશનમાં દાદાભાઈ પણ હતા.

બીજે વર્ષે લોર્ડ રિપને વાઇસરોયનો ઓધ્ધો છોડ્યો. તેમણે પોતાના કારોબારી કાઉન્સિલરો અને બહારનાઓનો વિરોધ હોવા છતાં દાદાભાઇ જે અન્યાયો અને દુષ્ટતાઓ સામે ત્રીસ ત્રીસ વરસ થયાં પોકાર કરતા હતા તે ઓછા કરવા માટે બનતો પ્રયાસ કર્યો હતો. તેમણે સરકારી દફતરોમાં પડી રહેલા જાહેરનામાંઓનો અમલ કરીને બ્રિટિશ ન્યાય પરની હિન્દીઓની ઊઠી જતી શ્રદ્ધા સજીવન કરી હતી. તે ઉપરાંત આમ વર્ગમાં કેળવણીનો પ્રચાર કરવા, તેઓની આર્થિક પરિસ્થિતિ સુધારવા, હિન્દની બહાર થયેલા ખર્ચનો બોજો હિન્દ પર લધાતો અટકાવવા, હિન્દીઓને બ્રિટિશોના સમાન ધોરણ પર મૂકવા અને સામાન્ય રીતે પ્રજાને પ્રગતિમાન બનાવીને સ્થાનિક સ્વરાજ્યની તાલીમ આપવાનો પ્રયાસ કર્યો હતો. આ ભલા વાઇસરોયની વિદાયગીરી વખતે રાજવંશી માન આપી તેમની સેવાની પિછાનમાં તેમનું સ્મારક અમર કરવાની દાદાભાઇની ઇચ્છા હતી, અને પ્રજા એ ઇચ્છા સાથે સંમત હતી એમ ૧૮૮૪ ના નવેમ્બરની ૧૯ મી તારીખે મુંબઇના ટાઉન હૉલમાં મળેલી અદ્વિતીય સભાના અપૂર્વ ઉત્સાહ પરથી સાબિત થયું હતું.

લોર્ડ રિપનની અમૂલ્ય સેવાઓની પ્રશંસા કરનારા મુખ્ય ઠરાવને ટેકો આપવાનું સદ્ભાગ્ય દાદાભાઇને પ્રાપ્ત થયું હતું.

તેમણે કહ્યું હતું: મારા મત મુજબ આજે હિન્દનો સૌથી મહત્ત્વનો પ્રશ્ન દેશમાંની ભૌતિક અને નૈતિક ખોટ અને સ્વરાજ્ય માટેની રાજદ્વારી તાલીમનો છે. લોર્ડ રિપનની સરકારે હિંમતથી

કબૂલ કર્યું છે કે હિન્દની ભૌતિક અને શિક્ષણવિષયક પરિસ્થિતિ અત્યંત કંગાળ છે. આવા હિંમતભર્યા અને નેક એકરાર પછી ઇંગ્લેન્ડ આ મહાન અનિષ્ટનો ઇલાજ કરવાનું પોતાને બંધનકારક ગણશે. લોર્ડ રિપનની સરકાર આવો એકરાર કરીને જ સંતોષ પામી નથી, પણ સઘળાં ખાતાંઓમાં સઘળાઓને સમાન ન્યાય મળે એવી રીતે હિન્દી શક્તિ, હિન્દી સાધનો, અને હિન્દી એજન્સીઓની ખીલવણી કરવાનો ઠરાવ કરીને તેમણે હાલની પરિસ્થિતિના સુધારાનો પાયો નાખ્યો છે. આપણી રાજદ્વારી કેળવણી સંબંધી તેમણે જે ફતેહ મેળવી છે તેની સાબિતી હિન્દના ચારે ખૂણામાં તેમની થતી નામના છે. આપણે પોતે પણ અહીં આપણી રાજદ્વારી કેળવણીની ફતેહ ઊજવવા ભેગા થયા છીએ.

આપણે લોર્ડ રિપનનું સ્મારક જાળવવાનો ઠરાવ કરવાના છીએ, પણ તેમણે પોતે જ પોતાનું જે મહાન સ્મારક ઊભું કર્યું છે, તેની આગળ આવાં સો સ્મારક પણ શા હિસાબમાં ? સ્વરાજ્ય, સ્વશાસન અને કેળવણી જેને તેમણે મહાન વેગ આપ્યો છે તે જેમ જેમ પ્રગતિ કરશે તેમતેમ હિન્દના જીવનની પ્રત્યેક પળે તેમનું સ્મારક તાજું થશે અને આપણું સ્મારક ભુલાઇ જશે.

લોર્ડ રિપને સૌથી મોટી સેવા તો ઇંગ્લન્ડ અને અંગ્રેજોની બજાવી હતી. તેમણે ઇંગ્લન્ડ અને અગ્રેજોની કીર્તિ વધારી બ્રિટિશ રાજ તરફની હિન્દની વફાદારી મજબૂત બનાવી હતી.

દાદાભાઇએ ગદ્‌ગદ કંઠે જણાવ્યું હતું કે અંગ્રેજોના ન્યાયી ચારિત્ર્ય અને હિન્દનું ભલું કરવાની તેઓની ઇચ્છામાં મને ઊંડો અને અતૂટ વિશ્વાસ હોવા છતાં મારે કબૂલ કરવું જોઇએ કે હિન્દી રાજકારણ માટેના મારા નમ્ર પ્રયાસો દરમ્યાન હું કેટલીક વાર નિરાશ થઇને મારી શ્રદ્ધા માટે શંકાશીલ બન્યો હતો. પણ ઇંગ્લન્ડ પાસે લોર્ડ રિપન જેવા પવિત્ર હૃદયના અને ઊંચી મુત્સદ્દીગીરીવાળા બેટાઓ હોવાથી ઇંગ્લન્ડ પોતાની ફરજ બજાવી હિન્દમાંનું પોતાનું મહાન કર્તવ્ય અદા કરશે, અને ઇંગ્લન્ડનું અંતઃકરણ સત્યપરાયણ છે એ વાત પરની મારી શ્રદ્ધા લોર્ડ રિપને પૂરેપૂરી સજીવન કરી છે.

સોબેદોએ તેમની લવાદી સ્વીકારી હતી, જે તેમની ન્યાયપ્રિયતા અને નિષ્પક્ષપાતપણાની સાબિતી હતી. તેમણે નોશાકરા મોબેદોની તરફેણમાં ચુકાદો આપ્યો હતો, છતાં કોઈએ પણ તેમની શુભનિષ્ઠા પર શંકા દર્શાવી નહોતી.

આ સમય દરમ્યાન દાદાભાઇની મ્યુનિસિપલ પ્રવૃત્તિ પણ ચાલુ હતી. ૧૮૮૩ ની સામાન્ય મ્યુનિસિપલ ચુંટણીમાં તેઓ કોર્પોરેશનમાં ચૂંટાયા હતા, અને ૧૮૮૬ માં તેઓ પાછા ઈંગ્લાંડ ગયા ત્યાં સુધી તેમણે શહેરી સમાજની પહેલાંની પેઠે જ ખંતીલી સેવા બજાવી હતી. વિહાર લોન સંબંધીની જૂની તકરારને તેમણે સજીવન કરી. પણ હજી ઈંગ્લાંડમાં તેમને આ સવાલ વિષે ઉહાપોહ કરવાની હતી. આ સમયે મુંબઇના મ્યુનિસિપલ કાયદામાં સુધારો થવાનો હતો, અને તે માટે કોર્પોરેશને નીમેલી ખાસ કમિટીમાં પણ દાદાભાઇની સેવા યાદગાર નીવડી હતી.

ઇલ્બર્ટ બિલની ચળવળથી આવેલી જાગૃતિના પ્રતાપે મુંબઈમાં પ્રેસિડન્સી એસોસીએશનની સ્થાપના થઇ હતી. ૧૮૫૨ માં સ્થપાયેલી જૂની બોમ્બે એસોસીએશન બંધ થઇ ગઇ હતી. ઇસ્ટ ઇન્ડિયા એસોસીએશનની મુંબઇની શાખા નિરુપયોગી થઈ ગઈ હતી. દાદાભાઈની ગેરહાજરીમાં ઇસ્ટ ઈન્ડિયા એસોસીએશન પણ મંદ અને નિરુત્સાહી થઇ ગઇ હતી, મૂળ સંસ્થા મંદ પડે તો તેની શાખા પણ મંદ પડે તેમાં કંઇ નવાઇ નથી. પણ લોર્ડ રિપનની હકૂમત દરમ્યાન પ્રજામાં ખૂબ જાગૃતિ આવી હતી—હિન્દી પ્રજામત બળવાન થયો હતો. હિન્દી પ્રજાના નેતાઓએ પ્રજાના સઘળા વર્ગોનો અવાજ રજૂ કરવા એક રાજદ્વારી સંસ્થા સ્થાપવાનો ઠરાવ કર્યો, અને ૧૮૮૫ ના જાન્યુઆરીની ૩૧ મી તારીખે ફ્રેમજી કાવસજી ઇન્સ્ટીટ્યૂટમાં મળેલી સભામાં મુબઇની પ્રેસિડન્સી એસોસીએશનની વિધિપુરઃસર સ્થાપના થવા પામી. આ મંડળના એક ઉપપ્રમુખ તરીકે દાદાભાઇની પસંદગી થઇ અને સર ફિરોઝશાહ

મહેતાએ એવા ઉદ્ગાર કાઢયા કે "હિન્દની જુવાન પ્રજામાંથી દાદાભાઈ નવરોજી જેવા નર પાકે એ દિવસની હું રાહ જોઉં છું."

૧૮૮૫ ના ઑગસ્ટ માસમાં મુંબઇની ધારાસભામાં વધારાના સભાસદ તરીકે જોડાવાનું ગવર્નર લોર્ડ રે તરફથી દાદાભાઈને આમંત્રણ મળ્યું. ગવર્નરના ખાનગી સેક્રેટરીએ દાદાભાઇ પરના પત્રમાં લખ્યું હતું કે "નામદાર ગવર્નરની ખાતરી છે કે તમે તમારી શકિત અને સલાહ આપી શકશો." દાદાભાઇએ આ આમંત્રણ સંજૂર રાખ્યું. ગવર્નરની ધારાસભામાં જવલ્લે જ રાજવહીવટના ટીકાકારને આમંત્રણ કરવામાં આવે છે, પણ લોર્ડ રેએ પોતાની ધારાસભાને બને તેટલી પ્રતિનિધિત્વવાળી બનાવવાનું વચન આપ્યું હતું; અને દાદાભાઇ અને રાનડે જેવા સભ્યોની પસંદગી કરીને એ વચનનું પાલન કર્યું હતું. જ્યારે ઇન્ડિયા કાઉન્સિલમાં એક હિન્દી સભ્ય નીમવાનો સવાલ ઊભો થયો ત્યારે હિન્દની પ્રજાના પ્રતિનિધિ તરીકે દાદાભાઇને સર્વથી વધારે યોગ્ય લેખવામાં આવ્યા હતા. પ્રજાના આવા માનવંત નેતાને લાંબો વખત થયા મુંબઇની ધારાસભામાં નીમવા જોઇતા હતા, પણ આગલા હાકેમો ગમે તેવું કડવું સત્ય સંભળાવનારા નેતાને માન આપવાના લોર્ડ રેનો ગુણ ધરાવતા નહતા.

આયર્લેન્ડના હોમરૂલ સંબંધી આમની સભાના નિર્ણયની સામે પ્રજામત મેળવવાની ઇંગ્લાંડના પ્રધાન મંત્રીને જરૂર જણાવાથી ઇંગ્લન્ડમાં થોડા વખતમાં સામાન્ય ચૂંટણી થવાની હતી. આ તકનો લાભ લઈ હિન્દની જરૂરીઆતો બ્રિટિશ પ્રજા સમક્ષ રજૂ કરવા અને હિન્દના કલ્યાણમાં રસ લેનાર ઉમેદવારોને ટેકો આપવાની મતદારોને અપીલ કરવા માટે મુંબઈના પ્રેસિડન્સી એસો-સીએશને એક ડેપ્યુટેશનને ઇંગ્લાંડ મોકલવાનો ઠરાવ કર્યો. ૧૮૮૫ ના સપ્ટેમ્બરમાં મળેલી એસોસીએશનની સભામાં દાદાભાઇએ દરખાસ્ત કરી કે હિન્દની સેવા બજાવવાની આતુરતા ધરાવનારા

નીચેના ઉમેદવારો હિન્દી પ્રજાના ટેકાને પાત્ર છે. મારકવીસ ઓફ હાર્ટિંગ્ટન, સર જે. બી. ફ્રિયર, કેપ્ટન વરની, અને મેસર્સ જોન બ્રાઇટ, જે સ્લેગ, લાલ મોહન ઘોષ, વીલિયમ ડીગબી, ડબલ્યું. એસ. બ્લંટ, એસ. ડી., એસ. લેંગ, અને ડબલ્યુ સી. બ્લોડન.

થોડીક સ્થાનિક માહિતી ધરાવનારા અને એંગ્લો ઇન્ડિયન પૂર્વગ્રહથી પીડાતા કેટલાક ઉમેદવારો હિન્દી સવાલ સંબંધી સત્તા સમાન ગણાવાનો દંભ કરતા હતા. આ ઉમેદવારોના દાવાને હસી કાઢનારી કલમ દાદાભાઈના ઠરાવમાં દાખલ કરીને તેઓનાં નામો નીચે મુજબ જાહેર કરવામાં આવ્યાં હતાં:—સર રીચર્ડ ટેમ્પલ, જે. એમ. મેકલીન, સર લુઇ પેલી, એ. એસ. આયર્ટન અને સર રોબર્ટ લેથબ્રીજ. કરમની કઠણાઇ એ છે કે એસોસીએશને જેઓની ભલામણ કરી હતી તેઓમાંથી એક પણ ઉમેદવાર ચુંટાયો નહિ, જ્યારે એસોસીએશને હસી કાઢેલા કેટલાક ચુંટાઈ ગયા હતા. પણ એસોસીએશને નારાયણ ચંદાવરકર, મનમોહન ઘોષ, અને રામસ્વામી મુડલીઅરને ઇંગ્લાંડ મોકલ્યા હતા. તેઓ હજારો અંગ્રેજો સમક્ષ હિન્દની ફરિયાદો રજુ કરવાને સફળ થયા હતા, અને હિન્દના સવાલ માટેના તેઓનાં ભાષણો બ્રિટીશ પ્રજાએ સહાનુભૂતિપૂર્વક સાંભળ્યાં હતાં.

બ્રિટિશ પાર્લામેન્ટની ચૂંટણીમાં પોતાનું નસીબ અજમાવવાની પહેલી પ્રેરણા દાદાભાઈના દિલમાં કયારે જન્મી હશે તેની ચોકકસ માહિતી મળતી નથી. પણ હિન્દી ડેલીગેશનને મળેલી ફતેહ અને પાર્લામેન્ટ બરખાસ્ત થવાની આગાહી પરથી દાદાભાઈને એવી પ્રેરણા મળી હોય તે સંભવિત છે. દાદાભાઇ ચૂંટણીમાં ઉમેદવારી કરવાનો વિચાર કરે છે એવી ખબરને ૧૮૮૫ ના સપ્ટેમ્બરમાં "ઇન્ડિયન મીરર" નામના પત્રે વધાવી લીધી હતી, પણ ૧૮૮૬ ના માર્ચ સુધી આ વાત ખોરંબે પડી હતી. દરમ્યાન તેમને હાથે બે અગત્યની સંસ્થાઓ સ્થપાઇ. એક મ્યુનિસિપાલિટીની સામે પ્રજાની ફરિયાદોની

દાદ મેળવવા માટે મુંબઇનાં કર ભરનારાઓની મંડળી, દાદાભાઇ ઇંગ્લાંડ ગયા તેના પાંચ દિવસ અગાઉ જ તેમના પ્રમુખપણા નીચે મળેલી સભામાં સ્થપાઇ હતી. બીજી સૌથી મહત્ત્વની સંસ્થા હિન્દી નેશનલ કોંગ્રેસ હતી કે જેની સાથે તેમનું નામ હંમેશા માન સાથે જોડાયલું રહ્યું છે.

કોંગ્રેસના ઇતિહાસ અને તેના સ્થાપકો સંબંધી એટલું લખાયું છે કે અહીં તેની ઉત્પત્તિની વિગતમાં ઉતરવાની જરૂર નથી. દાદાભાઇ કોંગ્રેસના પ્રાણ હતા. તેના સ્થાપકોમાં નોંધવાજોગ નામ હિન્દની સનદી નોકરીમાંથી ફારેગ થયેલા એ. ઓ. હ્યુમનું છે, કે જે હિન્દની આઝાદી માટેની લડતના પ્રખર હિમાયતી હતા. ૧૮૮૫ માં મુંબઇમાં મળેલી કોંગ્રેસની પહેલી બેઠકમાં દાદાભાઇએ સક્રિય ભાગ લીધો હતો. કોંગ્રેસની પહેલી બેઠકમાં પસાર થયેલા લગભગ બધા ઠરાવો ઘડવામાં તેમનો હાથ હતો, અને ખાસ કરીને હિન્દના રાજવહીવટની તપાસ કરવા માટે નીમવા ધારેલી કમિટિને વધાવી લેનારો પહેલો ઠરાવ દાદાભાઇએ જ ઘડયો હતો; તથા હિન્દી નોકરી માટેની પરીક્ષા હિન્દ અને ઇંગ્લાંડમાં એકી વખતે લેવાની અરજ કરનારી દરખાસ્ત દાદાભાઇએ પોતે રજૂ કરી હતી.



નીચેના ઉમેદવારો હિન્દી પ્રજાના ટેકાને પાત્ર છે. મારક્વીસ ઓફ હાર્ટિંગ્ટન, સર જે. બી. ફ્રિયર, કેપ્ટન વરની, અને મેસર્સ જોન બ્રાઇટ, જે સ્લેગ, લાલ મોહન ઘોષ, વીલિયમ ડીગબી, ડબલ્યું. એસ. બ્લંટ, એસ. ડી., એસ. લેંગ, અને ડબલ્યુ સી. પ્લોડન.

થોડીક સ્થાનિક સાહિતી ધરાવનારા અને એંગ્લો ઇન્ડિયન પૂર્વગ્રહથી પીડાતા કેટલાક ઉમેદવારો હિન્દી સવાલ સંબંધી સત્તા સમાન ગણાવાનો દંભ કરતા હતા. આ ઉમેદવારોના દાવાને હસી કાઢનારી કલમ દાદાભાઈના ઠરાવમાં દાખલ કરીને તેઓનાં નામો નીચે મુજબ જાહેર કરવામાં આવ્યાં હતાંઃ—સર રીચર્ડ ટેમ્પલ, જે. એમ. મેકલીન, સર લુઇ પેલી, એ. એસ. આયર્ટન અને સર રોબર્ટ લેથબ્રીજ. કરમની કઠણાઇ એ છે કે એસોસીએશને જેઓની ભલામણ કરી હતી તેઓમાંથી એક પણ ઉમેદવાર ચુંટાયો નહિ, જ્યારે એસોસીએશને હસી કાઢેલા કેટલાક ચુંટાઈ ગયા હતા. પણ એસોસીએશને નારાયણ ચંદાવરકર, મનમોહન ઘોષ, અને રામસ્વામી મુડલીઅરને ઇંગ્લાંડ મોકલ્યા હતા. તેઓ હજારો અંગ્રેજો સમક્ષ હિન્દની ફરિયાદો રજુ કરવાને સફળ થયા હતા, અને હિન્દના સવાલ માટેના તેઓનાં ભાષણો બ્રિટીશ પ્રજાએ સહાનુભૂતિપૂર્વક સાંભળ્યાં હતાં.

બ્રિટિશ પાર્લામેન્ટની ચૂંટણીમાં પોતાનું નસીબ અજમાવવાની પહેલી પ્રેરણા દાદાભાઈના દિલમાં કયારે જન્મી હશે તેની ચોકકસ માહિતી મળતી નથી. પણ હિન્દી ડેલીગેશનને મળેલી ફતેહ અને પાર્લામેન્ટ બરખાસ્ત થવાની આગાહી પરથી દાદાભાઈને એવી પ્રેરણા મળી હોય તે સંભવિત છે. દાદાભાઇ ચૂંટણીમાં ઉમેદવારી કરવાનો વિચાર કરે છે એવી ખબરને ૧૮૮૫ ના સપ્ટેમ્બરમાં “ઇન્ડિયન મીરર” નામના પત્રે જણાવી લીધી હતી, પણ ૧૮૮૬ ના માર્ચ સુધી આ વાત ખોરંબે પડી હતી. દરમ્યાન તેમને હાથે બે અગત્યની સંસ્થાઓ સ્થપાઇ. એક મ્યુનિસિપાલિટીની સામે પ્રજાની ફરિયાદોની

દાદ મેળવવો માટે મુંબઇનાં કર ભરનારાઓની મંડળી, દાદાભાઇ ઇંગ્લાંડ ગયા તેના પાંચ દિવસ અગાઉ જ તેમના પ્રમુખપણા નીચે મળેલી સભામાં સ્થપાઇ હતી. બીજી સૌથી મહત્ત્વની સંસ્થા હિન્દી નેશનલ કોંગ્રેસ હતી કે જેની સાથે તેમનું નામ હંમેશા માન સાથે જોડાયલું રહ્યું છે.

કોંગ્રેસના ઇતિહાસ અને તેના સ્થાપકો સંબંધી એટલું લખાયું છે કે અહીં તેની ઉત્પત્તિની વિગતમાં ઉતરવાની જરૂર નથી. દાદાભાઇ કોંગ્રેસના પ્રાણ હતા. તેના સ્થાપકોમાં નોંધવાજોગ નામ હિન્દની સનદી નોકરીમાંથી ફારેગ થયેલા એ. ઓ. હ્યુમનું છે, કે જે હિન્દની આઝાદી માટેની લડતના પ્રખર હિમાયતી હતા. ૧૮૮૫ માં મુંબઇમાં મળેલી કોંગ્રેસની પહેલી બેઠકમાં દાદાભાઇએ સક્રિય ભાગ લીધો હતો. કોંગ્રેસની પહેલી બેઠકમાં પસાર થયેલા લગભગ બધા ઠરાવો ઘડવામાં તેમનો હાથ હતો, અને ખાસ કરીને હિન્દના રાજવહીવટની તપાસ કરવા માટે નીમવા ધારેલી કમિટિને વધાવી લેનારો પહેલો ઠરાવ દાદાભાઇએ જ ઘડયો હતો; તથા હિન્દી નોકરી માટેની પરીક્ષા હિન્દ અને ઇંગ્લાંડમાં એકી વખતે લેવાની અરજ કરનારી દરખાસ્ત દાદાભાઇએ પોતે રજૂ કરી હતી.



## પ્રકરણ ૧૮ મું

### મતદારમંડળની શોધ

૧૮૮૬ ના માર્ચની ૧૩ મી તારીખે મદ્રાસના "હિન્દુ" (તે વખતે અઠવાડિયામાં ત્રણ વાર પ્રગટ થતું હતું)માં જાહેર થયું કે "કોઇ મતદારમંડળ તરફથી પાર્લામેન્ટની ચૂંટણીમાં ઉમેદવારી કરવાના વિચારથી" દાદાભાઇ મુંબઇથી ઇંગ્લૅન્ડ જવાનો ઇરાદો રાખતા હતા. આ મદ્રાસી અખબારે વિશેષમાં જણાવ્યું કે હિન્દના અર્થશાસ્ત્રના જ્ઞાનમાં આખા હિન્દમાં દાદાભાઇની જોડી નથી. તેણે આશા દર્શાવી કે દાદાભાઇને ઉમેદવાર તરીકે સ્વીકારનાર કોઇ મતદારમંડળ મળી જશે. કલકત્તાના પત્રોએ પણ આ ખબરને ઉત્સાહપૂર્વક વધાવી લીધી હતી.

એમ જણાય છે કે તેમને કોઇ મતદારમંડળ પોતાના ઉમેદવાર તરીકે સ્વીકારવાને રાજી થશે કે નહિ તે જાણવા માટે દાદાભાઇ કેટલાક સમયથી ઇંગ્લૅન્ડમાંના તેમના મિત્રો સાથે પત્રવહેવાર ચલાવતા હતા. આ મિત્રોમાંનો એક 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા'નો માજી અધિપતિ માર્ટિન વુડ હતો. તેણે દાદાભાઇને ( ૧૨, ડિસેમ્બરઃ ૧૮૮૪ ) લખ્યું:

> આવતી વસંત ઋતુમાંની તમારી ઉમેદવારી સંબંધી મને લાગે છે કે જો તમે તમારી શક્તિ સંગઠિત કરી શકો તો એટલા સમયમાં તમારો માર્ગ ચોકખો થઇ જશે. દરમ્યાન તમે ઇંગ્લૅન્ડમાં હતા ત્યારે તમને સારી પેઠે પિછાનનારા પણ હાલમાં તમને ભુલી ગયેલા કેટલાક માણસોને અત્યારે તમારું સ્મરણ તાજું કરાવવું પડશે. એસ. એમ. જી. (લાલ મોહન ઘોષ) આગળ વધી રહ્યો છે.

બીજા પત્રમાં વુડ જણાવે છે કે દાદાભાઇ જોન બ્રાઇટની મદદ પર આધાર રાખી શકશે, જો કે તેને મળવાનું સહેલું નથી. તે પછી તેણે દાદાભાઇને ઉપયોગી સલાહ આપી હતી (મે ૧, (૧૮૮૫)

એક એવો બનાવ બન્યો છે કે જેથી ઇંગ્લાંડ આવતાં પહેલાં તમને સારો ટેકો મળવાની ખાતરી મળશે. લાલ મોહન ઘોષે વુલીચમાંથી ઉમેદવારી કરવાની ના પાડી છે, અને તે પણ સર્વાનુમતે તેની ઉમેદવારી મંજૂર કરી તેણે ઉત્સાહી શ્રોતાઓ સમક્ષ ભાષણો આપ્યા પછી.

પણ અત્યાર સુધી બધું મૃગજળ સમાન હતું. દાદાભાઇને મતદારમંડળ મેળવવાની બહુ આશા ન હતી તેમને એ વિચાર સદંતર પડતો મૂકવો પડશે એવો ભય હતો. આ કારણસર તેમણે આ વાત છૂપી રાખી હતી દાદાભાઇએ વિચાર કર્યો કે તેઓ પાર્લામેન્ટમાં બીરાજી ન શકે તો પણ હિન્દ માટે ઇંગ્લાન્ડમાં સંગીન સેવા કરવાનું વિશાળ ક્ષેત્ર પડેલું છે. હિન્દના કલ્યાણ અને પ્રગતિના અનેક સવાલો સંબંધી સેવાભાવી મિત્રોની મદદથી તેઓ ઇંગ્લાન્ડના સત્તાધીશો સમક્ષ હિન્દી પ્રજાની લાગણી રજૂ કરી શકશે, અને જો તેમાં તેમને વિજય મળશે તો રાજકર્તાઓના દેશનો પ્રવાસ નકામો જશે નહિ.

તેમની વિદાયને ટાંકણે રીપન કલબમાં દાદાભાઇના માનમાં ડિનરનો મેળાવડો થયો હતો. ત્યાં પણ તેમણે પોતાની ઉમેદવારી સંબંધી એક શબ્દ ઉચ્ચાર્યો ન હતો. પણ તે પછીના ત્રણ મહિનાની તેમની નોંધપોથી, જેમાંની એક જ હાથ લાગી છે તે પરથી જણાય છે કે મુંબઇમાં પણ તેમણે ઠીકઠીક પ્રાથમિક કામ કર્યું હતું, અને ચૂંટણીમાં તેમને મદદ કરી શકે એવા કેટલાક શખસો પર ભલામણપત્રો મેળવ્યા હતા. આ નોંધપોથી પરથી ચૂંટણીની ધમાલમાં પણ મુંબઇની મ્યુનિસિપાલિટીની પાણીના બાંધકામ માટેની લોન સંબંધીની ફરિયાદ, તથા હિન્દની જરૂરીઆતો અને અન્યાયો અગ્રેજ મુત્સદ્દીઓના લક્ષ પર લાવવા માટે તેમનો કેવો રંજ થતો હતો તેનો ખ્યાલ આવે છે.

એપ્રિલ ૧૪—ઇન્ડિયા ઑફિસમાં મિ. પેડર[1]ને મળ્યો. તેમણે

[1] હિન્દી સનદી અમલદાર ડબલ્યુ ડી. પેડર ૧૮૭૨ થી ૧૮૭૬ સુધી મુંબઇના મ્યુનિસિપલ કમિશ્નર હતા. ૧૮૭૯ થી ૧૮૮૮ સુધી ઇન્ડિયા ઓફિસના મહેસૂલ, આંકડા, અને વેપાર ખાતાના સેક્રેટરી હતા.

મારો માયાળુ સત્કાર કર્યો. મેં તેમને વિહારના પાણીના બાંધકામના કરજ સંબંધી મુંબઇની મ્યુનિસિપાલિટીએ હિન્દી પ્રધાનને કરેલી અરજની નકલ આપી. તેમને બધી ખબર હોવાથી એ બાબતમાં તેઓ મદદ કરી શકશે એવી આશા દર્શાવી. તેમણે આ સવાલ કોઇ લાયક માણસની લવાદી પર લઇ જવાની સલાહ આપી. પછી મેં તાનસા લોનની વાત કરી. તેમણે કહ્યું કે કાઉન્સિલના કેટલાક સભ્યો તેની વિરુધ્ધ છે, પણ તેમણે મિ. વોટરફિલ્ડ સાથે મારી પિછાન કરાવવાનું કબુલ કર્યું, કે જેને હુ બધું સમજાવી શકું. તે પછી તેમણે પૂછયું કે તમે મિ. ગોડલી (નાયબ હિન્દી વઝીર, પાછળથી લોર્ડ કીલબેકન) ને મળવા માગો છો? મેં કહ્યુ કે તેમના પર મને લોર્ડ રેએ પત્ર આપેલો છે. મિ. પેડર મને મિ. ગોડલી પાસે લઈ ગયા. પણ પહેલાં તેઓ મને લોર્ડ કીમ્બરલીના પુત્ર અને ખાનગી સેક્રેટરી મિ. વુડહાઉસ સાથે ઓળખાણ કરાવવા માગતા હતા.

સર જ્યોર્જ બર્ડવુડે ઇંગ્લન્ડની મારી મુલાકાતનો હેતુ જાણવા માગતાં મેં તેમને બધી વાત કરી. તેમને લાગ્યું કે પાર્લામેન્ટ માટે ઉમેદવારી કરવામાં ઘણી મુશ્કેલીઓ છે; મારે એક યા બીજો પક્ષ લેવો પડશે; થોડોક વખત મારે સ્થાનિક રહીશોમાં જાણીતા થવું પડશે, અને સ્થાનિક સવાલોમાં થોડો રસ લેવો પડશે......આજકાલ બધું કામ પક્ષની નજરે થાય છે. હાલની પાર્લામેન્ટમાં કોઇ પણ સવાલનો તેની યોગ્યતા અયોગ્યતા પરથી નહિ પણ પક્ષના હેતુની નજરે નિર્ણય થાય છે. તે મિ. ગ્લેડસ્ટનના બિલની વિરુધ્ધ ઘણું બોલ્યા, અને આ સવાલનો પણ ફક્ત પાર્ટીના વિચારથી જ નિર્ણય થશે એમ જણાવ્યું. સર જી. એ પછી મિ. મલબારી વિષે મારો મત પૂછયો. મેં કહ્યું કે તે ઘણા ભલા માણસ છે. મલબારીનુ "ગુજરાત"[1] વાંચ્યા પછી તેમને મલબારી પર ઘણો અભાવ ઉપજ્યો હતો. તેમણે કહ્યું કે લોકોની હાંસી કરી તેઓની નબળાઈ વિષે અતિશયોક્તિ કરવાની વલણ ખરાબ છે. લેખકોની ફરજ પવિત્ર અને જવાબદારીભરી છે. તેઓએ લોકોમાં જે સારાં તત્ત્વો હોય તે બહાર લાવી તેઓની નબળાઈ તરફ ઉદારતા બતાવી તેમને ઉતારી પાડવાને બદલે

૧ મલબારીકૃત "ગુજરાત અને ગુજરાતીઓ"

ઉન્નત બનવાને ઉત્તેજન આપવું જોઇએ. તેમણે આવી ઘણી વાત કરી, અને મિ. મલબારી સારા માણસ છે એમ જાણી ખુશાલી બતાવી મને પૂછ્યું કે "હું તેમને પત્ર લખી મારા વિચારો જણાવું કે?" મેં તેમને કહ્યું કે "જરૂર લખો, અને સાથે એમ પણ લખજો કે મારા કહેવાથી તમે તેમ કર્યું છે." મેં તેમને કહ્યું કે મિ. મલબારીમાં નબળાઇઓ તરફ સખત થવાની ખામી છે, પણ હવે તેમનામાં ઘણો ફેરફાર થયો છે, અને નવી આવૃત્તિમાં પોતાની જુવાનીના વિચારોને સુધારી લેશે. સર જી. એ મલબારી પર પત્ર લખવાનું કબુલ કર્યું.

પછી હું અને મિ. પેડર મિ. ગોડલીને મળવા ગયા. મી. પેડરે વિહાર લોનના વ્યાજનો સવાલ ઉપાડયો. મેં મી. ગોડલીને આ સવાલ જરા લંબાણથી સમજાવ્યો. અને જિબ્રાલટરમાંથી મારો સામાન આવતાં હિન્દી પ્રધાન પરની અરજીની નકલ તેમને પહોંચાડવાનું વચન આપ્યું. તે પછી મેં તાનસા લોનની વાત કાઢી તેમને કહ્યું કે કાઉન્સિલના કેટલાક સભ્યો આ લોનથી ભડકી ગયા છે. છતાં મને ફરીથી મળવા કહ્યું છે.

એપ્રીલ ૧૫:—ડો. આર કોન્ગ્રેવને[1] મળ્યો——તે એમ ધારે છે કે ઇંગ્લાંડ અને હિન્દનો સંબંધ તોડી નાખવો જોઇએ. આ સંબંધથી ઇંગ્લાંડને હાનિ થાય છે. આખા અંગ્રેજી ચારિત્યને નુકશાન થાય છે. વસાહતો સાથેનો સંબંધ નબળાઇ છે. હું તેનાથી જુદો પડી એમ માનું છું કે હિન્દને ખાતર આ સંબંધ ચાલુ રાખવો જોઇએ, અને ચોકકસ અનિવાર્ય સુધારા કરવામાં આવે તો સંબંધ બન્ને માટે આશિષરૂપ નિવડશે. મેં દેશની ગરીબી અને તેના ઇલાજ તરીકે દેશી એજન્સીની હિમાયત કરી. તેણે કહ્યું કે આજ કામ કરવાની મુત્સદ્દીઓ હિંમત કરવાના નથી. હિન્દમાંની અંગ્રેજ એજન્સી તાત્કાલિક લાભકારી હોવાથી તેઓ તે છોડી દેવાના નથી......જ્યારે લોકો રાજદ્વારી જ્ઞાન મેળવી સ્વરાજ્યની દિશામાં પૂરતા આગળ વધશે ત્યારે બન્ને દેશો પૂરતા જુદા પડી જશે. સેલ્સબરી અને હાર્ટીંગ જેવા મુત્સદ્દીઓનો આ ભય છે કે આયર્લેંડ છૂટું પડવા માગે છે; પછી હિન્દનો વારો આવશે; અને આમા તેઓ સલ્તનતનો નાશ જુએ છે. આપણે હાલમાં પાર્લામેન્ટનાં મુત્સદ્દીઓ પર બહુ આધાર રાખવાનો નથી. તેઓ પ્રજાની ઇચ્છાનો અમલ કરે છે. તેઓ કંઇ કરવાના નથી.

---

૧ રીચર્ડ કોન્ગ્રેવ, પોઝીટિવિસ્ટ અને રાજદ્વારી તથા ઐતિહાસીક લેખક.

સેલ્સબરી અને હારટિંગ્ટન જેવા મુત્સદ્દીઓ આઇરીશ બિલ સામે ઝનૂની વિરોધ બતાવે છે. પણ મિ. ગ્લેડસ્ટન આમ વર્ગના ટેકા પર આધાર રાખે છે. પ્રથમ રાજાઓ, અને પછી ઉમરાવોના દિવસો વહી ગયા છે——ડૉ. કોન્ગ્રેવ હિન્દીઓને પાર્લામેન્ટમાં જોવા માગતા નથી. હિન્દને ખાતર પાર્લામેન્ટમાં જવાથી બહુ લાભ થવાનો નથી. બહાર રહીને કામ કરવાથી હિન્દીઓનો હેતુ વધારે બર આવશે. પાર્લામેન્ટના વિચિત્ર અને વિકટ માર્ગોને લીધે તેમાં કામ કરવાનું ક્ષેત્ર જ નથી. એક વાર અંદર ગયા પછી તમે ક્યાં છો, તમે શું કરી શકો છો, તે તમે જાણતા નથી. અને તમને કામ કરવાની બહુ જૂજ તક મળે છે.

–ડૉ. કોન્ગ્રેવને મેં કહ્યું કે સર ડબલ્યુ–વેડરબર્ન અને મિ. હ્યુમ હિન્દીઓની લડત ઉપાડી લીધી છે, તે માટે અમે તેઓને એટલું બધું માન આપીએ છીએ કે જે હું શબ્દોમાં દર્શાવી શકતો નથી. આવા અંગ્રેજો કદી મળશે કે કેમ તે શંકાસ્પદ છે. ડૉ. કોન્ગ્રેવે કહ્યું કે જરૂર પડશે ત્યારે મળી રહેશે; જેવા આ બે જણા થયા છે તેવા બીજા પણ થઇ શકશે.-

એપ્રિલ ૧૬:— મિ. વુડ સાથે હું મિ. વાઇલીને[1] નેશનલ લિબરલ એસોસીએશનમાં મળ્યો. તેણે કહ્યું કે મતદાર મંડળો અમારી પાસે લાયક ઉમેદવારો માગે છે, અને અમે અમારી યાદીમાંથી યોગ્ય ઉમેદવારોનાં નામો આપીએ છીએ, જેમાંથી મતદારમંડળો ઉમેદવારો પસંદ કરી લે છે. તેમણે યાદીમાં મારું નામ મૂકવાની ખુશી બતાવી મારી કારકિર્દીનો ટુંકો અહેવાલ માંગ્યો.

એપ્રિલ ૧૭:—મિ. માર્ટીન વુડની સાથે એલેક્ઝાન્ડર હોટેલમાં મિ. બ્રાઇટને મળવા ગયો. તેમણે મને સારો આવકાર આપ્યો. સામાન્ય સવાલોની ખૂબ વાતો કરી-પાર્લામેન્ટમાં દાખલ થવાના મારા હેતુ સંબંધી તેમણે કહ્યું કે મતદાર મંડળોને સ્થાનિક માણસો અથવા નામાંકિત માણસો જોઇએ છે. લાલમોહન ઘોષને ટેકો આપનાર એક ઉદાર મતદાર મંડળ મળી ગયું તેથી તેમને અને બીજાઓને અજાયબી ઊપજી હતી. હિન્દીઓ પાર્લામેન્ટમાં દાખલ થાય તે સારું છે. પણ તેમાં મુશ્કેલીઓ ઘણી છે.

---

૧ એફ. આર. એસ. વાઇલી–એસોસીએશનના એક ઘણા જ લાયકાતવાળા સભાસદ

તેમની વાતચીત પરથી માલમ પડયુ કે જો સારી ચળવળ ચાલે તો તેઓ મદદ કરશે.

મિ. હોડસન પ્રાટને પણ એ જ હોટલમાં મળ્યો—તેણે કોઈ યુનીવર્સિટીદ્વારા બની શકે તો કોઈ સ્કોટિશ મતદાર મંડળમાંથી ઊભા રહેવાની સલાહ આપી. સ્કોચો ઇંગ્લેન્ડના લિબરલો કરતાં ઘણા ઉદાર હતા. તેમનો વિચાર એવો હતો કે એક મોટી સભા બોલાવવા માટે એક કમિટી નીમવી, અને પાર્લામેન્ટમાં હિન્દને પ્રતિનિધિત્વ મળવુ જોઈએ એ સિધ્ધાંત પ્રતિપાદન કરવો. પહેલા પગલા તરીકે કોઈ અંગ્રેજ મતદાર મંડળે થોડાક હિન્દીઓને પાર્લામેન્ટમાં ચૂટવામાં મદદ કરવી જોઈએ. ફ્રેન્ચોએ પોતાના બધા વસાહતોને પ્રતિનિધિત્વ આપીને ઇંગ્લાન્ડને શરમાવ્યું છે. અંગ્રેજોએ પણ તેમ કરવુ જોઈએ.

લોર્ડ કિમ્બરલીને મળ્યો–વિહાર લોનની વાત કરી–અરજી મળે ત્યારે તે પર વિચાર કરવા તેમણે જણાવ્યું. તાનસાની લોન સંબંધી તેમણે જણાવ્યું કે હજી આ સવાલ મારી સમક્ષ આવ્યો નથી, પણ આવી લોન આપવા માટે કે તે માટે કોઈ જાતની ખાતરી આપવાની હુ વિરુધ્ધ છું. લીવરપૂલ અને લંડન પાણીના બાંધકામ માટે સરકાર પાસેથી લોન મેળવતાં નથી, તેમ મુંબઈએ પણ પોતે જ આ બાંધકામો ઊપાડવાં જોઈએ. મે કહ્યુ કે ઇંગ્લન્ડ સાથે અમારી સરખામણી કરવી યોગ્ય નથી. મુંબઈની જરૂરિયાત શાહી જરૂરિયાત છે–તેમણે આ વાત માનવાની ના પાડી. મુંબઈ હિન્દના બીજા ભાગોનુ બંદર છે, અને તેથી તેને લાભ થાય છે.–પછી અમે હિન્દની ગરીબી અને ઇંગ્લન્ડ અને હિન્દમાં એકી વખતે સનદી નોકરીની પરીક્ષા લેવાની ચર્ચા પર ઊતર્યા. હિન્દમા અંગ્રેજ અમલદારો દ્વારા જ રાજ્ય કરવુ જોઈએ એવા એંગ્લો–ઇન્ડિયન વિચારોની તેના મગજ પર ઘેરી છાપ પડી છે. બંગાળીઓ બધે ઘૂસી જશે, અને પાણીદાર પંજાબીઓ પર રાજ્ય કરવાની શક્તિ નહિ હોવાથી હિન્દ સ્વરાજ માટે લાયક નથી–હિન્દ સોનાચાંદીની લગડીઓ પુષ્કળ મેળવે છે–વગેરે વાતો કહી.

મે ટૂંકમાં તેમના વિચારોનો રદીઓ આપ્યો, પણ તેમના વિચારો એટલા બધા દૃઢ થઈ ગયા હતા કે તે જલદી ફેરવાય તેમ ન હતુ. પરીક્ષાના વિચારને અગત્યનો ગણી તેમણે જણાવ્યુ કે " હું ઉમર

ઘટાડવા માગું તો પણ ઘટાડી શકું નહિ; અને ઉમર ઘટાડવી યોગ્ય પણ નથી, કેમકે વારંવાર અચાનક ફેરવાર કરવા ઠીક નથી."

રાજદ્વારી શોષણનો સવાલ ઉપાડી મેં જણાવ્યું કે જો આ શોષણ બંધ થાય તો અમારી જરૂરિયાતોને અમે પહોંચી વળી શકીશું. હાલમાં તો અમારા જાહેર કરજ કરતાં શોષણની રકમ જ ઘણી વધી ગઇ છે. હિન્દનાં સાધનો અનર્ગલ છે, અને બ્રિટિશ રક્ષણ નીચે જો અમારી પેદાશના નાણાં અમારા ગજવામાં આવે તો અમે ઇંગ્લેન્ડ જેટલા શ્રીમંત અને આબાદ થઈ શકીએ. લોર્ડ કે. એ બ્રિટિશ રક્ષણની કિંમત આપવી જોઇએ એમ કહ્યું, ત્યારે મેં જવાબ આપ્યો કે "હા, પણ સારી ચીજ પણ હદબહારના ભોગે મેળવવી ઇચ્છવા જોગ નથી. એક સારી વસ્તુ જે પળે વિનાશકારક થાય છે તે પળે તે સારી રહેતી નથી."

એપ્રિલ ૧૯—સર જી. કાવેનાફ (ઇસ્ટ ઇન્ડિયા એસોસીએશનની કાઉન્સિલના પ્રમુખ) ને મળ્યો. તે મુંબઈ તરફના લોકો માટે સારો મત ધરાવે છે. તેણે કહ્યું કે પારસીઓ, અંગ્રેજો અને દેશીઓ બન્નેને સારી રીતે પિછાનતા હોવાથી તેઓ બન્ને વચ્ચે સમાધાની કરાવનારાં તત્વો તરીકે ઘણા સારા છે—તેઓમાં સુંદર સામાન્ય જ્ઞાન અને સમભાવિતા છે. બંગાળમાં આવી કોમ નથી તે દિલગીરીભર્યું છે. જો બંગાળમાં પારસી જેવી કોમ હોત તો તે બંગાળનું ચારિત્ર્ય ઘડવામાં ઉપયોગી થઇ પડત. મે અરજ કરી કે બંગાળીઓ માટે અંગ્રેજો સારા વિચાર ધરાવતા નથી તેથી આખા હિન્દને પછાત રાખવું યોગ્ય નથી. વેપાર ધંધા અને બીજા સંબંધોને લીધે મુંબઇ તરફના લોકોની પેઠે બંગાળીઓ અંગ્રેજોના ગાઢ સહવાસમાં આવતા નથી તે કમનસીબી છે, પણ ઇંગ્લેન્ડમાં અથવા બીજા કોઇ દેશની મોટી વસ્તીમાં થોડાક ઉધ્ધત, મૂર્ખ, અને અવિચારી માણસો તો હોય જ, પણ તેથી સામાન્ય પ્રજાને એવી ગણવી ન જોઇએ. તેમણે કહ્યું કે બળવાનોને નમવું, અને નબળાઓને દબાવવા એ નામર્દાઇનો ગુણ છે. વાયવ્ય પ્રાન્ત અને પંજાબના બહાદુર લોકો માનને પાત્ર છે. મારા પાર્લામેન્ટ પ્રવેશ સંબંધી તેમણે જાતજાતની મુશ્કેલીઓ રજૂ કરી, પણ મારી ફતેહ તેમને ગમશે એમ મને લાગ્યું.

મિ. ડીગબી[૧]ને મળ્યો. યોગ્ય હિન્દીઓની સહાય નહિ મળવાથી હિન્દ માટે કામ કરવા માટે તે નિરાશ થવા લાગ્યા હતા...મિ. ઘોષ સાથે કામ કરવાનું તેનું દિલ નહોતું. પણ મારો હેતુ પાર પડે કે નહિ, પણ હું ઇંગ્લેન્ડ આવેલો હોવાથી તે ઉત્સાહથી કામ કરી શકશે એવી તેણે મને વારંવાર ખાતરી આપીને મારા હેતુની સિધ્ધિમાં બને એટલી મદદ આપવાને આતુર હતા.

એપ્રિલ ૩૦:— મિ. હિન્ડમેનની મુલાકાત લીધી. તેમની છેલ્લી તપાસથી તેમની પરિસ્થિતિ ઘણી મજબૂત બની હતી, અને બની શકે ત્યાં સુધી મહાન પણ શાન્ત ક્રાન્તિ થવાનાં ચિહ્નો જણાતાં હતાં. તેમનો અભિપ્રાય એવો હતો કે આપણે અંગ્રેજોને–ખાસ કરીને મજૂરોને ખાતરી કરી આપવી કે હું જે સુધારાની માગણી કરતો હતો તેથી અંગ્રેજ પ્રજાને—ખાસ કરીને કામદારોને વધારે લાભ થશે....જો હિન્દ આબાદ અને શ્રીમંત હશે તો વધારે અંગ્રેજી માલ ખરીદશે, અને પ્રમાણમાં મજૂર વર્ગને રોજી મળશે. મી. હિન્ડમેને મારા આગમન માટે આનન્દ બતાવ્યો. મિસિસ હિન્ડમેને પોતાના પતિને સવાલ પૂછ્યો કે "તમે શું કરવા માગો છો? અલબત્ત તમે જાહેર રીતે નહીં પણ ખાનગી રીતે કામ કરશો." મારે માટે પણ એ રસ્તો બહેત્તર હતો. મિ. હિન્ડમેન પણ એ જ વિચારના હતા.

રસ્તામાં મને કર્નલ ફ્રેન્ચે બોલાવ્યો...હું જે કામ કરતો હતો તે માટે ખુશાલી દર્શાવી તેમણે કહ્યું કે કામ ઘણું વિકટ છે. ઇસ્ટ ઇન્ડિયા એસોસીએશન સંબંધી તેમણે કહ્યું કે તે મંડળની સભાઓમાં હાજરી આપતા નથી. તે મંડળના સભાસદ હતા, અને લવાજમ ભરે છે, પણ તે એમ કહે છે, કે મંડળનું કામ પૂરું થઇ ગયું છે. વખત બદલાયો છે, નવી શકિત અને નવી ભાવના હસ્તીમાં આવી છે, અને હવે વધુ વિસ્તારી અને જુદાં બંધારણવાળા મંડળની જરૂર છે.

એપ્રિલ ૨૬:— સરજ્યન જનરલ ઇ. બાલફર મારે ઘેર (લી મુકામે) મળવા આવ્યા. તેમણે કોઇ પણ જાતની મદદ કરવાની ખુશાલી બતાવી.

---

૧ વિલીઅમ ડીગબી જેણે પાછળથી હિન્દ માટે દાદાભાઈ સાથે ગાઢ સહકાર કર્યો હતો, અને "Prosperous British India" નામનો **ગ્રંથ** લખ્યો હતો.

એપ્રિલ ૩૦:— મિ. લાલમોહન ઘોષને મળ્યો. તેણે છેલ્લી અને આવતી ચૂંટણી (જો થાય તો) વચ્ચેનો તફાવત સમજાવ્યો. છેલ્લી ચૂંટણીમાં ઘણી જગ્યા ખાલી હતી. લોકોને ઉમેદવારો શોધવા પડયા હતા. આવતી ચૂંટણીમાં દરેક મતદારમંડળનો ઉમેદવાર મોજૂદ છે. ખાલી જગ્યા પડે તો તે ઘણી થોડી પડશે. મી. ઘોષ પોતે ઉમેદવારી કરશે કે નહિ તે નક્કી નહોતું, કેમકે તેનો આધાર હિન્દમાંથી મળતી નાણાંની મદદ પર હતો.

મે ૧:—રીફોર્મ કલબ ચેમ્બર્સમાં મિ. થોમસ બેલી પોટરને મળ્યો. ટૂંકમાં, હિન્દની ગરીબી, તેનાં કારણો અને ઉપાયોની વાત કરી. ...તેણે કહ્યું કે તેને મારી પાસેથી જ હિન્દની ગરીબીનો ખરો ખ્યાલ મળ્યો છે. "ધી કન્ડિશન ઓફ ઇન્ડિયા" ના મારા પુસ્તકમાંથી જે ભાગ તે પસંદ કરે તે છપાવીને હું તેને ૨૦૦૦ નકલો આપું તો તે કોબ્ડન કલબને નામે સભાસદોમાં વહેંચવાની તેણે માગણી કરી. મેં તેમ કરવા કબૂલ કર્યું. હિન્દની પ્રજાને મદદ કરવાનો આ એક ઉત્તમ માર્ગ હતો.'

મે ૩:—મિ. હિન્ડમેનને મળ્યો. તેણે કહ્યું કે "હિન્દના દેવાળા" સંબંધીના તેના લેખોની નવી આવૃત્તિ તે મને મારી હિન્દની સેવાની પિછાનમાં અર્પણ કરવા માગે છે. તેમ થવાથી હું જાહેરમાં આવીશ. મેં તેનો આભાર માન્યો, અને કહ્યું કે તેમ કરવામાં ડહાપણ નથી કેમ કે તે (હિન્ડમેન) ઉપલા વર્ગ અને છાપામાં અળખામણો હોવાથી મારી લડતને હાનિકારક થશે. આ પુસ્તક હિન્દ સંબંધી છે એમ ધારવાને બદલે લોકો એમ જ ધારી લેશે કે હું હિન્ડમેનની સાથે છું.

મે ૪:-મિ. આર. ટી. રીડને મળ્યો અને જે સુધારા માટે હું આતુર હતો તેના મુખ્ય હેતુઓની ચર્ચા કરી...ગરીબી, તેનો ઉપાય. ધારાસભામાં પ્રતિનિધિત્વ, જૂની પુરાણી ઇન્ડિયા કાઉનસીલ, વગેરે સંબંધી સંમત થઇ મારા હેતુને વહેવારુ રૂપ આપવા માટે તેણે બરમીંગહામ અથવા લીડઝ જેવા લિબરલ સેન્ટરમાં હિન્દની જરૂરિયાતો સંબંધી ભાષણો આપવાની મને સૂચના કરી......એવા ભાષણથી હુ જાણીતો થઇશ, બીજાં લિબરલ સેન્ટરો પણ મને આમંત્રણ આપશે, અને મતદારમંડળ મેળવવાનો સંભવ કુદરતી રીતે વધશે એમ તેમણે કહ્યું. મે તેમની સૂચના મંજૂર કરી, અને તેણે તરત બરમીંગહામ પર લખવાની ખાતરી આપી.

તેમને લાગ્યુ કે કામ મુશ્કેલ હતુ, અને આવા કામથી કીર્તિ યા દરજ્જો મળતો નહતો. તેમણે મિ. જોસફ હ્યુમનો દાખલો આપ્યો. બધા તેને ભૂલી ગયા હતા. ફકત મિ. ગ્લેડસ્ટન હજી તેને સંભારતા હતા. લોર્ડ પામર્સ્ટન તેમને માટે સારુ માન ધરાવતા હતા. આઇરિશ બિલ વિષે તેમણે કહ્યુ કે આઇરિશોનાં હૃદય પ્રેમાળ છે, પણ તેઓ ઘણા આળસુ અને દગાબાજ લોકો છે.

એપ્રિલ ૨૭:— મિ. સ્લેગનો પત્ર મળ્યો. તે જાણતા હતા કે મળવા લાયક બધા માણસો પર હું ભલામણપત્રો લાવ્યો હતો. પેટા ચૂંટણીમાં બેઠક મળવાનો સંભવ નથી, પણ થોડા વખતમાં સામાન્ય ચૂંટણીમાં બેઠક મેળવવાની મને સારી તક મળશે. નેશનલ રિફોર્મ યુનિયનવાળા મિ. ગીમોંડ્સની સલાહ લેવા કહે છે. કારણ કે તે ઇંગ્લેન્ડના બધા મતદારમંડળોને પિછાને છે, અને સઘળા સંજોગોથી માહિતગાર છે...આમની સભામાં થોડાક હિન્દીઓને જોવાને તે આતુર છે. હિન્દ તરફ દિલસોજી ધરાવે છે, કહે છે કે હિન્દીઓની હાજરીથી અંગ્રેજ સુધારકોની વરસોની બૂમરાણો કરતાં વધારે લાભ થશે, કેમકે અંગ્રેજ સુધારકોને સત્તાવાળાઓએ તેઓ કોઇના પ્રતિનિધિ નથી એમ કહીને તેઓની નિન્દા અને નાલેશીજ કરી હતી.

એપ્રિલ ૨૮:–મી. ડીગબીને મળ્યો. તેમણે મને પાઘડીને બદલે અંગ્રેજી હૅટ પહેરવાની ભલામણ કરી. દેશ તેવો વેશ બહેત્તર છે. આઇરિશ બિલની તરફેણમાં મળનારી લિબરલ કોન્ફરન્સની એક ટિકિટ મારે માટે મેળવવાનો તેમણે ઇરાદો દર્શાવ્યો. આઇરિશ સવાલ સંબંધી હુ કોઇ જગ્યાએ કંઇ બોલુ તો તે ઇચ્છવા યોગ્ય છે કે નહિ એમ મે પૂછ્યુ. હુ તે માટે તૈયાર નહોતો, પણ તૈયારી કરતો હતો. ડીગબીએ કહ્યું કે આઇરીશ બિલ વિષે બોલવુ ઠીક થઇ પડશે.

મિ. ડબલ્યુ એસ. બ્લન્ટને મળ્યો–તેણે કહ્યુ કોન્ઝર્વેટિવોમાં મને બિલકુલ ચાન્સ નથી. ફકત રેડિકલો જ મદદ કરી શકશે.

કેપ્ટન ઇસ્ટવીકને મળ્યો. તે લિબરલ છે અને લિબરલોને ટેકો આપવા માટે ઘણી જ મહેનત કરે છે, પણ તે આઇરિશ બિલ પસંદ કરતા નથી. પાર્લામેન્ટમાં દાખલ થવાના મારા હેતુ તરફ તેની દિલસોજી છે.

---

- ઉદ્દામ રાજદ્વારી અને ગ્રંથકર્તા.

એપ્રિલ ૩૦:— મિ. લાલમોહન ઘોષને મળ્યો. તેણે છેલ્લી અને આવતી ચૂંટણી (જો થાય તો) વચ્ચેનો તફાવત સમજાવ્યો. છેલ્લી ચૂંટણીમાં ઘણી જગ્યા ખાલી હતી. લોકોને ઉમેદવારો શોધવા પડયા હતા. આવતી ચૂંટણીમાં દરેક મતદારમંડળનો ઉમેદવાર મોજૂદ છે. ખાલી જગ્યા પડે તો તે ઘણી થોડી પડશે. મી. ઘોષ પોતે ઉમેદવારી કરશે કે નહિ તે નક્કી નહોતું, કેમકે તેનો આધાર હિન્દમાંથી મળતી નાણાની મદદ પર હતો.

મે ૧:—રીફૉર્મ ક્લબ ચેમ્બર્સમાં મિ. થોમસ બેલી પોટરને મળ્યો. ટૂંકમાં, હિન્દની ગરીબી, તેનાં કારણો અને ઉપાયોની વાત કરી. ...તેણે કહ્યું કે તેને મારી પાસેથી જ હિન્દની ગરીબીનો ખરો ખ્યાલ મળ્યો છે. "ધી કન્ડિશન ઑફ ઇન્ડિયા" ના મારા પુસ્તકમાંથી જે ભાગ તે પસંદ કરે તે છપાવીને હું તેને ૨૦૦૦ નકલો આપું તો તે કૉબ્ડન ક્લબને નામે સભાસદોમાં વહેંચવાની તેણે માગણી કરી. મેં તેમ કરવા કબૂલ કર્યું. હિન્દની પ્રજાને મદદ કરવાનો આ એક ઉત્તમ માર્ગ હતો.'

મે ૩:—મિ. હિન્ડમેનને મળ્યો. તેણે કહ્યું કે "હિન્દના દેવાળા" સંબંધીના તેના લેખોની નવી આવૃત્તિ તે મને મારી હિન્દની સેવાની પિછાનમાં અર્પણ કરવા માગે છે. તેમ થવાથી હું જાહેરમાં આવીશ. મેં તેનો આભાર માન્યો, અને કહ્યું કે તેમ કરવામાં ડહાપણ નથી કેમ કે તે (હિન્ડમેન) ઉપલા વર્ગ અને છાપામાં અળખામણો હોવાથી મારી લડતને હાનિકારક થશે. આ પુસ્તક હિન્દ સંબંધી છે એમ ધારવાને બદલે લોકો એમ જ ધારી લેશે કે હું હિન્ડમેનની સાથે છું.

મે ૪:–મિ. આર. ટી. રીડને મળ્યો અને જે સુધારા માટે હું આતુર હતો તેના મુખ્ય હેતુઓની ચર્ચા કરી...ગરીબી, તેનો ઉપાય, ધારાસભામાં પ્રતિનિધિત્વ, જરી પુરાણી ઇન્ડિયા કાઉન્સીલ, વગેરે સંબંધી સંમત થઇ મારા હેતુને વહેવારુ રૂપ આપવા માટે તેણે બરમીંગહામ અથવા લીડઝ જેવા લિબરલ સેન્ટરમાં હિન્દની જરૂરિયાતો સંબંધી ભાષણો આપવાની મને સૂચના કરી......એવા ભાષણથી હું જાણીતો થઇશ, બીજાં લિબરલ સેન્ટરો પણ મને આમંત્રણ આપશે, અને મતદારમંડળ મેળવવાનો સંભવ કુદરતી રીતે વધશે એમ તેમણે કહ્યું. મેં તેમની સૂચના મંજૂર કરી, અને તેણે તરત બરમીંગહામ પર લખવાની ખાતરી આપી.

મે ૫:—ઇન્ડિયા રિફોર્મ એસોસીએશનની કમિટીની સભામાં મારા ઇંગ્લન્ડમાંના આગમનને વધાવી લઈ મિ. પ્રાટે દરખાસ્ત કરી કે હિન્દને પાર્લામેન્ટમાં પ્રતિનિધિત્વ અપાવવા માટે એક કમિટી નીમવી, અને હિન્દને સીધું પ્રતિનિધિત્વ મળે ત્યાંસુધી કોઈ મતદારમંડળોએ આ હેતુ બર લાવવામાં ઉદાર મદદ કરવી.

મે ૬ :—મિ. આલ્ફ્રેડ મીલ્નર (પાછળથી લોર્ડ મીલ્નર) સાથે નાસ્તો લીધો. તેની સાથે ત્રણ કલાક વાત કરી. હિન્દ વિષેના મારા બધા વિચારો દર્શાવ્યા, અને આઇરિશ હોમરૂલ તથા લૅન્ડ પરચેઝ બિલની પણ ચર્ચા કરી......તેનો એવો વિચાર હતો કે આયરલેન્ડને જુદી પાર્લામેન્ટ આપ્યા સિવાય આઇરીશ રાજવહીવટ આઇરિશોને જ સોંપવો, વગેરે બધી છૂટછાટ આપવી. મારી અને તેની વચ્ચે ફક્ત આ જ મતભેદ હતો. મેં કહ્યું કે મિ. ગ્લેડસ્ટનની સૂચના અનુસાર આયરલેન્ડને જરૂરી ફેરફાર સાથે હોમરૂલ આપવાની ઉદારતા બતાવવાનો આ જ સમય છે—તે મારા વિચાર સાથે તદ્દન મળતા ન થયા. પણ તેમણે કહ્યું કે હિન્દનો મામલો આયર્લેન્ડ જેવો થવો ન જોઇએ. મારી મધ્યમ માગણી તેને વાજબી લાગી. અને આયર્લેન્ડના પાઠ પરથી હિન્દ માટે દાખલો લેવો જોઇએ એવો મત દર્શાવી યોર્કશાયર મંડળમાં મને બનતી મદદ કરવાની ખાતરી આપી. બરમીંગહામમાં ભાષણ આપવાનો શ્રી. રીડનો વિચાર પણ તેને પસંદ પડયો.

મી. સ્લેગને મળ્યો, અને તેની સાથે ભોજન લીધું. તેણે ખાતરીથી કહ્યું કે એક હિન્દીના, ખાસ કરીને મારા અવાજથી હિન્દને ઘણો લાભ થશે. તે માન્ચેસ્ટર જાય ત્યારે મી. સીમોન્ડ્ઝ સાથે મસલત કરી હિન્દ વિષે મારું ભાષણ ગોઠવનાર હતા......તેણે માન્ચેસ્ટરમાંથી જે. ફર્ગ્યુસન સાથે ઉમેદવારી કરવા કહ્યું. અને મેં જવાબ આપ્યો કે જ્યાં પણ ફત્તેહ મળવાના યોગ્ય મળતા હોય ત્યાંથી ઉમેદવારી કરવાને હું તૈયાર છું.

મે ૧૧ :—લોર્ડ રિપનને મળ્યો. તેમણે કહ્યું કે મતદારમંડળ મળવું મુશ્કેલ છે. મેં કહ્યું મુશ્કેલી તો છે, પણ તેને પહોંચી વળવું જોઇએ......દેશ સમક્ષ પડેલા સવાલ સબંધી મેં કહ્યું કે કોઈ પણ જાતના પક્ષપાત વિના હું અંતઃકરણથી માનું છું કે મિ. ગ્લેડસ્ટનની યોજના

અંગ્રેજ પ્રજા અને તેના ભૂતકાળના ઇતિહાસને જેબ આપનારી છે... મારા હેતુ સંબંધમાં મેં જણાવ્યું કે નેપોલીઅન કહી ગયો છે કે તેના શબ્દકોષમાં "અશકય" શબ્દ જ નથી, અને મોટું કાર્ય પાર પાડવાનું મને અશકય લાગતું નથી. તેમણે મને બનતી મદદ કરવાની ખાતરી આપી.

મે ૧૨:-મિ. જોન મેકડોનલ્ડ અને મિસિસ મેકડોનલ્ડની મુલાકાત લીધી. તે મને છાપા દ્વારા બનતી મદદ કરશે એવી ગોઠવણ થઇ. "Echo"ના અધિપતિ મિ. એડવર્ડસ, અને "વીકલી ડીસપેચ"ના તંત્રી મિ. બ્રાઉન સાથે તે મારી પિછાન કરાવશે. પ્રાન્તિક છાપાને મારી ચળવળ ઉપાડી લેવા સમજાવશે. મિ. હિન્ડમેન સાથે મસલત ચલાવી "પોલમોલ ગેઝેટ"માં બનતું કરશે. "માન્ચેસ્ટર ગાર્ડીઅન"ના લંડનના મિ. ટાઉનસેન્ડને પણ તે મળશે. મિ. અને મિસિસ મૅકડોનલ્ડ બન્ને મારા પાર્લામેન્ટ પ્રવેશ માટે ઘણાં આતુર જણાયાં.

મિ. થોમસ બેલી પોટર[1]નો પત્ર મળ્યો કે મને કોબ્ડન કલબનો ઑનરરી સભાસદ ચૂંટવામાં આવ્યો છે, અને મી. આર. ગોવિંગનાં પત્ર પરથી મને ખબર મળી કે હિન્દી સનદી નોકરી વિષેની મારી અરજી કોબડન કલબની કમિટીએ છપાવા આપવાની સૂચના કરી છે.

મે ૧૭:-મિ, ચેસનને મળ્યો. તેણે કહ્યું કે આઇરિશ પાર્ટી મને ટેકો આપે કે નહીં તે જોવું. મેં કહ્યું કે આયરિશ પાર્ટી મને કામની નથી, કેમ કે જો આઇરિશ બિલ પસાર થશે તો આઇરિશ સભાસદો પાર્લામેન્ટમાંથી વિદાય થશે, અને તેમની સાથે મારે પણ જવું પડશે. તેણે મને એક ઉપયોગી વાત કહી તે એ કે કોઇ જગ્યાએ કોન્ઝરવેટિવો મારી સામે થાય તો મારે એમ કહેવું કે અંગ્રેજ મતદાર મંડળમાંથી હિન્દીઓ પાર્લામેન્ટમાં દાખલ થાય એમ લોર્ડ બીકન્સફીલ્ડ ઇચ્છે છે. આ વાતના ટેકામાં તેનું નામ આપવું, એટલે તે બધી હકીકત જાહેરમાં મૂકશે.

---

૧ મિ. થોમસ બેલી પોટર તેના મિત્ર રીચર્ડ કોબ્ડનની જગ્યાએ રોશડેલ તરફથી એમ. પી. થયા હતા. ૧૮૬૫-૧૮૯૫ × રીચર્ડ ગોઇંગ પાછળથી કોબ્ડન કલબનો સેક્રેટરી થયો હતો. (૧૮૭૭-૧૮૯૮)

મે ૧૮:-લૉર્ડ સ્ટેન્લીને મળ્યો, અને સરકાર સાથેનો દેશી રાજાઓનો સંબંધ ન્યાયી ધોરણ પર મૂકવા માટે રાજદ્વારી એજન્સીમાં સુધારા કરવા સંબંધી મસલત ચલાવી.

બીજા એક મહિનાની નોંધપોથીમાં બીજા અસંખ્ય મિત્રો અને મુત્સદ્દીઓની મુલાકાત, લંચ, ડિનર, અને ચાના મેળાવડા, કેન્સિંગ્ટન પેલેસ, નોર્થબ્રુક કલબ, રિફોર્મ કલબ, એથેનિયમ અને ઈસ્ટ ઇન્ડિયા એસોસીએશન વગેરે જગાએ મળેલી કોન્ફરન્સો વગેરેની પુષ્કળ નોંધો આપવામાં આવી છે. ટૂંક વખતમાં જ દાદાભાઇ ઈંગ્લેન્ડના જાહેર જીવનમાં પ્રકાશમાં આવતા જતા હતા તેનાં સ્પષ્ટ ચિહ્નો જણાવા લાગ્યાં.

જૂનની શરૂઆતમાં જી. ડબલ્યુ. બ્લોએ દાદાભાઇને સેન્ટ આલ્બન મતદારમંડળ તરફથી તેમની ઉમેદવારી બહાર પાડવા માટે મંજૂરી આપવાની અરજ કરી. આ મતદારમંડળનો પ્રતિનિધિ તે વખતે એક "ટોરી" હતો. વિરોધી બહુમતી ઘણી જ મોટી હતી, અને મતદારો સાથે પિછાન પાડવાનો સમય ઘણો જ થોડો હતો. છતાં બ્લો અને તેના મિત્રો એમ ધારતા હતા કે દાદાભાઇ જેવો ઉમેદવાર મળે તો ફતેહ મેળવી શકાશે. આગલી ચૂંટણીના મતોનું નિરીક્ષણ કરતાં દાદાભાઇને પરિસ્થિતિ આશાભરી જણાઈ નહિ, અને બ્લો તથા બીજા મિત્રો સાથે વિચાર કરીને આ વિચાર માંડી વાળવામાં આવ્યો.

બીજાં મતદાર મંડળોમાં હોલબોર્ન સૌથી આશાજનક હતું. હોલબોર્નની લિબરલ એસોશીએશનની કારોબારી કમિટીને ૧૮ મી જૂને દાદાભાઇ મળ્યા તે સંબંધી પોતાની નોંધમાં તેઓ લખે છે:

> હું બીજા ઓરડામાં બેઠો હતો ત્યારે થોડીક વાતચીત પછી તેઓએ મને પોતાના ઉમેદવાર તરીકે સ્વીકારવાનો ઠરાવ સર્વાનુમતે પસાર કર્યો.

તે જ દિવસે હોલબોર્ન લિબરલ એસોસીએશનના સેક્રેટરીએ મંડળના સભ્યો જોગા પત્રમાં જણાવ્યું છે:

હું તમને જણાવવાની રજા લઉં છું કે એસોસીએશનના સદ્ભાગ્યે એક નામાંકિત હિન્દી ઓનરેબલ દાદાભાઈ નવરોજી સાથે મારે પિછાન થઇ છે. દાદાભાઈએ ઇંગ્લેન્ડમાંના લાંબા સમયના વસવાટ અને અહીંના રાજદ્વારી જીવનમાં હમેશાં બતાવેલા પ્રબળ ઉત્સાહને લીધે હિન્દના લાભોની હિમાયત કરવા સાથે કોઇ પણ મતદાર મંડળના પ્રતિનિધિ થવાની લાયકાત મેળવી છે.

# પ્રકરણ ૧૯ મું.

## હૉલબોર્નની હાર પછી

હૉલબોર્નની પસંદગી દાદાભાઈએ કરી ન હતી, પણ ત્યાંથી ઉમેદવારી કરવાને તેમને ફરજ પડી હતી. આ બરો મોટે ભાગે કોન્ઝરવેટિવ અને આઇરિશ હોમરુલની વિરુધ્ધ હોવાથી ત્યાં કોઇ પણ લિબરલને ખાસ કરી સ્વરાજ્યને સુવર્ણ-રાજની ઉપમા આપનારને ફતેહ મળવાનો સંભવ જ ન હતો. દાદાભાઇના કેટલાક મિત્રો પણ તેમને મદદ કરવા અશકત થઇ પડયા હતા.

સર જ્યોર્જ બર્ડવુડે લખ્યું, " તમને ઉમેદવારી કરવાની જગ્યા મળી તેથી હું ખુશ થયો છું. અને તમારા તરફ મારી શુભેચ્છા છે, કારણ કે હિન્દનો એક વતની પાર્લામેન્ટમાં બીરાજે તે જોવાની મારી પ્રબળ ઇચ્છા છે, અને મારી પિછાનના બધામાંથી તમારી ચૂંટણી થયેલી જોવાનું હું પસંદ કરું છું. તમને વહેવારુ મદદ કરવાનું હાલતુરત મારે માટે મુશ્કેલ છે, કારણ તમે કોન્ઝરવેટિવ અથવા યુનિયનીસ્ટ લિબરલની સામે હરીફાઇ કરનાર છો. હાલની ચૂંટણીમાં હું મિ. ચેમ્બરલેનનો હિમાયતી અને મી. ગ્લેડસ્ટનનો વિરોધી છું...હું તમને ફતેહમંદ જોવાને ગમે તેનો ભોગ આપીશ, જો કે ગ્લેડસ્ટનની છાવણી મજબૂત થાય એવું કંઈ પણ હું કરવાને રાજી નથી.

દાદાભાઇ જાણતા હતા કે તેમને પત્થર સાથે માથું પછાડવાનું હતું. પણ હવે પાછા ફરાય તેમ નહોતું. ભલે હાર થાય, પણ કંઇક કરી બતાવવું એવો તેમનો નિશ્ચય હતો.

હૉલબોર્નના મતદારોના રાજદ્વારી મંતવ્યો ગમે તે હોય, પણ દાદાભાઇએ મતદારો જોગી પોતાની અપિલમાં આઇરિશ સ્વતંત્રતાને મોખરે મૂકી, અને શહેર અને ગામડાંના રહીશો માટે મિ.

ગ્લેડસ્ટને જાહેર કરેલા લેન્ડલૉઝના સુધારાને ટેકો આપવાનો પોતાનો નિશ્ચય જાહેર કર્યો. તેમણે વધારામાં જણાવ્યું કે "બ્રિટિશ સલ્તનત"માં રહીને પોતાનો રાજવહીવટ પોતાને હસ્તક લેવાની આઇરિશ પ્રજાની યોગ્ય અભિલાષા સંતોષવાના મી. ગ્લેડસ્ટનના ઉમદા અને વીર પ્રયાસને હું દિલોજાન ટેકો આપું છું."

આ અપિલના જવાબમાં અનેક મતદારોએ તેમને ટેકો આપવાનું વચન આપ્યું. કેટલાકોએ તેમને વિવિધ વિષયો સંબંધી સવાલો પૂછયા, અને કેટલાકોએ શીતળાની ફરજિયાત રસી મૂકાવવાનો કાયદો નાબૂદ કરાવી અંગ્રેજોને પણ "આઝાદી" આપવાની માગણી કરી હતી.

તા. ૨૪ મી જૂને હૉલબોર્નના ટાઉન હૉલમાં પરદેશ ખાતાના અંડર-સેક્રેટરી જેમ્સ બ્રાઇસના પ્રમુખપણા નીચે મળેલી ગંજાવર સભાને દાદાભાઇએ પોતાના વક્તવ્યથી મંત્રમુગ્ધ કરી નાખી હતી. ચૂંટણીનાં ભાષણો ચૂંટણી પછી નકામાં ગણાય છે, પણ "આયર્લૅન્ડ"ની જગાએ હિન્દ મૂકીએ તો દાદાભાઇના ઉદ્ગારો આજે બાવન વરસ પછી પણ અસરકારક લાગ્યા વિના રહેતા નથી.

"હોમરુલના વિરોધીઓની મોટામાં મોટી દલીલ એ છે કે તેથી સલ્તનત છિન્ન ભિન્ન થઈ જશે. "સલ્તનત" શબ્દનો આવો દુરુપયોગ જોઇને મને અજાયબી ઉત્પન્ન થાય છે. બ્રિટિશ સલ્તનત શું છે? શું તે ફક્ત ઇંગ્લૅન્ડ અને આયર્લૅન્ડની બનેલી છે? સલ્તનત તો દુનિયાની ચારે દિશામાં ફેલાયેલી છે, અને તેના પર કદિ સૂર્ય આથમતો નથી. આ સલ્તનત આયર્લૅન્ડ છૂટું પડે તેથી છિન્ન ભિન્ન થઇ જશે? તમે એમ કહેવા માગો છો કે બ્રિટિશ સલ્તનત આઇરીશ પ્રજાની ઇચ્છાના તાર પર લટકેલી છે? બીજો સવાલ એ છે કે શું આયર્લૅન્ડ જુદું પડશે?—આઇરિશ પ્રજા સામાન્ય માનવીઓની બનેલી છે, અને તે માણસ જાતના સામાન્ય હેતુઓથી દોરવાય છે. આયર્લૅન્ડ જુદું પડશે કે નહિ એવો સવાલ હું તમને પૂછું છું. હું કહું છું કે તે છૂટું નહિ પડે. તમે હવે સમજી ગયા છો કે આયર્લૅન્ડ તમારા જેવું જ વર્તન માગે છે. તમે કહો છો કે આઇરિશમેનો માટે અંગ્રેજો

જેના કાયદા અને તેઓના જ જેવા ઉદ્ધત હોવા જોઈએ—હું તમને એક સાદો સવાલ પૂછીશ. અંગ્રેજો બિનઅંગ્રેજોએ ઘડેલા કાયદાને તાબે થશે કે? બ્રિટિશ ઇતિહાસનું સૌથી ગૌરવશીલ પ્રકરણ કયું છે? સ્ટુઅર્ટોનું. તેમ તમારા રાજાના કાયદા પણ સાંખી શક્યા ન હતા. કેમ કે તે તેમ ઘડ્યા નહોતા. પરિણામની પરવા કર્યા વિના આંતરવિગ્રહ જગાડીને તેમ એવો સિદ્ધાંત પ્રતિપાદિત કર્યો હતો કે અંગ્રેજ પ્રજા જ પોતાનો રાજા છે. અને તેના દીકરાઓ તેને માટે કાયદા ઘડનારા તથા તેના ભોમીઆઓ બનશે. જે આપણું હોય તે ખરાબ હોય તો પણ પારકાની સારી ચીજ કરતાં આપણને તે વધારે વહાલું લાગે છે. કોઈ પણ જાતિ બીજી જાતિ માટે સંતોષકારક કાયદા ઘડી શકતી નથી.”

બસન્ટ, હોડ્સન, પ્રાટ, માર્ટીન વુડ, રેવરંડ સ્ટુઅર્ટ હેડલેમ અને બીજાઓએ સભામાં ભાષણ કર્યાં પછી ફક્ત ત્રણ કે ચાર જણાના વિરોધ વચ્ચે આખી સભાએ દાદાભાઈ પર વિશ્વાસ દર્શાવનારો ઠરાવ પસાર કર્યો. આવી સભા તોડી નાખવા માટે દુશ્મન છાવણીના થોડાક જાસૂસો સભામાં હાજર નહિ હોય એમ માની શકાતું નથી; પણ તેઓનો વિરોધ દાદાભાઈની વાણીના પ્રવાહ આગળ થીજી ગયો હતો! પોલ મોલ ગેઝેટે દાદાભાઈને ટેકો આપતાં લખ્યું હતું:—

“નામદાર મહારાણીની હિન્દની પચીસ કરોડની વસ્તીને પાર્લામેન્ટમાં કદિ પણ પ્રતિનિધિત્વ મળવાનું હોય તો એ હોદ્દા માટે ઑનરેબલ દાદાભાઈ નવરોજીથી વધારે લાયક માણસ બીજો કોઈ મળવાનો નથી... મિ. નવરોજી આઇરિશ બિલ સંબંધી ગ્લેડસ્ટોનીયન છે. બીજા બધા સવાલોમાં તે પાકા લિબરલ છે. પાર્લામેન્ટમાં તે વહેલા મોડા બીરાજશે એમાં કંઈ શંકા નથી, પણ જો તેમને હાલમાં ચૂંટવામાં આવશે તો તે હોલબોર્નના મતદારો માટે માનભર્યું ગણાશે.”

એક નજરે જોનાર દાદાભાઈના રાજદ્વારી જીવન વિષે લખે છે:

“જો મિ. નવરોજી પોતાનું નામ બદલીને મિ. બ્રાઉન્સ કે મિ. જોન્સ રાખે તો કોઈ તેમને પારસી જાણે નહિ. પણ મિ. નવરોજી બ્રિટિશ મતદારને મૂંઝવી નાખે છે. તેમનો દેખાવ અને રીતભાત સંસ્કારી અંગ્રેજ

જેવા છે; તેમનો ચહેરો જરા શામળો છે, પણ તે ઘણા ઑસ્ટ્રેલીઅનો કરતાં વધારે શામળો નથી. જો ચહેરાના દેખાવ પરથી તેજસ્વી બુદ્ધિના ચિહ્નો જણાતાં હોય તો મિ. નવરોજીના ચહેરા પર બુદ્ધિમત્તા અને પરમાર્થી ભાવનાની છાપ જણાય છે...મિ. નવરોજી નાનાથી મોટાની ઉપર અસર કરી શકે એવા વક્તા છે......અને આપણી ભાષા પરનો તેમનો કાબૂ ચમત્કારિક છે.

બીજે દિવસે સેવન ડાયલ્સમાં એક બીજી ગંજાવર સભા મળી, જેમાં આઇરીશ લોકશાહીના પ્રતિનિધિ મીચેલ ડેવીટે હૉલબૉર્નના મતદારોને હિન્દના પ્રતિનિધિને પાર્લામેન્ટમાં મોકલવાનો આગ્રહ કર્યો. દાદાભાઈ પોતાની નોંધપોથીમાં લખે છે, "પ્લેટફૉર્મ ચિક્કાર હતો—સભાજનો મોટે ભાગે મજૂર વર્ગના સ્ત્રીપુરુષો હતા, અને તેઓમાં ભારે ઉત્સાહ હતો."

બીજા સાત દિવસ સુધી દરરોજ રાતે જીલ્લાના ખૂણેખૂણામાં તેમના હિમાયતિઓની સભાઓ ભરાઇ. આ હિન્દી રાજદ્વારી પુરુષે વિરોધી વિચારનાં લોકો પર પણ જે છાપ પાડી તેથી અંગ્રેજી છાપાંઓ ચકિત થઇ ગયાં. કેટલાકોને તેમના નામનો ઉચ્ચાર મુશ્કેલ જણાયો. એક અંગ્રેજી છાપાએ તેમનું નામ "નાઉ-રો-જી"-લખ્યું, ત્યારે બીજાએ "જેના નામનો ઉચ્ચાર કરવાનું વિકટ છે, એવા ઉમેદવારની ફતેહ ચાહી." રેનોલ્ડસ વીકલીએ (૨૭ જુન) લખ્યું કે "ડિવિઝનના મતદારોને તેઓના માજી ટોરી પ્રતિનિધિ કર્નલ ડંકનની જગ્યાએ એક ખરા રેડિકલને ચૂંટવાની અને તે સાથે ડેમોક્રસીના સ્વરૂપ સમી ઉદાર સહિષ્ણુતાનો ભવ્ય દાખલો પૂરો પાડવાની તક મળી છે." વીકલી ડિસ્પેચે જણાવ્યું કે "જો દાદાભાઈ ચૂંટાશે તો તે હિન્દી સવાલો પર સત્તા સાથે બોલી શકશે, અને આયરલેન્ડના હોમરૂલની હિમાયત કરનારાઓને નવી દલીલ પૂરી પાડવામાં પોતાની લાગવગ વાપરશે."

મતદારોને અપીલ કરનારી અસંખ્ય પત્રિકાઓ વહેંચવામાં આવી, જેમાં સૌથી અસરકારક અપીલ હોડસના પ્રાટની હતીઃ

રાષ્ટ્રિય લાગણીને ન્યાય આપવા અને રાષ્ટ્રિય જરૂરિયાતોને જાહેરમાં લાવવાનો પ્રેરક સિદ્ધાંત કે જેને માટે આપણે અંગ્રેજો વાજબી મગરૂરી લઇએ છીએ તે તમારામાં જીવંત હોય તો એ પવિત્ર સિદ્ધાંત હિન્દની પ્રજાને કેટલો લાગુ પાડવામાં આવ્યો છે તે હું તમને પૂછું છું. હિન્દમાં ૨૫૪,૦૦૦,૦૦૦ ની વસ્તી છે, જેઓના કલ્યાણ માટે આપણે સીધા જવાબદાર છીએ, અને છતાં એ કરોડો લોકોનો શાહી પાર્લામેન્ટમાં એક પણ પ્રતિનિધિ નથી. હિન્દી પ્રજા ઉમદા ગુણો અને પ્રખર બુદ્ધિમત્તા માટે જાણીતી છે, અને તેઓની સંસ્કૃતિ આપણી સંસ્કૃતિ કરતાં પુરાણી છે. આપણી યુનિવર્સિટીઓમાં તેઓના જુવાનો જ્ઞાનની દરેક શાખામાં ઊંચી લાયકાત બતાવે છે......ઑનરેબલ ડી. નવરોજી જેવા તેઓમાના એકને ચૂંટવાથી તેઓના કરોડો દેશબંધુઓમાં આશા ઊપજશે, અને તેઓનાં છાપાઓમાં તેઓએ એમ કહ્યું છે. તેઓને લાંબા વખતથી લાગ્યું છે કે હિન્દના હક્કો, લાભો અને જરૂરિયાતોની બ્રિટિશ પાર્લામેન્ટે શરમભરી અવગણના કરી છે. હવે તમારી સમક્ષ ઉચ્ચતમ બુદ્ધિ, વિશાળ જ્ઞાન, રાજતંત્રની ફરજનો અનુભવ ધરાવનાર, અને હિન્દ તથા ઇંગ્લેન્ડ બન્નેને પિછાનનાર, તથા પોતાના દેશબંધુઓનો સંપૂર્ણ વિશ્વાસ ધરાવનાર ઉમેદવાર ઊભો છે......છેલ્લા થોડા દિવસોનાં તેમનાં ભાષણો પરથી આપણા રાજકારણનું તેમનું સંપૂર્ણ જ્ઞાન માલમ પડી આવ્યું છે, કે જેથી તમે તેમને ચૂંટીને અંગ્રેજો, આઇરિશમેનો, અને હિન્દીઓનો સાચો પ્રતિનિધિ મેળવી શકશો.

હિન્દમાં તેમના મિત્રો તેમને ટેકો આપવા શક્ય પ્રયાસ કરતા હતા. તેમાં સૌથી મોખરે મલબારી હતા. મલબારીએ દાદાભાઇ તરફથી હિન્દનાં છાપાંમાં ચળવળ ચલાવી હતી, અને દાદાભાઇની ચૂંટણીમાં લોકોનો ઉત્સાહ ચાલુ રાખવા માટે મોટાં મોટાં શહેરોમાં સભાઓ ભરાવા માટે તે પોતે લોકોની મુલાકાત લેતા, અથવા પોતાના મદદનીશ દીનશા વાચ્છાને મોકલતા. એક પત્રમાં મલબારી લખે છે:—"મચેરજી (દાદીના) પરના તમારા પત્ર પરથી મને ખબર મળી છે કે તમે રૂા. ૨૦૦૦૦ મંગાવ્યા છે. ઝંપલાવો, અને ફતેહ કરો." બીજા પત્રમાં તે લખે છે: "હાર થવાની છે તે જાણીને કામ કરો, પણ કામ તો કરો જ."

હિન્દમાંના કેટલાક મિત્રો મલબારીના વિચારના નહોતા. તેઓ સંબંધી મલબારી લખે છેઃ—

> આપણા લોકો માને છે કે તમે જીતવાના નથી, અને જીતો તો બહુ ઉપયોગી થવાના નથી. પૂર્વગ્રહો નાબૂદ કરવા મુશ્કેલ છે......મારી માન્યતા એવી છે કે આ વખતે કદાચ તમે નહિ જીતો, પણ બીજી વાર તમને તક આપવામાં આવશે. સર વિલીઅમ વેડરબર્ને મને આવો ખ્યાલ આપ્યો છે. તેઓ આખા હિન્દમાં ચારે દિશાએ સભાઓ ભરીને ઇંગ્લેન્ડમાં સામટા તાર મોકલવામાં આવે તે જોવાને ઘણા જ આતુર છે.

સર વિલીઅમ વેડરબર્ને દાદાભાઇની ઉમેદવારીમાં તીવ્ર રસ લઇને, હિન્દ તરફના પોતાના પ્રેમ તથા પોતાની ન્યાયપ્રિયતા વડે બ્રિટિશ ન્યાય પરની દાદાભાઇની શ્રદ્ધા ટકાવી રાખી હતી. હિન્દી સનદી નોકરીના તે એક સભાસદ હતા, પણ સ્વતંત્રતા, સમાનતા, અને ન્યાયના તેમના આદર્શો અમલદારી વાતાવરણના ધુમ્મસમાં ઢંકાઇ ગયા નહોતા. જ્યારે તે સરકારી નોકરીમાં હતા ત્યારે હ્યુમની પેઠે લોકોની સામાજિક અને શિક્ષણવિષયક સ્થિતિ સુધારવા પર ભાર મૂકીને તેમણે પોતાના ભાવિ લાભ જતા કર્યા હતા, અને ૧૮૮૭ માં નોકરી છોડયા પછી કોન્ગ્રેસમાં જોડાઇ તન, મન, અને ધનના ભોગે તેમણે જીવનના અંત સુધી હિન્દની સેવા બજાવી હતી.

તા. ૩૦ મી જૂને ફિનિક્સ હોલમાં મળેલી સભામાં હિન્દીઓનો તાર વાંચી દાદાભાઇએ જણાવ્યું હતું કેઃ—"હું તમારી સમક્ષ ઊભો છું ત્યારે ૨૫ કરોડ હિન્દીઓ હોલબોર્નવાસીઓ તેઓને માટે શું કરે છે તેના પરિણામની રાહ જોઇ રહયા છે."

આ રીતે ચૂંટણીના દિવસ સુધી લોકોમાં ઉત્સાહ જાળવવામાં આવ્યો હતો, પણ ગ્લેડસ્ટોનીઅનોની જીતની આશા ન હતી. ખાસ કરીને હોલબોર્નના લિબરલ ઉમેદવારને મતદારોમાં કામ કરવા માટે પૂરતો વખત પણ મળેલો નહિ હોવાથી તેમની જીતનો સંભવ જ ન્હતો. બર્ડવુડે (૫ જુલાઇ) એક પત્ર લખી આ ચૂંટણીમાં ભલે હાર થાય પણ ભવિષ્યમાં સારી તક મલશે એવી આશા દર્શાવી

હતી. હિન્ડમેનને પણ પરિસ્થિતિ આશાજનક લાગી ન હતી. પણ હિન્દ તરફથી લંડનના મધ્યબિંદુમાં થયલી સુંદર ચળવળની સારી અસર થશે એમ જણાવી આવતી ચૂંટણીમાં દાદાભાઈ જરૂર પાર્લામેન્ટમાં બિરાજશે એવી ખાતરી દર્શાવી હતી.

ચૂંટણીના આ તીવ્ર જંગમાં ધારવા મુજબ દાદાભાઈની હાર થઇ. તેમના કોન્ઝરવેટિવ પ્રતિનિધિ પાસે લાગવગ અને દોલત હતી—મતદારો કોન્ઝરવેટિવ હતા-સામાન્ય રીતે અંગ્રેજો ગ્લેડસ્ટનની આઇરિશ હોમરુલની રાજનીતિની વિરુદ્ધ હતા, અને લિબરલ છાવણીમાં ફાટફૂટ પડી હતી. છતાં ગ્લેડસ્ટોનીઅન લિબરલ ઉમેદવાર દાદાભાઈએ ૧૯૫૦ મત મેળવ્યા, જ્યારે તેમના પ્રતિસ્પર્ધી કર્નલ ડંકનને ૩૬૫૧ મત મળ્યા હતા. ચૂંટણીમાં દાદાભાઈને વિજય મળ્યો નહિ, પણ આવતી ચૂંટણીમાં ફતેહ મેળવવાની આશા જન્મી.

ચુંટણીમાં ગૌરવભરી હાર થઇ તે જ દિને દાદાભાઈએ બીજી મહાન લડત ઉપાડી, કે જેમાં છ વરસ પછી તેમને ફતેહ મળી હતી. લૉર્ડ રીપન પરના પત્રમાં (૭ જુલાઇ) તેમણે લખ્યું હતું:—

> મને ફતેહ મળવાના સંભવો હતા. પણ હવે માલમ પડે છે કે લિબરલોમાં ધારવા કરતાં વધારે ફાટફૂટ છે. ગયા વરસની ચૂંટણીમાં મત આપનારાઓમાંથી આશરે ૧૦૦૦ મતદારોએ આ વખતે મત નોંધાવ્યા નહોતાં, અને બાકી રહેલા ૩૦૦૦ મતદારોએ પણ ગયે વરસે મત નોંધાવ્યા નહોતાં. ૯ દિવસના ટૂંક અરસામાં મે જે કંઈ કરી બતાવ્યું છે તે પરથી આપ નામદાર અને લિબરલ પાર્ટી મને મદદ કરશો એવી મને આશા છે.

હિન્ડમેન પરના પત્રમાં હોલબોર્નના મતદારોની લિબરલ પાર્ટી તરફની બેદરકારી પર લક્ષ ખેંચી દાદાભાઈએ જણાવ્યું કે:—

> આ જગ્યાએ વળગી રહેવામા સાર નથી. જ્યોર્જ બર્ડવુડને તેમણે ભવિષ્યમાં મદદ કરવાની વિનંતિ કરી, અને જોસેફાઇન બાટર પરના પત્રમાં તેમણે જણાવ્યું કે મારી આખી લડત સીધી, ન્યાયી,

અને માનપ્રદ હતી, અને કર્નલ ડંકને પણ તે માટે મારો આભાર માની સંતોષ દર્શાવ્યો હતો.

મિ. સીડની વેબ (પાછળથી લોર્ડ પેસફીલ્ડ) તે વખતે હોલબોર્નની લિબરલ કમિટીના ઓનરરી સેક્રેટરી હતા તે દાદાભાઇના નવા મદદગાર થયા. ચલણ અને હુંડિયામણ સંબંધીના તેમના વિચારો દાદાભાઇના વિચારો સાથે મળતા હતા. દાદાભાઈએ હોલબોર્નની લિબરલ સંસ્થાને કરેલી ઉદાર મદદને લીધે લિબરલ એસોસીએશનના સેક્રેટરી મિ. ટી. પી. ગોવર પણ દાદાભાઇના પ્રશંસક થયા હતા.

આ રીતે દાદાભાઇ આવતી ચૂંટણી માટે તૈયારી કરી રહ્યા હતા ત્યારે હિન્દમાંના તેમના મિત્રોને તેમની ગેરહાજરી સાલી અને હિન્દમાં વસીને તેઓ સુંદર દેશસેવા કરી શકશે એમ લાગ્યું. મલબારી આવો વિચાર દર્શાવતાં (૩૧ ઓગસ્ટ) લખે છેઃ

ધારાસભામાં આપણને એક શક્તિશાળી માણસની જરૂર છે. મને ધારાસભામાંની હમણાની ચર્ચાનો ધ્વનિ ગમતો નથી. આ રીતે તમારી હાજરીની દરેક રીતે જરૂર છે. બીજી બાજૂ તમને હાલમાં પાછા બોલાવતાં દુ:ખ થાય છે. તમે બહુ સુંદર શરૂઆત કરી છે, અને જો કે કોન્ઝર્વેટિવો મારા ધારવા પ્રમાણે વધારે બળવાન જણાયા છે, છતાં તમારે નિરાશ થવાની જરૂર નથી. પાર્લામેન્ટની બહાર રહીને પણ તમે બીજા કોઈ શખ્સ યા સંસ્થાઓ કરતાં ઘણું સારુ કામ કરી શકશો... મુશ્કેલી એ છે કે તમે દેશની મદદમાં અહીં ન આવો ત્યાં સુધી તમારી યોગ્ય લડતમાં અમે તમને મદદ કરી શકતા નથી......બધી વાતનો વિચાર કરતાં તમે નવેમ્બર યા ડિસેમ્બરમાં પાછા ફરો તે મને બહેતર લાગે છે......તેમ થવાથી તમે બંગાળમાં નેશનલ કોંગ્રેસનું પ્રમુખસ્થાન લઈ શકશો કે જે તમારે લેવું જ જોઇએ. અહીં આવો, સંગઠન કરો, સાધનો મેળવો, અને પછી ગમે તો પાછા જજો.

દિન પર દિન દાદાભાઇ પર ચૂંટણીના કામનો બોજો વધવા લાગ્યો, અને તેમને સેક્રેટરીની જરૂર જણાવા લાગી. દીનશા વાચ્છા તેમના ખાનગી સેક્રેટરીનો હોદ્દો પસંદ કરશે કે કેમ એવી પૂછપરછના જવાબમાં મલબારી લખે છેઃ—

ખાનગી સેક્રેટરી રાખવાનો વિચાર સારો છે. દીનશા ત્યાં આવે, પણ તે મોટે પગારે મિ. તાતા સાથે જોડાવાની અણી પર હોવાથી મને લાગે છે કે ત્યાં આવવાથી તેને હાનિ થશે. હું ધારું છું કે દીનશા કરતાં કોઈ યુરોપીઅનનો પગાર ભારે પડવાનો નથી. પણ જો દીનશા આવે તો તમારે માટે, તેને માટે. અને દેશને માટે હું રાજી થઇશ.

આ સવાલ પડતો મૂકવામાં આવ્યો. પણ હવે નાણાંની ચિન્તા દાદાભાઇને સતાવવા લાગી. તેમની પાસે એક બે વરસ સુધી ઇંગ્લાંડમાં રહી શકાય તેટલાં સાધન હતાં. પણ સામાન્ય ચૂંટણી આવતાં બીજાં પાંચ અથવા સાત વરસની વાર હતી. કેટલાક દેશી રાજાઓએ તેમને ભૂતકાળમાં મદદ કરી હતી. તેઓ કદાચ મદદ કરે એવી આશાથી મલબારીએ કેટલાકનો ચોખો દાબી જોયો. પણ બંગાળ, મુંબઇ, અને સંયુકત પ્રાંતના મિત્રો ફરી બેઠેલા માલમ પડયા. ચૂંટણીના ખર્ચ ઉપરાંત "વોઈસ ઓફ ઈન્ડિયા" પ્રેસની નાણાપ્રકરણી સ્થિતિ પણ તંગ થઇ ગઇ હતી, અને તે પણ ચિંતાનું એક કારણ હતું.

આવા સંજોગોમાં દાદાભાઇને એક મિત્ર નડયો. ભૂતકાળમાં કડવા અનુભવો મળવા છતાં ઇંગ્લેન્ડમાંના એક પારસી મિત્રને દાદાભાઈએ ૨૦૦૦ પાઉન્ડ ધીર્યા હતા. દર વર્ષે કંઇને કંઇ બહાનું કાઢી આ મીઠાબોલા પારસીએ નાણાં આપવાના અખાડા કર્યા, અને છતાં દાદાભાઇ બહુ તગાદો કરે છે એવી ફરિયાદ કરી. દાદાભાઇએ તેને અરજ કરી, "મહેરબાની કરીને મને મારા પૈસા આપો. મારે ટૂંક સમયમાં ઘણા નાણાં ચૂકવવાનાં છે, અને તેથી તમને ધીરેલી આખી રકમની મને ઘણી જરૂર છે. તમે મને કેવી આફતમાં નાખ્યો છે! મહેરબાની કરી મને રાહત આપો." બીજા બે વર્ષમાં દાદાભાઇની નાણાપ્રકરણી મુશ્કેલી ઘણી વધી ગઇ, પણ પેલા પારસી મિત્રે નાણાં ન જ આપ્યાં. તેને કાકલુદીભરી વિનંતિ કરતાં દાદાભાઇ કહે છેઃ "તમને મારી ચિંતાનો ખ્યાલ પણ

જણાતો નથી. જરા વિચાર કરો. મારા પૈસા માટે તમે આમ મારી પાસે ભીખ મંગાવો છો તે દિલગીરીભર્યું છે.”

આવી મુશ્કેલીમાં પણ દાદાભાઇ જાહેર પ્રજાની સેવા અથવા પોતાના દુ:ખી મિત્રોને તજી શક્યા નહિ. તેમના અમીરી હૃદયનો એક જ પૂરાવો અહીં ટાંકીશું. મદ્રાસ સ્ટાફ કોરના મેજર ઇવાન્સ બેલ સાથે દાદાભાઇને ગાઢ મૈત્રી હતી. એ બહાદુર અંગ્રેજ હિન્દને ચાહતો હતો, અને એક ઇતિહાસકાર તરીકે તેણે હિન્દની સેવા બજાવી હતી. મહારાજા તુકાજીરાવ હોલ્કર પર એવો આક્ષેપ હતો કે ૧૮૫૭ માં સિપાઇઓનો બળવો ફાટી નીકળ્યો ત્યારે બીજા દેશી રાજાઓની પેઠે તે બ્રિટિશોની મદદે આવ્યા નહોતા. ત્રીસ વરસ સુધી આ આક્ષેપની તપાસ કરવાની મહારાજાએ માગણી કરી હતી, પણ તેઓ ઉપલા આક્ષેપ સાથે જ મરણ પામ્યા. સરકારી દસ્તાવેજોનો ખંતીલો અભ્યાસ કરી મેજર બેલે પૂરવાર કરી આપ્યું કે તા. ૧ લી જુલાઇને દિને મહારાજાએ એકેએક બ્રિટિશરને પોતાના મહેલમાં આશરો આપ્યો હતો, અને પોતાનો જાન જાય તો પણ એકે અંગ્રેજનો વાળ વાંકો થવા દેવાની ના પાડી હતી. આ સેવા કરવા માટે ઇંદોર મેજર બેલનું આભારી હતું. એક હિન્દી રાજસ્થાન તરીકેની હસ્તી માટે માઇસોર પણ તેના આભાર નીચે હતું. હિન્દના દેશી રાજાઓને ન્યાય અપાવવા માટે મેજર બેલની પેઠે કોઇએ લડત ચલાવી નહોતી. ૧૮૮૭ ના આરંભમાં આ વીર યોદ્ધો અસાધ્ય મંદગીનો ભોગ થઇ પડ્યો.

મિસિસ બેલનો પત્ર મળતાંની સાથે દાદાભાઇ પોતાના મિત્રને મળવા ગયા, તેને દિલાસો આપ્યો, અને આ વીર સેનાનીએ હિન્દની બજાવેલી સેવાની પિછાનમાં તેને માનપત્ર અપાવવાની ગોઠવણ કરી. દાદાભાઇએ મેજર બેલને નાણાંની મદદ કરવા દેશી રાજાઓ પર વિનંતિપત્રો લખ્યા. તેમણે પોતે મિસિસ બેલ પર એક ચેક મોકલી આપ્યો. પણ આ વીર પતિની વીર પત્નીએ ફક્ત લોન તરીકે તે રકમ સ્વીકારી અને તે માટે પ્રોમિસરી નોટ

લખી મોકલી. દાદાભાઈના પ્રમુખપણાં નીચે વેસ્ટ મીન્સ્ટર પૅલેસ હોટેલમાં ઉતાવળે બોલાવેલી સભાએ મેજર બેલને માનપત્ર આપ્યું. આથી મૃત્યુની સામે જખમી સિંહની પેઠે બાથ ભીડી રહેલા મેજર બેલને જરા શાંતિ મળી. પણ દેશી રાજાઓ તરફથી કંઈ મદદ ન મળી અંતે મેજર બેલ સદાની શાંતિને સ્વાધીન થયા. પણ મિસિસ બેલ દાદાભાઈની સખાવતી મદદ ભૂલી ન હતી. આ ઉમદા હૃદયની અંગ્રેજ બાનુ અને તેની પુત્રી લીનાએ પાછળથી દાદાભાઈને ચૂંટણીમાં કિંમતી મદદ કરી હતી.

૧૮૮૬ ની આખરે હિન્દી નેશનલ કોંગ્રેસની બીજી બેઠકમાં હાજરી આપવા માટે દાદાભાઈને હિન્દમાંથી આમંત્રણ થયું. નાતાલમાં તેઓ કલકત્તા ગયા, જ્યાં તેમને કોંગ્રેસના પ્રમુખ ચુંટવામાં આવ્યા. પ્રમુખ તરીકેનું તેમનું ભાષણ વિનમ્ર વાણીના નમૂનારૂપ છે. "આપણે શા માટે ભેગા મળ્યા છીએ? આ કોંગ્રેસ શું બ્રિટિશ સરકાર સામે રાજદ્રોહ પોષનારી સંસ્થા છે? (નહિ, નહિ). અથવા તે સ્થાપિત સરકારના પાયાના એક પત્થર સમાન છે! (હા. હા) મરદની પેઠે આપણે જાહેર કરવું જોઈએ કે આપણે અણિશુદ્ધ રાજનિષ્ઠ છીએ."

સમાજસુધારાની અવગણના કરવા માટે કોંગ્રેસની સામે ટીકા થતી હતી, તેનો જવાબ આપતાં દાદાભાઈએ કહ્યું:

આપણે આપણા રાજકર્તાઓ સમક્ષ આપણી રાજકીય અભિલાષાઓ રજૂ કરવા માટે રાજકીય સંસ્થારૂપે મળ્યા છીએ, સમાજસુધારાની ચર્ચા માટે નહિ. અને એવાં સુધારાની અવગણના કરવા માટે તમે અમને દોષ દેતા હો તો ગણિત અને અધ્યાત્મશાસ્ત્રની ચર્ચા નહિ કરવા માટે તમે આમની સભાને પણ દોષિત ગણશો. તે ઉપરાંત અહીં દરેક જાતના હિન્દુઓ છે, જેઓમાં એક જ પ્રાન્તમાં જાતજાતના સામાજિક રીતરિવાજો હસ્તી ધરાવે છે. અહીં જુદા જુદા પંથના મુસલમાનો, ખ્રિસ્તીઓ, પારસીઓ, શીખો અને બ્રાહ્મો છે—ટૂંકમાં હિન્દની વસ્તીમાં અસંખ્ય કોમના માણસો છે. બધા વર્ગોની આ સંસ્થા દરેક વ્યક્તિગત

કોમને જોઇતા સામાજિક સુધારાની શી રીતે ચર્ચા કરી શકે ? આપણા સિવાય બીજી કોમના રીતરિવાજો, લાગણીઓ, અને પરંપરાઓની, તથા તેઓના આંતરિક સંસારની આપણને શી માહિતી છે ? એક વર્ગને જોઇતા સુધારા આવી સાર્વજનિક સંસ્થા કેવી રીતે ચર્ચી શકે ? એ કામ દરેક કોમના સભાસદો જ કરી શકે. પ્રજાકીય કોંગ્રેસે આખી પ્રજા જેમાં ભાગ લઇ શકે એવા જ સવાલો હાથ ધરવા જોઇએ, અને સામાજિક તથા બીજા સવાલો કોમી સંસ્થાઓ પર છોડવા જોઇએ.

પાર્લામેન્ટમાં હિન્દનાં પ્રતિનિધિત્વ સંબંધી દાદાભાઇએ કહ્યું હતું:

"રાજવહીવટનું સ્વરૂપ અને તેનાં લક્ષણ નક્કી કરનારા સઘળા મુખ્ય સવાલોનો પાર્લામેન્ટ નિર્ણય કરે છે. ધારાસભા, સનદી નોકરી યા બીજા કોઇ પણ ક્ષેત્રનાં પાર્લામેન્ટના કાયદા સિવાય સુધારા થઇ શકે તેમ નથી. પણ પાર્લામેન્ટમાં હિન્દીઓના વિચારો દર્શાવનાર એક પણ હિન્દી નથી. પાર્લામેન્ટમાના મારા અંગ્રેજ મિત્રોએ મને ભારપૂર્વક કહ્યું હતુ કે પાર્લામેન્ટમા હિન્દનો એક પણ સાચો પ્રતિનિધિ બિરાજતો નથી તે રાજસભાની મોટી ખામી છે.

આ કોંગ્રેસમાં દાદાભાઇની રાહબરી નીચે ધારાસભામાં સુધારા કરવાની યોજના ઘડવામાં આવી હતી. તે પછી કોંગ્રેસની દરેક બેઠકમાં ધારાસભામાં ચૂંટાયલા હિન્દી પ્રતિનિધિઓની માગણી કરવામાં આવી હતી. ૧૮૮૯ માં મુંબઇની કોંગ્રેસમાં હાજરી આપ્યા પછી "હિન્દના મિત્ર અને રક્ષક" ચાર્લ્સ બ્રેડલોએ આમની સભામાં સનદશીર સુધારા (Constitutional Reforms) માટેનું બિલ રજૂ કર્યું હતું. પણ તે વખતના હિન્દી પ્રધાન વાઇકાઉન્ટ ક્રોસે બીજે વરસે સરકારી બિલ લાવવાનું વચન આપવાથી બ્રેડલોએ પોતાનું બિલ પાછું ખેંચી લીધું હતું. પણ તે ક્રોસનું બીલ જોવા જીવ્યા નહિ, કે જે બિલે આખરે ૧૮૯૨ ના કાઉન્સિલ એક્ટનું રૂપ લીધું હતું. બ્રેડલોના બિલ સાથે સરખાવતાં સરકારી બિલમાં કંઇ દમ નહોતો. દાદાભાઇને કે સામાન્ય પ્રજાને તેથી સંતોષ થયો નહોતો. આ બિલની રૂએ સ્થાનિક સંસ્થાઓ અને

બીજાં મતદારમંડળોને આપવામાં આવેલો ચૂંટણીનો હક્ક સરકારની મંજૂરી યા નામંજૂરીને આધીન હતો. આથી કોંગ્રેસે હવે આ કાયદાની કલમો અને તેની રૂએ ઘડાયેલા કાનૂનો સામે મોરચા માંડયા.

મુંબઈમાં આ વખતે પબ્લિક સરવીસ કમિશનની તપાસ ચાલતી હતી. આ કમિશન સમક્ષ જુબાની આપીને દાદાભાઈએ એક વધુ ઉપયોગી દેશ સેવા બજાવી હતી. આવી તપાસ માટે તેમણે વરસોથી ચળવળ ચલાવી હતી—કોંગ્રેસની આગલી બેઠકમાં આવી તપાસની માગણી કરનારો ઠરાવ તેમણે રજૂ કર્યો હતો, અને કમિશન સમક્ષ જુબાની આપવા પહેલાં ઇંગ્લાંડમાં આ સવાલ સંબંધી એક નિબંધ પ્રગટ કર્યો હતો. આ માગણીનો તરત સ્વીકાર કરીને એક મહાન અન્યાય દૂર કરવા માટે રાજકર્તાઓએ પોતાની સારી દાનતની સાબિતી આપી છે એમ માની દાદાભાઈએ સરકારે નીમેલા કમિશનને વધાવી લઈ કમિશન સમક્ષ જુબાની આપતાં જણાવ્યું હતું કે "ઇંગ્લાંડ અને હિન્દમાં સનદી નોકરીની પરીક્ષા એકી વખતે લેવાવી જોઈએ, અને હિન્દીઓ અને ગોરાઓ વચ્ચે પરીક્ષાનું ધોરણ, પગાર, રજા, અને પેન્શન સંબધી કંઇ તફાવત હોવો ન જોઇએ સનદી નોકરીમાં હિન્દીઓનું કોઇ પ્રમાણ નક્કી કરવાથી ૧૮૩૩ ના કાયદા અને ૧૮૫૮ ના ઢંઢેરાનો ભંગ થશે. સરકાર હાલ તુરત એવી ગોઠવણ કરી શકશે કે વધુ અનુભવ મળે ત્યાં સુધી ફતેહમંદ ઉમેદવારોનો અરધો અથવા પા ભાગ અંગ્રેજોનો રાખવો. તેઓની મુખ્ય ફરિયાદ પરીક્ષામાં બેસવા માટે ઇંગ્લેન્ડમાં વસવાની ફરજ સંબંધી હતી."

એક પછી એક સાક્ષીએ દાદાભાઈની માગણીને ટેકો આપ્યો, પણ આપણા જ દેશબંધુઓ, મુસલમાનો, તેની વિરૂદ્ધ પડયા. મુસ્લિમોને ભય લાગ્યો કે હિન્દમાં સનદી નોકરીની પરીક્ષા લેવાથી સનદી નોકરીમાં હિન્દુઓ વધી પડશે, જેથી મુસ્લિમોના લાભો સચવાશે નહિ.

લંડન ગયા પછી ભારે ખેદ સાથે દાદાભાઈને ખબર પડી કે તેમના મિત્ર કાજી શાહબુદ્દીન પણ વિરોધીઓ સાથે જોડાયા હતા. તા. ૧૫ મી જુલાઈ ૧૮૮૭ ના પત્રમાં દાદાભાઈ ખેદપૂર્વક શાહબુદ્દીન જોગ પત્ર લખે છે:—

તમારા કાર્યથી અમારી કોશિશો જ નહિ પણ આપણા અંગ્રેજ મિત્રોના હાથ પણ નબળા પડયા છે, અને મુસલમાનો પછાત હોવાથી તમે હિન્દુઓ અથવા આખા દેશને આગળ વધવા દેશો નહિ એવી તમારી સ્વાર્થી વલણથી મને ઘણું લાગી આવ્યું છે. આમની સભામાં મી. બ્રાઇટે આપણને અંગ્રેજ ઉમેદવારોના સમાન ધોરણ પર મૂકવા માટે હિન્દમાં પરીક્ષા લેવાની પ્રખર હિમાયત કરી હતી. આજે તે દશગણા જોશથી આવી હિમાયત કરી ચૂકયા હોત, પણ તમારા વિરોધથી તે મુંઝાઈ ગયા છે, અને અમને મદદ કરી શકતા નથી. તમે આપણા ભવિષ્યને કેવું કલંકિત કર્યું છે, અને લાંબા વખત સુધી આપણી પ્રગતિમાં કેવો અવરોધ નાખ્યો છે! આ કુસંપ આપણને અનેક રીતે હાનિ કરશે. કમિશનનું કામ પૂરું થાય તે પહેલાં તમે બગાડેલી બાજી સુધારી લેશો કે કેમ તે હું જાણતો નથી.



# પ્રકરણ ૨૦ મું

## ફીન્સબરીના પ્રતિનિધિ

ઇંગ્લન્ડ પહોંચતા જ દાદાભાઇએ પાર્લામેન્ટમા દાખલ થવા માટે ફરીથી પ્રયાસ કરવો શરૂ કર્યો. બધાં મતદારમંડળોમાંથી તેમને સેન્ટ્રલ ફીન્સબરી વધારે આશાવંત જણાયું. તા. ૨૦ મી માચ ૧૮૮૭ ના પત્રમાં તેમણે મલબારીને આ ખુશ વધાઇ આપી, પણ તે સાથે એ વાત ખાનગી રાખવાની અરજ કરી થોડા દિવસ પછી તેમણે મલબારીને જણાવ્યું કે મને ફતેહ મળવાનો સારો સંભવ છે. તેમણે દરેક જણ પર છાપ પાડી કે "હું હોમરૂલર છું. આમની સભામાં જીભ સીવીને બેસી રહેવાનો નથી, પણ મારા સિધ્ધાંત માટે સતત પ્રયાસ કરીશ. મારો બધો સમય મારા મતદારોની સેવામાં અર્પણ કરવાને હું તૈયાર છું. હું હિન્દના રાજવહીવટમાં પણ પાર્લામેન્ટ દ્વારા સુધારા કરાવવા માગું છું, અને જો તેમાં મને ફતેહ મળશે તો હિન્દી પ્રજાનો અવાજ રાજસભામા રજૂ કરવાની મને તક આપવા માટે હિન્દી પ્રજા સેન્ટ્રલ ફીન્સબરીના મતદારોને આશિષ દેશે."

દાદાભાઈ રાજદ્વારી ક્ષેત્રમાં જે પ્રગતિ કરી રહ્યા હતા તેની તેમના કુટુંબીઓને ખબર આપતાં ફરામ દાદીના માકી દાદાભાઇ પરના પત્રમાં લખે છેઃ

> "તમારા બાવાજીએ હમણા જ પ્રાથમિક રાજદ્વારી પરીક્ષા પસાર કરી છે. એક ૬૨ વર્ષના બુઢ્ઢા ગૃહસ્થ આવી જંજાળમાં પડે તેનો ખ્યાલ કરો! આપણે બધા તેમનાથી અરધા ઉપયોગી થઈ પડીએ એવી મને ઉમેદ છે. તમને પખવાડિયા પછી વધુ ખબર આપીશ, કેમકે હમણાં હુ જ બધી વાત જાણતો નથી. તમારાથી બને તેટલી અટકળ કરી મને જણાવજો કે જેથી તમે સારા ભવિષ્યવેત્તા છો કે નહિ તેની મને ખબર પડે."

આ પત્ર મળ્યા પછી તા. ૧૭ મી જુલાઈ ૧૮૮૯ ને દિને માકીએ પોતાના પિતાને લખ્યું:—

"વ્હાલા ફ્રામે તમારે માટે અમારી નિરાશામાં આશા સજીવન કરી છે......હું એટલું જ કલ્પી શકું છું કે તમને ઉમેદવારી કરવાની જગા મળી છે, અને ફ્રામ લખે છે કે તમે તમારી પરીક્ષામાં પસાર થયા છો, એટલે ફતેહનો સંભવ તમારી તરફેણમાં છે."

હજી તો પાશેરામાં પહેલી પૂણી જેવો ઘાટ હતો. દાદાભાઈને હજી અનેક મુશ્કેલીઓના પહાડ ઓળંગવાના હતા. ૧૮૮૮ ના માર્ચમાં સેન્ટ્રલ ફીન્સબરીના ઉમેદવાર ઓન. હાવર્ડ સ્પેન્સલીએ રાજીનામું આપવાથી આ ખાલી જગ્યા પૂરવા માટે લિબરલ અને રેડિકલ એસોસીએશનની જનરલ કાઉન્સિલે કારોબારી કમિટી પાસેથી ચાર ઉમેદવારોનાં નામોની માંગણી કરી હતી. કમિટી સમક્ષ તેર નામો હતાં. તેમાં ચાર નામો પસંદ થયાં હતાં, જેમાં દાદાભાઈનું બીજું નામ હતું. પહેલી પસંદગી મારકવીસ ઓફ નોર્થમ્પટનના પુત્ર અર્લ કોમ્પટનની હતી. પણ તેણે ઉમેદવારી કરવાની ના પાડવાથી ફરીથી ઉમેદવારોની ચૂંટણી કરવામાં આવી. દાદાભાઈ પોતાની નોંધમાં લખે છે કે માર્ચથી ઑગસ્ટ સુધીમાં આઠથી દસ વાર ચૂંટણી કરવામાં આવી, અને ઑગસ્ટની ૧૫ મી એ થયેલી છેલ્લી પસંદગીમાં દાદાભાઈ પહેલા આવ્યા. બીજા ત્રણ ઉમેદવારો રીચર્ડ ઇવ, એફ. એ. ફ્રોર્ડ, અને સીરીલ ડોડ હતા.

બીજે દિવસે એસોસીએશનના સેક્રેટરી એડવર્ડ જેકબે દાદાભાઈને અભિનંદન આપનારા પત્રમાં જણાવ્યું કે "મત ગણતરીનું પરિણામ નીચે મુજબ હતું: મી. દાદાભાઈ નવરોજી ૪૯, મી. ઇવ. ૪૫, મી. ફ્રોર્ડ ૨૩, અને મી. ડોડ ૭." ઇવે પણ પોતાના હરીફને મુબારકબાદી આપી હતી. દાદાભાઈના જીવનની આ ધન્ય ઘડી હતી. તેમણે પોતાના કુટુંબ પરના પત્રમાં જણાવ્યું: "શરૂઆત ઘણી સારી થઇ છે. મેં બધા મિત્રો અને વિરોધીઓ તરફથી માન મેળવ્યું છે."

પણ બીજે જ દિવસે દાદાભાઇ સેક્રેટરીને મળ્યા ત્યારે તેમને ખબર આપવામાં આવી કે બીજી સભા મેળવવા માટેની અરજી પર સહી લેવામાં આવતી હતી. દાદાભાઇ આ સાંભળી ઘણા ગુસ્સે થયા. સામા પક્ષની દલીલ એવી હતી કે ચૂંટણી કાયદેસર થઇ ન હતી. એક વરસ પછી, એક મત ગણનાર મી. બ્રાઇટીએ "હોલબર્ન ગાર્ડીઅન" (સપ્ટેમ્બર ૧૪, ૧૮૮૯) ને ખબર આપી હતી કેઃ— ઘોટાળા માટે દાદાભાઇના મિત્રો જ જવાબદાર હતા. છેલ્લી ચુંટણીની મત ગણતરીનું પરિણામ જાહેર થતાં જ દાદાભાઇના મિત્રો "હુરરા" ના પોકારો સાથે જ ખંડમાંથી બહાર ચાલી ગયા હતા.

છેલ્લું પરિણામ જાહેર થયું નહોતું, છેલ્લી મતગણતરી થઇ ન હતી, અને ઘણા સભા છોડી ગયેલા હોવાથી પ્રમુખે તે સામે છેવટના મત લેવાની ના પાડી હતી. પ્લેટફોર્મ પાસેના કેટલાક ગૃહસ્થોએ કહ્યું : "તમે છેલ્લી વાર મત લો, અને પછી અમે ડીવીઝન માગીશું." પણ પ્રમુખને લાગ્યું કે તેમ કરવાથી મી. દાદાભાઇના મિત્રોને અન્યાય થશે. એક મત ગણનાર તરીકે મારી ખાતરી છે કે જો દાદાભાઇના મિત્રો છેલ્લી વાર મત લેવાય. અને તેનુ પરિણામ આવે ત્યાં સુધી થોભ્યા હોત તો કાઉન્સિલ તરફથી દાદાભાઇને ચૂંટાયલા જાહેર કરવાની ફરજ પડત.

આ સંજોગોમાં અજાયબીની વાત તો એ છે કે સભા પૂરી થયા પછી તરત જ સેક્રેટરીએ દાદાભાઇને મુબારકબાદી આપનારો પત્ર લખ્યો હતો. આ પત્રમાં વિરોધીઓના વિરોધ વિષે જરા પણ ઇશારો નહોતો. વધુ અજાયબી પામવા જેવું તો એ હતું કે નેશનલ લિબરલ ફેડરેશનના એક મોટા અધિકારી એફ. સ્નેડહોર્સ્ટે તા૦ ૧૮ મી ઓગસ્ટે દાદાભાઈ પરના પત્રમાં લખ્યું હતું કે "તમારી સામે થતા હુલ્લાથી ગભરાશો નહિ. તમારી વાજબી રીતે પસંદગી થઇ છે, અને તમને ટેકો આપવાની અમારી ફરજ છે. હું મારાથી બનતું કરીશ."

લિબરલ પાર્ટીના વડા મથક તરફથી આગલી ચૂંટણી વખતે તેમ જ આ ચૂંટણીમાં તેમને અત્યાર સુધી કોઈ જાતનું ઉત્તેજન

મળ્યું ન હતું. આથી સ્નેડહોર્સ્ટના પત્રને વડા મથકની મદદરૂપ ગણીને દાદાભાઈ હરખાયા. સ્નેડહોર્સ્ટે જણાવ્યું કે જો ફીન્સબરી છોડી દેશો તો બીજા કોઇ મતદારમંડળમાંથી તમને ચાન્સ મળવાનો નથી. આ ખટપટ લવાદી પર લઇ જવાની ના પાડી સ્નેડહોર્સ્ટે દાદાભાઇને પોતાનું કામ આગળ ધપાવવાની સલાહ આપી યોગ્ય સમયે "બધી જરૂરી મદદ" કરવાનું વચન આપ્યું હતું.

વિરોધીઓની અરજ અનુસાર સ્થાનિક સત્તાવાળાઓએ તા. ૩ જી સપ્ટેમ્બરે એક નવી સભા બોલાવી, જેમાં હાજર રહેવાની ના પાડી દાદાભાઇએ જણાવ્યું કે તા. ૧૫ મી ઑગસ્ટના ઠરાવમાં દખલગીરી કરવાનો કાઉન્સિલને હક્ક નથી. દાદાભાઇનો લડાયક જુસ્સો કેવો ફાટી નીકળ્યો હતો તે પોતાના વ્હાલાંઓ પરના તેમના પત્ર (૭ સપ્ટેમ્બર) પરથી માલમ પડે છે.

> "ગયા સોમવાર તા. ૩ જી સપ્ટેમ્બરે કાઉન્સિલની સભા બોલાવવામાં આવી હતી. તા. ૧૫ મી ઑગસ્ટે મારી તરફેણમાં થયેલા ઠરાવમાં દખલગીરી કરવા સામેનો વિરોધ નકામો ગયો, અને નવી ચૂંટણીથી મી. રીચર્ડ ઇવિની પસંદગી કરવામાં આવી. આ રીતે તેઓએ મને આ લડાઇમાં ઉતરવાનું આવાહન કર્યું છે, અને મેં તે સ્વીકારી લીધું છે. મેં ચૂંટણીમાં હરીફાઈ કરવાનો મારો નિશ્ચય તેઓને જણાવી દીધો છે. તા. ૧૦ મી સપ્ટેમ્બરે મેં મતદારોની સભા બોલાવી છે તેમાં હું જાહેર કરીશ કે હું ખસી જવાનો નથી, પણ વખત આવ્યે ચૂંટણીમાં ઊભો રહીશ. મારી સામે હવે વિકટ કામ આવી પડ્યું છે."

ખરેખર દાદાભાઇનું કાર્ય વિકટ હતું. તેમને તન, મન, અને ધનનો ભારે ભોગ આપવાનો હતો. પણ દાદાભાઈ પોતાના હક્ક પર મુસ્તાક હતા. કાઉન્સિલના ૫૩ સભાસદો નવેસરથી સભા બોલાવવાની વિરૂદ્ધ હતા, પણ તેમની અવગણના કરવામાં આવી હતી. આ બાજુ દાદાભાઇ જેવો પ્રખર યોદ્ધો હતો. ન્યાય, સત્ય અને હક્કની લડતમાં તે કોઈને પણ નમતું આપવાને તૈયાર ન હતા.

સભામાં સેક્રેટરીએ એકરાર કર્યો કે તેણે દાદાભાઈને મુબારકબાદી આપનારો પત્ર લખ્યો હતો, પણ તે "સત્તાવાર" ન હતો.

તેની નીચે તેણે એસોસીએશનના ઓનરરી સેક્રેટરી તરીકે સહી કરી ન હતી. આ બધી વાતો ઉડાવનારી હતી. સેક્રેટરીનો કાગલ સત્તાવાર હોય યા ન હોય તો પણ તેમાં દાદાભાઈને ૪૯—સૌથી વધારે મતો મળવા વિષેની હકીકત કબૂલવામાં આવી હતી. સભાજનો દાદાભાઈની તરફેણમાં હતા. તેઓએ ચુંટણીમાં દાદાભાઈને મત આપવાનો ઠરાવ રજુ કર્યો. આ ઠરાવ પર આ તકરાર લવાદી પર લઇ જવાનો સુધારો મૂકાયો, પણ તે મોટી બહુમતિથી ઊડી ગયો, અને સભાએ દાદાભાઇને મત આપવાની દરખાસ્ત પસાર કરી.

વિરોધીઓ પછાડા મારવા લાગ્યા. દાદાભાઇના કેટલાક મિત્રો તેમને ત્યજી ગયા, પણ આ બહાદુર લડવૈયો એકનો બે થયો નહિ. તેમણે ઠેકઠેકાણે સભાઓ ભરીને મતદારો સમક્ષ પોતાની ન્યાયી વલણ સાબિત કરવા માંડી. ચૂંટણી માટે ચળવળ કરનારી એક કમિટીમા ૨૦૦ મતદારો જોડાયા, અને તેઓએ દાદાભાઇને ફીન્સબરીના ઉમેદવાર તરીકે ટેકો આપવાની અપીલ બહાર પાડી.

બ્રિટિશ મતદારો તરફથી દાદાભાઇને ધીમે ધીમે ટેકો મળતો ગયો, પણ તેમને ઇંગ્લાંડના વડા પ્રધાન લોર્ડ સોલ્સબરી તરફથી સૌથી વધારે ટેકો અણધાર્યો મળી ગયો. દાદાભાઇ હજી બ્રિટિશ રાજદ્વારી ક્ષેત્રમાં અજાણ્યા હતા, પણ લોર્ડ સોલ્સબરીએ તા. ૩૦ મી નવેમ્બરે એડીનબર્ગમાં એક અવિચારી ભાષણ કરી દાદાભાઇનું નામ જાણીતું કરી મૂક્યું. હોલબર્નની છેલ્લી ચૂંટણી વખતે કોન્ઝરવેટિવ બહુમતિ કેવી રીતે ખોરવાઇ ગઇ હતી તે સંબંધી ખુલાસો કરવા જતાં ઇંગ્લાંડનાં વડા પ્રધાને ગુલામોના માલિકો ગુલામો સંબંધી જેવી ભાષા વાપરતા હતા તેવી ભાષા દાદાભાઇ સંબંધી વાપરી:—

"બેશક કર્નલ ડકનને મળેલી બહુમતિ નાની હતી. પણ કર્નલ ડકનનો હરીફ એક કાળો માણસ હતો. અને માણસજાતે ગમે તેટલી પ્રગતિ કરી હોય, આપણે આપણા પૂર્વગ્રહોનો ત્યાગ કરવામાં ગમે

તેટલા આગળ વધ્યા હોઇએ, છતાં એક બ્રિટિશ મતદારસંઘ એક કાળા માણસને ચૂંટી કાઢે એવા તબક્કા પર આપણે આવ્યા હોઇએ તે વિષે મને શક છે."

સભાજનોએ આ શબ્દો સાંભળી "શરમ, શરમ" ના પોકારો કર્યા લૉર્ડ સૅલ્સબરીને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે એક હિન્દીનું અપમાન તેમને ભારે પડી જવાનું હતું. "કાળો માણસ"— આ બે જ શબ્દોએ દાદાભાઇને પ્રખ્યાત કરી મૂક્યા. જે હિન્દીને બ્રિટિશ પ્રજા ઓળખતી ન હતી, જેના નામનો ઉચ્ચાર કરવો અંગ્રેજોને મુશ્કેલ જણાતો હતો, તે જ હિન્દીનું નામ આ શબ્દોથી આખા યુનાઇટેડ કિંગ્ડમમાં બધાની જીભ પર આવી રહ્યું! લૉર્ડ સૅલ્સબરીના શબ્દોની દાદાભાઇ પર જરા પણ અસર થઇ નહિ. ઊલટું તેમણે "મારું થાય તે સારા કાજે" એ કહેવત અનુસાર આ શબ્દોને આશિષ રૂપ માન્યા. પણ આ શબ્દોથી આખી હિન્દી પ્રજામાં ગુસ્સાની લાગણી પ્રગટી નીકળી. લિબરલ પાર્ટી ખળભળી ઊઠી, અને મી. ગ્લૅડસ્ટને આ અવિચારી શબ્દોનો પોતાની લિબરલ પાર્ટીના રાજદ્વારી હિત માટે ઉપયોગ કરવામાં જરાપણ વિલંબ કર્યો નહિ. બ્રિટિશ પ્રજા પણ વડા પ્રધાનના આ અવિચારી હુમલાથી ખળભળી ગઇ હતી. ચૂંટણી વખતે રાજદ્વારી ગરમા ગરમીમાં વિરોધીઓ પ્રત્યે જાતજાતના કટાક્ષ કરવામાં આવે છે. પણ કટાક્ષની પણ હદ હોય છે. વળી આ કટાક્ષ કરનાર કોઇ સાધારણ માણસ નહોતો, પણ બ્રિટનનો વડો પ્રધાન હતો, કે જેની ફરજ ઇંગ્લન્ડ અને તાજના તાબા નીચેનાં સંસ્થાનોની પ્રજા વચ્ચે શુભેચ્છા વધારવાની હતી. લૉર્ડ સૅલ્સબરીએ ચામડીના રંગ પર ભાર મૂકવાની નાદાની બતાવવાથી તેમના પોતાના હિમાયતીઓને પણ આઘાત થયો. દાદાભાઇના અંગ્રેજ મિત્રો તેમના લાંબા વખતના ઇંગ્લાંડમાંના વસવાટથી તેમને અંગ્રેજ જેવા જ ગણતા હતા. તેઓએ લૉર્ડ સૅલ્સબરીને ટાણો માર્યો કે દાદાભાઇની ચામડીનો રંગ લૉર્ડ સાહેબની ચામડી કરતાં જરાક જ શામળો હતો. "Representative

Men of India" નામના સોહરાબજી જહાંગીરના પુસ્તકની પ્રસ્તાવનામાં જ્યોર્જ બર્ડવુડે દાદાભાઇને "પૂજ્ય અને સંત સમાન મિત્ર" ની ઉપમા આપી, તેમને "કાળા આદમી" કહેવા માટે લોર્ડ સોલ્સબરી તરફ સ્પષ્ટ અભાવ બતાવ્યો હતો.

ગ્લેડસ્ટન અને મોર્લે જેવા લીબરલ રાજદ્વારીઓએ લોર્ડ સોલ્સબરીની સખત ખબર લેવા માંડી. ૧૨ મી ડિસેમ્બરે કલાર્કેન વેલમાં ફોરેસ્ટર હોલમાં લિબરલો અને રેડિકલોની સભામાં મોર્લેએ વડા પ્રધાનના શબ્દો સામે પુણ્ય પ્રકોપ બતાવતાં જણાવ્યું કે "આ શબ્દો રસ્તે રખડતા કોઇ અસભ્ય મવાલીના નથી. આ શબ્દો વડા પ્રધાનના છે. તે પોતાના ઓદ્ધા પરથી ઇંગ્લાંડની પ્રજાને નામે આ શબ્દો બોલ્યા છે, અને જો સોલ્સબરી એ ઓદ્ધા પર ચાલુ રહેશે તો તે માટે બ્રિટન ઠપકાપાત્ર ગણાશે."

ત્રણ દિવસ પછી ગ્લેડસ્ટને લાઇમ હાઉસના ટાઉન હોલમાં દાદાભાઇને "કાળા આદમી" કહીને હિન્દની કરોડો માણસની પ્રજામાં વડા પ્રધાને અવિચારીપણે કેવી ગુસ્સાની આગ સળગાવી હતી તેનો ઉલ્લેખ કરીને જણાવ્યું કે કોઇ ભાનભૂલી પળે આવી અવિચારી ભૂલ થઇ હોય તો તે માટે વડા પ્રધાને માફી શા માટે ન માગવી? અમે એવી માફીની રાહ જોઇએ છીએ. હિન્દની પ્રજા માફીની રાહ જુએ છે.

આવી શાબ્દિક લડાઇથી પ્રજાની લાગણી માપી શકાતી નથી; પણ ઇંગ્લેંડના ખૂણે ખૂણામાંથી-મિત્રો અને અજાણ્યાઓ તરફથી દાદાભાઈ પર પત્ર લખવામાં આવ્યા, અને તેમાં લોર્ડ સોલ્સબરીના શબ્દો તરફ ધિક્કાર બતાવી દાદાભાઇ પાર્લામેન્ટમાં દાખલ થાય એવી ઇચ્છા જાહેર કરવામાં આવી. આ રીતે લોર્ડ સોલ્સબરીના અવિચારી કટાક્ષથી દાદાભાઇ બ્રિટિશ પ્રજામાં માનીતા થઇ પડ્યા. એક રીતે આ બનાવ વધાવી લેવા જોગ છે, કેમ કે તેથી ઇંગ્લાંડની પ્રજાને પોતાની ઉન્નત ભાવના જાહેર કરવાની તક મળી હતી.

મહારાણી વિકટોરીઆને પણ તેમના વડા પ્રધાને મહારાણીની હિન્દી રૈયતના એક પ્રજાજનનું અપમાન કર્યું તેથી દુઃખ થયું હતું. આ સમાચાર આપતાં "બ્રેડફર્ડ ડેઇલી ટેલીગ્રાફે" (૧૮ ડિસેમ્બર) લખ્યું હતું:

"લોર્ડ સાલ્સબરીએ નિઃશંક નામદાર મહારાણી પાસે પશ્ચાત્તાપ જાહેર કર્યો છે. એ તો જાણીતી વાત છે કે નામદાર મહારાણી પોતાના હિન્દી સેવકોની ઊંચી કદરદાની કરે છે, અને તેઓમાંના ઘણા જણા મિ. દાદાભાઈ કરતાં વધારે શામળા છે."

ઈંગ્લાંડમાં ઠેકઠેકાણે લોર્ડ સાલ્સબરીના "કાળા આદમી" ના માનમાં ડીનર અને ચાહ પાર્ટીના મેળાવડા થવા લાગ્યા. તા. ૨૧ મી જાન્યુઆરી ૧૮૮૯ ને દિને નેશનલ લિબરલ કલબે લોર્ડ સાલ્સબરીની અસહ્ય ભાષા તરફ તુચ્છકાર બતાવવા માટે દાદાભાઈને મિજબાની આપી હતી, જેના પ્રમુખ લોર્ડ રિપને તેમની સલામતી લેવાડી આસની સભામાં દાદાભાઈ હિન્દ અને ઈંગ્લાંડની અમૂલ્ય સેવા બજાવશે એવી આશા દર્શાવી હતી. હવે લિબરલ પાર્ટીના આગેવાનોની ખાતરી થઈ ગઈ કે દાદાભાઈ મજકુર પાર્ટી માટે ઘણા ઉપયોગી હતા. પણ દાદાભાઈની સામે લિબરલ ઉમેદવારે જ હરીફાઈ કરેલી હોવાથી પાર્ટીમાં બે તડાં પડી ગયાં હતાં. આ તકરારને લવાદી પર લઈ જવાને દાદાભાઈ તૈયાર નહોતા, કેમકે ઉમેદવારોની પસંદગી કરતી વખતે તેમને સૌથી વધારે મત મળ્યા હતા, અને તેમના વિરોધીઓને તેઓ ગેરકાયદાસર તથા અણઘટતો લાભ આપવા માગતા ન હતા. વળી ફીન્સબરીમાંથી ઉમેદવારી જાહેર કરીને દાદાભાઈએ મતદારોની સેવા બજાવવાનો જાહેર કોલ આપ્યો હતો, અને આ વચનનો તેઓ કોઈ પણ સંજોગોમાં ભંગ કરવા માગતા ન હતા.

૧૮૯૦ ના જૂન મહિનામાં ઈવે ઉમેદવારી ખેંચી લેવાથી દાદાભાઈનો માર્ગ મોકળો થયો. ફીન્સબરીની લિબરલ અને રેડિકલ કાઉન્સિલના સેક્રેટરી સી. ગ્રીફીથે દાદાભાઈને લિબરલો તરફથી મદદ કરવાનું માથે લીધું. પણ ૧૮૯૧ ના જાન્યુઆરીમાં એક

નવો જ ધડાકો થયો, રાતોરાત એક એસોસીએશન ઊભી કરવામાં આવી, અને તેણે લિબરલ નેતાઓની મંજૂરીથી મી. ફ્રોર્ડની ઉમેદવારી બહાર પાડી. દાદાભાઈને થયેલા આવા અન્યાયથી ડીગબીને ઘણું લાગી આવ્યું, અને તેણે લિબરલ પાર્ટીના નેતાઓને સમજાવવાનો ઘણો પ્રયાસ કર્યો; પણ તેનું કાંઈ પરિણામ આવ્યું નહિ. દાદાભાઈને એકલે હાથે લિબરલ અને કોન્ઝરવેટિવ ઉમેદવારોની સામે બાથ ભીડવાની હતી. આવા સંજોગોમાં મીસીસ બેલ તરફથી ખુશખબર મળી કે વિલિયમ હાઈકોર્ટે એક ખાનગી પત્રમાં જણાવ્યું હતું કે રિપન અને રે દાદાભાઈની ફત્તેહ થયેલી જોવા ચાહે છે. આ જ અરસામાં નેશનલ લિબરલ કલબના કેટલાક સભ્યોએ સેન્ટ્રલ લિબરલ એસોસીએશન, નેશનલ લિબરલ ફેડરેશન અને નેશનલ લિબરલ એન્ડ રેડીકલ યુનિયનને આગ્રહભરી અરજ કરી કે જો લિબરલ નેતાઓ દાદાભાઈનો હક મંજૂર નહિ રાખશે તો ફીન્સબરીની બેઠક લિબરલોના હાથમાંથી ચાલી જશે.

દરમ્યાન લિબરલ પાર્ટીનું સુકાન લોર્ડ રિપનના હાથમા આવ્યું. તેમણે ફ્રોર્ડને હરિફાઈમાંથી ખસી જવા સમજાવ્યો, પણ બીજાઓએ લવાદી માટે આગ્રહ કર્યો. લોર્ડ રિપને આ તકરારનો અંત લાવવા માટે દાદાભાઈને બીજા કોઈ મતદારમંડળમાંથી ઊભા રાખવાની સૂચના કરી. મલબારી આ વખતે ઈંગ્લન્ડમાં હતા. તેમણે આ સૂચના પર વિચાર કરવાની દાદાભાઈને સલાહ આપી. પણ દાદાભાઈએ પોતાનો માર્ગ પસંદ કરી લીધો હતો. લંડનનું લિબરલ અને રેડીકલ યુનિયન તેમને કચડી નાખવાનો ઠરાવ કરી બેઠું હતું એ વાત સાંભળી પોતાના હૈયાંની વરાળ કાઢતાં તેમણે મલબારી પર લખ્યું:

"લિબરલ સિદ્ધાંતો અને લિબરલ પાર્ટી તરફના મારા ભક્તિભાવ તથા લોર્ડ સોલ્સબરીએ મારી સામે કટાક્ષ કર્યો ત્યારે મી. ગ્લેડસ્ટન, લોર્ડ રિપન, અને લિબરલ પાર્ટીએ ભજવેલા ભાગ માટેની આભારની લાગણીને લીધે મેં ૧૯૮૯ ના માર્ચ પછી

એટલી બધી સતામણી સહન કરી લીધી છે કે જેનો તમને ભાગ્યે જ ખ્યાલ આવે.”

લોર્ડ રિપનની બધી સમજાવટ નિષ્ફળ ગઈ. મામલો ગંભીર થઇ ગયો, છતાં દાદાભાઈએ લિબરલ પાર્ટીને હાનિ થાય એવો એક પણ શબ્દ જાહેરમાં ઉચ્ચાર્યો નહિ. તેમણે ફીન્સબરીના મતદારો પર એક નિવેદન મોકલી પોતાની સ્થિતિ સ્પષ્ટ કરી પોતાને ન્યાય આપવા માટે અરજ કરી

અને ફીન્સબરીના મતદારોએ તેમને આખરે ન્યાય આપ્યો. લિબરલોના મતો વ્હેંચાઇ જાય તે પસંદ કરવાને બદલે ફોર્ડે પોતાની ઉમેદવારી પાછી ખેંચી લીધી. હવે લિબરલો અને રૅડિકલોના એકલા પ્રતિનિધિ તરીકે દાદાભાઇએ ન્યુ કેસલમાં જાહેર થયેલા આખા લિબરલ પ્રોગ્રામને ટેકો આપી જાહેર કર્યું કે તેમની મુખ્ય લડતના મુદ્દાઓ નીચે મુજબ હતા:-આયરલૅન્ડ માટે હોમરૂલ, લંડન માટે હોમરૂલ, લંડનની કાઉન્ટી કાઉન્સિલને સંપૂર્ણ મ્યુનિસિપલ સત્તાની નવાજેશ, પ્રજાના કલ્યાણ માટે સખાવતી ફંડોનો યોગ્ય ઉપયોગ, કાઉન્ટી કાઉન્સિલમાં બેઠક મેળવવાને સ્ત્રીઓને હક્ક આપવો, જાહેરના જાહેર કલ્યાણ માટે મિલકતવાળાઓ પાસેથી ફાળો લેવો, દારૂનો વેપાર બંધ કરવા સંબંધી પ્રજાના સીધા મત લેવા,- કારખાનાના કાયદાનો વિસ્તાર વધારવો, મફત નાસ્તાની યોજના કરવી, વર્ષે ૩૦૦ પાઉન્ડથી વધુ આવક પર ચઢઊતર આવકવેરો, લેવો, વીલ વગેરેથી મળતી આવક પર વધુ કર લેવાની આકારણી કરવી, બિન ખરચાળ અદાલતો દ્વારા ઔદ્યોગિક મજૂરોને ન્યાય આપવો અને હિન્દી રાજવહીવટમાં સુધારા કરવા.

સેન્ટ્રલ ફીન્સબરીમાં લિબરલો વચ્ચે ફાટફૂટ પડતી અટકી ગઇ, અને દાદાભાઇને લિબરલ ઉમેદવાર તરીકે સ્વીકારવામાં આવ્યા તે માટે ગ્લેડસ્ટન, રોઝબરી, રિપન, અને રેએ સંતોષ બતાવ્યો. રીચાર્ડ ઇવે પણ દાદાભાઇને મુબારકબાદી આપતાં જણાવ્યું: “મને

તમારી સાથે કંઇ મતભેદ ન હતો. જે મતભેદ હતો તે તમારી અને સેન્ટ્રલ ફીન્સબરીની લિબરલ એસોસીએશન વચ્ચે જ હતો."

દાદાભાઇને મળેલા પત્રોમાં સૌથી હૃદયસ્પર્શી પત્ર જોસેફાઇન બટલરનો હતો :—(૨૫, જૂન.)

"તમે ફક્ત લિબરલ છો તેટલા માટે જ નહિ, પણ સ્ત્રીજાતિના પરમમિત્ર છો તેથી હું તમે ચુંટાઓ એવી ઉમેદ રાખું છું. તમે હમેશા સ્ત્રીઓ અને પુરુષો માટે સમાન કાયદાની હિમાયત કરી છે. અમારી સભાઓમા તમે કરેલી અસરકારક અપીલો અમારા હૃદયમાં પેસી ગઈ છે. હાલમાં તમારા દેશની સ્ત્રીઓ અને હિન્દમાંની અમારી બહેનો માટે અમને બહુ દુ:ખ થાય છે, અને મને આશા છે કે થોડા સમયમાં આપણા પ્રયાસોથી હિન્દની સ્ત્રીઓને ન્યાય મળવા પામશે. બ્રિટિશ કાયદાઓથી સ્ત્રીઓને જે જે અન્યાયો થાય છે, તે તમે અંગ્રેજો કરતાં પણ વધારે સ્પષ્ટપણે સમજી શકયા છો, અને સ્ત્રી તથા પુરુષ માટેના નીતિના સરખા નિયમો, લગ્નની અખંડિતતા અને સંસારની પવિત્રતા વિષેના તમારા વિચારો ઇસુ ખ્રિસ્તીના ઉપદેશ સાથે મળતા થાય છે. તમે ખાતરી રાખજો કે અમે તમારી ફતેહ માટે પ્રાર્થના કરીએ છીએ."

ચુંટણીને દિવસે દાદાભાઇને તન, મન અને ધનથી મદદ કરનારા અસંખ્ય મિત્રોમાં સૌથી વધારે ધ્યાન વડોદરા નરેશ સર સયાજીરાવ ગાયકવાડે ખેંચ્યું હતું. દાદાભાઇનો હરીફ એક મોટો જમીનદાર હોવાથી ઘણી લાગવગ ધરાવતો હતો. તેના મતદારોને લાવવા માટે લોર્ડ સોલ્સબરી અને બીજા અમીર ઉમરાવોએ અસંખ્ય વાહનો મોકલી આપ્યાં હતાં. જો નામદાર ગાયકવાડે દાદાભાઇની સેવામાં વીસ ગાડીઓ મોકલી આપી ન હોત તો ગરીબડા દાદાભાઇને ઘણી મુશ્કેલી નડત. બીજી અનેક રીતે સર સયાજીરાવ ગાયકવાડે દાદાભાઇના મહાભારત કામમાં ઉત્તેજન આપ્યું હતું, કે જે કામ તેમની વડોદરાની ઐતિહાસિક દીવાનગીરી કરતાં પણ વધારે મુશ્કેલ હતું. દાદાભાઇની મદદમાં હિન્દી જુવાનોની એક મોટી ફોજ ખડી હતી, જેમાં સંચેરજી ભાવનગરી પણ હતા. કદાચ

દાદાભાઈને મદદ કરતી વખતે જ ભાવનગરીને પાછળથી પાર્લામેન્ટની ચૂંટણીમાં નસીબ અજમાવવાની પ્રેરણા થઈ હશે ! બ્રિટિશ મિત્રોમાં ડીગબી, કેરહાર્ડી, જોન બર્ન્સ, જેમ્સ રોલેન્ડ અને ગ્રીફીથ મુખ્ય હતા.

મજુરોના મતો મેળવવામાં બર્ન્સે દાદાભાઈને તનતોડ મદદ કરી હતી, અને છેવટ સુધી આ અંગ્રેજ બચ્ચો દાદાભાઈને પડખે ઊભો હતો. દાદાભાઈના મતદારોને ફોડનારાઓ છેક છેલ્લી ઘડીએ દાદાભાઈની મદદમાં આવી ઊભા હતા, અને સાચા બ્રિટનો તરિકે તેઓએ મતદારોને દાદાભાઈને મત આપવાની આગ્રહભરી વિનંતિ કરી હતી. ફોર્ડ અને તેની તેજસ્વી પત્નીએ પણ દાદાભાઈની લડત ઉપાડી લીધી હતી ત્રણ ત્રણ વરસથી દાદાભાઈ માટે મત મેળવવાનો ખંતીલો પ્રયાસ કરનારાં સ્રીમિત્રોમાં મીસીસ બેલ અને મીસ બેલ મોખરે ચડયાં હતાં. જાણે મેજર ઇવાન્સ બેલનો આત્મા તેની પત્ની અને પુત્રી મારફતે પોતાના મિત્રને મદદ કરી રહ્યો હતો! તે જ પ્રમાણે ચાર્લ્સ બ્રેડલે, જો કે દાદાભાઈની ફતેહમંદ ઉમેદવારી નજરે જોવાને જીવતા રહ્યા ન હતા, પણ તેમની પ્રતાપી પુત્રી મીસીસ બ્રેડલો બોનરે હિન્દી પ્રજા પ્રત્યેના પોતાના પિતાના અખંડ પ્રેમ સંબંધી ઇસારો કરી હિન્દી પ્રજાના પ્રતિનિધિને આમની સભામાં બિરાજવાની તક આપવાની અપીલ કરીને મતદારો પર ઉમદા છાપ પાડી હતી. મીસ કોલેન્સો અને મીસીસ વાઇન ફોર્ડ ફિલિપ્સે સમાજ સુધારાની નજરે દાદાભાઈની ઉમેદવારી વધાવી લીધી હતી. ઓગણીસમી સદીની બે વીરાંગનાઓ—ફ્લોરંસ નાઇટીંગેલ અને જોસેફાઈન બટલર હિન્દના સવાલોમાં અત્યંત ઉત્સાહ ધરાવતી હોવાથી દાદાભાઈ માટે રાતદિવસ કામ કરતી હતી.

ફ્લોરંસ નાઇટીંગેલ હદબહારના કામથી બિમાર પડી જવાથી ચૂંટણી વખતે બીછાના પર પડી હતી, છતાં તા. ૨૪ મી જૂને દાદાભાઈ પર પત્ર લખીને તેણે સેન્ટ્રલ ફીન્સબરીમાંથી હવે દાદાભાઈ

જ એકલા લિબરલ ઉમેદવાર રહ્યા હતા તે માટે પોતાની પારાવાર ખુશાલી જાહેર કરી હતી.

બીજી બાજુ કોન્ઝરવેટિવ છાપાઓ અને કોન્ઝરવેટિવ ઉમેદવારના મિત્રોએ દાદાભાઈને હરાવવા માટે આકાશ પાતાળ એક કરી નાખ્યાં. વારંવાર મતદારોને કહેવામાં આવ્યું કે તે અગ્નિપૂજક હતા, અને આ કારણસર કેટલાક ચુસ્ત ખ્રિસ્તીઓએ તેમને મત આપવાની ના પાડી હતી. હોમી દાદીના દાદાભાઈ માટે ભલામણપત્ર લેવાને લોર્ડ કાર્લાઇલ પાસે ગયા ત્યારે પહેલાં તેને લેડી કાર્લાઇલ મળ્યાં હતાં. આ ઉમરાવજાદીએ કહ્યું કે "દાદાભાઈ અગ્નિપૂજક છે. તમે એવા અગ્નિપૂજકો માટે ખ્રીસ્તીઓના ટેકાની કેવી રીતે આશા રાખી શકો?" હોમી દાદીનાએ આ ઉમરાવજાદીને વિસ્તારપૂર્વક ખુલાસો કરી સમજાવ્યું કે પારસીઓ આતશને ખુદાઇ શક્તિના ચિન્હરૂપ ગણે છે, બાકી તેઓ ખ્રિસ્તીઓની પેઠે એક જ ઇશ્વરને માનનારા છે. લોર્ડ કાર્લાઇલે દાદાભાઈને મદદ કરવાની તરત જ હા પાડી હતી

આ પારસી ઉમેદવારને અગ્નિપૂજક ગણીને તેમને હંફાવવા માટે વિરોધી અખબારોએ કેવા પછાડા માર્યા હતા તે ચુંટણી પછીના તેઓના બખાળા પરથી માલમ પડશે. "સ્પેકટેટરે" અફસોસ જાહેર કર્યો હતો કે "જો સેન્ટ્રલ ફિન્સબરીના મતદારો પોતાના પ્રતિનિધિ તરિકે એક અગ્નિપૂજક એશિયાટીકને પસંદ કરતા હોય તો તે તેઓની મરજીની વાત છે; ગમે તે હો, પણ તે પૂર્વગ્રહનો અભાવ બતાવે છે. પણ મિ. નવરોજી હિન્દના દેશી પ્રતિનિધિ હોવાનો જે દાવો કરે છે તે વાજબી નથી."

"મોર્નિંગ પોસ્ટ"માં એક ફારેગ થયલા લશ્કરી અમલદારે તો લખવામાં હદ જ કરી હતી. તેણે જણાવ્યું હતું કે "દાદાભાઇ હિન્દમાં પણ એક પરદેશી જેવા છે તે એવી વેપારી કોમના માણસ છે કે જે કોમે આપણા સામે અથવા આપણી પક્ષમાં કદિ તલવાર ખેંચી

નથી, યા બંદુક ફોડી નથી; અને જો આપણે હિન્દ છોડી જઈએ તો હિન્દની લશ્કરી કોમો એ કોમના એકેએક માણસની કતલ કરી નાખશે."

તા. ૬ ઠ્ઠી જુલાઇએ ચૂંટણી થઇ, અને દાદાભાઈની સામે જાતિદ્વેષ ઉશ્કેરવાના સતત પ્રયાસ થવા છતાં તેમને ૨૯૫૯ અને તેમના હરીફ કેપ્ટન પેન્ટનને ૨૯૫૬ મતો મળ્યા. ફક્ત ત્રણ વધુ મતે દાદાભાઇની જીત થઇ. પણ સેન્ટ્રલ ફિન્સબરીમાં આવી જીત સાધારણ ન હતી. આગલી ચૂંટણીમાં કેપ્ટન પેન્ટન ફક્ત પાંચ વધુ મતે આમની સભામાં ચુંટાયો હતો.

નેશનલ લિબરલ કલબમાં આ પરિણામ જાહેર થતાં ભેગા મળેલા હજારો માણસોએ "ફીન્સબરીના કાળા માણસ" માટે ગગનભેદી ગર્જના કરી પોતાની ખુશાલી જાહેર કરી. હવે દાદાભાઇ કીર્તિના શિખર પર પહોંચ્યા. ઇંગ્લેન્ડના હજારો નરનારીઓએ તેમના પર તાર અને પત્રો રવાના કરી તેમને મુબારકબાદી આપી. દાદાભાઇની જીત માટે પ્રથમ હર્ષ જાહેર કરનાર મી. ગ્લેડસ્ટન હતા. મુબારકબાદીના હજારો પત્રોમાં એક પત્ર મેલબોર્નની સ્કોટિશ નેશનલ એસોસીએશનનો હતો, જેણે હોમરૂલ પાર્ટીને અભિનંદન આપી આયરલેન્ડને હોમરૂલ મળે કે તરત સ્કોટલેન્ડને હોમરૂલ આપનારો કાયદો બ્રિટિશ પાર્લામેન્ટ પસાર કરશે એવી આશા દર્શાવી હતી.

દાદાભાઇની જીતથી હિન્દના એક નાકાથી બીજા નાકા સુધી હર્ષની લાગણી પ્રસરી રહી. શહેરે શહેરમાં મુબારકબાદી આપનારી સભાઓ મળી, જેમાં મુંબઇની સભા અનુપમ હતી. દેશી રાજાઓએ પણ આ બનાવ હર્ષથી વધાવી લીધો હતો. વડોદરાના નામદાર ગાયકવાડ. ગોંડળના ઠાકોર સાહેબ, ભાવનગરના મહારાજા, કચ્છના રાવ, અને જુનાગઢના નામદાર નવાબ સાહેબે દાદાભાઇની જીત માટે ખાસ આનન્દ પ્રદર્શિત કર્યો હતો. થોડા વખત પહેલાં કોંગ્રેસના કટ્ટા વિરોધીઓ આ ઐતિહાસિક બનાવથી આનન્દ પામશે

સલ્તનતની સલામતી માટે એક પાયદળ ટુકડી કરતાં વધારે ઉપયોગી થઈ પડશે. આ બનાવ ખરેખર અનુપમ છે, કેમકે તેથી હિન્દ સાથેના આપણા સંબંધનો નવો યુગ શરૂ થાય છે. તે બતાવે છે કે અંગ્રેજો પ્રજાકીય રાજતંત્રના આચાર્ય છે એ વાત માત્ર હવાઈ નહિ પણ વાસ્તવિક છે... ...દાદાભાઈ હિન્દની રૈયતનો અવાજ રજૂ કરવાને જ પાર્લામેન્ટમા ગયા નથી, પણ જેઓ ઇંગ્લેંડમાં સંસ્કૃતિની પ્રગતિ જોવાને ચાહે છે, અને જેઓ આ રાજ્યના સઘળા લોકોમાં શાન્તિ, સુખ અને સંતોષ લાવવા ઇચ્છે છે તેઓ તરફથી પાર્લામેન્ટમાં બિરાજ્યા છે ”

તે પછી દાદાભાઈને માનપત્રો આપી મુબારકબાદી આપનારા તારો અને પત્રો વાચવામા આવ્યા ફીન્સબરીના મતદારોનો આભાર માનનારા અનેક પત્રો ફક્ત બ્રિટિશ હિન્દ અને દેશી રાજ્યોમાંથી જ નહિ પણ સિલોન, આફ્રિકા, અને દક્ષિણ અમેરિકાથી પણ આવ્યા હતા. સેન્ટ્રલ ફિન્સબરી લીબરલ એન્ડ રૈડિકલ એસોસીએશનના ટી. વાઇલ્ડબોરે તે પછી ઠરાવ મૂકયો કે આ સભા હિન્દી પ્રજાનો આભાર સ્વીકારી વિશ્વાસ રાખે છે કે હિન્દને શાહી પાર્લામેન્ટમાં સીધું પ્રતિનિધિત્વ મળવાથી તેની સંઘળી જરૂરીઆતો પર ધ્યાન આપવામાં આવશે. દાદાભાઈએ જવાબ વાળતાં હિન્દમાં આવેલા નવજીવન સંબંધી ઉલ્લેખ કરી જણાવ્યું હતું :

> અમે તમારા જેવી આઝાદી ભોગવવા ચાહીએ છીએ. તમારા જેવી બળવાન સસ્થાઓ ચાહીએ છીએ. બ્રિટિશ શહેરીઓ તરીકે અમે એ અમારો જન્મસિધ્ધ હક હોવાનો દાવો કરીએ છીએ. અમે કાં તો બ્રિટિશ શહેરીઓ છીએ અથવા બ્રિટિશ ગુલામો છીએ. જો અમે ખરેખર બ્રિટિશ રૈયત હોઇએ તો તમે તમારી એકેએક સસ્થા, અમે તેનો સ્વીકાર કરવાને તૈયાર થઇએ કે તરત અમને આપવાને બંધાયેલા છો. . . આ દેશ સાથેના મારા લાંબા પરિચયથી મારી ખાતરી થઈ છે કે અમે શાને માટે તૈયાર છીએ તે બ્રિટિશ પ્રજા સમજશે ને તરત જ ને અમને અમારા હકો માગવાને તૈયાર થશે

પોતાને માટે કામ કરનારાઓનો આભાર માની દાદાભાઈએ જણાવ્યું કે જેઓ મને "કાળો આદમી" કહેતા હતા તેઓએ મને જેટલો કાળો ચિતાર્યો હતો તેટલો કાળો હું નથી એમ પુરવાર કરવાની મારા મદદગારોએ બનતી કોશેશ કરી હતી. લોર્ડ સોલ્સબરીએ પણ એક વર્ષ પહેલાં ઇમ્પીરીઅલ ઇન્સ્ટીટ્યુટની કારોબારી બોર્ડમાં જોડાવાનું આમંત્રણ કરીને આ હકીકતની સાબિતી પૂરી પાડી હતી.



# પ્રકરણ ૨૧ મું.

## માતૃભૂમિનું સતત ચિંતન

પાર્લામેન્ટની ચૂંટણી તો એક હેતુ પાર પાડવાનું સાધન માત્ર હતું. દાદાભાઈનું હૃદય તો હિન્દની પ્રજાના કલ્યાણની ઝંખના કરી રહ્યું હતું. સાત સાત વરસ સુધી ચૂંટણી માટે લડત ચલાવતી વખતે પણ તેમના મનમાં હિન્દમાતાના કલ્યાણનો ખ્યાલ મોખરે રહ્યો હતો. બ્રિટિશ પ્રજા હવે હિન્દની અભિલાષા સમજતી થઇ હતી, પણ એ અભિલાષા પાર પાડવાનો સમય હજી દૂર હતો.

શરૂઆતમાં અંગ્રેજી સત્તાધીશો પર છાપ પાડવા માટે તથા હિન્દના રાજવહીવટની ટીકા કરવા માટે ઇસ્ટ ઇન્ડિયા એસોસીએશન ઉપયોગી નીવડયું હતું. પણ વખત જતાં તેના કાર્યકર્તાઓમાં હિન્દ માટેનો ઉત્સાહ ઓસરવા લાગ્યો. આથી દાદાભાઇએ હિન્દની લડત આગળ ચલાવવા માટે આમની સભામાંના પોતાના કેટલાક અંગત મિત્રોની મદદ મેળવી. હિન્દના સવાલમાં રસ લેનારા સભ્યોની સંખ્યા વીશથી વધુ નહોતી. તેમાંના અર્ધા નિવૃત્ત થયેલા દીવાની અને લશ્કરી અમલદારો હતા, અને તેઓ મોટે ભાગે કોન્ઝરવેટિવ હોવાથી હિન્દના રાજદ્વારી સુધારાની કોઇ પણ ચળવળમાં રાજદ્રોહની ગંધ જોતા હતા. હિન્દના કલ્યાણમાં જ ઇંગ્લેન્ડનું કલ્યાણ રહેલું છે એમ સમજનારા દીર્ઘદર્શી સભાસદોની સંખ્યા આંગળીના વેઢા પર ગણાય તેટલી જ હતી, અને તેઓમાંથી વિલીઅમ વેડરબર્ન, ડબલ્યુ. સી. કેન, અને સેમ્યુઅલ સ્મીથે હંમેશાં દાદાભાઇને સાથ આપ્યો હતો. કેને એકથી વધુ વાર હિન્દની મુલાકાત લીધી હતી. ૧૮૮૮ માં તે બીજી વાર હિન્દના પ્રવાસે ગયા ત્યારે દાદાભાઇએ તેમને પ્રજાકીય નેતાઓના સમાગમમાં લાવવાને સલબારી અને વાચ્છાને ફરમાવ્યું હતું. હિન્દના પ્રવાસની

> અર્દી એક પત્રમાં લખે છે : "જો તમે અહીંઆ હોત તો હું જરૂર તમારી સાથે કોન્ગ્રેસમાં આવત, પણ મને રાજદ્વારી સવાલોમાં રસ નહિ હોવાથી હું ગયો નહોતો. પરિણામે જ્યારે હું સર વિલીઅમ વેડરબર્નને મળવા ગયો ત્યારે તેમણે તમારી તબિયતના શુભ સમાચાર આપી મને જરા ઠપકો આપ્યો કે પરદા પાછળથી દોરી ખેંચનારાઓને અંકુશમાં રાખવા માટે અમારે રાજકારણમાં માથું મારવું જોઈએ. મેં તેમને ખાતરી આપી કે જો માંડવીના લોકો મને પોતાના પ્રતિનિધિ તરીકે મોકલે તો હું જરૂર કોન્ગ્રેસમાં જઈશ, પણ એ તો સોમવતી અમાસ ને શુક્રવારે બને તેવી વાત છે."

અર્દીએ આ પત્રમાં એક વાત જણાવી ન હતી તે તેની પત્નીએ પોતાના પત્રમાં લખી હતી:

> "સર વિલીઅમે અમને બધાને દેશના ભલા માટે થોડો વખત ગાળવાની સલાહ આપીને હસીને કહ્યું કે 'તમારા પિતા દેશને માટે આટલું બધું કરે છે એટલે તમારી ગલતી માફ છે.'"

સેમ્યુઅલ સ્મીથ, બ્રેડલો, ફોસેટ, અને પ્રોફેસર વિલીઅમ હન્ટરને દાદાભાઈ હિન્દ સંબંધી માહિતી પૂરી પાડતા હતા. સ્મીથ એક પત્રમાં લખે છે કે મેં હિન્દી બજેટની ચર્ચા વખતે હિન્દના દેશીઓની ફરિયાદો વિષે લંબાણ વિવેચન કર્યું હતું, પણ સભા ખાલી હતી, અને છાપાંઓએ ઘણો કંગાળ અહેવાલ પ્રગટ કર્યો હતો. "કોન્ટેમ્પરરી રિવ્યુ" માં હિન્દ વિષે સ્મીથે લખેલા લેખની સામે મદ્રાસના ગવર્નર સર એમ. ઈ. ગ્રાન્ટ ડફે સખત ટીકા કરી હતી. આ ટીકાનો જવાબ આપતાં દાદાભાઈએ જણાવ્યું હતું કે તકરારી મુદ્દા સાથે ત્રણ પક્ષો સંબંધ ધરાવે છે. (૧) બ્રિટિશ પ્રજા, (૨) હિન્દી સરકાર, અને (૩) બ્રિટિશ હિન્દની પ્રજા. બ્રિટિશ પ્રજા અને બ્રિટિશ હકૂમત સામે તેમને ફરિયાદ ન હતી, પણ બ્રિટીશ પ્રજાની રાજનીતિને ઠોકરે મારનારી હિન્દી સરકારના તંત્ર સામે તેમને ફરિયાદ હતી.

પહેલો મુખ્ય સવાલ એ હતો કે હિન્દમાં બ્રિટિશ સરકારની રાજનીતિની નેમ શું છે? જ્યારે હિન્દમાં રાજદ્વારી જાગૃતિ ન

હતી ત્યારે બ્રિટને પોતાની મરજીથી ઇન્સાફ અને માનવજાતની પ્રગતિની રાજનીતિ જાહેર કરી હતી. આ રાજનીતિ સાચા હૃદયથી નક્કી કરવામાં આવી હતી, કે તે હિન્દી પ્રજાને છેતરવાની જાળ હતી? આ રાજનીતિનો અમલ કરવાની ફરજ જેઓને સોંપવામાં આવી હતી તેઓએ પોતાની ફરજ અદા કરી નહોતી. તે પછી બળવાના કારમા દિવસો આવ્યા. છતાં બ્રિટને પોતાની રાજનીતિ બદલી નહોતી. ઊલટું બળવા પછી એ જ રાજનીતિ વધારે સ્પષ્ટ શબ્દોમાં જાહેર કરવામાં આવી હતી.

ગ્રાન્ટ ડફે હિન્દની ગરીબીની વાત હસી કાઢવા માટે કહ્યું હતું કે બ્રિટીશ હિન્દનો કારભાર જગતના કોઇ પણ દેશ કરતાં સસ્તો છે. દાદાભાઇએ આ વાત તદ્દન ખોટી છે એમ પૂરવાર કરી કહ્યું કે "ધનથી છલકાતા ઇંગ્લેન્ડ કરતાં પણ હિન્દની પ્રજા બમણા કરવેરાનો બોજો વેઠે છે."

> સરકાર પોતાની રાજીખુશીથી માથાદીઠ ફક્ત છ શિલિંગનો કર લેતી નથી. તેથી ઊલટું સરકાર કરવેરા મારફતે પ્રજાને વધુને વધુ ચૂસવાને આતુર રહે છે.
>
> બેલાશક મહેસૂલ માટે બ્રિટિશ હિન્દની પ્રજાને માથાદીઠ ૨૦ શિલિંગ (ઇંગ્લેન્ડની પેઠે ૫૦ શિલિંગ આપી ન શકાય તો) ના કરવેરા આપવાને શક્તિમાન બનાવો.........ખાલી વાત ને આપબડાઇને બદલે આવું પરિણામ લાવી બતાવો.

ગ્રાન્ટ ડફે હિન્દની પ્રજાની સોનુરૂપું સંઘરવાની ટેવ વિષે ઇસારો કર્યો હતો. જે સોનુરૂપું સંઘરવામાં આવતું હતું તે હિન્દની વસ્તીમાં વહેંચાયેલું હતું, અને તેનું માથા દીઠ પ્રમાણ સાડા છ પેન્સનું હતું. શું ઇંગ્લેન્ડની પ્રજા એમ કહેવા માગે છે કે અંગ્રેજ નરનારીઓ પોતાની મરજી પડે તેવા દાગીના પહેરે અને હિન્દની કંગાળ પ્રજા પોતાની બેટીઓને દશપંદર રૂપિયાના દાગીના પણ પહેરાવી ન શકે?

"અમે લડાઈ અટકાવી, અમે દુકાળ અટકાવીએ છીએ. હમેશાં વધતી જતી કરોડોની વસ્તીને શી રીતે પોષવી?" શું આ શબ્દો દુઃખ પર ડામ દેનારા નથી?

દાદાભાઈએ જવાબમા કહ્યુ : તમે મરતાંને બચાવવા માટે જીવતાને ભૂખે મારો છો. દરિદ્રતા અને મરણ વિના લોકોને દુકાળનો સામનો કરવાને શક્તિમાન બનાવો, અને પછી દુકાળ અટકાવવાની બડાશ મારો.

હિન્ડમેન પાર્લામેન્ટમાં ન હતા, છતાં દાદાભાઈને કેન અને સ્મીથની પેઠે જ મદદ કરતા હતા. પણ તેમનો માર્ગ જુદો હતો. તે બળવાનો-ક્રાન્તિનો હિમાયતી હતો. ટોરી, વ્હીગ, લિબરલ, અથવા રેડિકલ પાર્ટી કંઈ ઉકાળવાની નથી એમ માનીને તે મજૂરોમાં ક્રાન્તિ લાવવાનો પ્રયાસ કરતો હતો. મૂડીવાદીઓ હિન્ડમેનના મત મુજબ નીચમાં નીચ માણસો હતા, અને તેઓ કદિ મજૂરોનું કલ્યાણ કરવાના નહોતા. હિન્દનું સત્યાનાશ વાળનારા મૂડીવાદીઓ બ્રિટિશ મજૂરોનું પણ સત્યાનાશ વાળી રહ્યા છે એવી માન્યતાથી હિન્ડમેન ક્રાન્તિ લાવવાની કોશિશ કરતો હતો.

દાદાભાઈને આ વિચારો રુચ્યા નહિ. જો કે બ્રિટન હિન્દને પોતાના સ્વાર્થ માટે તાબેદાર રાખવા માગતું હતું, અને ઇંગ્લેન્ડના પત્રો અને રાજદ્વારી પુરુષો હિન્દી પ્રજાને ચૂસાય તેટલી ચૂસવાને તત્પર હતા, છતાં દાદાભાઇ છેલ્લે પાટલે બેસવા માગતા નહોતા. હજી પણ તેમને અંગ્રેજી પ્રજામાં શ્રદ્ધા હતી. ત્રણ વરસ પછી હિન્ડમેને દાદાભાઈને લખ્યું કે "અરજી કરવાના દિવસો વહી ગયા છે." છતાં આ વાત દેશભક્ત દાદાભાઈને ગળે ઊતરી નહિ. તેમણે બની શકે તેટલા અંગ્રેજ મિત્રોનો ટેકો મેળવીને હિન્દની ચળવળને બળવત્તર બનાવવાની કોશિશ કરી. માર્ટીન વુડે તેમને સલાહ આપી કે ઇંગ્લેન્ડની પ્રજાની ખાતરી કરી આપો કે હિન્દ સાથેના જોડાણથી અંગ્રેજોને પૈસા મળે છે. અંગ્રેજો એમ જ માને છે કે હિન્દ પાછળ તેઓએ કરોડો ગુમાવ્યા છે, અને જ્યારે એ વાત

ખોટી પુરવાર કરવામાં આવે છે ત્યારે તેઓ કહે છે કે "કરોડો નહિ ગુમાવ્યા હોય તો ભવિષ્યમાં ગુમાવવા પડશે......"

જોસેફાઈન બટલરે પણ હિન્દની આઝાદીની લડતમાં સુંદર ફાળો આપ્યો હતો. "Government by Police"[1] નામના પુસ્તકમાં તે બાઈએ હિંદને થયેલા અન્યાયોનું સચોટ ચિત્ર દોર્યું હતું.

હિન્દી રાષ્ટ્રીય મહાસભાની સ્થાપના થયા પછી દાદાભાઈના મનમાં હિન્દ અને મહાસભા એકતાર થઈ ગયાં. તેઓ બન્ને એક જ હોય તેમ કોન્ગ્રેસ અને હિન્દ વિષે બોલવા લાગ્યા. જેમાં કોન્ગ્રેસનું હિત તેમાં હિન્દનું હિત, અને જેમાં કોન્ગ્રેસને હાનિ, તેમાં હિન્દને હાનિ! આ સમય દરમ્યાન પોતાના મિત્રો અને સાથીઓ સાથેના તેમના અગણિત પત્રો પરથી રાષ્ટ્રીય મહાસભા તરફના તેમના અખંડ ભક્તિભાવના પૂરાવા મળે છે. મહાસભાને સંગઠિત કરી બળવાન બનાવવાની તેમને ખૂબ કાળજી હતી. દર અઠવાડિયે મહાસભાની પ્રગતિની માહિતી આપનારાં પત્રો તથા છાપાંઓનાં કટીંગો હિન્દમાંથી તેમના પર રવાના કરવામાં આવતા હતા. દાદાભાઈ ઇંગ્લેન્ડમાં બ્રિટિશ મિત્રો સમક્ષ કોન્ગ્રેસની વાત કરતા અને "બ્રિટિશ રાજ્યના બાળક"ની કોન્ગ્રેસને ઉપમા આપીને તે સંબંધી અંગ્રેજી અખબારોમાં લેખો લખતા. તેમના પત્રો પરથી માતૃભૂમિ માટે તેમના દિલમાં કેવો પ્રખર પ્રેમ હતો તે સિદ્ધ થઈ જાય છે, અને એ પત્રો પરથી કોન્ગ્રેસના શરૂઆતના ઇતિહાસના કેટલાક રસિક પ્રસંગો પણ વાંચનારને જાણવા મળે છે.

---

૧ આ પુસ્તકમાં જોસેફાઈન બટલર લખે છે કે હિન્દ ભયંકર દરિદ્રતા, વારંવાર પડતા નાશકારક દુકાળો, અને તદ્દન લુચ્ચી તથા જુલ્મી પોલિસ-પદ્ધતિ સહન કરે છે. વધારામાં વળી સરકારે તેના પર ફરજિયાત અને ઇજારદાર વેશ્યાવૃત્તિ અને શરાબના વેપાર લાધ્યા છે તે તો જુદા!

આ પત્રવહેવારમાંના કેટલાક પત્રો અત્રે આપવામાં આવ્યા છે.

**મલબારી જોગ**

જાન્યુઆરી ૩૦, ૧૮૮૭.

સર ડબલ્યુ. હન્ટર કોન્ગ્રેસમાં ઉત્સાહભર્યો રસ લે છે. અને મુસલમાનો કોન્ગ્રેસમાં જોડાતા નથી એવી વાત ખોટી પાડવા માટે છાપાઓમાં લખવા માંગે છે. કલકત્તાનો 'ટાઇમ્સ'નો ખબરપત્રી દરેક બાબતમાં ગંભીર ગેરસમજૂતી ઊભી કરે છે.....કોન્ગ્રેસે અત્રે ઘણી ઊલટ પેદા કરી છે, અને જો તે ખંતથી અને કાળજીપૂર્વક કામ કરશે તો આ દેશમાં હિન્દને માટે અસરકારક અને ચિરંજીવ છાપ પડશે.

**દાદાભાઈના પ્રમુખપણા નીચે મળેલી કલકત્તાની કોન્ગ્રેસના કામકાજથી ઇંગ્લેન્ડમાં ઘણી જાગૃતિ આવી હતી. આ બધી જાગૃતિ દાદાભાઇએ એકલે હાથે ચલાવેલી પ્રચંડ ચળવળને આભારી હતી. મહાસભાના સાહિત્યનો બહોળો પ્રચાર કરીને તેમણે ઇંગ્લેન્ડની પ્રજામાં હિન્દ માટે દિલસોજીની લાગણી પેદા કરી હતી.**

**દાદાભાઇ પર સર જોન બડ ફીઅરનો પત્ર**

*જુલાઇ ૭, ૧૮૮૭.*

હું ઇચ્છું છું, "કે આ મહાન પ્રજાકીય સમારંભમાં હું જાતે હાજર રહ્યો હોત. આ બનાવ ઘણો અર્થસૂચક અને સારગ્રાહી છે, અને મને વિશ્વાસ છે કે તે પરથી આ દેશના રાજકર્તા વર્ગો યોગ્ય ધડો લેશે. જો કે મને તેવી આશા નથી. હાલમાં આ દેશની સરકાર પર લાગવગ ધરાવનાર જીંગો લોકોનો વર્ગ છે, કે જે પોતાના સ્વાર્થની બાબતમાં આઝાદીને ચાહનારો છે. પણ જ્યારે તેઓના તાબા નીચેના લોકો પોતાના હક્કો માગવા નીકળે ત્યારે તેઓ તે સત્તાના જોરથી દાબી દે છે. આ મનોદશાનો દાખલો આમની સભામાં આઇરિશ પ્રશ્નની ચર્ચા ઉપરથી મળે છે. હિન્દની પ્રજાની રાજકીય અભિલાષાઓ તરફ અંગ્રેજ "વર્ગો" કેવી નજરે જુએ છે તેનો "ટાઇમ્સ"ની કટારો પરથી ખ્યાલ આવશે. ઇલ્બર્ટ બિલ વખતે જેવી લડત થઇ હતી તેવી અનેક લડતો વિના આ અભિલાષાઓ પાર પડવાની મને આશા નથી. અલબત્ત, અંતે તો પ્રજાની જ જીત થશે, અને અમારા દેશની લોકશાહી આ

વાત જલદી સમજીને તેનો અમલ કરે તેમાં જ સલ્તનતમાંના હિન્દી વિભાગનું શુભ રહેલું છું."

### રોબર્ટ પેડલરનો પત્ર

ઓગસ્ટ ૧૬, ૧૮૮૭.

આ સવાલ હિન્દ અને બ્રિટનના ભવિષ્યના કલ્યાણ માટે મહત્ત્વનો છે......હું કોન્ગ્રેસનો રિપોર્ટ અમારી લિબરલ કલબ (પર્થ)ના રિડિંગ રૂમમાં મૂકીશ.

### જી. જે. ડીનો પત્ર

ઑગસ્ટ ૧૬, ૧૮૮૭.

હિન્દમાં વૉલંટીઅરીંગને કેટલું ઉત્તેજન આપવું તે નક્કી કરવું ઘણું જ મુશ્કેલ છે. હિન્દમાં નવેસરથી બળવો ફાટી નીકળે તે ઇંગ્લેન્ડ માટે આફતકારક છે, પણ તે સાથે જ સ્વરાજ ભોગવવાને લાયક પ્રજાને તેમ કરતી અટકાવવામાં ઉદારતા નથી. અંગ્રેજ ઑફિસરો સાથની વોલંટીઅર ફોજો કંઇક ભલું કરી શકશે. એક પ્રજાના લશ્કરી જુસ્સાને કચરી નાખવાનું કામ ઘણું અન્યાયી છે. અમે શરૂઆતમાં રોમન યુગમાં તેથી ઘણું સહન કર્યું હતું, અને તમારા દેશને પણ તે જ પ્રમાણે સહન કરવું પડશે.

### રેવરંડ ફ્રેડ ત્રેસ્ત્રેલનો પત્ર

જાન્યુઆરી ૩, ૧૮૮૮.

......અત્યાર સુધી શાન્ત અને મૌન ધરી રહેલી પ્રજા આટલી બધી જાગૃતિ બતાવે તે જાણે શબમાં જીવ આવ્યો હોય એવું લાગે છે... ...મને વિશ્વાસ છે કે હિન્દની પ્રજા જાણે હલકી પંક્તિની પ્રજા હોય એમ ગણી તેની અવગણના કરનારા હિન્દમાંના અંગ્રેજો આ ભવ્ય બનાવથી શરમાશે......

થોડા જ વખતમાં હ્યુમનો ભત્રીજો રોબર્ટ સુલર એમ. ડી. (સરજ્યન મેજર ઑન ધ રીટાયર્ડ લીસ્ટ ઓફ ધ બોમ્બે આર્મી) કોન્ગ્રેસનો સહાયક બન્યો. તા. ૩૦ મી ડિસેમ્બરે ફરામ દેસાઈ પરના પત્રમાં તેણે લખ્યું હતું:

"મહેરબાની કરી તમારા મામા (દાદાભાઈ)ને કહેજો કે હું મિ. એલન ઓકટેવીઅન હ્યુમ સી.બી. હિન્દી સરકારના ખેતીખાતાના માજી

સેક્રેટરીનો ભત્રીજો છુ. મિ. ચાર્લ્સ કોરજેટે મને "હોમવર્ડ મેલ"ની થોડીક નકલો મોકલી ત્યા સુધી મને હિન્દની કોન્ગ્રેસની કઈ જ ખબર ન હતી. જો કોઇ પણ અગ્રેજને એમ લાગતુ હોય કે હિન્દી સરકાર આપખુદ સરકાર છે તો તે અગ્રેજ હુ જ છુ, અને જો તેઓ આ ચળવળને લગતા બધા પત્રો મારા પર મોકલવાની કૃપા કરશે તો હુ કોન્ગ્રેસની ચળવળને ઉત્સાહપૂર્વક ટેકો આપીશ."

## વાચ્છા પર દાદાભાઇનો પત્ર

ડીસેમ્બર ૨૩, ૧૮૮૭,

મને લાગે છે કે કોન્ગ્રેસની ચળવળ હિન્દના દેશીઓમાં જ ચલાવવી, અને હિન્દમા વસવાટ કરી રહેલા યુરોપીઅનો અને યુરેઝીઅનોને પણ તેમાં જોડવા. યુરોપીઅનોને તેમા જોડવાનું યોગ્ય નથી.

## મલબારી પર દાદાભાઇનો પત્ર

"ઇન્ડિયન સ્પેકટેટરના ચાલુ અકમા તમે રાજદ્વારી સુધારકો પર ત્રણ વાર પ્રહાર કર્યા છે કે "જેઓ હમેશા અગ્રેજો સાથે સમાનતા માગે છે"–મારા વહાલા બિરાદર, તમે કેવા બીનજરૂરી અનિષ્ટનો પ્રચાર કરી રહ્યા છો! અલબત સમાજસુધારા માટે જરૂર લડત ચલાવો, પણ બીજી અગત્યની ચળવળની નિન્દા કરીને તેને શા માટે તોડી પાડો છો? એક વાત યાદ રાખજો કે જે પ્રજા રાજદ્વારી ક્ષેત્રમા ગબડી પડી હોય તે સામાજિક ક્ષેત્રમા ઉન્નત થઇ શકતી નથી. ફક્ત રાજદ્વારી ઉન્નતિ જ સમાજ સુધારાના અમલ માટે જોઇતી શકિત, ચેતન, અને હિમત આપશે."

## વાચ્છા પર દાદાભાઇનો પત્ર

ડિસેમ્બર ૨૦, ૧૮૮૮.

કેટલાક પારસી હિન્દુઓ અને મુસલમાનોથી અલગ થવા માગે છે, એમ સાભળીને મને ઘણુ દુઃખ થયુ છે. આવુ પગલુ આપઘાતક ગણાશે. આપણે હિન્દના છીએ, અને હિન્દ આપણી માતૃભૂમિ છે, અને આપણે હિન્દીઓ તરીકે સાથે જ તરીશુ અથવા ડૂબીશુ. જો આપણે હિન્દીઓથી અલગ થઈ જઇશુ તો આપણી હાલત મોરના પીછાના શોભતા કાગડાના જેવી થઈ જશે. અગ્રેજો જોતજોતામા

આપણા પીંછાં તોડી નાખશે. તમે ઘણા પારસીઓનો ટેકો મેળવ્યો હોય તો મને આનન્દ થશે.

જાન્યુઆરી ૨૮, ૧૮૮૯.

કેટલાક પારસીઓનો કોન્ગ્રેસ સામેનો વિરોધ જોઇને હું દિલગીર થયો છું. મને "રાસ્ત ગોફ્તાર"ના વિરોધથી ઘણુ દુ:ખ થયું છે, કારણ કે મે આશા રાખી હતી કે એ પત્ર હિન્દની પ્રગતિ માટે કામ કરીને બતાવી આપશે કે પારસીઓ પોતાની માતૃભૂમિને વફાદાર છે, અને જે ભૂમિએ તેઓને આશરો આપ્યો હતો તેના સુખ અને આબાદી માટે પ્રયાસ કરીને માતૃભૂમિ તરફનુ ઋણ કઇક અદા કરવાને આતુર છે.

જાન્યુઆરી ૧૭, ૧૮૯૦.

મને બેરામજી (મલબારી) એ ખબર આપી છે કે પારસીઓનો વિરોધ એકલડોકલ હતો. પારસી કોમના ભલાને માટે આ ખબરને હું ખુશ ખબર ગણું છું.

ફેબ્રુઆરી ૧૪, ૧૮૮૦.

મને જોઇને ખુશાલી ઉપજી છે કે કોન્ગ્રેસમાં ૩૬ પારસી ડેલિગેટો હતા......સંખ્યા નજરે પારસી કોમને ૨૫૦૦ ડેલિગેટમાં એક પ્રતિનિધિ મેળવવાનો હક્ક છે.

## હ્યુમ પર દાદાભાઇનો પત્ર

દેશી રાજ્યો કોન્ગ્રેસમાં ઉત્સાહ લઈ તેને મદદ કરે તથા પોતાની મરજી પડે તો તેમાં ડેલિગેટો મોકલે તે ઇચ્છવાજોગ છે. દેશી રાજ્યોની ખાસ જરૂરિયાતો અને ફરિયાદો છે, અને કોન્ગ્રેસ તથા તેના જેવી બીજી રાજદ્વારી સંસ્થાઓ જ રાજદ્વારી સવાલો હાથ ધરી શકે છે...... હિન્દના સઘળા લોકો વચ્ચેનું આ જાતનું સંગઠન ઇચ્છવાજોગ છે. રાજસ્થાનોના લાભોને બ્રિટિશ હિન્દના લાભો સાથે ગાઢ સંબધ છે. દેશી રાજ્યોમાં થતો કોઈ પણ સુધારો આખા હિન્દને લાભકારી નીવડશે, અને દેશી રાજ્યોની ફતેહ સાથે સરખામણી કરતાં બ્રિટિશ રાજતંત્રની નિષ્ફળતા ઊઘાડી પાડીને તેઓને શરમમાં નાખશે. આપણે દેશી રાજ્યોને આપણી સાથે લેવાં જોઇએ. તેથી આપણી શક્તિમાં ઘણો વધારો થશે. દેશી રાજાઓ અને દેશી રાજ્યો કોન્ગ્રેસમાં રસ લે છે એ હકીકતથી અહીંના લોકોમાં કોન્ગ્રેસના અભિપ્રાયને વજનદાર ગણવામાં આવશે.

## વાચ્છા પર દાદાભાઈનો પત્ર

સર ડબલ્યુ. હન્ટર સાથેના મારા વસવાટથી એ લાભ થયો છે કે દેશીઓને સનદી નોકરીમાં વધુ પ્રમાણમાં દાખલ કરવાની જરૂર તેઓ અગાઉ કરતાં વધારે સ્પષ્ટ પ્રમાણમાં પિછાનતા થયા છે.........મને કોન્ગ્રેસની આવતી બેઠક સંબંધી જરા ચિન્તા થાય છે. સર સૈયદ અહમદ કોન્ગ્રેસને તોડી પાડવા માટે આકાશપાતાળ એક કરશે.

## મલબારી પર દાદાભાઈનો પત્ર

માર્ચ ૨, ૧૮૮૮.

મુસલમાન વિરોધીઓ સાથે જો કંઇ યોગ્ય સમજૂતી થઇ શકે તો ખરેખર તે લાભકારી છે. આ ફાટફૂટ આપણી પ્રગતિમાં ખલેલ નાખશે. એંગ્લો ઇન્ડિયનોનો સામનો કરવામાં જોઇએ એટલી મુશ્કેલી રહેલી છે.........પ્રભુ હિન્દને મદદ કરે એ ખરું. આપણે આપણાથી બનતું કર્યા કરવું જોઇએ.

કોન્ગ્રેસ સામેનો વિરોધ શો હતો ? કઇ જાતની ફાટફૂટથી દાદાભાઈ ચિન્તામાં પડયા હતા ? ૧૮૮૮ માં આખા હિન્દમાં એંગ્લો ઇન્ડિયન અને મુસલમાન કોમમાં કોન્ગ્રેસની સામે ઝેરી વિરોધ પ્રગટી નીકળ્યો હતો. જો એલન હ્યુમને કોન્ગ્રેસના પિતા ગણીએ તો માર્કિવસ ઓફ ડફરિનને કોન્ગ્રેસના પ્રપિતામહ ગણવા જોઇએ. હિન્દના વાઇસરોય તરીકે તેમણે કોન્ગ્રેસની સ્થાપનાને વધાવી લીધી હતી એટલું જ નહિ, પણ એકલા સમાજસુધારાથી સંતોષ ન પામતા લોકોને રાજદ્વારી તાલીમ આપવાની હ્યુમને સલાહ આપી હતી. આ ચળવળ તરફની પોતાની પસંદગી બતાવવા માટે લોર્ડ ડફરીને કલકત્તામાં મળેલી કોન્ગ્રેસની બીજી બેઠકના ડેલિગેટોને સરકારી મહેલમાં ગાર્ડન પાર્ટીમાં ખાસ માનવંતા મહેમાનો તરીકે આમંત્રણ આપ્યાં હતાં. ત્રીજી કોન્ગ્રેસ વખતે મદ્રાસના ગવર્નર લોર્ડ કેન જેવા અનેક પ્રાન્તિક ગવર્નરો અને સરકારી અમલદારો સરકારની સામે કાયદેસર વિરોધ પક્ષ ઊભો થાય એ વિચાર તરફ પસંદગી ધરાવતા હતા.

મદ્રાસની કોન્ગ્રેસ મળ્યા પછી નોકરશાહી મહાસભાની ચળવળથી ભડકવા લાગી. આ ચળવળના વિકાસથી સત્તાધીશો ભયભીત થયા. ઍંગ્લો-ઇન્ડિયન કોમને આ ચળવળમાં વ્યવસ્થિત સમાજના નાશની ગંધ આવી, અને તાજના હાથમાંથી રાજસત્તા દેશીઓની પાર્લામેન્ટને સોંપવાની—બ્રિટિશ રાજ્યને બદલે હિન્દુરાજ સ્થાપવાની બૂમરાણથી કેટલાક પારસીઓ અને મુસલમાનો પણ ભડકવા લાગ્યા.

કર્મની વિચિત્ર ગતિથી મદ્રાસની મહાસભાના અહેવાલમાં જ કોન્ગ્રેસના વિરોધીઓને ટેકો આપનારું વસ્તુ મળી ગયું. આ રિપોર્ટની સાથે બે પત્રિકા જોડેલી હતી. મૌલવી ફરીદઉદ્દીન (હકીકતાબાદનો વકીલ) અને રામબક્ષ (કમબખ્તપુરનો પટેલ) વચ્ચેના સંવાદ નામની પત્રિકામાં જમીનદારી પદ્ધતિની મહોકાણ સમજાવવામાં આવી હતી. આપખુદ રાજસત્તા ગમે તેટલી પરમાર્થી હોય છતાં તે ખરાબ છે, અને આપખુદ સરકારના જુલમમાંથી પ્રજાને બચાવવા માટે કોન્ગ્રેસ પ્રતિનિધિત્વવાળા રાજતંત્રની માગણી કરે છે એમ આ સંવાદમાં સમજાવવામાં આવ્યું હતું. વિરોધી અખબારોને આ સંવાદમાં બળવાની ગંધ આવી, અને તેઓએ સંવાદનાં વાક્યો ટાંકી ચેતવણી આપી કે કોન્ગ્રેસ ઝડપથી રાજદ્રોહી બનતી જાય છે.

આવી પત્રિકાઓનો પ્રચાર કરવાનું "પાપ" કરીને જ કોન્ગ્રેસ અટકી નહોતી. મહાસભાના નેતાઓએ મુસલમાનોને કોન્ગ્રેસમાં જોડવા ખાસ પ્રયાસો કર્યા હતા. મદ્રાસની કોન્ગ્રેસના પ્રમુખ બદરૂદીન તૈયબજીએ પોતાના ધર્મબંધુઓને કોન્ગ્રેસમાં જોડાવાની અપીલ કર્યા પછી આખા દેશમાં ઉર્દૂ ભાષામાં પ્રચારકામ ચાલુ થયું હતું. ભીમજી નામનો એક મુસલમાન મુસ્લિમોનો ટેકો મેળવવા માટે આખા દેશના પ્રવાસે નીકળ્યો હતો. નોકરશાહીને આમાં લાલ વાવટો જણાયો. ભલા મુસલમાનો પણ કોન્ગ્રેસની જાળમાં ફસવા લાગ્યા હતા, ત્યારે સરકાર હાથ જોડીને શી રીતે બેસી રહી શકે? તાજની મુસ્લિમ રૈયતને કોંગ્રેસની રાજદ્રોહી ચળવળથી

દૂર રાખવા અને હિન્દુ રાજ સ્થાપવાના પ્રયાસની સામે આખી મુસ્લિમ કોમને ઉશ્કેરવા માટે સરકારી અને બીન સરકારી તત્ત્વોને છોડી મૂકવામાં આવ્યાં.

કોંગ્રેસનો સૌથી મોટો "ગુન્હો" એ હતો કે દાદાભાઈ હિન્દની પ્રજા તરફથી કોંગ્રેસને નામે ઈંગ્લેંડમાં ચળવળ ચલાવતા હતા. વિલીઅમ હન્ટર જેવા માણસનો તેમણે ટેકો મેળવ્યો હતો. કોંગ્રેસનું રાજદ્વારી બળ એટલું બધું જબરજસ્ત હતું કે તેને કચરી નાખવા જતાં સરકાર પોતે જ તૂટી જશે એમ દાદાભાઈએ જાહેરમાં જણાવ્યું હતું. દાદાભાઈના સતત પ્રચારકામથી ઈંગ્લેંડની પ્રજા હિન્દની રાષ્ટ્રીયભાવના તરફ દિલસોજી બતાવતી થઈ હતી. ગ્લેડસ્ટન જેવા મહાન મુત્સદ્દીએ જાહેર કર્યું કે હિન્દમાં બ્રિટિશ હકૂમત ચાલુ રાખવી કે નહિ તે નક્કી કરવાની અંતિમ સત્તા હિન્દની ૨૪ કરોડની પ્રજાના હાથમાં હતી. એંગ્લો-ઇન્ડિઆ માટે આવી ચળવળ ભયંકર રાજદ્રોહ સમાન હતી.

કોન્ગ્રેસને પ્રજાને નામે બોલતી અટકાવીને બ્રિટિશ પ્રજાને આડે રસ્તે દોરતી અટકાવવા માટે એંગ્લો-ઇન્ડિયન મંડળોએ બૂમરાણ મચાવી મૂકયું હતું. થીઓડોર બેક જેવા લેખકોએ તો એક વાર ફરીથી લોખંડી મૂકકાથી કોન્ગ્રેસની ચળવળને દાબી દેવાની સલાહ આપી. પણ સરકારે બીજો જ રસ્તો લીધો. કોંગ્રેસની ચળવળને કચરી નાખવા માટે આખા દેશમાં કોંગ્રેસ વિરોધી દેખાવો કરવાનો સરકારે ઠરાવ કર્યો. આ કામ માટે અસંખ્ય ઇસ્લામી અન્જુમનો તૈયાર જ હતી. વળી સર સૈયદ અહમદની યુનાઇટેડ ઇન્ડિયન પેટ્રીઓટિક એસોસીએશન, ઔધની બ્રિટિશ ઇન્ડિયન એસોસીએશન, અને આવા જ બીજા "વફાદાર મંડળો"એ દેશના જુદા જુદા ભાગમાં સભાઓ ભરી કોન્ગ્રેસના પ્રજાકીય સ્વરૂપને આવાહન કર્યું, કોન્ગ્રેસની વિરુદ્ધ સાહિત્ય પ્રગટ કરવા માંડયું, છાપાંઓને પૈસા આપી કોન્ગ્રેસની વિરુદ્ધ લખાણો લખાવ્યાં, અને પાર્લામેન્ટના સભ્યો અને અંગ્રેજી અખબારો પર મહાસભાની વિરુદ્ધનું સાહિત્ય મોકલવા માંડયું.

એક પત્રિકામાં કેટલાક "રાજાઓના નામે લેખો હતા, જે બિચારાઓ કાળા અક્ષરને કૂટી મારનારા હતા. અલબત્ત સર સૈયદ હુસેન બેલગ્રામી જેવા હુશિયાર માણસો પણ મહાસભાની વિરૂદ્ધમાં હતા. તેઓનું દ્રષ્ટિબિન્દુ તદ્દન કોમીવાદી હતું. કોન્ગ્રેસના વિરોધીઓમાં મહત્ત્વનાં નામો હૈદ્રાબાદના નિઝામ અને નવાબ સર સાલાર જંગનાં હતા.

કોન્ગ્રેસ સામેની ચળવળને આવા માણસનો ટેકો હોવાથી દાદાભાઈને મહાસભાના ભાવિ માટે ચિન્તા ઉપજી હતી. પણ કોન્ગ્રેસની સામે ઘેરાયલાં વાદળાં તરત જ વિખરાઇ ગયાં, અને કોન્ગ્રેસની વિરુદ્ધમાં ગમે તેવા બખાળા કાઢવામાં આવ્યા હતા છતાં કોન્ગ્રેસ તો આગળ જ ધપતી રહી, અને તેનો વિરોધ કરનારી સંસ્થાઓ ટૂંક સમયમાં નાશ પામી.

### વાચ્છા પર દાદાભાઇનો પત્ર

સપ્ટેમ્બર ૨૧, ૧૮૮૮.

મુસલમાનોને આગળ વધવા દો. આ નવી શક્તિની ખીલવણી અંતે હિન્દને લાભકારી નિવડશે. તેઓ જાગૃત થયા છે તે ઠીક જ છે.

જુલાઈ ૨૭, ૧૮૮૯.

ડીગબીને ઇંગ્લેન્ડનાં કોન્ગ્રેસના સત્તાવાર પ્રતિનિધિ નીમવા સંબંધી તમે કંઈક કરશો એવી આશા છે. આ કામ માટે તેઓ તદ્દન લાયક છે, અને આવા કાર્યકર્તા વિના આપણી મહેનત જલદી સફળ થવાની નથી......તેમની પાસે સમય, શક્તિ, અને જ્ઞાન પણ છે.

ઑગસ્ટ ૩૧, ૧૮૮૯.

મને આશા છે કે તેલંગ, મહેતા, અને બીજાઓ આ વાત પર ગંભીર વિચાર કરશે; આ બધા માટે પૈસા તો જોઇશે જ. થોડા વખત માટે થોડા જણે આત્મભોગ આપવો પડશે.

કોન્ગ્રેસની સ્થાપના થયા પછી બ્રિટિશ પ્રજામત જાગૃત કરવા માટે ઇંગ્લેન્ડમાં કોન્ગ્રેસની રાજદ્વારી એજન્સી સ્થાપવાનો દાદાભાઈ આગ્રહ કરતા હતા. પણ તે માટે જોઇતા પૈસા મળતા નહોતા.

૧૮૮૭ માં દાદાભાઈએ વગર લવાજમે કોન્ગ્રેસના પ્રતિનિધિ તરીકે કામ કરવાની તત્પરતા બતાવી હતી, પણ ચળવળ માટે જોઇતા પૈસા પણ તેમને મળ્યા ન હતા. આથી તેમણે પોતાનાં મર્યાદિત સાધનોથી બને તેટલું કર્યું, પણ ડીગબીએ આ સવાલ ઉપાડી લઇ તે માટેની યોજનાની રૂપરેખા નક્કી કરી આપી, અને બીજે વર્ષે ગ્લાન્ડમાં ક્રેવન સ્ટ્રીટમાં કોન્ગ્રેસની શાખા ખોલવામાં આવી. ઇન્ડિયા ઑફિસમાંથી હિન્દ સંબંધી સત્તાવાર માહિતી મળતી ત્યારે કોન્ગ્રેસની શાખા પાર્લામેન્ટના સભાસદોને પ્રજાકીય માહિતી પૂરી પાડવાની ફરજ બજાવતી. આ એજન્સીએ કોન્ગ્રેસની બીજી બેઠકના અહેવાલની ૧૦૦૦ નકલો છપાવી. તે ઉપરાંત ગ્રેટ બ્રિટનના છાપાઓ અને પાર્લામેન્ટના સભાસદો પર હિન્દ સંબંધી રાજદ્વારી પત્રિકાઓ રવાના કરવામાં આવી. ટૂંકમાં દાદાભાઇની દેખરેખ નીચે ડીગબીએ આખા ઈંગ્લન્ડમાં હિન્દની ફરિયાદો રજૂ કરવાનું કામ પૂરજોશથી ઉપાડી લીધું, અને અંતે ૧૮૮૯ ના જુલાઈ મહિનામાં વિલીઅમ વેડરબર્નના પ્રમુખપણા નીચે આ એજન્સીની જગ્યાએ કોન્ગ્રેસની બ્રિટિશ કમિટી હસ્તીમાં આવવા પામી.

## મલબારી પર દાદાભાઇનો પત્ર

ઑક્ટોબર ૫, ૧૮૮૭.

હું સર સૈયદ અહમદના વિરોધથી બહુ ડરતો નથી, અલબત્ત. પોલિટિકલ એજન્ટો ખાનગી રીતે રાજાઓ પર દબાણ લાવશે. પણ તેઓની લડત ખોટી છે, અને જો આપણા મિત્રોની દગાબાજી અને માંહોમાંહેના મતભેદથી કોન્ગ્રેસ નબળી નહિ પડે તો વહેલા મોડા તેઓની લડત પડી ભાંગવાની છે.

ડિસેમ્બર ૨૦, ૧૮૮૮.

કોન્ગ્રેસના બધા આગેવાનો ભેગા થવા જોઇએ. હું ઇચ્છું છું કે તેલંગ અને ફિરોજશા ત્યાં જાય. કાબરાજી અને ભાવનગરી શા માટે કોન્ગ્રેસની સામે થાય છે તે મારી અજાયબી છે.

જાન્યુઆરી ૧૧, ૧૮૮૮.

કોન્ગ્રેસ આટલી બધી ફતેહમંદ થઇ તેથી મને કેટલી બધી રાહત મળી !......સર સૈયદ અહમદની હાલમાં ગમે તેવી વલણ હોય, પણ તેઓ પણ રાજા ભવાનીપ્રસાદની પેઠે આવી મળશે. બનાવો એવા

બન્યા છે કે ડફરીનના પ્રહારો અને કૉલ્વિનના ચર્ચાપત્રોની કંઇ માઠી અસર થઈ નથી. ઊલટું તેથી આપણું કંઇક ભલું થયું છે.

દાદાભાઈ ઇંગ્લૅન્ડ અને હિન્દની પ્રજાને એકબીજાના ગાઢ સમાગમમાં લાવવાને આતુર હતા. તેથી તેમણે કૉન્ગ્રેસને બ્રિટિશ પ્રજા સમક્ષ મહાસભાના આદર્શો રજૂ કરવાને માટે એક પંચ મોકલવાની સલાહ આપી હતી. તે જ પ્રમાણે હિન્દી પ્રજાના ચારિત્ર્ય અને ગુણદોષનો અભ્યાસ કરવા માટે તેમણે બ્રિટિશ મુત્સદ્દીઓને હિન્દની મુલાકાત લેવાની સૂચના કરી હતી. ૧૮૯૦ માં કૉન્ગ્રેસે સુરેન્દ્રનાથ બેનરજી, આર. એમ. મુધોલકર, એલન હ્યુમ, અને યાર્ડલી નૉર્ટનના ડેલિગેશનને હિન્દની મૂંગી પ્રજાનો અવાજ બ્રિટિશ પ્રજાને સંભળાવવા માટે વિલાયત મોકલ્યું. હિન્દના આ પ્રતિનિધિઓને બ્રિટનમાં સારો આવકાર મળ્યો, અને ઠેકઠેકાણે મળેલી સભાઓએ ધારાસભાઓમાં પ્રતિનિધિત્વ દાખલ કરવાની કૉન્ગ્રેસની માગણીને ટેકો આપનારા ઠરાવો પસાર કર્યા. આ પંચના એક સભાસદ સુરેન્દ્રનાથ બેનરજીના વકતૃત્વની અંગ્રેજ પ્રજા પર સારી છાપ પડી હતી. દાદાભાઇ ઉપરાંત બ્રેડલોએ હિન્દના પ્રશ્ન સંબંધી ઇંગ્લાન્ડના જુદાજુદા ભાગોમાં ભાષણો કરીને કૉન્ગ્રેસની લડતને વેગ આપ્યો હતો.

### વાચ્છા પર દાદાભાઇનો પત્ર

ડિસેમ્બર ૧૦, ૧૮૯૦.

મને આશા છે કે કૉન્ગ્રેસ ફતેહથી પસાર થઈ જશે. તેની જરૂરિયાત અને મહત્તા દરરોજ વધતી જાય છે. હું દિલગીર છું કે "મરાઠા" આપણા વિરોધીઓના હાથમાં રમી રહ્યું છે. દરેક મહાન ચળવળને હમેશાં આવી મુશ્કેલી નડે છે, પણ આપણે તેને પહોંચી વળવું જોઇશે.

### એમ. બી. નામજોશી પર દાદાભાઇનો પત્ર

કૉન્ગ્રેસની સામેનો તમારો લેખ વાંચીને મને કેટલું દુ:ખ થયું હશે તે તમને કહેવાની જરૂર નથી. તમે કૉન્ગ્રેસના જન્મથી જ તેને ટેકો આપતા હતા, અને તમે જ તેની વિરુદ્ધ થયા ? બાબત શું છે ?

આપણે માંહામાંહે કુસપ કરીએ તે આપણને પરવડશે, અને આવા સંજોગોમાં હિન્દ પ્રગતિ કરી શકશે ? આપણી મુશ્કેલીઓ શું ઓછી છે કે આપણે જાતે જ તેમાં વધારો કરીએ ? ગરીબ બાપડું હિન્દ !

## વાચ્છા પર દાદાભાઇનો પત્ર

એપ્રિલ ૮, ૧૮૯૨.

કોન્ગ્રેસ કમિટીએ એક કડક ઠરાવ તૈયાર કરી તે એક પત્ર સાથે "ટાઇમ્સ" પર મોકલી આપ્યો છે.

હ્યુમે આપણે માટે જે કંઈ કર્યું છે તે પછી આ પત્ર પર સહી કરતાં મને દુઃખ થયું હતુ.

એપ્રિલ ૧૪, ૧૮૯૨.

આપણા વિરોધીઓ હ્યુમના કાગળોનો આપણી સામે ઉપયોગ કરશે એમ ધારી લેજો.

હ્યુમનના પત્રો અને તેમના વિચારોને વખોડી કાઢનારા કોંગ્રેસ કમિટીના ઠરાવ સંબંધી થોડો ખુલાસો કરવાની જરૂર છે. ૧૮૯૨ ના ફેબ્રુઆરીની ૧૬ મી તારીખે હ્યુમે કોંગ્રેસના સભાસદો પર એક ખાનગી પત્ર લખ્યો હતો જે પાછળથી પ્રગટ થવાથી તેમને બહુ માઠું લાગ્યું હતું. આ પત્રનો સાર એ હતો કે હિન્દના રાજ-તંત્રથી પ્રજા ગરીબ જ થતી ન હતી, પણ એ તંત્ર એવું હતું કે જે " જગતના ઇતિહાસમાં સૌથી ભયંકર ક્રાંતિ માટેનો માર્ગ તૈયાર કરતું હતું. હિન્દના લોકો ધીરજવંત, નમ્ર અને રાંક? હતા. પણ એમ તો ફ્રાંસની પ્રજાએ પોતાના રાજા અને ઉમરાવ વર્ગના ખૂન કર્યાં તે પહેલાં ફ્રેન્ચ પ્રજા પણ રાંક અને નમ્ર હતી. ભૂખમરો અને દારિદ્ર-આ બે એવા મહાન સરદાર અને ઉપદેશક હતા કે જેઓ એક જ દિવસમાં ઘેટાંઓનાં ટોળાઓને વરૂઓના લશ્કરમાં ફેરવી નાખવાને શકિતમાન થતા. આથી હ્યુમની ખાતરી થઇ હતી કે હાલના મામલામાંથી ભયંકર ક્રાંતિ થયા વિના રહેવાની નથી. તેણે લોકોને ખાસ કરીને શ્રીમંત વર્ગને-આવતી ક્રાંતિની સામે ચેતવણી આપી હતી.

"એમ ન ધારતા કે સરકાર પોતાનું અથવા તમારું રક્ષણ કરવાને શક્તિમાન થશે. આવા દેશમાં સાર્વત્રિક આમવર્ગના બળવા સામે કોઇ સત્તા ટકી શકવાની નથી..........હજારો હુલ્લડખોરો માર્યા જશે, પણ જ્યાં કરોડો માણસોને મોત સિવાય બીજી કોઇ આશા નહિ હોય, જેઓ વેર લેવાને જ ભૂખ્યા હોય, ત્યાં તમારું શું વળશે ? તેઓને વખત આવ્યે નેતાઓ મળી રહેશે—ખાતરી રાખજો કે તેઓને નેતાઓનો અભાવ નડવાનો નથી. આ અનુમાન નથી, પણ હકીકત છે."

આમાં લોકોને બળવા માટે ઉશ્કેરવાનો લેશમાત્ર ઇશારો નહોતો. હ્યુમે શ્રીમંત વર્ગને તેઓની સામે ડોળા ઘૂરકતા આંતરિક ભય સામે વેળા સર જાગ્રત થવાની ચેતવણી આપી હતી. આવી સ્થિતિ આવતી અટકાવવા માટે હિન્દ અને ઇંગ્લન્ડમાં ચળવળ કરવા માટે કોન્ગ્રેસને મદદ કરવાની હ્યુમે શ્રીમંતોને અપીલ કરી હતી. પણ કોન્ગ્રેસના વિરોધી છાપાંઓએ હ્યુમની કલ્પનાનો ઊંધો અર્થ કર્યો, અને મહાસભાને હાનિ થતી અટકાવવા માટે કોન્ગ્રેસની બ્રિટિશ કમિટીએ "ટાઇમ્સ" પર એક પત્ર લખીને હ્યુમના વિચારો તરફ પોતાનો અભાવ જાહેર કર્યો હતો.

કોન્ગ્રેસની બ્રિટિશ કમિટી ઉપરાંત દાદાભાઇને કોન્ગ્રેસનું એક બીજું બાળક પોષવાનું હતું. ૧૮૮૯ ની કોન્ગ્રેસે મહાસભાની ચળવળને વેગ આપવા માટે "ઇન્ડિયા" નામના અખબાર માટે અમુક રકમ મંજૂર કરી હતી; પણ તે તેના ખર્ચ માટે પૂરતી ન હતી. વિલીઅમ વેડરબર્ન અને દાદાભાઇ આ અખબારની ખોટ પોતાના ખિસ્સામાથી ભરતા હતા. દાદાભાઇ જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે આ પત્ર માટે ૩૦થી ૨૦૦ પાઉન્ડની રકમ ધીરતા. કોન્ગ્રેસ પર આ છાપું બોજા સમાન હતું એવી દેશમાં સામાન્ય લાગણી માલુમ પડવાથી વિલીઅમ વેડરબર્ને એક યાદી તૈયાર કરી તેમાં જણાવ્યું કે ૧૯૦૨ માં ૧૩૭ પાઉન્ડની ખોટ આવી હતી. ૧૯૦૩ માં ૨૨૫૧ પાઉન્ડનો ખર્ચ થવાનો અંદાજ હતો, પણ વરસની અધવચ

સુધીમાં કોન્ગ્રેસે "ઇન્ડિયા" પત્રની ૪૦૦૦ નકલના ફેલાવા માટે જામીનગીરી આપેલી હોવા છતાં ફક્ત ૧૭૫૨ નકલોના લવાજમ મળ્યાં હતાં. ૧૯૦૧ માં નાણાંની તંગીને લીધે બ્રિટિશ કમિટી અને "ઇન્ડિયા" પત્રનો અંત આવી ગયો હોત, પણ દાદાભાઇએ રૂા. ૨૫૦૦૦ ની સરકારી જામીનગીરી અનામત રાખીને કોન્ગ્રેસને એક વધુ તક આપવા માટે મજકુર સંસ્થા ચાલુ રખાવી હતી. વિલીઅમ વેડરબર્ને આ જામીનગીરી દાદાભાઇને પાછી વાળીને કોન્ગ્રેસ પાસેથી તેટલી રકમની જામીનગીરી માગી હતી. પણ કોન્ગ્રેસે કંઇ કર્યું નહિ. રમેશ દત્તે "ઇન્ડિયા પત્ર પોતાને હસ્તક લઇ તેના નફાતોટા માટેની સઘળી જવાબદારી ઉપાડી લેવાની માગણી કરી જે મંજૂર કરવામાં ન આવી. આખરે ગોખલે અને સરવન્ટસ ઓફ ઇન્ડિયા સોસાયટીએ નાણાં ભેગાં કરીને મદદ કરવાથી "ઇન્ડિયા" પત્ર ચાલુ રહ્યું, અને ૧૯૨૧ માં તે બંધ પડ્યું તે નાણાંની તંગીને લીધે નહિ પણ બીજાં જ કારણસર હતું. આ સમયે કોન્ગ્રેસની કારોબારી સમિતિનો બ્રિટિશ કમિટી સાથે મેળ ખાતો ન હતો. વળી લંડનમાં છાપું ચલાવવાનું હિન્દના નેતાઓને નિરુપયોગી માલમ પડ્યું. દરમ્યાન હ્યુમ વેડરબર્નને મળતા વિચારવાળા હિન્દી લિબરલોએ ઇન્ડિયન રિફોર્મ્સ કમિટીની સ્થાપના કરી હતી, પણ તેને હિન્દમાંથી ટેકો ન મળવાથી કમિટી બરખાસ્ત કરવી પડી હતી.

## જે. એચ. કીન જોગ

સપ્ટેમ્બર ૩, ૧૮૮૭.

જો અંગ્રેજો ન્યાયી ભાવનાથી ચર્ચા ચલાવશે તો આખર સત્ય બહાર આવશે, અને જો હું ખોટો માલૂમ પડીશ તો હું બહુ રાજી થઇશ.

સપ્ટેમ્બર ૧૬, ૧૮૮૭.

કરવેરાનો બોજો એ હિન્દનું અનિષ્ટ નથી. અકબરના જેટલી જમીન મહેસૂલ લેવામાં આવે તેનો પણ કંઈ વાંધો નથી. જે ખરાબી છે તે એ છે કે મહેસૂલનો એક ભાગ દેશની બહાર ઘસડાઈ જાય છે.

### વાચ્છાને

ઑક્ટોબર ૧૪, ૧૮૮૭.

અફીણનો નફો મોટો જણાય છે......પરદેશી વેપારનો સઘળો નફો પરદેશમાંથી આવે છે, પણ જેમ બ્રિટિશ નિકાસનો સઘળો નફો બ્રિટિશરોનો નફો છે, તેમ અફીણનો નફો હિન્દનો નફો છે......જ્યાં સુધી ચીન પર અફીણનો વેપાર લાદવામાં આવશે ત્યાંસુધી તે હિન્દ પર શાપરૂપ રહેશે.

### સર જ્યોર્જ બર્ડવુડ જોગ

નવેમ્બર ૨૩, ૧૮૮૭.

તે (સર વિલીઅમ હન્ટર) દેશીઓના ભલા મિત્ર છે, અને હું તેમને અને તમને મારા જીવનની મુખ્ય મુરાદ બર લાવવાની વિનંતિ કરું છું......દીવાની કારભારના સઘળાં ખાતાંઓ માટે હિન્દ અને ઇંગ્લેન્ડમાં એકી વખતે પરીક્ષા લેવાની મારી માગણી છે.

### વાચ્છા જોગ

ડિસેમ્બર ૨, ૧૮૮૭.

સર દીનશા (પીટીટ)નો પ્રેસિડન્સી એસોસીએશન સાથેનો સંબંધ એસોસીએશન માટે શોભારૂપ છે. તેમાં લાભ પણ છે, અને ગેરલાભ પણ છે.

એપ્રિલ ૨૭, ૧૮૮૯.

જો આપણા શિક્ષિત મિત્રો અંગત અથવા નાણાપ્રકરણી ભોગ આપીને પોતાની ફરજ ઉત્સાહથી બજાવતાં શીખે તો શ્રીમંતોથી બને તેટલા અલગ રહેવામાં જ સાર છે......જો સર ડી. (દીનશા પીટીટ) ચાલ્યા જાય તો પછી આપણા મિત્રો (તેલંગ, મહેતા, બદરૂદીન તૈયબજી, અને બીજાઓ) આ શ્રીમંત ગૃહસ્થને એકલા છોડી દઇને પોતાના બળ પર મુસ્તાક રહેશે......જો આપણા ખરા બુદ્ધિશાળી અને શિક્ષિત નેતાઓ પ્રજાની નેતાગીરી કરવાનો ઠરાવ કરે તો સ્વાભાવિક રીતે જ તવંગર નેતાઓ પશ્ચાત પડી જશે. આવી સ્થિતિ ચાલાકીથી સંભાળપૂર્વક લાવવાની છે.

## મલબારી જોગ

એપ્રિલ ૨૬, ૧૮૮૯.

હું દીલગીર છું કે વાઇસરોયની કાઉન્સિલના દેશી સભાસદો હિન્દની આર્થિક પરિસ્થિતિ અને હિન્દના આમવર્ગ તરફની ફરજ સમજતા નથી. તેઓએ નિમકવેરાની તરફેણ કરી આવકવેરા સામે મત આપ્યા તેથી મને અજાયબી ઊપજી નથી......

## વાચ્છા જોગ

ફેબ્રુવારી ૨૧, ૧૮૯૦

સર ટી. માધવરાવ ચૂંટણીના સિદ્ધાંતની વિરુદ્ધ પડીને ખરાબી કરી રહ્યા છે. તેઓ શું કહેવા માગે છે? લોર્ડ ક્રોસના બિલમાં ચૂંટણીનો સિદ્ધાંત જ નથી. બ્રેડલોના બિલની તરફેણમાં અરજીઓ થવી જોઈએ. ખૂબ પ્રયાસની જરૂર છે.

## રોબર્ટ શ્રીઅર્સન જોગ

મદ્રાસમાં સરકાર નિમકનો ઇજારો ધરાવે છે તેનો દાખલો લેતાં નિમકની પેદાશનો ખર્ચ દર મણે (૮૨ રતલ) આશરે ૫½ પેન્સનો અથવા દર રતલે $\frac{1}{7}$ ફાર્ધિંગનો આવે છે. સરકાર તેનાથી બારગણી કિંમતે અથવા ૧૨૦૦ ટકા નફાથી અથવા દર મણે પાંચ શિલિંગના ભાવે વેચે છે, અને તેમ કરીને ઘણા જ ગરીબ લોકોના જીવનની અનિવાર્ય જરૂરિયાતમાંથી દર વર્ષે ૬૭૦૦,૦૦૦ પાઉન્ડની મહેસૂલ મેળવે છે.



# પ્રકરણ ૨૨ મું

## હુંડિયામણનો પ્રશ્ન

પાર્લામેન્ટના સભાસદને હંમેશાં વિકટ ફરજો બજાવવી પડે છે. પણ દાદાભાઈનું કામ તેથી પણ વધારે વિકટ હતું. તેમને પોતાના બ્રિટિશ મતદારમંડળ ઉપરાંત હિન્દની સેવા બજાવવાની હતી. બ્રિટનના તાબા નીચેના એક દૂરના દેશનો એકલો પ્રતિનિધિ અનુભવી અને કસાયેલા મુત્સદ્દીઓ સામે શું કરી શકે ? દાદાભાઇ આમની સભામા જતાંની સાથે ચમત્કાર કરી બતાવશે એવી કોઇએ આશા રાખી ન હતી. શબ્દની ભભકથી પાર્લામેન્ટ અંજાઈ જાય તેમ ન હતું. પણ દાદાભાઇ સત્ય હકીકતો રજુ કરીને આમની સભાને હિન્દની પરિસ્થિતિનું ભાન કરાવવાને આભઅવની એક કરવાને તૈયાર હતા. દાદાભાઇની સામે ભગીરથ કામ પડેલું હતું. પણ જોઇતા પૈસાનું શું ? એ ઘણો નાજુક સવાલ હતો. છતાં તે પર ઢાંકપીછોડો કરવાની જરૂર નથી.

મલબારીને દાદાભાઇની આર્થિક મુશ્કેલીની માહિતી હતી. જ્યારે તેઓ ચૂંટણીની લડતમાં ગૂંથાયેલા હતા ત્યારે જ તેમણે મલબારી પર પત્ર લખીને નાણાંની તંગીને લીધે તેમને થતી ચિન્તાનો ખ્યાલ આપ્યો હતો. ભર દરિયે વહાણ આવ્યા પછી મુસાફરી છોડી દેવાનો ખ્યાલ જ કમકમાવનારો હતો. જો દાદાભાઇ મુંબઇમાં જ રહ્યા હોત તો પુષ્કળ દોલત ભેગી કરી શક્યા હોત. અને પોતાનાં બાળકોને પોતાની મરજી મુજબ ઊછેરી શક્યા હોત. તેને બદલે પોતાના બાળબચ્ચાંને ત્યાગી પરદેશમાં જઇને તેઓએ વિરલ આત્મભોગ આપી માતૃભૂમિની સેવા કરવાનું પસંદ કર્યું હતું. હુંડિયામણના ભાવમાં ઘટાડો થવાથી તેમની નાણાંપ્રકરણી મુશ્કેલીમાં ઘણો વધારો થયો. કેટલાક દેશી રાજાઓ અને અંગત

મિત્રોએ તેમને આપેલી રકમનો ¼ ભાગ હુંડિયામણના ભાવ ગગડવાથી ઊડી ગયો.[1]

ગમે તેવી મુશ્કેલીઓ વેઠી દાદાભાઈએ ચૂંટણીમાં ફતેહ મેળવી; પણ હવે તેમની મુશ્કેલી ઓર વધવા પામી. તેઓ આમની સભામાં કેટલાં વરસ બિરાજી શકશે તે નક્કી ન હતું. જો અચાનક સામાન્ય ચૂંટણીનો વખત આવે તો નવા ખર્ચને કેમ પહોંચી વળવું? આવા સંજોગોમાં અંગ્રેજી છાપાંઓમાં તેમની નાલેશી શરૂ થઇ. છાપાંઓમાં જાહેર થયું કે શાહી રાજસભામાં ચુંટાયા પછી દાદાભાઈને ૫૦૦ થી ૫૦૦૦ પાઉન્ડ સુધીની બક્ષિસ આપનારા તેર તાર જુદા જુદા મહારાજાઓ તરફથી મળ્યા હતા. આ રકમ કુલ્લે ૨૮૦૦૦ પાઉન્ડની જણાવવામાં આવી હતી. હૈદ્રાબાદના "મહારાજા"એ તેમના મતદારમંડળમાં જાથુકનું સ્મારક ઊભું કરવા માટે ૧૦,૦૦૦ પાઉન્ડ મોકલવાની વાત પ્રગટ થઇ હતી; પણ જેમ હૈદ્રાબાદના "મહારાજા"નો ખિતાબ ગલત હતો તે જ પ્રમાણે આ રકમ મળવાની વાત પણ ગલત જ હતી. "એકો" નામના છાપાએ દાદાભાઇ તવંગરીની તકોબરી બતાવી રહ્યા છે એવો આક્ષેપ મૂકયો, જ્યારે "ગ્લોબ" નામના છાપાએ અજાયબી બતાવી કે જે માણસ તેઓની જાત અથવા ધર્મનો નથી તેની ચૂંટણીથી પૂર્વના દેશના રાજા મહારાજા શા માટે હરખ બતાવતા હશે!

દાદાભાઈએ લંડનના રોજીંદાં પત્રોમાં પોતાને દેશી રાજાઓ તરફથી પૈસા મળવાનો જાહેર ઇન્કાર કર્યો. સખાવતી સંસ્થાઓ

---

૧ લંડનમાં તે વખતે કાઉન્સિલ બિલના વેચાણનો સરેરાશ ભાવ નીચે મુજબ હતો:—

| | દર રૂપિયાના પેન્સ |
|---|---|
| ૧૮૯૦–૯૧ | ૧૮.૦૬૯ |
| ૧૮૯૧–૯૨ | ૧૬.૭૩૩ |
| ૧૮૯૨–૯૩ | ૧૪.૯૮૫ |
| ૧૮૯૩–૯૪ | ૧૪.૫૪૭ |

અને વ્યકિતઓ દાદાભાઈ પાસે મદદ માગવા આવવા લાગી, અને દાદાભાઈ-તેઓને પોતાની શકિત ન હોવા છતાં બનતી મદદ કરતા, છતાં તેમની મુશ્કેલી પાર વિનાની હતી. તેમને પોતાની અંગત મોજમઝાઓ માટે નહિ પણ દેશ સેવા માટે નાણાં જોઈતાં હતાં, અને તેમણે મલબારીને પત્ર લખીને જાહેર રીતે નહિ પણ ખાનગી રીતે દેશી રાજાઓ અને મિત્રો પાસેથી મદદ મેળવવાની અરજ કરી હતી. તેમની કમ્મરનો કાંઠો જ ભાંગી ગયો હતો. અણીની વખતે મિત્રો ખપ લાગતા નથી. મલબારીએ ખાનગીમાં ફંડ ઉઘરાવવાની કોશિશ કરવા માંડી ત્યારે એક જણે ટીકા કરી કે દાદાભાઈ તો લંડનમાં મોજ ઊડાવે છે જે. એન. તાતા અને એફ. એસ. પટેલે આ અક્ષેપનો ગુસ્સાભર્યો રહિયો આપી તે વિષે મલબારીનું ધ્યાન ખેંચ્યું, અને નિરાશા તથા ગુસ્સાના આવેશમાં મલબારીએ "ઇન્ડિયન સ્પેકટેટર"માં દાદાભાઈના દેશાભિમાની કામમાં મદદ કરવાની જાહેર પ્રજાને અપીલ કરી. દાદાભાઈને આથી દુઃખ થયું. પણ મલબારીનો હેતુ કહેવાતા મિત્રોની કૃતઘ્નતા ખુલ્લી પાડવા સાથે દાદાભાઈને હિન્દ તરફથી મોટી રકમ મળી છે એવી ઇંગ્લેન્ડમાં ફેલાયેલી અફવા ખોટી પાડવાનો હતો.

દાદાભાઈ બપોરે બાર વાગે આમની સભામાં જતા, અને રાતે એક યા બે વાગે પાછા ફરતા. આમની સભાના કામકાજના અભ્યાસમાં તેમને લાગલગાટ બાર કલાક મહેનત કરવી પડતી હતી, અને છતાં કેટલાક ટીકા કરતા હતા કે દાદાભાઈ વિલાયતમાં મોજ કરે છે!

આવા કટોકટીના સંજોગોમાં ગાયકવાડ નરેશ દાદાભાઈની વહારે ધાયા, અને તેમના તરફથી પહેલા હફતા તરીકે ૧૦૦૦ પાઉન્ડનો ચેક મળ્યો. પાછળથી ગોન્ડલ, ભાવનગર, અને બીજાં દેશી રાજ્યો તરફથી પણ મદદ મળી હતી, પણ તેની વિગતમાં ઊતરવાની જરૂર નથી.

તેમની ચૂંટણી સામેની અરજી પાછી ખેંચી લેવાયા પછી દાદાભાઈ પાર્લામેન્ટરી ફરજો બજાવવા ખડા થયા. બ્રિટિશ રાજ-સભામાં અનુભવી બ્રિટિશ રાજદ્વારી પુરુષો પણ એકદમ ઝળકી ઊઠતા નથી, તો પછી દાદાભાઈના શા આસરા? પણ એક વાત તેમની તરફેણમાં હતી. ગ્લેડસ્ટનના પ્રધાનમંડળની આઈરિશ નેશનાલિસ્ટો સાથે ફક્ત ૪૦ ની બહુમતી હતી. આવી નાની બહુમતીવાળી સરકારને એકેએક મત કિંમતી થઈ પડે છે. તે ઉપરાંત સઘળા પક્ષોના સભ્યોની સભ્યતા, પ્રધાન મંત્રીનું ઉત્તેજન, સેમ્યુઅલ સ્મીથ, વેડરબર્ન, અને કેન જેવા જૂના મિત્રોની સહાય, અને હિન્દી પ્રધાન લોર્ડ કિમ્બર્લી અને તેના મદદનીશ જ્યોર્જ રસેલની શુભેચ્છા અને સહકારથી દાદાભાઈ જાણે લાંબા વખતથી પાર્લામેન્ટમાં ટેવાઈ ગયા હોય-તેમ કામ કરવા લાગ્યા.

દાદાભાઈએ પોતાના પહેલા ભાષણમાં તેમની ચૂંટણીથી હિન્દી પ્રજાને થયેલો આનંદ વ્યક્ત કર્યો, અને હિન્દી સવાલો પર ન્યાયપૂર્વક ધ્યાન આપવાની સભાસદોને અરજ કરી. પાર્લામેન્ટના સભ્યો બ્રિટિશ ઇતિહાસમાં પહેલી જ વાર તેમની સમક્ષ ઊભા રહેનાર હિન્દના પ્રતિનિધિનું ભાષણ એકાગ્ર ચિત્તે સાંભળી રહ્યા.

સોના અને ચાંદીના ભાવ વચ્ચેના વધતા જતા તફાવતથી તે વખતે દુનિયાના નાણાશાસ્ત્રીઓ વિચારમાં પડયા હતા. બ્રસેલ્સમાં મળેલી આંતરરાષ્ટ્રીય પરિષદ આ સવાલનો ફડચો કરવામાં નિષ્ફળ ગઈ હતી. સોનાનું ધોરણ તજી દેવા અથવા તેમાં ફેરફાર કરવાની કેટલાક અર્થશાસ્ત્રીઓએ પ્રબળ હિમાયત કરવા છતાં બ્રિટન અને કેટલાંક રાજ્યો પોતાની નાણાંપ્રકરણી પદ્ધતિમાં મોટાં પરિવર્તન કરવાની વિરુદ્ધ હતા. રૂપિયાનો ભાવ ગગડી જવાથી હિન્દને ઘણું ખમવું પડ્યું હતું, અને હુંડિયામણનો ભાવ આપખુદીથી નક્કી કરવાની કોઈ પણ કોશિશથી હિન્દને વધુ ખમવું પડવાનો સંભવ હતો.

૧૮૮૬ થી "ટાઇમ્સ" અને બીજાં પત્રોમાં દાદાભાઇ આ સવાલ સંબંધી પોતાના વિચારો રજૂ કરતા આવ્યા હતા. તેમણે "ઇન્ડિયન એકસચેન્જ એન્ડ બાઇમેટેલીઝમ" નામની એક પત્રિકા પણ પ્રગટ કરી હતી. હવે તેઓ આમની સભામાં આ સવાલને લગતી ચર્ચા ઊભી કરવાને શકિતમાન હોવાથી તેમણે સવાલ પૂછયો કે હિન્દની ચલણની પદ્ધતિમાં કંઇ પણ ફેરફારને મંજૂરી આપવા પહેલાં હિન્દી પ્રધાન તે સવાલ આમની સભામાં ચર્ચા માટે રજૂ કરશે કે? આના જવાબમાં જણાવવામાં આવ્યું કે અંતિમ નિર્ણય જાહેર થાય નહિ ત્યાં સુધી જાહેર પ્રજાના લાભની નજરે પાર્લામેન્ટ સમક્ષ આ સવાલને લગતી હકીકતો રજૂ કરી શકાય તેમ નથી. દાદાભાઇએ ચલણની સંગીન પદ્ધતિને વળગી રહી હિન્દના ચલણ સાથે રમત નહિ રમવાનો આગ્રહ ચાલુ જ રાખ્યો.

રૂપિયાનો ભાવ ઘટવાથી હિન્દના લશ્કરી અને દીવાની અમલદારોના પગારમાં થયલા ઘટાડા માટે તેઓને કશો બદલો ન મળવાથી થતી હાનિ પર સર સીમુર કિંગે સરકારનું ધ્યાન ખેંચીને આ સવાલની ચર્ચા કરવા માટે સીલેકટ કમિટી નીમવાની દરખાસ્ત કરી. એમ કહેવામાં આવ્યું કે વાઇસરોય સરકારી નોકરોને બદલો આપવાની તરફેણમાં હતા. દાદાભાઇના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તેમણે ઢાલની બીજી બાજુ રજૂ કરતાં જણાવ્યું કે:

> "હુંડિયામણ ઘટવાથી હિન્દની પ્રજાની કેવી હાલત થઇ છે? જેઓના ખિસ્સામાંથી પૈસા માગવામાં આવે છે તેઓ તરફ દિલસોજી યા દયાનો એક શબ્દ પણ કોઇ ઉચ્ચારતું નથી. ખરેખર મૅકોલેએ કહ્યું છે તેમ પરદેશીની ધૂંસરી સૌથી ભારી ધૂંસરી છે."

દાદાભાઇએ હુંડિયામણના ભાવ સંબંધી ઉપાડેલી લડત હજી પૂરી થઇ નથી. આજે પણ એ કાતિલ લડત ચાલુ જ છે.

સોનાનું ધોરણ દાખલ કરવાના ઇરાદાથી રૂપિયાના સિક્કા પાડનારી ટંકશાળ બંધ કરવાની હિન્દી સરકારની યોજના ૧૮૯૩ ના ઇન્ડિયન કરન્સી કમીશને નામંજૂર કરી હતી.

તેમની ચૂંટણી સામેની અરજી પાછી ખેંચી લેવાયા પછી દાદાભાઈ પાર્લામેન્ટરી ફરજો બજાવવા ખડા થયા. બ્રિટિશ રાજ-સભામાં અનુભવી બ્રિટિશ રાજદ્વારી પુરુષો પણ એકદમ ઝળકી ઊઠતા નથી, તો પછી દાદાભાઈના શા આસરા? પણ એક વાત તેમની તરફેણમાં હતી. ગ્લેડસ્ટનના પ્રધાનમંડળની આઇરિશ નેશનાલિસ્ટો સાથે ફક્ત ૪૦ ની બહુમતી હતી. આવી નાની બહુમતીવાળી સરકારને એકેએક મત કિંમતી થઇ પડે છે. તે ઉપરાંત સઘળા પક્ષોના સભ્યોની સભ્યતા, પ્રધાન મંત્રીનું ઉત્તેજન, સેમ્યુઅલ સ્મીથ, વેડરબર્ન, અને કેન જેવા જૂના મિત્રોની સહાય, અને હિન્દી પ્રધાન લોર્ડ કિમ્બર્લી અને તેના મદદનીશ જ્યોર્જ રસેલની શુભેચ્છા અને સહકારથી દાદાભાઇ જાણે લાંબા વખતથી પાર્લામેન્ટમાં ટેવાઇ ગયા હોય-તેમ કામ કરવા લાગ્યા.

દાદાભાઇએ પોતાના પહેલા ભાષણમાં તેમની ચૂંટણીથી હિન્દી પ્રજાને થયેલો આનંદ વ્યક્ત કર્યો, અને હિન્દી સવાલો પર ન્યાયપૂર્વક ધ્યાન આપવાની સભાસદોને અરજ કરી. પાર્લામેન્ટના સભ્યો બ્રિટિશ ઇતિહાસમાં પહેલી જ વાર તેમની સમક્ષ ઊભા રહેનારા હિન્દના પ્રતિનિધિનું ભાષણ એકાગ્ર ચિત્તે સાંભળી રહ્યા.

સોના અને ચાંદીના ભાવ વચ્ચેના વધતા જતા તફાવતથી તે વખતે દુનિયાના નાણાશાસ્ત્રીઓ વિચારમાં પડયા હતા. બ્રસેલ્સમાં મળેલી આંતરરાષ્ટ્રીય પરિષદ આ સવાલનો ફેંસલો કરવામાં નિષ્ફળ ગઇ હતી. સોનાનું ધોરણ તજી દેવા અથવા તેમાં ફેરફાર કરવાની કેટલાક અર્થશાસ્ત્રીઓએ પ્રબળ હિમાયત કરવા છતાં બ્રિટન અને કેટલાંક રાજ્યો પોતાની નાણાંપ્રકરણી પદ્ધતિમાં મોટાં પરિવર્તન કરવાની વિરૂદ્ધ હતા. રૂપિયાનો ભાવ ગગડી જવાથી હિન્દને ઘણું ખમવું પડયું હતું, અને હુંડિયામણનો ભાવ આપખુદીથી નક્કી કરવાની કોઇ પણ કોશિશથી હિન્દને વધુ ખમવું પડવાનો સંભવ હતો.

૧૮૮૬ થી "ટાઇમ્સ" અને બીજાં પત્રોમાં દાદાભાઈ આ સવાલ સંબંધી પોતાના વિચારો રજૂ કરતા આવ્યા હતા. તેમણે "ઇન્ડિયન એક્સચેન્જ એન્ડ બાઇમેટેલીઝમ" નામની એક પત્રિકા પણ પ્રગટ કરી હતી. હવે તેઓ આમની સભામાં આ સવાલને લગતી ચર્ચા ઊભી કરવાને શકિતમાન હોવાથી તેમણે સવાલ પૂછયો કે હિન્દની ચલણની પદ્ધતિમાં કંઇ પણ ફેરફારને મંજૂરી આપવા પહેલાં હિન્દી પ્રધાન તે સવાલ આમની સભામાં ચર્ચા માટે રજૂ કરશે કે? આના જવાબમાં જણાવવામાં આવ્યું કે અંતિમ નિર્ણય જાહેર થાય નહિ ત્યાં સુધી જાહેર પ્રજાના લાભની નજરે પાર્લામેન્ટ સમક્ષ આ સવાલને લગતી હકીકતો રજૂ કરી શકાય તેમ નથી. દાદાભાઇએ ચલણની સંગીન પદ્ધતિને વળગી રહી હિન્દના ચલણ સાથે રમત નહિ રમવાનો આગ્રહ ચાલુ જ રાખ્યો.

રૂપિયાનો ભાવ ઘટવાથી હિન્દના લશ્કરી અને દીવાની અમલદારોના પગારમાં થયલા ઘટાડા માટે તેઓને કશો બદલો ન મળવાથી થતી હાનિ પર સર સીમુર કિંગે સરકારનું ધ્યાન ખેંચીને આ સવાલની ચર્ચા કરવા માટે સીલેકટ કમિટી નીમવાની દરખાસ્ત કરી. એમ કહેવામાં આવ્યું કે વાઇસરોય સરકારી નોકરોને બદલો આપવાની તરફેણમાં હતા. દાદાભાઇના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તેમણે ઢાલની બીજી બાજુ રજૂ કરતાં જણાવ્યું કેઃ

> "હુંડિયામણ ઘટવાથી હિન્દની પ્રજાની કેવી હાલત થઇ છે? જેઓના ખિસ્સામાંથી પૈસા માગવામાં આવે છે તેઓ તરફ દિલસોજી યા દયાનો એક શબ્દ પણ કોઇ ઉચ્ચારતું નથી. ખરેખર મેકોલેએ કહ્યું છે તેમ પરદેશીની ધૂંસરી સૌથી ભારી ધૂંસરી છે."

દાદાભાઈએ હુંડિયામણના ભાવ સંબંધી ઉપાડેલી લડત હજી પૂરી થઇ નથી. આજે પણ એ કાતિલ લડત ચાલુ જ છે.

સોનાનું ધોરણ દાખલ કરવાના ઇરાદાથી રૂપિયાના સિક્કા પાડનારી ટંકશાળ બંધ કરવાની હિન્દી સરકારની યોજના ૧૮૯૩ ના ઇન્ડિયન કરન્સી કમીશને નામંજૂર કરી હતી.

કમિશનનો આ ઠરાવ દાદાભાઈએ આપેલી જુબાનીને અનુસરતો હતો. પણ તે સાથે જ કમિશને એવી સૂચના કરી હતી કે સરકાર ધારે તો પ્રજા માટે ટંકશાળ બંધ કરી શકશે, પણ ૧ શિલિંગ ૪ પેન્સને ભાવે સોનાના બદલામાં હિન્દી સરકાર રૂપિયાના સિક્કા પાડવાને મુખત્યાર રહેશે.

ટંકશાળ બંધ કરવામાં આવી, અને રૂપિયાના ભાવ તથા રૂપિયાના સિક્કામાં રહેલી ચાંદીની કિંમત વચ્ચે મોટો તફાવત પડી ગયો. નવા સિક્કા પાડવાનું બંધ કરીને સરકાર રૂપિયાનો સોનાનો ભાવ ૧ શિલિંગ ૪ પેન્સનો કરવાને શક્તિમાન થઇ, અને ૧૮૯૮ માં એક બીજા કમિશનની ભલામણથી ૧ શિ. ૪ પેન્સનું હુંડિયામણ નક્કી કરવામાં આવ્યું. ટંકશાળ બંધ કરવાથી હિન્દમાંથી ઈંગ્લેન્ડ મોકલવાનાં નાણાં (Home charges) માં હિન્દને દર રૂપિયે ચાર પેન્સનો બચાવ થયો હતો. પણ આ વાત હથેળીમાં ચાંદ બતાવવા જેવી હતી. દાદાભાઇએ આ સંબંધી "કૉમર્સ" નામના પત્રમાં લખ્યું હતું:—

> સરકારે જે કર્યું છે તે એ છે કે તેણે બનાવટી રૂપિયો દાખલ કર્યો છે, અને રૈયતને આ ખોટા રૂપિયામાં કર ભરવાની ફરજ પાડી છે. બીજા શબ્દોમાં કહીએ તો સરકાર એક શિલિંગની કિંમતના રૂપિયાને બદલે ૧ શિ. ૪ પેન્સનો રૂપિયો કરવેરામાં માગે છે. એનો અર્થ એ થયો કે સરકારે ગરીબ રૈયતને માટે કપટી રીતે કરવેરામાં ⅓ જેટલો વધારો કર્યો છે, અથવા મોંઘી કિંમતના સિક્કાની જોગવાઈ કરી આપવા માટે પોતાની પેદાશનો ⅓ ભાગ વધારે આપવાની રૈયતને ફરજ પાડી છે.... બ્રિટિશ, એંગ્લો-ઇન્ડિયન વેપારી. સરકારી અને બીન સરકારી અંગ્રેજો અને મૂડીવાડીઓનો માર્ગ આથી સરળ થયો છે.
>
> શા માટે સરકાર નીચેનો ચમત્કાર કરતી નથી? એક એવો કાયદો પસાર કરો કે જેથી હિન્દના રૂપિયાની કિંમત સોનાની ગીની જેટલી ગણાય, અને રૈયત આવા રૂપિયાની મહેસૂલ ભરી શકે?... હવે સોનાના ધોરણની બાંગ મારવામાં આવે છે. એનો અર્થ એ થયો કે બ્રિટિશ હિન્દ અને દેશી રાજ્યોમાં પડેલી ચાંદીનો મોટો જથ્થો

બજારમાં લાવી પ્રજાએ તેમાં ખોટ ખમવી, અને ઊંચા ભાવનું સોનું ખરીદી એ ખોટમાં ઓર વધારો કરવો! સસ્તી ચાંદી અને મોંઘા સોનાની આ બધી ખોટ ગરીબ ભૂખે મરતી હિન્દની રૈયત પાસેથી મેળવવાની છે. ચાંદીમાંથી સોનાનું ચલણ બનાવવાની કિંમત કોણ આપશે? બ્રિટિશ વેપારીઓ, મૂડીદારો, સરકારી અને બીનસરકારી શખ્સો, જેઓના લાભ માટે આ ફેરફાર કરવામાં આવનાર છે, તેઓ હિન્દના મજૂરો અને ખેડૂતો પાસેથી જે મોટો નફો મેળવી તેમાંથી નજીવો કરવેરો ભરે છે તે સિવાય ચલણના આ ફેરફારના ખર્ચમાં તેઓ એક પાઇ પણ આપવાના છે કે?......"હોમ ચાર્જીસ" પગાર કરવામાં હિન્દને લાભ થવાનો નથી. ચલણ સોનાનું હો અથવા ચાંદીનું હો, પણ હિન્દને તો ૧૫૦૦૦,૦૦૦ સ્ટર્લિંગની કિંમતનો માલ આપવો પડશે. સરકારી અને બીનસરકારી માણસોને આથી લાભ થશે, કારણ કે હુંડિયામણના ભાવની હેરફેરની તેઓ પર અસર થશે નહિ. સર જ્યોર્જ વીનગેટ કહે છે તેમ હિન્દને "ક્રૂર, કચડી નાખનારી ખંડણી" આપવાની ન હોત તો બીજા સ્વતંત્ર, ચાંદીના સિક્કાવાળા દેશની પેઠે ચાંદી અથવા હુંડિયામણના ભાવ ગગડવાથી હિન્દને તેના પરિણામની પરવા રહેત નહિ. વેપાર હુંડિયામણના ભાવ પ્રમાણે વ્યવસ્થિત થઈ જાત.

તા. ૨ જી જૂને તે વખતે ઇંગ્લેંડમાં વસતા સઘળા હિન્દીઓની એક પરિષદ લંડનમાં સેન્ટ માર્ટીન ટાઉન હૉલમાં મળી હતી. જેના પ્રમુખસ્થાનેથી દાદાભાઇએ નીચેનું નિવેદન કર્યું હતું.

હુંડિયામણના ભાવમાં વધારો ઘટાડો થવાથી ખરા આંતરરાષ્ટ્રીય વેપાર પર કંઇ અસર થતી નથી, કેમ કે વેપાર આપોઆપ હુંડિયામણને અનુકૂળ થઇ જાય છે; ટંકશાળો બંધ કરવાથી અથવા સોનાનું ધોરણ દાખલ કરવાથી હિન્દમાંથી "હોમ ચાર્જીસ"ને નામે જે નાણાં વિલાયત મોકલવામાં આવે છે તેમાં એક પાઇનો પણ બચાવ થઇ શકતો નથી. ટંકશાળ બંધ કરીને આસરે ૧૪ પેન્સના સોનાના ખરા રૂપિઆનો ભાવ વધારીને ૧૬ પેન્સના રૂપીઆનો કરવો તે હિન્દી કર ભરનારાઓ પાસેથી ૪૫ ટકા કર વધુ વસુલ કરવા જેવું અને તે સાથે સરકારી અમલદારોના પગાર તથા હિન્દી સરકાર તરફથી પગાર કરવામાં આવતાં નાણાંમાં તેટલો જ વધારો કરી આપવા જેવું ઘાતકી

કામ છે; સોનાનું ધોરણ દાખલ કરવાથી આ ફેરફારને લીધે થનારા ખર્ચનો બોજો હાલના ભારે કરવેરાના બોજામાં વધવા પામશે; હિન્દની ગરીબી, દુકાળ, મરકી, ખોટાં ચલણ વગેરે અનિષ્ટોનું ખરું કારણ લોર્ડ સોલ્સબરી જેને હિન્દનું રક્તશોષણ (Bleeding) કહે છે તે છે, અને હુંડિયામણ ઘટવાથી અથવા સોનાનો ભાવ વધવાથી એ રક્તશોષણમાં વૃદ્ધિ થાય છે; હિન્દનું આ અત્યંત શોકજનક રક્તશોષણ અટકાવવામાં આવે નહિ ત્યાંસુધી હિન્દ અને બ્રિટિશ સલ્તનતને ગંભીર અંધાધુંધી અને વિનાશમાંથી બચાવી શકાય તેમ નથી.'

છેલ્લા ચાલીસ વર્ષમાં રાજદ્વારી અર્થશાસ્ત્ર અને જાહેર નાણાં-પ્રકરણના સિદ્ધાંતોમાં ઘણા ફેરફાર થયા છે, પણ દાદાભાઇએ રજૂ કરેલાં ઘણા સિદ્ધાંતો આજે પણ સંગીન ગણાય છે. ચાંદીના ધોરણ પરથી સોનાનું ધોરણ કરવા સામેનો તેમનો વિરોધ પાછલા અનુભવ પરથી નાપાયાદાર માલમ પડ્યો છે. છતાં હુંડિયામણના ભાવની વધઘટ અગત્યની નથી, કારણ કે વેપારમાં તો માલની જ અદલા-બદલી થાય છે. એ વિચારો પર આજે પણ ભાર મુકવાની જરૂર છે. વખતના વહેવા સાથે ચાંદીના ચલણના હિમાયતીઓની બાંગ દબાઇ ગઇ છે. સોનાનું ધોરણ અખત્યાર કરવાથી હિન્દને લાભ થયો છે આ ધોરણને લીધે હિન્દ સોનાના ધોરણવાળા પ્રગતિવંત દેશો સાથે જોડાવાથી ચાંદીનું ધોરણ એક પછી એક ત્યજી દેનારા દેશો આ દેશમાં ચાંદીનો ઢગલો કરી શક્યા નથી. દાદાભાઇ તેમના જમાનામાં હાલની પરિસ્થિતિની આગાહી કરી શકે તે સંભવિત નહોતું.

હિન્દની સનદી નોકરી માટેની પ્રાથમિક પરિક્ષા હિન્દ અને ઇંગ્લાંડમાં એકી વખતે લેવી એવી મતલબનું બિલ દાદાભાઇએ આ અરસામાં પાર્લામેન્ટમાં રજૂ કર્યું. આવા બિલની કંઇ જરૂર નહોતી, કેમકે બન્ને દેશોમાં એકી વખતે પરીક્ષા લેવાની પરવાનગી આપવાની હિન્દી પ્રધાનને સત્તા હતી. વળી સભા સમક્ષ હોમરૂલ બિલ અને બીજા સામાજિક કાયદાઓ પડેલા હોવાથી દાદાભાઇના બિલ માટે કંઇ ચાન્સ નહોતો. પણ તેમનો હેતુ આ સવાલની

ચર્ચા ઊભી કરવાનો હતો. આ હેતુ બર લાવવા માટે તેમણે પોતાના બિલની મતલબનો ઠરાવ હરબર્ટ પોલ પાસે રજૂ કરાવવાની ગોઠવણ કરી. આ ઠરાવને વેડરબર્ન અને દાદાભાઈએ ટેકો આપ્યો. દાદાભાઈએ ઠરાવના સમર્થનમાં દલીલ કરી કે ઇંગ્લાંડની પ્રજા અને પાર્લામેન્ટની રાજનીતિ "નીડરતાથી ન્યાય" આપવાની છે, પણ એંગ્લો-ઇન્ડિયન રાજનીતિ "ડર રાખીને અન્યાયી" થવાની છે. ખુદાને નામે જગત સમક્ષ કરેલા જાહેરનામાનું પાલન કરવાની પાર્લામેન્ટની ફરજ છે.

યાદગાર વાદવિવાદ પછી આ ઠરાવ પાર્લામેન્ટે પસાર કર્યો. દાદાભાઈના જીવનની આ અત્યંત ગૌરવભરી જીત હતી. આ જીત હિન્દની હતી—પશુબળ સામે હકની જીત હતી, અન્યાય સામે ન્યાયની જીત હતી.

ઠરાવ પસાર થાય તે એક વાત છે, પણ તેનો અમલ બીજી જ વસ્તુ છે. ઉમરાવ સભા આ ઠરાવની સામે થઈ. તેનો અમલ થવાનો સંભવ નહિ જણાવાથી દાદાભાઈએ બેનરજી, મલબારી, અને વાચ્છા પર પત્રો લખીને આખા હિન્દમાં મજબૂત ચળવળ ઉપાડી લેવાનો આગ્રહ કર્યો.

આ અરસામાં દાદાભાઈના જમાઈ ફરામ દાદીનાએ એક પત્રમાં કેળવણીખાતામાં હિન્દીઓને થતા ઘોર અન્યાય સંબંધી કડવી ફરિયાદો કરી. આવા બનાવોથી દાદાભાઈની વિશેષ ખાતરી થઇ કે હિન્દના રાજવહીવટમાં સુધારા કરવાનો પાયો સનદી નોકરીને ભારતીય બનાવવાનો જ છે.

પીઅર્સન વીકલીના પ્રતિનિધિ સમક્ષ દાદાભાઈએ કહ્યું હતું:—

"હોમરૂલ" ભાગ્યે જ યોગ્ય શબ્દ ગણાશે. અમે આઇરિશો માગે છે તેવું કઈ માગતા નથી. હાલમા અમારી ચળવળ સભાઓમા હિન્દીઓને ચૂંટાયેલા પ્રતિનિધિઓ તરીકે મોકલવાની અને સનદી નોકરીમાં યોગ્ય હિસ્સો મેળવવાની છે."

પ્રતિનિધિ—મિ. નવરોજી, તમે એમ કહેવા માગો છો કે હિન્દની બધી રાજદ્વારી ચળવળનો હેતુ થોડાક જુવાનોને સનદી નોકરીમાં દાખલ

કરવાનો જ છે? તેથી કેટલાને લાભ થશે? પચાસ લાખમાંથી ભાગ્યે જ એકાદને.

દાદાભાઇ :–નહિ, એનો અર્થ તમે ધારો છો તેથી ઘણો વધારે છે. એ અમારી આબાદી અથવા પાયમાલીનો પાયો છે.

એંગ્લો ઇન્ડિયન છાપાંઓના મત પ્રમાણે એકી સાથે બન્ને દેશોમાં પરીક્ષા લેવાનો અર્થ હિન્દમાં બાબુરાજ સ્થાપવાનો હતો, અને હિન્દમાં બંગાળી કોમ રાજ કરે એ વિચાર જ યુરોપીઅન કોમ માટે ભૂતાવળ જેવો હતો. સેન્ટ જેમ્સ ગેઝેટે (૧૨, જૂન) ગંભીરતાથી રુદન કર્યું કે "અનુભવી એંગ્લો ઇન્ડિયનો ખાતરીથી કહે છે કે મિ. પોલે સૂચવેલા સુધારાનું પરિણામ બળવા જેટલું જ આફતકારક આવશે. "પાયોનીઅર"થી આખા હિન્દમાં થતી ચળવળ સાંખી શકાઇ નહિ. તેણે આ આખી ચળવળને પરપોટાની ઉપમા આપી જણાવ્યું કે દાદાભાઇની મોરલીના સૂર પર નાચવાવાળાઓનું જ આ ધાંધલ છે. આ "સનસનાટીભરી ખબર" સીમલામાંના "ટાઇમ્સ"ના ખબરપત્રીએ લંડન પહોંચાડી, પણ દાદાભાઇએ તેનો સણસણતો રદિયો આપ્યો.

> બળવાન અને લાગવગવાળું ટાઇમ્સ અને બીજાં બધાં અખબારો, દરેક અગત્યની ચળવળનાં સઘળાં મંડળો, સઘળી પાર્ટીઓના નેતાઓ, ટૂંકમાં આ દેશના લોકો જે દરરોજ કહે છે તે જ મે કહ્યું છે. આ ઠરાવ પસાર થવાથી હિન્દમાં ઉત્સાહ પેદા થયો છે, તે વિષે કંઇ શક નથી. આ ઠરાવ પસાર થવાની તારથી ખબર મળતા, અને મારો પત્ર હિન્દ પહોંચે તે પહેલાં ત્રણ અઠવાડિઆથી હિન્દી છાપાંઓ અને સામાન્ય પ્રજાએ આ સવાલ ઉપાડી લીધો હતો...કોઇ પણ ન્યાયી લડત માટે સતત સનદશીર ચળવળ કરવાના ઇંગ્લેન્ડે શીખવેલા પાઠને હિન્દ અનુસરે છે, અને અમે એ અનુકરણ ચાલુ રાખવાનો નિશ્ચય કર્યો છે.

દાદાભાઇને માતૃભૂમિમાં બોલાવી તેમને દિલોજાન આવકાર આપવાની પ્રજાની ઇચ્છાને માન આપી લાહોરની કોન્ગ્રેસ કમિટીએ તેમને કોન્ગ્રેસની ત્રીજી બેઠકનું પ્રમુખસ્થાન લેવાનું આમંત્રણ કર્યું.

આ માટે દાદાભાઈએ પાર્લામેન્ટમાંથી રજા મેળવી, પણ તે વખતે તેમને સ્વપ્ને પણ ખ્યાલ નહિ હોય કે તેમના પર એક ભારે કૌટુમ્બિક આફત તૂટી પડવાની હતી.

તા. ૭ મી ઓકટોબરની સવારે દાદાભાઈનો પુત્ર અહીં કચ્છ-માંડવીની હોસ્પીટલમાંથી ઘેર જતો હતો તેટલાં જ ભર જુવાન વયે એકાએક હૃદય બંધ પડવાથી મરણ પામ્યો. તે પોતાની પાછળ એક વિધવા અને એકથી બાર વર્ષનાં સાત બાળકો વિલાપ કરતાં મૂકી ગયો. તેની પાંચમી પુત્રી ખોરશેદ તેના મરણ પછી જન્મી હતી. હિન્દ અને ઇંગ્લેંડના મિત્રોએ દાદાભાઈ તરફ હાર્દિક સહાનુભૂતિ દર્શાવી. જગતના સઘળા ભાગોમાંથી દિલાસો દર્શાવનારા અસંખ્ય પત્રો આવ્યા, પણ તેમાં મલબારીનો પત્ર ખાસ લાક્ષણિક હતોઃ–

> હું જાણું છું કે આ ગંભીર ખોટ સહન કરવાની તમારામાં પૂરતી શ્રદ્ધા અને હિંમત છે. યાદ રાખજો કે આખો હિન્દુસ્તાન તમારો પુત્ર છે....

દાદાભાઈ જેવા પ્રેમાળ પિતા માટે પુત્રમરણની આફત જેવી તેવી નહોતી. પણ આ કર્તવ્યપરાયણ વીરે તે વીરોચિત ધૈર્યથી ખમી લીધી.

આ યાદગાર વર્ષમાં દાદાભાઈએ ફક્ત હિન્દની જ નહિ પણ ફિન્સબરીના પોતાના મતદારોની પણ અમૂલ્ય સેવા બજાવી હતી, અને જ્યારે તેઓ હિન્દ જનાર છે એવી ખબર મળી ત્યારે લિબરલ રેડિકલ એસોસીએશનની કાઉન્સિલે તેમને સફર સફળ ઇચ્છી, તેમણે બજાવેલી સેવા માટે આભાર દર્શાવનારો ઠરાવ પસાર કર્યો હતો. આમની સભામાં સેવા બજાવવા ઉપરાંત દાદાભાઈ અનેક સામાજિક સંસ્થાઓમાં રસ લેતા હતા. રાજદ્વારી અને બિનરાજદ્વારી મંડળો તેમને ભાષણ આપવાને આમંત્રણ કરતાં હતાં. લંડનની ચેમ્બર ઓફ કોમર્સ, ઇનસ્ટીટ્યુટ ઓફ બેન્કર્સ, અને બીજા વેપારી

મંડળો પણ તેમને આર્થિક અને નાણાંપ્રકરણી સવાલો પર ભાષણ કરવા બોલાવતા હતા. આ બધા પરથી દાદાભાઈને લાગ્યું કે ઇશ્વરે તેમને હિન્દનો અવાજ રજૂ કરવા માટે નિર્માણ કર્યા છે, અને તેથી પાર્લામેન્ટના પહેલા હિન્દી સભાસદ તરીકે તેમણે બીજા હિન્દીઓને રાજસભામાં દાખલ થવાનો માર્ગ સુગમ કરી આપવો જોઈએ.

૧૦ મી નવેમ્બરે દાદાભાઈ હિન્દના નવા નિમાયેલા વાઈસરોય લોર્ડ એલ્જીનને મળવા ગયા. તેમનો હેતુ હિન્દ પરત્વે વાઇસરૉયના દિલમાં સહાનુભૂતિ ઉત્પન્ન કરવાનો હતો. મલબારી પરના પત્રમાં આ મુલાકાત સંબંધી દાદાભાઈ લખે છે, “ આખો વખત મેં જ વાત કર્યા કરી અને તેમણે સાંભળ્યા કર્યું. કોઈ કોઈ વાર વચમાં તેઓ મને યોગ્ય સવાલો પૂછતા. ”

દાદાભાઈના પુત્રના શોકજનક અવસાનને લીધે તેમને જાહેરમાં વિદાયગીરીનું માન આપવાનો વિચાર માંડી વાળવામાં આવ્યો, પણ તા. ૧૭ મી નવેમ્બરની રાતે તેઓ લંડનથી વિદાય થયા ત્યારે ચેરીંગ ક્રોસ સ્ટેશન પર આશરે ૫૦ હિન્દીઓ તેમને વળાવવા ગયા હતા.



## પ્રકરણ ૨૩ મું.

### સ્વદેશમાં રાજવંશી સત્કાર

દાદાભાઇ સ્વદેશ પધાર્યા ત્યારે તેમનો હર્ષભર્યો સત્કાર કરવા માટે લોકોનાં દિલ થનગની રહ્યાં હતાં. બ્રિટિશ સલ્તનતની સર્વોપરિ રાજસભામાં તેમની ચૂંટણી થવાથી અને હિન્દ અને ઇંગ્લેન્ડમાં એકી વખતે સનદી નોકરીની પરીક્ષા લેવાની તેમની માંગણી પાર્લામેન્ટે મંજૂર રાખવાથી પ્રજાની રાજકીય અભિલાષા વધી ગઇ હતી. તેમનો વિજય પ્રજાનો વિજય હતો, અને પ્રજાએ પોતાની એકતાની ભાવના અને પોતાનો આનંદ દાદાભાઇના સત્કાર સમારંભો દરમ્યાન વ્યક્ત કર્યો હતો.

દાદાભાઇને લઇ આવનારી મેલબોટ તા. ૨ જી ડિસેમ્બરની મધરાતે મુંબઇના બારામાં લંગર નાખવાની હતી. સવારે સાત સાત વાગ્યાથી બંદર પર લોકોનાં ટોળાં જમા થવા લાગ્યાં બંદરને વાવટા, તોરણો, અને રંગબેરંગી ધજાપતાકાથી શણગારવામાં આવ્યું હતું. "ભલે પધારો દાદાભાઇ નવરોજી, એમ. પી" નામનો સ્વાગતલેખ સોનેરી અક્ષરોમાં લખાયો હતો. તેની બાજુમાં "પ્રભુ મહારાણી અને બ્રિટિશ સલ્તનતનું રક્ષણ કરો"નો મુદ્રાલેખ હતો. એક રંગીન કપડા પર દાદાભાઇની છબી ચીતરી તે પર ફિન્સબરીના મતદારોનો આભાર માનનારા તથા હિન્દના "વીર, ધીર, અને અમીરી બેટા "ને આવકાર આપનારા મુદ્રાલેખો ચીતર્યા હતા. એક મુદ્રાલેખમાં દાદાભાઇને આશિષ આપવામાં આવી હતી કે "ઓ નિઃસ્વાર્થી અને નિષ્કલંક ગૃહસ્થ, પ્રભુ તમારું રક્ષણ કરો." બીજામાં લખ્યું હતું: "હિંદની મુકિત માટે તમારા જેવા સો જણની જરૂર છે."

હજારો સ્ત્રીપુરૂષો અને બાળકો હિંદના ઋષીવર્યનું હાર્દિક સ્વાગત કરવા માટે ફૂલ માળાઓ લઇને આવ્યાં હતાં. પણ તેઓ

નિરાશ થયાં. સ્ટીમર વખતસર આવી પહોંચી નહિ. અને સ્વાગત કમિટિએ સાંજે, ચાર પર સ્વાગત સમારંભ મુલતવી રાખ્યો.

લોકોના ટોળેટોળાં નિરાશ વદને ઘેર ગયાં, પણ સાંજ પડતાં એ બધાં બંદર પર આવી પહોંચ્યાં. દાદાભાઇને લઇ સ્ટીમ લોંચ સાંજે ચાર વાગે કિનારા પર આવી. દાદાભાઈએ લાંબો કાળો ડગલો, પાઘડી, અને લાલ રેશમી ઇજાર પહેર્યા હતાં. તેમના દર્શન થતાંની સાથે લોકોએ એવો જબરો ધસારો કર્યો કે દાદાભાઈ પોતાની બે પુત્રીઓ અને દૌહિત્રોને પણ મળી શક્યા નહિ. લોકોના ધસારાને લીધે સ્વાગત કમિટીના પ્રમુખ ફીરોજશા મહેતા દાદાભાઈને પેવીલીઅનની બાજુમાં ઊભી રાખેલી ગાડીમાં ખેંચી ગયા. ચાર ભુરા ઘોડાઓની એ દમામદાર ગાડીમાં દાદાભાઈ વચ્ચે બિરાજ્યા, અને તેમની ડાબી જમણી બાજુએ ફિરોજશા મહેતા અને ઝવેરીલાલ યાજ્ઞિકે બેઠક લીધી. ગાડીની પાછળ લોકો સરઘસ આકારમાં ગોઠવાઇ ગયા, અને બંદર પરથી ખેતવાડીમાંના દાદાભાઇના ઘર સુધી જાણે કોઇ મહાન સેનાપતી મહાન વિજય મેળવી આવ્યો હોય તેવો દેખાવ થઇ રહ્યો. રસ્તામાં, બારીઓમાં, ગેલરીમાં, મકાનોના છાપરાં પર લોકો દાદાભાઇ માટે હર્ષના પોકાર કરવા ઊભા હતા. આખો વખત ગાડીમાં ઊભા રહીને હિન્દના આ રાજ મહર્ષિએ હર્ષઘેલી પ્રજાના દિલોજાન સત્કારથી ગદગદિત થઇને તેઓને બે હાથ જોડી નમસ્કાર કરવાનું ચાલુ રાખ્યું હતું.

સાંજે છ વાગે સરઘસ દાદાભાઇના મકાન પર પહોંચ્યું, જ્યાં તેઓ પોતાના કુટુંબીઓ, પુત્રીઓ, અને પૌત્ર દૌહિત્રોને મળ્યા. તેમના સત્કાર માટે આવનારા અનેક મિત્રોમાં સિયુર કે એમ. પી. પણ હતા, જે દાદાભાઇની સાથે જ વિલાયતથી હિન્દ આવ્યા હતા.

મુંબઇની પ્રેસિડન્સી એસોસીએશનના મકાનમાં પૂના, સતારા, બેલગામ, સોલાપુર, સૂરત, ભરૂચ, નવસારી, અને બીજાં શહેરોનાં પ્રતિનિધિ મંડળોએ દાદાભાઇને આવકાર આપ્યો, જ્યાં દીનશા વાચ્છાની અરજને માન આપી દાદાભાઇએ પોતાની ચૂંટણીની

લડતનો ચિતાર આપી આમની સભામાં તેમને મળેલા દિલોજાન આવકાર માટે આભારની લાગણી પ્રદર્શિત કરી હતી.

"તમારી હાજરીથી માજી વડા પ્રધાન ચાંઇ પડી ગયા નહોતા ?" દીનશા વાચ્છાએ પૂછ્યું.

"નહિ." અમીરી સ્વભાવવાળા દાદાભાઇએ જવાબ આપ્યો, અને લોર્ડ સોલ્સબરીએ તેમને માટે જે અવિચારી ઉદ્ગારો કાઢયા હતા તે સંબંધી એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહિ. તેમણે એટલું જ જણાવ્યું કે લોર્ડ સોલ્સબરીના ઉદ્ગારોથી આખા બ્રિટનમાં તેઓ પ્રિય થઇ પડ્યા હતા, અને સઘળી જગ્યાએથી તેમને આમંત્રણ સત્કાર મળ્યાં હતાં.

તા. ૧૮ મી ડિસેમ્બરે પ્રેસીડન્સી એસોસીએશન અને બીજાં અસંખ્ય મંડળો તરફથી તેમને માનપત્રો એનાયત કરવામાં આવ્યાં, જે માટે લોકોનો આભાર માની દાદાભાઇએ જણાવ્યું કે ચૂંટણીમાં થયેલી તેમની જીત બ્રિટિશ હકુમતની ઉન્નત બાજુની ગવાહી હતી. તે પછી દાદાભાઇએ સર દીનશા પીટીટની છબી ખુલ્લી મુકવાની ક્રિયા કરી હતી. તેમની વિનંતિ પરથી આ શાહ સોદાગરે પ્રેસિડન્સી એસોસીએશનના પ્રમુખ થઇ રાજકારણમાં ઝંપલાવ્યું હતું. આથી પરમ સંતોષ સાથે સર દીનશાની છબી ખુલ્લી મૂકી દાદાભાઇએ તેમના ઉમદા પરમાર્થવાદ માટે અભિનન્દન આપ્યાં હતાં.

તા. ૨૦ મી ડિસેમ્બરે કોન્ગ્રેસના વરાયેલા પ્રમુખ કોન્ગ્રેસના ઑનરરી સેક્રેટરી દીનશા વાચ્છાની સાથે અમદાવાદ મેલમાં મુંબઇથી લાહોર જવાને રવાના થયા. હિન્દની પ્રજા દાદાભાઇ પર કેટલી ફીદા હતી તે આ મુસફરી દરમ્યાન પુરવાર થયું. તેમની ટ્રેન રાતે, બપોરે, સવારે, યા મધરાતે જે જે સ્ટેશનો પર ઊભી રહી ત્યાં દેવનાં દર્શન માટે ભક્તો ભેગા થાય છે તેમ લોકો દાદાભાઇનાં દર્શન માટે ભેગા થયાં હતાં.

૧૯ વરસ પહેલાં તેઓ પ્રજાનો પ્રેમ જીતી વડોદરાથી વિદાય થયા હતા. ૧૯ વરસ પછી વડોદરામાં તે વખતના દીવાન અને નગરશેઠે તેમને સુંદર કાસ્કેટમાં માનપત્ર આપી એક સાલ નજર કરી હતી. એક હિન્દુ જુવાને "ઇંગ્લૅન્ડના દાદા" (ગ્લૅડસ્ટન)ની રેશમમાં ગૂંથેલી છબી "હિન્દના ગ્લૅડસ્ટન"ને ભેટ ધરી આ પ્રસંગને રંગીન બનાવ્યો હતો.

અમદાવાદ મ્યુનિસિપાલિટીના માનપત્રના જવાબમાં ઇરાનથી આવેલી પારસી કોમને ગુજરાતમાં મળેલા આશ્રય માટે દાદાભાઇએ આભારની લાગણી દર્શાવી હતી. દિલ્હીમાં મ્યુનિસિપલ માનપત્ર સ્વીકાર્યા પછી દાદાભાઇને સરઘસના આકારમાં તેમની હોટેલમાં લઇ જવામાં આવ્યા હતા. આવો દેખાવ આ ઐતિહાસિક નગરે ભાગ્યે જ નિહાળ્યો હશે. અમૃતસરમાં શીખોના સુવર્ણ મંદિરના મહંતે આ રાજદ્વારી ઋષિને એક ઝભ્ભો એનાયત કર્યો હતો, જે એક પારસી માટે અનુપમ માન હતું.

લાહોરમાં તે જમાનામાં જવલ્લે જ રાજદ્વારી ઉત્સાહ જોવામાં આવતો. પણ પંજાબીઓ અને મુસલમાનો દાદાભાઇના સ્વાગત માટે હજારોની સંખ્યામાં ભેગા થઇ ગયા, અને સ્ટેશનથી કોન્ગ્રેસની છાવણી સુધી ગોકળગાયની ઝડપે જતાં સરઘસને પાંચ કલાક લાગ્યા હતા. કોન્ગ્રેસની સ્વાગત કમિટીના માનપત્રમાં દાદાભાઇએ હિન્દ માટે ચલાવેલી લડતની પ્રશંસા કરી જણાવવામાં આવ્યું હતું કે "હિન્દને પારસીઓએ આપેલી મહાન બક્ષિસ તમે પોતે છો."

ત્યારપછી મુસલમાનો, લાહોરના શહેરીઓ, અને વિદ્યાર્થીઓએ માનપત્રો આપ્યાં. આ બધાના જવાબમાં તેમણે બ્રિટિશ તાજને વફાદાર રહેવાની સલાહ આપી જણાવ્યું હતું કે બ્રિટિશ પ્રજા હિન્દની પ્રજાને ન્યાય આપવાને નિરંતર રાજી છે. કોમીવાદથી નિરાળા રહેવાની જરૂર બતાવી દાદાભાઇએ કહ્યું:—

"હું હિન્દુ છું, મુસલમાન છું, પારસી છું, પણ એ બધા ઉપરાંત હું હિન્દી છું. મારા સ્વદેશાગમન પ્રસંગે હિન્દુ, મુસ્લિમ, પારસી, બધાએ

ખુશાલી બતાવી છે, તે મારું પરમ સૌભાગ્ય છે...હિન્દનુ ભાવિ મહાન છે. હું હિન્દને ધન્ય ગણું છુ...હુ તમને આશિષ આપું છુ.

"ટાઇમ્સ" માં વિલીઅમ હન્ટરે આ પ્રસંગે લખ્યું હતું કે "તેમનો એવો સત્કાર થયો હતો કે જેવો કોઇ વાઇસરોયનો પણ નહિ થયો હોય. રણજીતસીંગના જમાના પછી તેમના સત્કાર જેવો દેખાવ લાહોરે ભાગ્યે જ જોયો હશે."

પ્રજા તેમના સત્કાર માટે પ્રચંડ હર્ષ બતાવી રહી હતી, ત્યારે દાદાભાઇનું હૃદય જખમી થયેલું હતું. તેમના પુત્રના અવસાનનો કારી ઘા તાજો જ હતો. જ્યારે તેઓ પોતાના દિકરાની વિધવા વહુને મળ્યા ત્યારે તેમના દુ:ખની અવધી આવી. એ બિચારીનું શું થશે? તેમણે પોતાની દુ:ખી પુત્રવહુને દિલાસો આપી મુંબઇ જવાને બદલે કચ્છમાં પાછા જવાની સલાહ આપી. તેમની સલાહ માની તે પાછી કચ્છ ગઇ, કે જ્યાં કચ્છના મહારાવે પોતાના યુવરાજની શિક્ષિકા તરીકે તેની નિમણુક કરી હતી. આ રીતે કચ્છ રાજ્ય સાથેનો દાદાભાઇનો સંબંધ ઘણા વરસ સુધી જળવાઇ રહ્યો હતો.

હિન્દ અને ઇંગ્લેન્ડમાં એકી વખતે સનદી નોકરીની પરીક્ષા લેવાની યોજના સામે વિરોધ ન બતાવવાની પંજાબીઓને સલાહ આપી, દાદાભાઇએ પ્રમુખ તરીકેના ભાષણમાં અંગ્રેજ પ્રજાની ન્યાયપ્રિયતાની તારીફ કરી પોતાને ચૂંટણીમાં મદદ કરનારા બધા મિત્રોનો આભાર માની ધારાસભા સુધારવાના સવાલ સંબંધી જણાવ્યું કે:—

"લોકોનો ખરો અવાજ ધારાસભામાં સંભળાતો નથી. શાહી પાર્લામેન્ટમાં પણ હિન્દને સીધું પ્રતિનિધિત્વ મળવુ જોઇએ, કેમકે હિન્દ અને ઇંગ્લેન્ડ વચ્ચેના મહત્ત્વના સવાલોનો નિર્ણય પાર્લામેન્ટમાં જ થતો હતો. હાલના સંજોગોમાં પાર્લામેન્ટમાં સીધુ પ્રતિનિધિત્વ મેળવવાનો આપણને હક છે. મને આશા છે કે અલ્પ સમયમાં આપણને ખરા બ્રિટિશ નાગરિકનો દરજ્જો આપવાની આપણી વિનંતિ પાર્લામેન્ટ મંજૂર રાખશે."

હિન્દની ગરીબી, ખર્ચાળ સનદી નોકરી, લશ્કરી ખર્ચ, અને ભારે કરવેરાના બોજા વિષે તેમણે પોતાની લાક્ષણિક ઢબે વિવેચન કર્યું. ડયુક ઓફ્ આર્ગાઇલે આ આક્ષેપોને અન્યાયી લેખ્યા હતા.

પણ દાદાભાઇએ કહ્યું :— લોર્ડ ક્રોસના શબ્દો નોંધી લો—'મારી ખાતરી છે કે થોડા વખતમાં હિન્દી પ્રજા તેને ન્યાય આપવાની આપણને ફરજ પાડશે.' દાદાભાઇએ "ઇંગ્લેન્ડને ફરજ પડે" ત્યાં સુધી નહિ થોભતાં સ્વયં પ્રેરણાથી રાજીખુશીથી હિન્દને ન્યાય આપવાની અંગ્રેજ પ્રજાને અપીલ કરી હતી.

લાહોરથી આગ્રા, અલાહબાદ, ભૂસાવલ, જલગાંવ, ખંડવા, મનમાડ, અને નાસિકને રસ્તે મુંબઇ પાછા ફરતાં ફરીથી ઠેકઠેકાણે લોકોએ ગગનભેદી પોકારો, બેન્ડો, ફૂલમાળાઓ, ગુલાબજળ, વાવટાતોરણ, વગેરેથી તેમનો સત્કાર કરી આ મહાન દેશભક્ત તરફની કૃતજ્ઞ ભાવના વ્યક્ત કરતાં જુદાજુદા ધર્મો અને કોમો હોવા છતાં હિન્દની પ્રજા એક અને અખંડ છે તેની સાબિતી પૂરી પાડી હતી.

તા. ૧૨ મી જુને મુંબઇની મ્યુનિસિપલ કોર્પોરેશને જાહેર જીવનના સઘળા ક્ષેત્રમાં શહેરની સેવા બજાવવા માટે દાદાભાઇની પ્રશંસા કરનારું માનપત્ર એનાયત કર્યું હતું. તે પછી બીજાં અનેક માનપત્રો સ્વીકારી તા. ૨૨ મી જાન્યુઆરીએ તેઓ પાછા ઇંગ્લેન્ડ ગયા હતા. પણ મુંબઇથી વિદાય થયા તે પહેલાં તેમણે એલ્ફિન્સ્ટન કોલેજમાં વિદ્યાર્થીઓનું માનપત્ર સ્વીકારી તેઓને ભાવિ રાષ્ટ્રસેવકો થવાની શિખામણ આપી હતી.

અહીંથી બંદર સુધી તેમની ગાડી ખેંચી જવા માટે કેટલાક વિદ્યાર્થીઓએ દાદાભાઇની ગાડીના ઘોડા છોડી નાખવની કોશિષ કરી. આ જીવન વૃત્તાંતનો લેખક પણ તેઓની સાથે હતો. મને એ પ્રસંગ બરાબર યાદ છે. દાદાભાઈની ગાડીના પારસી કોચમેને વિદ્યાર્થીઓને દૂર રાખવા માટે ચાબૂકના સટાકા બોલાવેલા, અને તેને લીધે વિદ્યાર્થીઓ દૂર રહેતા હતા. ગાડી ખેંચી જવાના

પ્રયાસમાં નિષ્ફળ જવાથી કેટલાક ગાડીની આગળ અને કેટલાક પાછળ એમ બધા એપોલો બંદર સુધી ગયા. પછી પ્રખ્યાત પારસી ઇતિહાસકાર આર. બી. પેમાસ્તરને મુખી બનાવીને એક મંડળ એ પૂજ્ય ગુરુને લાયક વિદાય આપવા આગબોટ 'સતલજ' ઉપર ગયું હતું. એ એવા ગુરુ હતા કે જેમનું જીવનધ્યેય વૃદ્ધ અને જુવાન અસંખ્ય શિષ્યોને શિક્ષણ આપવાનું, લાયક બનાવવાનું અને સંગઠિત બનાવવાનું હતું; અને તેમ કરી તેમને એક સ્વતંત્ર પ્રજાને દરજ્જે પહોંચાડવાનું હતું.



# પ્રકરણ ૨૪ મું

## ઐતિહાસિક ચર્ચાઓ

"સેન્ટ્રલ ફિન્સબરી યુનાઇટેડ લિબરલ અને રેડિકલ એસોસીએશનના પ્રમુખ, અને કેટલાક સભ્યોએ સ્ટેશન પર મને સારો આવકાર આપ્યો હતો." લંડન પાછા ફર્યા પછી દાદાભાઈએ મલબારી પરના પત્રમાં આવા ઉદ્દગારો કાઢયા હતા. ૧૮૯૪ના વર્ષની આવી શુભ શરૂઆત થઇ હતી, અને એ વર્ષની આખર સુધીમાં દાદાભાઈએ આમની સભામાં યાદગાર કામ કરી બતાવ્યું હતું.

સનદી નોકરી માટેની લડતમાં ૧૮૯૩માં મળેલી ફતેહ હિન્દી સરકારની યુક્તિ પ્રયુક્તિથી નકામી થઇ ગઇ હતી. હિન્દના એક નામાંકિત ન્યાયાધીશે કહ્યું છે કે "એક પુરુષને સ્ત્રી બનાવવા સિવાય બીજું કંઇ પણ કરવાની આમની સભાને સત્તા છે." હિન્દની નોકરશાહી આમની સભાને પણ ભારી થઇ પડી હતી, છતાં ૧૮૯૪માં હિન્દના ખર્ચ સંબંધી તપાસ કરવા માટે એક શાહી કમિશન નિમાવવાની ખંતીલી કોશિશોમાં દાદાભાઈ વિજયી થયા હતા. હિન્દના લોકોની પરિસ્થિતિ અને જરૂરિયાતો દેશની નાણાંપ્રકરણી સ્થિતિ અને હિન્દના રાજવહીવટની સામાન્ય પદ્ધતિ સંબંધી સ્વતંત્ર અને સંપૂર્ણ પાર્લામેન્ટરી તપાસ માટે દાદાભાઈ જીવનભર લડત ચલાવતા આવ્યા હતા. હિન્દના અંદાજપત્ર (બજેટ)ની ચર્ચા દરમિયાન સેમ્યુઅલ સ્મીથે આવી તપાસની માગણી કરનારી દરખાસ્ત રજૂ કરતાં હિન્દના સવાલો પર આમની સભામાં અગાઉ જવલ્લે જ પડયો હોય એવો પ્રકાશ પાડયો હતો. એ. સ્કોબલ, જ્યોર્જ ચેસની, સીમુર કે, રીચર્ડ ટેમ્પલ, વિલિયમ વેડરબર્ન, અને એચ. એચ. ફાઉલર વગેરેએ પોતપોતાના દૃષ્ટિબિન્દુથી વિધવિધ વિચારો રજૂ કર્યા હતા. આવા મહત્ત્વના

સવાલ સંબંધી બધા એકમત થાય તે અસંભવિત હતું, પણ બધા હિન્દના કલ્યાણને મોખરે રાખવા સંબંધી તો એકમત હતા જ.

સેમ્યુઅલ સ્મીથે દરખાસ્ત રજૂ કરતાં સ્પષ્ટીકરણ કર્યું કે મારી અને મારા મિત્રોની ઇચ્છા બ્રિટિશ હકુમત પર પ્રહાર કરવાની નથી પણ તેને સુધારવાની છે. હિન્દી પ્રજાની મુખ્ય ફરિયાદ એ છે કે બ્રિટિશ રાજવહીવટ હિન્દ જેવા ગરીબ દેશ માટે ઘણો ખરચાળ છે. દેશની દોલતનો મોટો ભાગ લશ્કર પાછળ ખવાઇ જતો હતો. હિન્દનો રાજવહીવટ હિન્દીઓની પાર્લામેન્ટ ચલાવતી નથી, એટલે બ્રિટિશ પાર્લામેન્ટે હિન્દને ન્યાય આપવો જ જોઇએ.

દાદાભાઇએ દરખાસ્તના ટેકામાં દાખલા દલીલો અને આંકડાઓ રજૂ કરી જણાવ્યું કે અઢારમી સદીના યુરોપિયનોનો હિન્દનો રાજવહીવટ લાંચીઓ અને જુલમી હતો ઓગણીસમી સદીમાં "સનદી નોકરી"ના ભારે બોજાથી પ્રજા કંગાળ ગરીબીમાં આવી પડી હતી

જ્યોર્જ ચીમનીએ સરકારી દૃષ્ટિબિન્દુ રજૂ કરતાં જણાવ્યું કે એક માણસને ડોકટર અથવા વકીલની જરૂર પડે ત્યારે તે પોતાના રોગની દવા પોતાની મેળે કરી લે અથવા પોતાનો કેસ જાતે જ લડી લે તે બહેતર છે; પણ તે ડોકટર અથવા વકીલની ફી આપવાને અશક્ત હોય તેથી તેણે ડૉકટર અથવા વકીલને બોલાવવા જ નહિ એવી દલીલ નિરર્થક છે. ઇંગ્લાડની સહાયથી હિન્દને જે લાભો થયા છે, તે તેણે ખરચેલા પૈસાના પ્રમાણમાં વધારે છે.

સીમુર કે. એ જણાવ્યું કે હિન્દની સરકાર ગમે તેટલી ઉત્તમ હોય તો પણ સવાલ એ છે કે હિન્દની પ્રજા તેનો ખર્ચ ઉપાડવાને શક્તિમાન છે કે ?

હિન્દી પ્રધાન તપાસની વિરુદ્ધ ન હતા પણ તેમણે સવાલ પૂછયો કે "સ્વતંત્ર અને સંપૂર્ણ પાર્લામેન્ટરી તપાસ એટલે

શું ? પાર્લામેન્ટની બધી જ તપાસ સ્વતંત્ર હોય છે. કદાચ નિષ્પક્ષપાત તપાસની માગણી કરવાનો હેતુ હશે. પણ ઠરાવમાં પ્રજાની સ્થિતિ, અને તેની જરૂરિયાતો, સરકારી ખર્ચનો બોજો ખમવાની પ્રજાની શક્તિ, મહેસૂલી પદ્ધતિ, હિન્દ અને બ્રિટન વચ્ચેનો નાણાંપ્રકરણી સંબંધ, અને હિન્દી સરકારના બંધારણની તપાસની માંગણી કરવામાં આવી છે, કે જેવી વ્યાપક માગણી સ્વીકારવાને સરકાર તૈયાર નથી.” જો આ ઠરાવ ખેંચી લેવામાં આવે તો હિન્દી પ્રધાન આવતી બેઠકની શરૂઆતમાં આવી તપાસ માટે સિલેક્ટ કમિટી નીમવાની દરખાસ્ત રજૂ કરશે એવી સરકારે ખાતરી આપતાં સેમ્યુઅલ સ્મીથે પોતાની દરખાસ્ત પાછી ખેંચી લીધી હતી.

તપાસ કરનારું કમિશન નીમાવા પહેલાં ૧૮૯૫ ના ફેબ્રુઆરી મહિનાની ૧૨ મી તારીખે હિન્દના ખર્ચમાં બ્રિટને ફાળો આપવો જોઇએ એવો મુદ્દો દાદાભાઇએ ઊભો કર્યો. તેઓ સખાવત નહિ પણ ન્યાય માગતા હતા. બ્રિટિશ હકુમતમાં હિન્દમાં શાન્તિ સ્થપાઈ હતી તેની કદર કરી દાદાભાઇએ સવાલ પૂછ્યો કે બ્રિટિશ હકુમતથી હિન્દને અને બ્રિટનને કેટલો લાભ થતો હતો ?

> “હિન્દને બન્ને દેશોમાંના યુરોપિયનોની નોકરી માટે દર વરસે ૨૦ કરોડ રૂપિયા આપવા પડે છે......આ રીતે કરોડો રૂપિયા ઘસડાઇ જાય છે, અને દરેક વસ્તુનો ઇજારો બ્રિટિશ પાયતખ્તને મળે છે. અમે તેની સાથે હરીફાઇ કરી શકતા નથી, અને પરિણામ એ આવે છે કે ફક્ત અમલદારોને જ નાણાંનો લાભ થતો નથી. પણ તેઓની મહેરબાનીથી બ્રિટિશ વેપારીઓ, ખેડૂતો, વહાણ બાંધનારા, બગીચાવાળાઓ, છાપણદારો અને બીજાઓને લાભ થાય છે. તમને બધા ધંધાનો ઇજારો મળે છે, અને બધો નફો બ્રિટિશોને મળે છે. અમે બ્રિટિશોના નફા માટે મહેનત કરીએ છીએ, અને હિન્દીઓની હાલત દક્ષિણના ગુલામોથી પણ બદતર થઈ છે, કેમ કે ગુલામોને તો તેઓના માલિકો સારી રીતે ખવડાવી પીવડાવીને રાખતા હતા. વળી તેઓ પોતાની મિલકત પર કામ કરતા નથી, પણ હિન્દીઓ પોતાની મિલકત પર કામ કરીને નફો

યુરોપના દેશોના મૂડીવાદીઓને આપે છે. બ્રિટનના લાભો સાથે સરખાવતાં હિન્દના લાભો કાંઇ વિસાતમાં નથી."

દાદાભાઈનું આ ભાષણ ઘણું ભવ્ય હતું, અને પાર્લામેન્ટ પર તેની સારી છાપ પડી હતી. હિન્દી પ્રધાને જણાવ્યું કે હું તપાસની વિરુદ્ધ નથી, પણ દાદાભાઇની માગણી શાહી રાજનીતિનો સવાલ ઊભો કરે છે. આમ હોવા છતાં હિન્દી પ્રધાને ખાતરી આપી હતી કે બ્રિટનનો ઇરાદો હિન્દ પર અન્યાય અથવા જુલમ ગુજારવાનો નથી, પણ હિન્દની પ્રગતિ કરવાનો છે, અને તેથી હિન્દ પર પડતો કોઇ ખર્ચ અન્યાયી હોય તો તેની તપાસ સામે સરકારનો વિરોધ નથી.

દાદાભાઇની જીત થવાથી તેમણે સુધારો પાછો ખેંચી લીધો. પણ હિન્દને અન્યાય નહિ કરવાની ખાતરી આપ્યા પછી તરત જ સરકારે હિન્દની મિલોમાં બનતા કાપડ પર જકાત નાખનારું બીલ રજૂ કર્યું. સ્વાર્થી થાપણદારોએ આ બીલ સરળતાથી પસાર કરાવવા માટે યુકિત વાપરી, અને ૧૮૯૫ ના જાહેર હિતના તાકીદના સવાલની ચર્ચા કરવા માટે સર હેન્રી જેમ્સે સભા મુલતવી રાખવાની દરખાસ્ત રજુ કરી.

દાદાભાઇએ આ ઠરાવની સામે મક્કમ વિરોધ ઉઠાવ્યો.

"જો હું હિન્દની સલ્તનત ભયમાં નાખવા માગતો હોત, જો હું બળવાખોર હોત, તો આ ઠરાવને વધાવી લેત. આવા ઠરાવો હિન્દી પ્રજામાં બેદીલી અને ગુસ્સાની લાગણી વધારે છે, અને જો એવી લાગણી ચાલુ રહેશે તો સલ્તનત છિન્નભિન્ન થઇ જશે......હું યુનિયનિસ્ટોને આ ઠરાવની વિરુદ્ધ મત આપવાની વિનંતી કરું છું; નહિ તો તેઓ હિન્દમાંની બ્રિટિશ હકુમતની કૉફિનમાં પહેલો ખીલો ઠોકશે. યાદ રાખજો કે તમે ગમે તે હો, પણ હજી તમે સાવકી મા જેવા છો. બાળકો પોતાની માતાના ગમે તેવા જુલમોને તાબે થાય છે, પણ સાવકી મા પાસે તો તેઓ ચોખ્ખા ન્યાયની જ હમેશાં માગણી કરશે."

હોમરૂલરોને અપીલ કરતાં દાદાભાઇએ જણાવ્યું હતું:

આ ઠરાવ પસાર કરશો તો તે સલ્તનતને છિન્નભિન્ન કરનારો ઠરાવ પસાર કરવા સમાન ગણાશે. કદાચ તેની અસર કેટલોક વખત સુધી તમને નહિ જણાય. પણ આ મહાન સભા પર હું છાપ પાડવા માગું છું કે જો કે આવતી કાલે વિપ્લવ થવાનો નથી પણ ઘણી નિરાશાઓ, ઘણી બેદરકારીઓમાંથી વિપ્લવ થાય છે. ૧૮૫૭નું વર્ષ ભૂલી ના જતા. હું ખરા હૃદયથી ચાહું છું કે હિન્દમાં બ્રિટિશ રાજ લાંબો વખત સુધી ટકી રહે.

આ સમયે રશિયાએ એશિયામાં વિશાળ સલ્તનત સ્થાપવાનો ઠરાવ કર્યો હતો. રશિયાનું ભૂત બ્રિટનને ભડકાવતું હતું. તે વખતે અંગ્રેજી છાપાંઓમાં રશિયાના નવા હુલ્લાની જોસભેર ચર્ચા ચાલતી હતી. દાદાભાઈએ "ઇન્ડિયા" પત્રના સપ્ટેમ્બરના અંકમાં "રશિયન હલ્લાના ભય" વિષે લેખ લખતાં હિન્દી પ્રજા અને દેશી રાજ્યોના વલણ વિષે ઉલ્લેખ કરી લખ્યું હતું:

"આપખુદી, શોષણ, અને અવિશ્વાસની હાલની પદ્ધતિ ચાલુ રહેશે તો વહેલા યા મોડા—જો હિન્દની પ્રજાનો સ્વભાવ બીજી પ્રજા જેવો હશે તો વહેલા—રશિયા હલ્લો કરે યા નહિ કરે તો પણ મોટી મુશ્કેલી ઊભી થયા વિના રહેવાની નથી. બ્રિટિશ હિન્દના રાજવહીવટથી જે મુશ્કેલીઓ ભેગી થઈ છે તેની આગળ રશિયન હલ્લાનો ભય કંઇ વિસાતમાં નથી. હું લાંબા વખતથી અરણ્યરુદન કરતો આવ્યો છું. ......જો આંતરિક સવાલોનો સંતોષકારક ફડચો થશે તો રશિયા કંઈ કરી શકવાનું નથી. બ્રિટિશ હિન્દને દુઃખમાં ન રાખતાં સંતોષી બનાવો, અને પછી બ્રિટિશરોનો વાળ પણ કોઈ વાંકો કરી શકશે નહિ."

હિન્દી સરકાર પ્રજામાં સંતોષ વધારવા કશું કરતી હતી? હિન્દના ખર્ચની તપાસ કરનારા કમિશન સમક્ષ દાદાભાઈએ આ સવાલનો જવાબ આપ્યો હતો:

"તમારા પર અમારી સત્તા ચાલુ રાખવા, રશિયન હલ્લા સામે અમારો બચાવ કરવા, અને તેમ કરી યુરોપમાં અમારો દરજ્જો જાળ-વવા, પૂર્વમાં અમારી વસાહત વધારવા, અને અમારા પવિત્ર કોલોનો ભંગ કરવા તમને યુરોપિયન લશ્કરી અને દીવાની અમલદારોની લોખંડી

એડી નીચે કચરી નાખવામાં આવશે, અને આ બધું તમારે ખરચે, અને મોટે ભાગે તમારું લોહી રેડીને કરવામાં આવશે."—હિન્દીઓને આવું કહેવાથી તેઓમાં વફાદારી અને શુભેચ્છા પેદા કરી શકાશે?

"ગ્રેટ થૅાટસ" નામના અખબારના પ્રતિનિધિએ દાદાભાઇને સવાલ પૂછતો હતો કે "અમારી હકુમતથી હિન્દીઓ અસંતુષ્ટ છે?" દાદાભાઇએ જવાબ આપ્યો કેઃ—

"પ્રતિદિન અસંતોષ વધતો જાય છે, અને એક દિવસ તેમાંથી મોટી આફત આવશે."

ત્યાર પછી ઘણી વાર આ દેશ આફતના કિનારા પર જઈ પહોંચ્યો હતો, પણ કોન્ગ્રેસની અહિંસાની રાજનીતિને લીધે બળવો થતો અટકવા પામ્યો છે.

દાદાભાઇએ એક બીજા સવાલના જવાબમાં કહ્યું હતું:—

"હું આગાહી કરું છું કે વચનોના આવા ચાલુ ભંગ, હિન્દના લાભો સામેની આ ખંતીલી વિરુદ્ધતા, અને ખરાબ રાજવહીવટમાંથી પ્રજાની વધતી જતી ગરીબીમાંથી વહેલો મોડો બળવો થવો જ જોઇએ. હું ઇચ્છું છું કે મારી આગાહી ખોટી પડે, પણ બ્રિટિશ સલ્તનતના લાભ માટે હું કહું છું કે જો હિન્દના વહીવટની નાશકારક પદ્ધતિને સંપૂર્ણ સુધારવામાં આવશે નહિ તો એવાં બળવાન તત્ત્વો ભેગાં થતાં જાય છે કે જે બ્રિટનની હિન્દી સલ્તનતના પાયા હલાવી નાખશે...... પોતાના રાજવહીવટથી હિન્દીઓને બેદિલ બનાવીને, અને હિન્દીઓને ખરચે અફગાનીસ્તાનના ડુંગરાળ પ્રદેશમાં રસ્તો બાંધીને હિન્દી સરકાર હિન્દ પર હલ્લો કરવા માટે રશિયાને લલચાવવા બધું કરી રહી છે.

ત્યારે હિન્દમાં કેવી રાજનીતિ ધારણ કરવી? આ સવાલના જવાબમાં દાદાભાઇએ જણાવ્યું હતું કેઃ—

"બ્રિટિશ હકુમતના ન્યાયથી સઘળાં વચનોનું પાલન કરી હિન્દીઓને એવુ ભાન કરાવો કે જેથી બ્રિટનનો બચાવ કરતાં તેઓને એમ જ લાગે કે અમે અમારા જ જાનમાલનો બચાવ કરીએ છીએ. જો હિન્દી પ્રજામાં આવી લાગણીઓ પેદા થશે તો તમે અડધો ડઝન રશિયાને હરાવી શકશો."

અફીણના વેપારની સામે દાદાભાઈએ આમની સભામાં ચલાવેલી લડતનો ઇસારો કર્યા વિના આ પ્રકરણ પૂરું કરી શકાય તેમ નથી. પોતાના વેપારી જીવનની શરૂઆતમાં તેમણે પોતાના ભાગીદારોને જણાવી દીધું હતું કે અફીણ અને શરાબ જેવી માણસ જાતનું સત્યાનાશ વાળનારી ચીજોના વેપારમાંથી મળતા નફાની એક પાઇ પણ મારે જોઈતી નથી. લોર્ડ હારટીંગટન પરના યાદગાર પત્રમાં પણ તેમણે અફીણના વેપારને બ્રિટિશ સરકારની અધોગતિની સાબિતી રૂપ લેખ્યો હતો. ૧૮૮૬ માં ઇંગ્લાંડમાં અફીણના વેપારની સામે જેહાદ ઉઠાવવામાં આવી હતી, અને ૧૮૮૮ માં આ વેપાર નાબૂદ કરવા માટે એક બીજી સંસ્થા હસ્તીમાં આવી હતી. દાદાભાઇએ આ લડતમાં પૂરતો ફાળો આપ્યો હતો.

આ દુષ્ટ વેપારની હસ્તીનો ટૂંકમાં ખ્યાલ આપવાની જરૂર છે. હિન્દના કેટલાક ભાગોમાં અફીણની ખેતી, બનાવટ, અને વેચાણનો ઇજારો હિન્દી સરકાર ધરાવતી હતી. સરકાર દરેક ખસખસના છોડ માટે પરવાનો આપતી, ખેડૂતોને મદદ કરતી, અમુક ભાવે પાક ખરીદી લેતી, ચીન માટે અફીણ બનાવતી, તે કલકત્તાના બજારમાં લીલાઉથી વેચતી, અને નફો ખીસામાં મૂકતી. આ નાપાક વેપાર સામે પ્રજામાં પ્રચંડ વિરુદ્ધતા પ્રગટી નીકળી હતી, પણ અફીણની મહેસૂલ વિના ચાલે એમ નથી એવી દલીલ કરવા ઉપરાંત સરકારે આગળ વધીને નફ્ટાઇથી કહ્યું હતું કે મધ્યમ પ્રમાણમાં અફીણ લેવાથી કંઇ હાનિ થતી નથી.

અફીણના વ્યસનીઓનાં દુઃખો, રોગો અને અધઃપતન નજરોનજર જોનારા ખ્રીસ્તી મિશનરીઓએ આ સંબંધી ઇંગ્લાંડમાંના પોતાના મિત્રો સમક્ષ ઘણી કડવી ફરિયાદો કરી હતી. ૧૮૯૧ ના એપ્રિલની ૧૦ મી તારીખે આમની સભામાં આ નૈતિક યુદ્ધ લડનારાઓને થોડીક ફતેહ મળી. એ દિવસે આમની સભાએ પસાર કરેલા ઠરાવનો સાર એ હતો કે હિન્દમાં અફીણના વેપારમાંથી

મહેસૂલ મેળવવાની પદ્ધતિનો નૈતિક નજરે બચાવ થઇ શકે તેમ નથી, માટે હિન્દી સરકારે ખસખસની ખેતી કરવાના પરવાના આપવા બંધ કરવા. ફક્ત તબીબી કારણો સિવાય બ્રિટિશ હિન્દમાં અફીણનું વેચાણ બંધ કરવું, અને સાથે હિન્દના દેશી રાજ્યોનું અફીણ બ્રિટિશ હિન્દને માર્ગે રવાના કરવાની મના કરવી. આ રીતે અફીણના સવાલે ઉગ્ર રૂપ લીધું હતું.

દાદાભાઇ આ ચળવળથી ઘણા રાજી થયા, પણ અફીણના વિરોધીઓ હિન્દની ફરિયાદો પર ધ્યાન આપતા ન હતા તે જોઇને તેમને ઘણી નિરાશા ઊપજી. અફીણનો વેપાર દાબી દેનારી મંડળીના સેક્રેટરી જોસફ એલેકઝાન્ડરે તેમના પર હિન્દી પ્રધાન પર મોકલવાની એક અરજીનો ખરડો મોકલી તેમને હિન્દી પ્રધાન સમક્ષ જનારા ડેપ્યુટેશનમાં જોડાવાની અરજ કરી હતી. આ અરજમાં હિન્દના સવાલને નહિ પણ ચીનના સવાલને મહત્ત્વ આપવામાં આવ્યું હતું.

આ કામમાં મદદગાર થવાની પોતાની અશકિત બતાવતાં દાદાભાઈએ લખ્યું:

> હિન્દની રાષ્ટ્રિય મહાસભાએ હજી સુધી આ સવાલ વિષે પોતાનો અભિપ્રાય દર્શાવેલો ન હોવાથી હું મારા પોતાના વિચારો રજૂ કરું છું. તમે જાણો છો કે સોસાયટીના નૈતિક હેતુ તરફ મારી દિલસોજી છે, અને તે માટે મેં કેટલોક ભોગ પણ આપ્યો છે. તમે એ પણ જાણો છો કે સોસાયટી કમનસીબે રોગનું ખરું મૂળ, અને અમારી બીજી આફતો જાણતી નથી. હિન્દ શા માટે આટલું બધું ગરીબ થઈ ગયું છે કે જેથી તે પોતાના રાજ્યવહીવટના ખર્ચને પહોંચી વળી શકતું નથી? શા માટે તેને બીજી પ્રજાને ઝેર આપવાની, અથવા અંગ્રેજોની સખાવત પર આધાર રાખવાની, અથવા જીવનની અનિવાર્ય જરૂર જેવાં નિમક પર કર નાખવાની ફરજ પડે છે? આવો સવાલ સોસાયટીના સભાસદોએ પોતાના મનને પૂછવાની તસ્દી લીધેલી જણાતી નથી.

તે પછી આ ગરીબ દેશમાંથી ઘસડાઇ જતા કરોડો રૂપિયા માટે અફસોસ દર્શાવી તેમણે બ્રિટિશ પ્રજાને "હિન્દી સવાલની ભીતરમાં ઊતરવાની" વિનંતી કરી હતી.

૧૯૦૩ માં આલફ્રેડ વેબે આમની સભામાં આ સવાલ પાછો ઉપાડયો ત્યારે પણ દાદાભાઈએ ઉપર મુજબની જ દલીલો રજુ કરી હતી. વરસોથી તેમણે આ સવાલનો અભ્યાસ કર્યો હતો, અને ૪૦ વર્ષ પહેલાં અફીણના વેપારની વિરૂદ્ધ એક પત્રિકા પ્રગટ કરી હતી. આ વેપાર હિન્દ અને ઈંગ્લાંડ બન્ને માટે શાપ સમાન છે, પણ હિન્દના વેપારની તે એક જ બાજુ રજૂ કરે છે. જે કમિશન નીમાવાનું છે તેને આખા સવાલની તપાસ શા માટે ન સોંપવી?

ગ્લેડસ્ટનના સુંદર પ્રવચનથી આ ચર્ચા યાદગાર થઈ હતી. સરકાર તરફથી બોલતાં તેમણે ખુલ્લાં દિલથી એકરાર કર્યો હતો કે માનવજીવનમાં ઘણી વાર એવા પ્રસંગ આવે છે કે જ્યારે જે માણસોને તેઓના દરજ્જાને લીધે સૌથી ઉત્તમ માહિતી હોવી જોઈએ તેઓને સૌથી ઓછી માહિતી હોય છે. આ કારણ સર હિન્દી સરકારના મતને ટેકો આપ્યા વિના આ સવાલ કમિશન સમક્ષ રજૂ કરવાની તત્પરતા બતાવી તેમણે જાહેર કર્યું કે સરકાર ચીનને બળાત્કારથી અફીણ વેચવા માગતી નથી. સરકારને અફીણમાંથી મોટી મહેસૂલ મળે છે, છતાં અફીણ લેવું કે નહિ તે ચીનની મુનસફી પર છોડવામાં આવ્યું છે.

૧૮૯૫ માં કમિશને રિપોર્ટ બહાર પાડયો. પણ તેના ચુકાદાથી અફીણના વિરોધીઓને સંતોષ થયો નહિ. તેઓ તરફથી ફરિયાદ કરવામાં આવી કે કમિશન નીમ્યા પછી સરકારે અફીણના વેપારનો પક્ષ લઈ અનુકૂળ સાક્ષીઓને જ બોલાવ્યા હતા. અફીણના વિરોધીઓને એક પણ સાક્ષી લાવવાની તક મળી ન હતી. આ લડત આગળ વધી, અને ભૂતકાળમાં અનેક નૈતિક યુદ્ધ લડનાર યોદ્ધા જોસફ પીશુને ટેકો આપવા માટે જાહેર સભા ભરવામાં આવી. દાદાભાઈ પણ આ યુદ્ધના એક સૈનિક હતા. ૧૮૯૫ ના મેની ૨૮ મી તારીખે આમની સભામાં આ સવાલની વધુ ચર્ચા થઈ, પણ કોરડાઈટ પૂરો પાડવાના સવાલ સંબંધી સરકાર પક્ષની હાર થઈ,

પ્રધાનમંડળે રાજીનામું આપ્યું, અને તા. ૮ સી જુલાઈએ આમની સભા બરખાસ્ત કરવામાં આવ્યાથી આ દિશામાંની દાદાભાઈની લડત અટકી પડી.

બીજી શાપરૂપ બદી દારુની હતી કે જેનો પોતાની જિંદગી દરમિયાન નાશ કરવાની દાદાભાઈની આકાંક્ષા હતી. આ બદી દાબી દેવા માટે તેમણે ચલાવેલી લડતનું ટૂંક વર્ણન અહીં પ્રસંગોપાત ગણાશે. તેમના જાની મિત્રો કેન અને સેમ્યુઅલ સ્મીથ ઈંગ્લાંડમાં મદ્યપાનનિષેધના પ્રખર હિમાયતી હતા. ૧૮૮૮ માં કેન મુંબઈમાં હતા ત્યારે તેમણે હિન્દના પ્રતિનિધિઓની એક પરિષદ બોલાવી હતી જેમાં એવો નિશ્ચય દર્શાવવામાં આવ્યો હતો કે હિન્દની પ્રજાને દારુની વધતી જતી બદીમાંથી ઉગારી લેવા માટે ગ્રેટ બ્રિટનમાં એક સંસ્થા સ્થાપવી, અને હિન્દમાં તેની શાખાઓ મારફતે ચળવળ ચલાવવી. પરિણામે સેમ્યુઅલ સ્મીથના પ્રમુખપણા નીચે એંગ્લો-ઇન્ડિયન ટેમ્પરંસ સોસાયટીની સ્થાપના કરવામાં આવી હતી. દાદાભાઈ શરૂઆતથી જ તેમાં જોડાયા હતા, અને વરસો સુધી આ સંસ્થાની કારોબારી કાઉન્સિલના તેઓ સભ્ય હતા.

ગ્રેટ બ્રિટનની નેશનલ ટેમ્પરંસ એસોસીએશનનો સહકાર મેળવીને જાહેર પ્રજામત કેળવવામાં આવવાથી બન્ને દેશોમાં મદ્યપાનનિષેધની ચળવળમાં એવી ભરતી આવી હતી કે જેવી ભરતી હાલમાં કોંગ્રેસ પ્રધાનમંડળની દારૂબંધીની રાજનીતિથી આવેલી આપણે જોઇએ છે. હિન્દનાં સઘળાં મુખ્ય શહેરોમાં શાખા સમિતિઓ સ્થાપવામાં આવી હતી, અને આખા દેશમાં ઠેકઠેકાણે મદ્યપાનનિષેધ મંડળો હસ્તીમાં આવ્યાં હતાં.

દાદાભાઈની દલીલ એવી હતી કે હિન્દની પ્રજા દારૂ પીનારી પ્રજા નથી. પ્રજાના મોટા ભાગને તેઓના ધર્મો દારૂ પીવાની મના કરે છે. ફક્ત હિન્દમાં આયાત થતો દારૂ અટકાવવાની જ જરૂર હતી, પણ બ્રિટિશ સરકારે પશ્ચિમના સુધારાની સાથે હિન્દમાં

૧૯૦૩ માં આલફ્રેડ વેબે આમની સભામાં આ સવાલ પાછો ઉપાડયો ત્યારે પણ દાદાભાઇએ ઉપર મુજબની જ દલીલો રજુ કરી હતી. વરસોથી તેમણે આ સવાલનો અભ્યાસ કર્યો હતો, અને ૪૦ વર્ષ પહેલાં અફીણના વેપારની વિરૂદ્ધ એક પત્રિકા પ્રગટ કરી હતી. આ વેપાર હિન્દ અને ઈંગ્લાંડ બન્ને માટે શાપ સમાન છે, પણ હિન્દના વેપારની તે એક જ બાજુ રજૂ કરે છે. જે કમિશન નીમાવાનું છે તેને આખા સવાલની તપાસ શા માટે ન સોંપવી?

ગ્લેડસ્ટનના સુંદર પ્રવચનથી આ ચર્ચા યાદગાર થઇ હતી. સરકાર તરફથી બોલતાં તેમણે ખુલ્લાં દિલથી એકરાર કર્યો હતો કે માનવજીવનમાં ઘણી વાર એવા પ્રસંગ આવે છે કે જ્યારે જે માણસોને તેઓના દરજ્જાને લીધે સૌથી ઉત્તમ માહિતી હોવી જોઇએ તેઓને સૌથી ઓછી માહિતી હોય છે. આ કારણ સર હિન્દી સરકારના મતને ટેકો આપ્યા વિના આ સવાલ કમિશન સમક્ષ રજૂ કરવાની તત્પરતા બતાવી તેમણે જાહેર કર્યું કે સરકાર ચીનને બળાત્કારથી અફીણ વેચવા માગતી નથી. સરકારને અફી-ણમાંથી મોટી મહેસૂલ મળે છે, છતાં અફીણ લેવું કે નહિ તે ચીનની મુનસફી પર છોડવામાં આવ્યું છે.

૧૮૯૫ માં કમિશને રિપોર્ટ બહાર પાડયો. પણ તેના ચુકાદાથી અફીણના વિરોધીઓને સંતોષ થયો નહિ. તેઓ તરફથી ફરિયાદ કરવામાં આવી કે કમિશન નીમ્યા પછી સરકારે અફીણના વેપારનો પક્ષ લઇ અનુકૂળ સાક્ષીઓને જ બોલાવ્યા હતા. અફીણના વિરોધીઓને એક પણ સાક્ષી લાવવાની તક મળી ન હતી. આ લડત આગળ વધી, અને ભૂતકાળમાં અનેક નૈતિક યુદ્ધ લડનાર યોદ્ધા જોસફ પીઝને ટેકો આપવા માટે જાહેર સભા ભરવામાં આવી. દાદાભાઇ પણ આ યુદ્ધના એક સૈનિક હતા. ૧૮૯૫ ના મેની ૨૮ મી તારીખે આમની સભામાં આ સવાલની વધુ ચર્ચા થઇ, પણ કોરડાઇટ પૂરો પાડવાના સવાલ સંબંધી સરકાર પક્ષની હાર થઇ,

પ્રધાનમંડળે રાજીનામું આપ્યું, અને તા. ૮ મી જુલાઇએ આમની સભા બરખાસ્ત કરવામાં આવ્યાથી આ દિશામાંની દાદાભાઇની લડત અટકી પડી.

બીજી શાપરૂપ બદી દારુની હતી કે જેનો પોતાની જિંદગી દરમિયાન નાશ કરવાની દાદાભાઇની આકાંક્ષા હતી. આ બદી દાબી દેવા માટે તેમણે ચલાવેલી લડતનું ટૂંક વર્ણન અહીં પ્રસંગોપાત ગણાશે. તેમના જૂની મિત્રો કેન અને સેમ્યુઅલ સ્મીથ ઇંગ્લાંડમાં મદ્યપાનનિષેધના પ્રખર હિમાયતી હતા. ૧૮૮૮ માં કેન મુંબઈમાં હતા ત્યારે તેમણે હિન્દના પ્રતિનિધિઓની એક પરિષદ બોલાવી હતી જેમાં એવો નિશ્ચય દર્શાવવામાં આવ્યો હતો કે હિન્દની પ્રજાને દારુની વધતી જતી બદીમાંથી ઉગારી લેવા માટે ગ્રેટ બ્રિટનમાં એક સંસ્થા સ્થાપવી, અને હિન્દમાં તેની શાખાઓ મારફતે ચળવળ ચલાવવી. પરિણામે સેમ્યુઅલ સ્મીથના પ્રમુખપણા નીચે એંગ્લો-ઇન્ડિયન ટેમ્પરંસ સોસાયટીની સ્થાપના કરવામાં આવી હતી. દાદાભાઈ શરૂઆતથી જ તેમાં જોડાયા હતા, અને વરસો સુધી આ સંસ્થાની કારોબારી કાઉન્સિલના તેઓ સભ્ય હતા.

ગ્રેટ બ્રિટનની નેશનલ ટેમ્પરંસ એસોસીએશનનો સહકાર મેળવીને જાહેર પ્રજામત કેળવવામાં આવવાથી બન્ને દેશોમાં મદ્યપાનનિષેધની ચળવળમાં એવી ભરતી આવી હતી કે જેવી ભરતી હાલમાં કોંગ્રેસ પ્રધાનમંડળની દારૂબંધીની રાજનીતિથી આવેલી આપણે જોઇ છે. હિન્દનાં સઘળાં મુખ્ય શહેરોમાં શાખા સમિતિઓ સ્થાપવામાં આવી હતી, અને આખા દેશમાં ઠેકઠેકાણે મદ્યપાનનિષેધ મંડળો હસ્તીમાં આવ્યાં હતાં.

દાદાભાઇની દલીલ એવી હતી કે હિન્દની પ્રજા દારૂ પીનારી પ્રજા નથી. પ્રજાના મોટા ભાગને તેઓના ધર્મો દારૂ પીવાની મના કરે છે. ફક્ત હિન્દમાં આયાત થતો દારૂ અટકાવવાની જ જરૂર હતી, પણ બ્રિટિશ સરકારે પશ્ચિમના સુધારાની સાથે હિન્દમાં

આબકારી રાજનીતિ દ્વારા દારૂની દુકાન દાખલ કરી હતી. હિન્દની લગભગ બધી ભઠ્ઠીઓ સરકારી માલિકીની હતી. આ ભઠ્ઠીનો વધારામાં વધારે દારૂ વેચવા માટે જે વધારેમાં વધારે પૈસા આપે તેને દારૂનાં પીઠાંનો પરવાનો આપવામાં આવતો હતો.

એસોસીએશનની લડતને પ્રતાપે આમની સભાએ (એપ્રિલ ૧૮૮૯) એક ઠરાવ પસાર કરી હિન્દની આબકારી રાજનીતિમાં સુધારા કરવાની માગણી કરી. હિન્દની નૈતિક અને ભૌતિક પ્રગતિ સંબંધના વાર્ષિક અહેવાલમાં સરકારે ગેરકાયદાસર દારૂનું વેચાણ ઓછું કરવા માટે પોતાની પીઠ થાબડી. પણ તેથી લોકોની રહેણીકરણી સુધરી હતી? સરકારના અહેવાલ પરથી માલૂમ પડે છે કે આબકારી વહીવટની સુધારણાને લીધે નહિ પણ "કાયદાસર દારૂનું વેચાણ" દિનપર દિન વધતું જવાથી દર વરસે આબકારી મહેસૂલ વધતી જ રહી હતી.

દર વરસે વધતી જતી દારુની ખપતને લીધે ગૂના, રોગ, ગરીબી, અને મરણમાં થતો વધારો આંધળાને પણ દેખાય એવો હતો. પણ શરાબથી થતી આર્થિક પાયમાલીનો હજી લોકોને પુરતો ખ્યાલ ન હતો. ૧૮૯૧ ના એપ્રીલની ૮ મી તારીખે ટેમ્પરંસ લોજીસ સમક્ષ ભાષણ કરતાં દાદાભાઈએ લોકોની આંખ ઉઘાડવા જાહેર કર્યું કે દર વરસે અંગ્રેજ પ્રજા ફક્ત દારૂ પાછળ ૧૩૦,૦૦૦,૦૦૦ પાઉન્ડનો ધુમાડો કરે છે.

"જો આટલા બધા પૈસા દરિયામાં ફેંકી દેવાતા હોય તો તે નજીવી ખરાબી ગણાશે. પણ દારૂથી તો અનેક ગણી ખરાબી થાય છે. કુદરતની બક્ષીસ અને માણસની મહેનતથી માણસજાતના ખોરાકને લાયકના આટલાં બધાં અનાજમાંથી ફક્ત પૌષ્ટિક જ નહિ પણ નાશકારક વસ્તુ તૈયાર કરવામાં આવે છે. એક બાજૂથી લોકોના પૈસા લઇને તેઓનો ખોરાક ખૂંચવી લેવામાં આવે છે, ત્યારે બીજી બાજૂ પર લોકોને સડેલાં અનાજમાંથી બનાવેલો દારૂ પાઇને અધમ બનાવવામાં આવે છે. ખોરાકના આ અભાવથી કામદારોની ઉત્પાદક શક્તિ ઓછી થાય

છે એટલું જ નહિ પણ તેમની અને તેમના કુટુંબની દરિદ્રાવસ્થા વધી તેઓને ગુનેગાર બનાવીને દારૂ તેઓનું સત્યાનાશ વાળી નાખે છે. આખી પ્રજાના અધઃપતનની કિંમત કેમ આંકવી તે હું જાણતો નથી......હું દારૂનો ખર્ચ ૧૩૦,૦૦૦,૦૦૦ પાઉન્ડનો ગણું છું. એનો અર્થ એ થયો કે આ જ રકમમાંથી યુનાઇટેડ કિંગ્ડમના બધા લોકોને આખું વરસ રોટી (૭૦,૦૦૦,૦૦૦ પાઉન્ડ), માખણ અને પનીર (૩૫,૦૦૦,૦૦૦) અને દૂધ (૩૦,૦૦૦૦૦૦) પૂરાં પાડી શકાય, અથવા એ રકમમાંથી લોકોનું વાર્ષિક ભાડું (૭૦,૦૦૦,૦૦૦ પાઉન્ડ) અને સઘળાં રેશમી, સૂતરાઉ, અને ગરમ કપડાં (૬૬,૦૦૦,૦૦૦) પૂરાં પાડી શકાય. વિચાર કરો કે દારૂને લીધે લોકોનું આટલું બધું કલ્યાણ કરી શકાતું નથી, અને ઉપરથી લોકોને એટલી રકમનું નુકસાન કરી તેઓની ઉત્પાદન શક્તિનો વધુઓછા પ્રમાણમાં નાશ કરવામાં આવે છે. પણ સૌથી વધારે ખરાબી પ્રજાનું સામાન્ય અધઃપતન અને મનુષ્યોની સરેરાસ આયુષ્યમાં થતો ઘટાડો છે."

તેમના મત પ્રમાણે જ્યાંજ્યાં લોકો દારૂનાં પીઠાં બંધ કરવાની માગણી કરતાં હોય ત્યાં પીઠાં બંધ કરવાની તેઓને સત્તા મળવીજ જોઇએ. લોકશાહીનો ખરો સિદ્ધાંત એ છે કે ઘણા લોકોના કલ્યાણ માટે—થોડા લોકોની માની લીધેલી મઝા યા વ્યસન માટે નહિ— સરકારી રાજનીતિ ઘડાવી જોઇએ.

એસોસીએશનની વાર્ષિક સભામાં પસાર થયલા ઠરાવની રૂએ લંડનમાં વસતા હિન્દીઓની ખાસ કરીને વિદ્યાર્થીઓની એક સભા વેસ્ટ મિન્સ્ટરના ટાઉન હોલમાં સેમ્યુઅલ સ્મીથના પ્રમુખપણા નીચે "હિન્દી મદ્યનિષેધક બંધુસમાજ" ની સ્થાપના કરવા મળી હતી. દાદાભાઇ માનતા હતા કે ઉઘરતી પ્રજા પર શરાબ જીવનનું સત્યાનાશ વાળનાર છે એવી છાપ પડવાથી જ શરાબના શાપ ઓછા કરી શકાશે.

"ઇન્ડિયન બ્રધરહુડ" ના પ્રમુખ તરીકે દાદાભાઇએ કહ્યું હતું:

"આ મંડળની સ્થાપના કરનારા અંગ્રેજોને ઘણી વાર ધખારાબાજ તરંગીઓ કહેવામાં આવે છે. પણ આ દેશના બધા મહાન નૈતિક અને

સામાજિક સુધારા મોટે ભાગે આ વર્ગની કોશિશોને આભારી છે. દાખલા તરીકે ગુલામગીરીનો નાશ, યાહુદીઓની મુક્તિ, રોમન કેથલીકોની નાલાયકાતોનો નાશ અને એવા બીજા ઘણા સુધારા. આ મંડળની સ્થાપના હિન્દની મુક્તિ માટેના નાના બીજ સમાન છે, અને તેથી તેની સાથેના મારા સંબંધ માટે હું મગરૂર છું. આ સંસ્થાનું બીજું આશાજનક સ્વરૂપ એ છે કે બધી કોમો પર સરખી અસર કરનારા આ મહાન સવાલ સંબંધી સાથે મળીને પગલાં ભરવા માટે હિન્દુઓ અને મુસલમાનો ભેગા મળે છે."

આ મંડળે મદ્યપાનનિષેધની લડત આગળ ધપાવવા વિશેષ કામ કરેલું જણાતું નથી. ઈંગ્લાંડમાં થોડો વખત વસવા આવતા વિદ્યાર્થીઓ પાસેથી આ દિશામાં વધારે આશા રાખવી વ્યર્થ હતી, પણ હિન્દના વિદ્યાર્થીઓ મદ્યપાનનિષેધક ચળવળમાં રસ લઈ શરાબની આદત તરફ ધિક્કાર કેળવતા થાય તેટલું દાદાભાઈને મન પૂરતું હતું. બંગાળનું આબકારી બીલ ખેંચી લઈ તે સ્થાનિક અમલદારો પર રવાના કરવાના સરકારના પગલા સંબંધી એંગ્લો-ઇન્ડિયન ટેમ્પરંસ એસોસીએશનની તા. ૧૭ મી એપ્રિલ ૧૯૦૫ ને દિને મળેલી સભામાં દાદાભાઈએ કહ્યું હતું:

> આપણા મંડળની હિન્દમાં ૩૦૦ શાખાઓ છે, જેનો અર્થ એ થાય છે કે સઘળા ધર્મો, સઘળા વર્ગો, નીચલાથી ઉપલા દરજ્જાના સઘળા માણસો એક મહાન કામ માટે ભાઈભાઈની પેઠે સાથે મળીને કામ કરવાનો મહાન પદાર્થ પાઠ શીખતા હતા...આ ૩૦૦ મંડળો વધીને ૩૦૦૦ યા તેથી વધુ થશે, અને હિન્દના ૩૦ કરોડ માણસોને ઉચ્ચ માનવજીવન માટે તૈયાર કરવામાં આવશે. આ મંડળ હિન્દમાંથી દારૂની બદી નાબૂદ કરવાની શરૂઆત કરે છે એટલું જ નહિ પણ તે લોકોના વિચારો ઉન્નત બનાવી તેઓને સંપીલા બનતાં શીખવે છે, કે જે સંપ તેઓને ઘણો ઉપયોગી થઈ પડશે.

# પ્રકરણ ૨૫ મું.

## ચૂંટણીમાં પરાજય

આખરે ૧૮૯૫ ના મે મહિનાની આખરે શાહી કમિશનની નિમણુક કરવામાં આવી. તા. ૨૪ મી મેના શાહી ફરમાનથી હિન્દી પ્રધાન અને હિન્દી સરકારના હુકમથી લશ્કરી અને દીવાની ખર્ચના વહીવટ તથા ઈંગ્લાન્ડ અને હિન્દની સરકારો વચ્ચે બન્નેના લાભ માટે થતા ખરચોની વહેંચણીની તપાસ કરવા માટે લોર્ડ વેલ્બીના પ્રમુખપણા નીચે નીમાયલા આ કમિશનના સભાસદ તરીકે દાદાભાઈની પણ પસંદગી કરવામાં આવી હતી. કમિશનના તેઓ એક માત્ર હિન્દી સભ્ય હતા, પણ બીજા બે સભ્યો કેન અને વેડરબર્ન જો કે બ્રિટિશરો હતા, છતાં તેઓ હિન્દીઓથી કોઇ રીતે ઊતરતા નહોતા.

બાદશાહી કમિશનનું કામ કઠણ હતું—ખાસ કરીને દાદાભાઈ માટે આ વિકટ કર્તવ્ય હતું, કેમકે વરસોથી તેમણે આવા કમિશનની માગણી ચાલુ રાખી હતી. હિન્દની નેશનલ કૉન્ગ્રેસની પહેલી બેઠકમાં હિન્દના રાજવહીવટની તપાસ કરવા માટે શાહી કમિશન નીમવાની અરજ કરનારી દરખાસ્ત દાદાભાઇએ રજૂ કરી હતી. હવે કમિશનની નિમણુક થવાથી દાદાભાઇને માથે પોતે જે વાત કરતા હતા તે ખરી હતી એમ સાબીત કરી આપવાની ફરજ આવી પડી. કમિશન સમક્ષ આવનારા વિરોધીઓ—ખાસ કરીને સરકારી અમલદારોની ઉલટપાલટ તપાસ લેવા માટે તેમને તૈયારી કરવાની હતી. વળી હિન્દની ફરિયાદો દૂર કરવા માટે કેવાં અસરકારક પગલાં ભરવા જોઇએ, તથા હિન્દની જરૂરિયાતો શું છે તે કમિશન સમક્ષ રજૂ કરવાનું હતું. દાદાભાઇ જેવા મહારથી માટે પણ આ કામ વિકટ હતું.

કમિશનની નિમણુક થઈ તે જ અરસામાં પાર્લામેન્ટ બરખાસ્ત થવાથી તેમને જોઈતો વખત મળી શકે એમ હતું. પણ દાદાભાઈ પાર્લામેન્ટથી છૂટા પડવા માગતા નહોતા. સેન્ટ્રલ ફિન્સબરીના મતદારો પર હવે તેમનો ભૂતકાળ કરતાં વધારે દાવો હતો, અને યુનાઈટેડ લિબરલ અને રેડિકલ એસોસીએશને તેમની ઉમેદવાર તરીકે ચૂંટણી કરી હતી.

પણ ચૂંટણીમાં લિબરલોને ફતેહ મળવાના સંભવો ઘણા જ જૂજ હતા. લિબરલ પાર્ટીની હકૂમત દરમિયાન જુદાજુદા બળવાન વર્ગોના લાભ પર અસર કરનારા સવાલો ઊભા થયા હતા. મોત પરની જગાત, જમીનના સવાલો, અને મજૂરોના લાભના પ્રગતિકારી કાયદાઓએ જમીનદારો, થાપણદારો, ઇજારદારો અને બીજા શ્રીમંત વર્ગોનો રોષ વહોરી લીધો હતો. અમુક સ્થાનિક વિસ્તારમાં પીઠાં બંધ કરવાની લોકોને સત્તા આપવાના સવાલથી દારૂના વેપારીઓ લાલપીળા થઈ ગયા હતા, અને પોતાનાં ધીખતા ધંધાનો નાશ થતો અટકાવવા માટે તેઓ સાથે મળીને ભગીરથ કોશિશ કરી રહ્યા હતા. ધર્મખાતું રદ કરવા તથા ચર્ચના નિભાવ માટે સરકારી તિજોરીમાંથી નાણાં નહિ આપવાના સવાલથી ધર્મગુરુઓ ખીજવાયા હતા, અને ઉમરાવ સભા કાઢી નાખવાના સવાલથી આખો ઉમરાવ વર્ગ લિબરલો પર પર ગુસ્સે થયો હતો. દાદાભાઈએ વાચ્છા પરના પત્રમાં લખ્યું હતું તેમ "ધર્મગુરુ, પીઠાંવાળા, જમીનદાર, અને ઉમરાવ, પોતાના ભાવિ મરણની સામે મોત જીવનની લડત લડી રહ્યા હતા."

આવા બળવાન હરીફોની સામે ચૂંટણીમાં ફતેહ મેળવવાના સંભવો નહિ જેવા હોવા છતાં દાદાભાઈએ ચૂંટણીના જંગમાં ઝૂકાવ્યું. તેમણે ફિન્સબરીના મતદારો સમક્ષ પોતાના કામકાજનો અહેવાલ રજૂ કર્યો. ૧૮૯૨ માં પાર્લામેન્ટમાં ફક્ત એક જ ડિવીઝન થયું હતું, જેમાં દાદાભાઈએ મત નોંધાવ્યો હતો. ૧૮૯૩-૯૪ માં પાર્લામેન્ટની બેઠક બે ભાગમાં વહેંચાઈ ગઈ હતી. પહેલા

ભાગમાં ૩૧૦ ડિવીઝનોમાંથી દાદાભાઈએ ૩૦૪ ડિવીઝનોમાં મત નોંધાવ્યા હતા. બીજા ભાગમાં તેઓ હિન્દ જવાથી ગેરહાજર રહ્યા હતા, પણ ૧૮૯૪ માં ૨૪૬ માંથી ૨૩૧ ડિવીઝન વખતે તેઓ હાજર હતા. ૧૮૯૫ માં ૧૩૯ ડિવીઝનોમાંથી ૧૧૮ ડિવીઝનોમાં દાદાભાઈએ ભાગ લીધો હતો. આવી નિયમિત હાજરી ઘણા થોડા સભાસદોએ જ નોંધાવી હશે. દાદાભાઈએ મતદારો જોગી વિનંતીમાં લિબરલોના સારા કામની પ્રશંસા કરી. ૧૮૯૨ માં લિબરલ પાર્ટીએ હાથ ધરેલો કાર્યક્રમ પૂરો કરવાની તક આપવા માટે તેમણે સઘળા લિબરલ અને રેડિકલ મતદારોને લિબરલ ઉમેદવારોને ટેકો આપવાનો આગ્રહ કર્યો હતો.

લિબરલ કાર્યક્રમોમાંથી દાદાભાઈએ કેટલીક મહત્ત્વની હકીકતો મતદારો સમક્ષ નીચે મુજબ રજૂ કરી હતીઃ—

> લિબરલ પાર્ટી આઇરીશ હોમરૂલ મંજૂર કરવાને વચનથી બંધાયેલી છે, એટલું જ નહિ પણ આઇરીશ હોમરૂલ અંગ્રેજોના સ્વાર્થ માટે પણ જરૂરી છે બ્રિટિશ ઇતિહાસમાં તે એક ગૌરવશીલ પ્રકરણ થઇ પડશે. વેલ્સનું "ડિસએસ્ટેબ્લીશમેન્ટ," લંડન માટે સઘળી વિધવિધ દિશામાં હોમરૂલ; ઉમરાવ સભાનો "વીટો" રદ કરવો, અથવા તે પર અંકુશ મૂકવો; રાષ્ટ્રિય અને મ્યુનિસિપલ હેતુઓ માટે જમીનની કિંમત પર કરની આકારણી (મ્યુનિસિપલ હેતુ માટે જમીન પર કર નાખનારું બીલ તેમણે બે વાર રજૂ કર્યું હતું); માલિકો અને ભાડૂતો વચ્ચે કરવેરાની વહેંચણી; સભાસદોને પગાર, જવાબદાર જાહેર રેજીસ્ટ્રેશન, અધિકારીઓ દ્વારા મતદારોની સંપૂર્ણ નોંધણી; એક માણસ દીઠ એક જ મત; પુખ્ત વયના સખસોને મતાધિકાર, આઠ કલાકની રોજની મજૂરી, અને દારૂનો ધંધો બંધ કરવા માટે લોકોને સીધી સત્તા.

દાદાભાઈની ઉમેદવારીને ટેકો આપવા માટે ભારે ઉત્સાહ વચ્ચે સભાઓ ભરાઇ હતી, અને સ્થાનિક લિબરલ નેતાઓએ તેઓના "હાલના વફાદાર અને કર્તવ્યનિષ્ઠ સભાસદ" ને મત આપવા આગ્રહભરી વિનંતી કરી હતી. આમાંની એક પત્રિકા નીચે મુજબ હતીઃ

ફેરિંગટન રોડના ગરીબ કોસ્ટરોને પડખે કોણ ઊભું રહ્યું હતું? અલબત, રેડિકલ યુનિયનો અને ટ્રેડ યુનિયનો માટે કોસ્ટરો, રેડિકલ અને ટ્રેડયુનિયનની લડત અને ડી. નવરોજીને મત આપજો.

એ જ પ્રમાણે આઇરીશ નેશનલ લીગે પણ હિન્દી ગ્લેડસ્ટનને ટેકો આપ્યો હતો, અને જો કે લિબરાલિઝમની સામે ઇંગ્લાંડમાં પ્રચંડ વંટોળિયો ફૂંકાઇ રહ્યો હતો, છતાં દાદાભાઈની હાલત છેક જ નિરાશાજનક ન હતી. ચૂંટણીને આગલે દિવસે મારટીન વુડે તેમના પર લખ્યું હતું (૧૧ જુલાઇ), "તમારે માટે મને સારી ખબર મળી છે. આગે બઢો."

સંજોગો આશાભર્યા હતા, છતાં દાદાભાઇ ચૂંટણીમાં હારી ગયા. ડરબીમાં વિલિયમ હારકોર્ટ, અને ન્યુ કેસલમાં જોન મોરલીના જેવા હાલ થયા તેવા જ હાલ સેન્ટ્રલ ફિન્સબરીમાં દાદાભાઈના થયા. આમની સભાના કામકાજમાં જ્યારે દાદાભાઇ ગૂંથાઇ ગયા હતા ત્યારે તેમના હરીફ ઓન. ડબલ્યુ એફ. બી. મેસી મેઇનવોરિંગે મતદારો સમક્ષ જબરું પ્રચારકામ કરી વાતાવરણ બગાડી મૂક્યું હતું. તેમના હરીફ પાસે પૂરતો વખત અને અમર્યાદિત સાધનો હોવા ઉપરાંત તેને પાદરીઓ અને દારૂના વેપારીઓનો મજબૂત ટેકો હતો. પરિણામે તેની ૮૦૫ મતે જીત થઇ. દાદાભાઇને ૨૭૯૩ અને તેમના હરીફને ૩૫૯૮ મત મળ્યા હતા.

આ રીતે આ ચૂંટણીમાં એક નામાંકિત હિન્દી દેશભક્તની હાર થઇ ત્યારે એક બીજા હિન્દી એમ. એમ. ભાવનગરી જેમણે હિન્દી સવાલોનો પાકો અભ્યાસ કર્યો નહોતો, યા કોઇ જાતની દેશસેવા બજાવી નહોતી તેમને યુનિયનિસ્ટ પાર્ટીએ દાદાભાઇ સામે એક શોભાના પૂતળા તરીકે ઊભા કર્યા હતા તે બેથનલ ગ્રીનમાંથી ચૂંટાવા પામ્યા હતા. ભાવનગરીએ લિબરલ ઉમેદવાર જી. હોવેલ પર ૧૬૦ મતે જીત મેળવી હતી. તેમના રાજદ્વારી વિચારો દાદાભાઇના વિચારોથી એટલા બધા જુદા પડતા હતા કે તેમની ચૂંટણી થવાથી હિન્દીના દિલમાં ગભીર વસવસો પેદા થયો. તે વખતે

કોન્ગ્રેસ મંડળોમાં ભાવનગરીનું વલણ એંગ્લો-ઇન્ડિયનોના વલણ કરતાં પણ વધારે ખરાબ લેખવામાં આવ્યું હતું. જો કે તેમને ચિતારવામાં આવ્યા છે એટલા બધા તે હાજી હા કરનારા ન હતા, છતાં પાર્લામેન્ટમાં ચૂંટાયા પછી તેમને તરત જ "હાજી હા" કરનારા (Bow and agree and bow the knee) ની કટાક્ષમય ઉપમા આપવામાં આવી હતી. આવા હિન્દીઓનો વિશ્વાસ નહિ ધરાવનારા સખસને બદલે યુનિયનિસ્ટો પાસેથી બેરો-ઇન-ફરનેસની બેઠક છીનવી લેવા બહાર પડેલા બીજા હિન્દી ડબલ્યુ. સી. બોનરજીની ચુંટણી થઇ હોત તો હિન્દીઓને કંઇક દિલાસો મળત. પણ લિબરલોની લગભગ બધી જગ્યાએ હાર થઇ તે સાથે આ પ્રખ્યાત બંગાલી વકીલ પણ ચુંટણીમાં હારી ગયા.[1]

દાદાભાઇના પરાજયની ખબર હિન્દની પ્રજાએ ભારે દિલગીરી સાથે સાંભળી. પણ દાદાભાઇ તો શાંત જ રહ્યા. સર જ્યોર્જ બર્ડવુડ પરના પત્રમાં તેમણે લખ્યું.

> "લિબરલો સામેનાં મોજાંની સામે થઇ શકાય તેમ હતું જ નહિ–લગભગ પર વર્ષના જાહેર જીવનમાં મેં ઘણી હારજીત જોઇ છે, અને હાલની હાર મારા પર આગલી કોઇ પણ હાર કરતાં વધુ અસર કરી શકવાની નથી."

પોતાના દેશબંધુઓ પર તેમણે મોકલેલા ભવ્ય સંદેશા પરથી જણાય છે કે આ પરાજયથી તેઓ બમણા જોરથી દુનિયાનો સામનો કરવાને તૈયાર થયા હતા.

> "લિબરલ પાર્ટીની આવી સામાન્ય હારમાં તેઓમાંના એક તરીકે મારી પણ હાર થઇ છે, પણ કોઇ પણ ભલા કામમાં હાર થાય કે જીત થાય તેની પરવા કર્યા વિના "ખંત અને ધીરજથી આગળ ધપવાની મારી જિંદગીની નેમ છે, અને એ જ નેમને હું હવે પછી વળગી રહીશ. જ્યાં સુધી મારા દેશની સેવા બજાવવાની મારામાં

---

૧ બોનરજીને ૨૩૫૫ અને એના હરીફ સી. ડબલ્યુ. કેઝરને ૩૧૯૨ મત મળ્યા હતા.

શક્તિ હશે ત્યાં સુધી હું તેની સેવા કરવી ચાલુ રાખીશ. મારા જીવનનું આ છેલ્લું કામ છે, અને તે હું ચાલુ રાખવા માંગુ છું. આ કારણસર પાર્લામેન્ટમાં ફરીથી દાખલ થવાની હું કોશિશ કરવા માગું છું. કેમકે હિન્દની ફરિયાદો, હિન્દી રાજવહીવટના સુધારા, અને બ્રિટિશ સલ્તનતની સલામતી માટે લડત ચલાવવાનુ સ્થાન પાર્લામેન્ટમાં જ છે. હિન્દના ભલામાં બ્રિટિશ સલ્તનતનું કલ્યાણ છે. હિન્દમાં વિશાળ અને બળવાન શક્તિઓ કામ કરી રહી છે, અને એ શક્તિઓ વધતી જાય છે. જો આજના મુત્સદીઓ સલ્તનતના કલ્યાણ પર ધ્યાન આપી પ્રજાને સંતોષી અને આબાદ બનાવશે નહિ, તો આ શક્તિઓ બ્રિટિશ હકૂમતની સામે થઈ કંઈ આફત નહિ લાવે તેવી તેઓ આશા રાખી શકશે નહિ. આવી આફત આવતી અટકાવવા માટે એક વ્યક્તિ તરીકે હું મારાથી બનતી કોશિશ કરું છું, અને ભવિષ્યમાં પણ એવી જ કોશિશ કર્યા કરીશ."

આ ચુંટણીના પરિણામ પરથી દાદાભાઇએ જે બોધ લીધો હતો તે સમાજવાદ અને વર્ગીય વિગ્રહના અભ્યાસીઓ માટે મનન કરવા જોગ છે.

વાચ્છા પરના પત્રમાં તેમણે લખ્યું હતું:

"૧૬૮૮ માં અમીર વર્ગે રાજાની જગ્યા છીનવી લીધી હતી, પણ લોકોને પછાત જ રાખ્યા હતા. આખરે એ સદીની પ્રગતિ પછી સર્વોપરિ સત્તા લોકો પાસે આવી છે. આમ વર્ગના એક વિભાગને પોતાની સર્વોપરિ સત્તાનુ ભાન જણાતું નથી, અને તેઓ પોતે પોતાના આપઘાતના હથિયાર બન્યા છે...અને હાલની ચૂંટણીની આફત કામદારોની હાર અને કામદારોના આપઘાત છે, કેમકે જેઓએ આમ વર્ગને હમેશાં તાબેદાર રાખ્યો હતો, જેઓએ તેઓને કચરી નાખવા માટે કારોબારી અને કાયદાની સત્તાનો હમેશાં ઉપયોગ કર્યો હતો, તેઓની લાગવગને આમ વર્ગનો એક ભાગ તાબે થયો છે. આ પરાજય તેઓને તેઓની સત્તાનું ભાન કરાવવામાં મદદગાર થશે...હાલની આફત ખરું જોતાં શ્રીમતોને હાથે થયેલી ગરીબોની હાર છે."

જે. એન. તાતાએ ચુંટણી માટે રૂા. ૫૦૦૦ ની આપવા ધારેલી રકમ સ્વીકારવાનો દાદાભાઇએ ઇન્કાર કર્યો હતો એ વાત

ખરી હતી કે ? એવા વાચ્છાના સવાલના જવાબમાં દાદાભાઈએ લખ્યું હતું કે "મેં આભાર સાથે એ રકમ સ્વીકારવાની ના પાડી હતી. હું જણાવવાની રજા લઉં છું કે ખર્ચ રૂા. ૧૫૦૦૦ નો થવા જશે."

મલબારીને પણ તેમણે લખ્યું હતું:—

"મને પૈસાની જરૂર નથી. આ ચૂંટણીનો ખર્ચ હમેશ જેટલો જ થશે. ફક્ત ચૂંટણીનો ખર્ચ નહિ પણ રોજનો ચાલુ ખર્ચ ભારી પડે છે."

તેમણે નાણાંની મદદ લેવાને શા માટે ના પાડી હતી તેનું સ્પષ્ટીકરણ દાદાભાઈએ નરેન્દ્રનાથ સેન પરના પત્રમાં (૨૦ ઓકટોબર) કર્યું હતું:

"આવતી ચૂંટણી માટે મને નાણાંની મદદ કરવાનો તમે બીજા લોકોને આગ્રહ કર્યો તે માટે હુ તમારો આભાર માનું છું. પણ મને નાણાંની મદદની જરૂર નથી. આવી જરૂર શા માટે નથી તે માટે હું એટલું જ કહી શકું છું કે હિન્દમાં એક એવો મૂગો દેશભકત છે કે જે મારા કામના ભાવી પરિણામનો પ્રશસક છે, અને તેણે મારી સ્થિતિ અને ખર્ચની પૂરતી માહિતી મેળવી મને ભૂતકાળમાં જોઇતાં નાણાં માટે સગવડ કરી આપી હતી, અને ભવિષ્ય માટે પણ તેમણે મારે માટે થોડીક સગવડ કરી છે. જો મને હિન્દમાંથી આવો મિત્ર મળ્યો ન હોત તો હું જે કઇ કરી શકયો છુ અને ભવિષ્યમાં કરીશ તે કરવાને શકિતમાન થાત નહિ.

મને પૈસાની જરૂર નથી. હિન્દની પ્રજામાં દેશાભિમાની જાગૃતિ આવે, તેઓને તેઓના હલકા દરજ્જા અને ગરીબીનું ભાન થાય, અને હિન્દી પ્રજા ખરેખર જાગ્રત થઇ છે એવી બ્રિટિશ પ્રજાની ખાતરી થાય ત્યાં સુધી તેઓ ચાલુ ચળવળ કર્યા કરે તેની મને જરૂર છે."

દાદાભાઇના પત્રવહેવારમાં આ છૂપી મદદ કરનારનું નામ સ્પષ્ટ જણાવવામાં આવ્યું નથી, પણ તેમની સઘળી જરૂરિયાતો પૂરી પાડનાર તેમના જીવનભરના મિત્ર અને પ્રશંસક ગોંડળના ઠાકોરસાહેબ શ્રી ભગવતસિંહજી હતા.

દાદાભાઈ આમની સભાના સભાસદ થયા, અને પાછળથી હિન્દના વહીવટદારી ખર્ચની તપાસ કરનારા બાદશાહી કમિશનમાં બિરાજ્યા ત્યારે તેમના પર નાઈટહુડની નવાજેશ કરવામાં આવે એવી સામાન્ય ઈચ્છા હિન્દ અને ઇંગ્લાન્ડમાં પ્રગટી નીકળી હતી. ફેરામ દાદીના પરના પત્રમાં (૧૨ ઑગસ્ટ ૧૮૯૭) આવા વિચારને હસી કાઢી તેમણે લખ્યું હતું કે જેઓ આ દિશામાં ચળવળ કરી રહ્યા છે તેઓ મારી મૂંઝવણ સમજતા નથી.

પાછલાં વરસોમાં પણ તેમના પર ખિતાબની નવાજેશ કરવાની કોશિશ સામે દાદાભાઈએ સખત નાપસંદગી બતાવી હતી. ઈરાનના શાહ તેમને ખિતાબ આપવા માગે છે એવી વાત ભાવનગરી દ્વારા મળવાથી તેમણે લખ્યું હતું:

> આપણી કોમ તરફથી શુભેચ્છા દર્શાવવાના હેતુથી મારાં પર ખિતાબની નવાજેશ કરવાની નામદાર શાહની ઇચ્છા સંબંધી જણાવવાની રજા લઉં છું કે એવો ખિતાબ મળવાથી મને જે ભારે માન આપવાનો તે નામદારનો હેતુ છે તે માટે હું ખરાં હૃદયથી આભારી છું. પણ હાલમાં મારા વિચારો કોઇ જાતનો અંગત ખિતાબ સ્વીકારવાની વિરુદ્ધ છે, અને મને લાગે છે કે મારા વિચારો યોગ્ય છે. હું ફરીથી કહું છું કે મને માન આપવાની નામદાર શાહની ઈચ્છા માટે હું તેમનો ઘણો આભારી છું.

જાહેર જીવનમાંથી તેઓ નિવૃત્ત થયા પછી વારંવાર તેમના પર ખિતાબની નવાજેશ કરવાની સૂચના સજીવન કરવામાં આવી હતી, પણ દાદાભાઈએ પોતાના નામ સાથે ખિતાબ જોડવાની હંમેશાં ના પાડી હતી. તેમના જિંદગીભરના મિત્ર વેડરબર્ન આ વિષયમાં તેમના વિચારો જાણતા હતા. દાદાભાઈને કોઈ ખિતાબની જરૂર હતી તેવી નહિ, પણ તેમના પર આવી નવાજેશ થવાથી હિન્દની સનદશીર રાજદ્વારી પાર્ટીને માન મળશે એવા ખ્યાલથી ૧૯૧૧ માં તેમણે પણ દાદાભાઈ પર નાઈટહુડની નવાજેશ કરવામાં આવે એવી તીવ્ર અભિલાષા બતાવી

હતી. મુંબઇના ગવર્નર લોર્ડ સીડનહેમ ખિતાબ આપવાને રાજી હતા, પણ દાદાભાઇ તેનો સ્વીકાર કરશે ? વેડરબર્ને આ સંબંધી ગોખલે પર લખેલા પત્રમાં નીચેના ઉદ્‌ગારો કાઢયા હતા. (ઑક્ટોબર ૧૯, ૧૯૧૧):

દાદાભાઈ પર માનચાંદની નવાજેશ થવાથી સરકાર અને હિન્દની સનદશીર પાર્ટીને જાહેર લાભ થશે એવા મારા વિચાર સાથે તમે સમત થવાથી મને ખુશાલી ઊપજી છે. મને લાગ્યું કે એ ઇચ્છા જલદી પાર પડશે, પણ હવે તેમાં વિઘ્ન ઊભું થયું છે. મને ખાનગી રીતે ખબર મળી છે કે દાદાભાઇ આવું માન સ્વીકારવાને નારાજ છે. તેમનું સ્વતંત્ર ચારિત્ર્ય અને નિઃસ્વાર્થીપણું જોતાં આ તદ્દન સ્વાભાવિક છે, પણ પ્રજાના લાભ માટે આપણે તેમને સમજાવવા જોઇએ. હું પ્રથમથી જ જાણું છું કે તેમની ખિતાબ મેળવવાની ઇચ્છા નથી. ઊલટું તેઓ માનચાંદ પસંદ કરતા નથી. પણ હિન્દની સનદશીર પાર્ટીના પિતા અને બ્રિટિશ પ્રજાના ન્યાયમાં શ્રદ્ધા રાખનાર તરીકે તેમના પર માનચાંદની નવાજેશ થવાથી જાહેર પ્રજાને જે મહાન લાભ થશે તે ધ્યાનમાં લેતાં મને લાગે છે કે તેઓ હા પાડશે. લોર્ડ હારડીંગ કોન્ગ્રેસના ડેપ્યુટેશનની મુલાકાત લે ત્યારે તેમને મળેલુ માન મુત્સદ્દીગીરીની નિશાની ગણાશે.

પણ દાદાભાઇ પોતાના નિશ્ચયને જ વળગી રહ્યા, અને નાઇટહુડના ખિતાબનું ભૂત જે તેમના મનને વારંવાર બેચેન કરતું હતું તે હંમેશને માટે અદૃશ્ય થઇ ગયું !



# પ્રકરણ ૨૬ મું

## શાહી કમિશન

દાદાભાઈએ અતિ વિકટ સંજોગોમાં દેશ કલ્યાણ માટે કરેલા અનેક પ્રયાસો અને તેમાં મેળવેલી ફત્તેહનાં અનેક દૃષ્ટાંતો અત્યાર સુધી રજૂ કરવામાં આવ્યાં છે, પણ હિન્દના નાણાંપ્રકરણી વહીવટની તપાસ કરવા માટે તેમણે ચલાવેલી ખંતીલી લડત, મજકૂર કમિશન નીમાયા પછી તેમણે કમિશનમાં બજાવેલું કામ, અને રાજવહીવટમાં સુધારા કરવાની કમિશનની ખાતરી કરી આપવા માટે સાથીઓ મેળવવાનો તેમનો પ્રયાસ તેમનાં દેશસેવાનાં આગલાં બધાં કાર્યો પર સરસાઈ મેળવે છે. જો તેઓ પાર્લામેન્ટના કામકાજમાં રોકાયલા હોત તો કમિશનમાંનું તેમનું કર્તવ્ય તેઓ યોગ્ય રીતે બજાવી શકત નહિ. એટલે ચૂંટણીમાં તેમની થયેલી હાર એક રીતે આશીર્વાદ સમાન થઈ પડી હતી. પાર્લામેન્ટના કામકાજમાંથી મુક્ત થવાથી તેમને હિન્દનું રાજતંત્ર સુધારવા માટેના અતિ મહત્ત્વના કમિશનમાં સેવા બજાવવાનો વખત મળ્યો હતો.

૧૮૯૫ ના જાન્યુઆરીની ૩૧ મી તારીખે દાદાભાઈએ વાચ્છા પર એક પત્ર લખી કોન્ગ્રેસની બ્રિટિશ કમિટીના સેક્રેટરી મરીગન બ્રાઉન સાથે સિલેક્ટ કમિટી સમક્ષ રજૂ કરવાનાં નિવેદનો તૈયાર કરવા માટે છ મહિનાની રજા લઈ વિલાયત આવવાની સૂચના કરી હતી. પણ દીનશા વાચ્છા વિલાયત જઈ નહિ શકવાથી દાદાભાઈએ પોતે જ હિન્દનો કેસ તૈયાર કરવા માંડયો. તેમણે પોતાના નિવેદનને ટેકો આપનારાં જુદાં જુદાં નિવેદનો મોકલી આપવાની હિન્દમાંના મિત્રોને અરજ કરી

લોર્ડ વેલ્બી કમિશનના સુયોગ્ય પ્રમુખ હતા. કમિશનના બીજા સભાસદો પણ અનુભવી મુત્સદ્દીઓ હતા, અને હિન્દના ખાસ

વિરોધી ન હતા; છતાં આરંભથી જ દાદાભાઇને ચિન્તા હતી કે વેડરબર્ન અને કેન સાથે તેઓ લઘુમતિમાં આવી પડશે, અને આ ચિન્તા પાછળથી ખરી પડી હતી. કમિશનની પહેલી જ બેઠકમાં હિન્દ અને ઇંગ્લાંડ વચ્ચે ખર્ચની વહેંચણી કરવા સંબંધી ગંભીર મતભેદ ઊભો થયો. કમિશનના કેટલાક સભ્યોએ ઇન્ડિયા ઓફિસ અને લડાઇ તથા કાફલાખાતા વચ્ચેના ખર્ચની વહેંચણી જ નકકી કરવાની છે, એવી સૂચના કરી. આમની સભામાં દાદાભાઇએ બ્રિટિશ હિન્દ અને ઇંગ્લાંડ વચ્ચે બન્ને દેશોમાં થતા ખર્ચની વહેંચણીની તપાસ માગી હતી. હિન્દી પ્રધાને તે સામે વાંધો લીધો ન હતો. કમિશનને થયેલા ફરમાનમાં તપાસનું ક્ષેત્ર સંકુચિત કરવામાં આવ્યું ન હતું, છતાં પ્રથમથી જ કમિશનની બહુમતીએ આ તપાસને મર્યાદિત કરવાનો પ્રયાસ કર્યો હતો.

સનદી નોકરીની તપાસ સંબંધી સરકારી અમલદારોએ તેમની બાજી ઊંધી વાળી હતી તે જ પ્રમાણે આ કમિશનમાં પણ અમલદારો દાદાભાઇને થાપ આપવા માગતા હતા. તેઓના આક્રમણને પહોંચી વળવા માટે કોઇ સરકારી અમલદાર પોતાના તરફથી સાક્ષી આપવાને કોઇ હિન્દીઓને અરજ કરે તો તેઓનાં નામઠામ મેળવવાની તેમણે વાચ્છાને તાકીદ કરી હતી. કમિશનની પ્રાથમિક તપાસમાં પણ સનદી નોકરીના સવાલને તેઓ ભૂલી ગયા ન હતા. આ સવાલ પણ કમિશનની તપાસમાં સમાઇ જતો હતો. દાદાભાઇએ સત્તાવાળાઓ પર લાખો સહી સાથની અરજીઓ મોકલીને આ ચળવળ ચાલુ રાખવાની હિન્દમાંના મિત્રોને સલાહ આપી હતી. રાજા પી. મોહન મુકરજી પરના પત્રમાં તેમણે લખ્યું હતું કે:—

> "લાખો સહી સાથેની અરજીઓ મોકલો—ઠેકઠેકાણે સભાઓ ભરો—હિન્દની પ્રજા બેદિલ થઇ છે એવી બ્રિટિશ પ્રજાની અને પાર્લામેન્ટની ખાતરી કરી આપો, અને જ્યાં સુધી ન્યાય ન મળે ત્યાં સુધી ચળવળ પૂરજોસમાં ચાલુ રાખો."

દાદાભાઇએ તે પછી કમિશન સમક્ષ રજૂ કરવાની યાદીઓ તયાર કરવા માંડી. ઈંગ્લાંડ અને હિન્દ વચ્ચેના ખર્ચની વહેંચણી સંબંધી શરૂઆતમાં જ કમિશનની બહુમતીએ તપાસ મર્યાદિત કરી નાખવાથી હિન્દ હિતેચ્છુ ત્રિપુટીની ખાતરી થઇ ગઇ હતી કે બહુમતી તેમના મત સાથે સંમત થવાની નથી. છતાં દાદાભાઇએ કમિશન સમક્ષ વજનદાર અને સત્તાવાર હકીકતો રજૂ કરવાની વાચ્છાને સલાહ આપી હતી, અને ખાસ કરીને હિન્દના પ્રતિનિધિઓની બનેલી ધારાસભામાં સરકારી બજેટની ચર્ચા કરવાના હક્ક પર ભાર મૂક્યો હતો. સુરેન્દ્રનાથ બેનરજી, વીજય રાઘાવાચારીઅર, પંડીત મદન મોહન માલવિયા, મોતીલાલ ઘોષ, અને બીજા અનેક કોન્ગ્રેસ કાર્યકર્તાઓને તેમણે આવી જ સલાહ આપી હતી.

ત્યાર પછી કેને એવી સૂચના કરી કે કોન્ગ્રેસની બ્રિટિશ કમિટિએ કમિટિ સમક્ષ જુબાની આપવા માટે બે સાક્ષીઓ મોકલવાની કોન્ગ્રેસને વિનંતી કરવી. ફિરોજશાહ મહેતા, સુરેન્દ્રનાથ બેનરજી અને ઘોષનાં નામો સૂચવવામાં આવ્યાં. દાદાભાઇ ત્રીજા સાક્ષી તરીકે વાચ્છાને પસંદ કરવા માગતા હતા. ડૉ. કે. એન. બહાદુરજી તે વખતે ઇંગ્લાંડમાં હતા. રાષ્ટ્રિય દૃષ્ટિએ રાજકારણમાં ભાગ લેનારા થોડા જ ડૉકટરોમાંના તેઓ એક હોવાથી હિન્દી મેડિકલ સર્વિસ સંબંધી જુબાની આપવા માટે તેમની નિમણૂક થઇ હતી. વાચ્છા પણ જુબાની આપવા તૈયાર થયા હતા, અને તેમનું નામ વેડરબર્ને રજૂ કર્યું હતું.

દાદાભાઇ નામાંકિત ન્યાયાધીશ, અર્થશાસ્ત્રી, અને રાજદ્વારી તથા સામાજિક સુધારક મહાદેવ ગોવિંદ રાનાડેને કમિશન સમક્ષ સાક્ષી તરીકે રજૂ કરવા ઘણા આતુર હોવાથી તેમણે દેશને ખાતર આત્મભોગ આપીને સાક્ષી આપવાની રાનાડેને એક પત્રમાં વિનંતી કરી હતી. રાનાડે ન્યાયાધીશપદ છોડી દેશસેવા કરવાને તૈયાર હતા. પણ હાઇકોર્ટના એક ન્યાયાધીશને કમિશન સમક્ષ

રજૂ કરવાનો વિચાર હિન્દી સરકારને રુચ્યો નહિ. તેણે બોમ્બે પ્રેસિડન્સી એસોસીએશનને એક સાક્ષી પસંદ કરવાની સૂચના કરી, અને એસોસીએશનની પસંદગી દીનશા વાચ્છા પર ઊતરી. વાચ્છાની સાથે દખ્ખણ સભાના પ્રતિનિધિ તરીકે ગોપાલ કૃષ્ણ ગોખલે ગયા બીજા હિન્દી પ્રતિનિધિઓમાં બંગાળમાંથી સુરેન્દ્રનાથ બેનરજી અને મદ્રાસમાંથી સુબ્રમણ્ય આય્યર હતા, અને તેઓ સાત સાગર ઓળંગી વિલાયત પહોંચ્યા તે પહેલાં તો દાદાભાઈએ તેઓને માટે અનેક નોંધો તૈયાર કરી રાખી હતી.

હિન્દની નૈતિક અને આર્થિક હાલત સંબંધીના અહેવાલ પરથી હિન્દના રાજવહીવટનું પરિણામ જાણવાની દાદાભાઈએ બીજી યાદીમાં માગણી કરી. ત્રીજી યાદીમાં તેમણે ૧૮૫૮ ના કાયદા પ્રમાણે હિન્દી સરકારે રજૂ કરવા જોઈતા આંકડા (જે સરકારે રજૂ કર્યા નહોતા.) રજુ કર્યા, અને ચોથી નોંધમાં હિન્દ અને ઇંગ્લાંડ વચ્ચે ખર્ચની વહેંચણી કરવા માટે નીચેની મધ્યમસરની માગણી કરી:—

"હિન્દ અને ઇગ્લાંડે પોતપોતાના દેશમાં પોતાના વતનીઓના પગાર આપવા, યાને ઇંગ્લાંડમાં નોકરી કરતા સઘળા અંગ્રેજોનો પગાર ઇંગ્લાંડે આપવો, અને હિન્દમાં નોકરી કરતા સઘળા હિન્દીઓનો પગાર હિન્દે આપવો. હિન્દમાં નોકરી કરતા અંગ્રેજો અને ઇગ્લાંડમાં નોકરી કરતા હિન્દીઓનો પગાર બન્ને દેશોને તેઓથી થતા લાભો અને દરેક દેશના સાધનના પ્રમાણમાં બન્નેએ વાજબી રીતે વહેંચી લેવો—હિન્દમાં નોકરી કરતી વખતે વાજબી પગાર મળતો હોવાથી પેન્શન આપવું નહિ—એટલે હિન્દમાં નોકરી કરીને યુરોપિયનો ફારેગ થાય ત્યારે તેઓના પેન્શનનો બોજો ઇંગ્લાંડ પર પડે નહિ. આ ગોઠવણથી જાણે અંગ્રેજો હિન્દમાં હોય જ નહિ તો હિન્દને પોતાના વહીવટ માટે જે ખર્ચ કરવો પડે તે ખર્ચ તે કરશે, એટલુ જ નહિ પણ હિન્દમાં બ્રિટિશ સલ્તનતના નિભાવ માટે અનિવાર્ય ખર્ચ પણ હિન્દની તિજોરીમાંથી આપવામાં આવશે."

નૌકાફોજના ખર્ચ સંબંધી દાદાભાઈની તકરાર એવી હતી કે હિન્દનાં બંદરો પર જે નૌકાફોજ ફરજ બજાવતી હોય તેના સિવાય નૌકાફોજના બીજા ખર્ચમાં હિન્દ પાસેથી કોઈ પણ જાતનો ફાળો માગવાનો ઇંગ્લાંડને હક્ક નથી.

કમિશન સમક્ષ બીજો અગત્યનો સવાલ હિન્દની બહાર કરવામાં આવતા ખર્ચ સંબંધી હતો. ૧૮૫૮ પછીનું દરેક યુદ્ધ બ્રિટનના સામ્રાજ્યવાદી હેતુસર લડાયું હતું. તેનો હેતુ હિન્દમાં બ્રિટિશ સત્તા જાળવવાનો હતો, છતાં હિન્દ પોતાને મળતાં રક્ષણ માટે પોતાની ગુંજાસ મુજબ ફાળો આપવાને રાજી હતું. દાદાભાઈએ પ્રશ્ન પૂછયો હતો કે "પ્રિન્સ નસરૂલ્લા (ઇરાનના શાહ) ની હિન્દની મુલાકાતનો ખર્ચ હિન્દ પર નાખવાનું શરમભર્યું નથી ?

"૧૮૫૭ ના બળવાનો દાખલો લો. તેનાં કારણો બ્રિટિશ પ્રજાના પોતાના સત્તાધીશોની ભૂલો અને અંધેર વહીવટ હતાં. હિન્દી પ્રજાનો તેમાં કંઈ સાથ નહોતો. ઊલટું, લોકો સત્તાવાળાને ટેકો આપવાને રાજી હતાં. બ્રિટિશરોની સર્વોપરી સતા જાળવવામાં વિજય મેળવવામાં આવ્યો હતો. પણ પ્રજાને શો બદલો મળ્યો ? બળવાના ખર્ચની પાઇએ પાઈ પ્રજા પાસેથી વસૂલ કરવામાં આવી હતી. લોકો સાથે કેવું ગંદુ વર્તન ચલાવવામાં આવ્યું હતું તે વિષે લૉર્ડ નોર્થબ્રુકના ઉદ્ગારો જુઓ !

"એબિસિનિયાની લડાઇનો બધો સામાન્ય ખર્ચ હિન્દે ચૂકવ્યો હતો, અને તે માટે એવી દલીલ થઇ હતી કે જો આ લડાઇ ન થઇ હોત તો પણ હિન્દને લશ્કરનો ખર્ચ ભોગવવો પડત. તેણે આ લડાઇમાંથી નફો મેળવવાની ઇચ્છા ન રાખવી જોઇએ, પણ જ્યારે બળવા દરમિયાન લશ્કર મોકલવામાં આવ્યું હતું ત્યારે વિલાયતની સરકારે હિન્દની સરકાર સાથે કેવી રીતે કામ લીધું હતું ? "અમે આમાંથી નફો કરવા માગતા નથી" એમ તેણે કહ્યું હતું ? જરા પણ નહિ. આખા બળવા દરમિયાન જે માણસો મોકલવામાં આવ્યાં હતાં તેઓનો થોડો જ વખત ઉપયોગ થયો હતો; છતાં તેઓની ભરતી કરવામાં આવી ત્યારથી તેઓની કવાયત કરી તાલીમ આપવાનો ખર્ચ સુદ્ધાં હિન્દ પાસેથી લેવામાં આવ્યો હતો.

* * * * *

તે પછી તમે લોકો સાથે અવિશ્વાસથી કામ લઈ રહ્યા છો; અને

જોકે બધું લશ્કર આ દેશમાં રહે છે છતાં તેની ભરતી કરી તેઓને તાલીમ આપી આ દેશની બહાર મોકલવામાં આવે ત્યાંસુધીનો બધો અથવા થોડો ખર્ચ હિન્દ પાસેથી લઇને બળવાના વખત જેવું જ મોટું લશ્કર સ્વાર્થી રીતે અને વગર જરૂરિયાતે નિભાવવામાં આવે છે. આ લશ્કર બ્રિટિશ લશ્કરનું એક અંગ છે; અને જો કે મિ. ફૉસેટની લડતને પ્રતાપે શરમાઇને અફ્ઘાનીસ્તાનના ખર્ચનો ચોથો ભાગ બ્રિટિશ તિજોરીમાંથી આપવામાં આવ્યો હતો, છતાં ચિત્રાલ સાથે સરહદ પરની બધી લડાઇઓ શાહી અને યુરોપિયન હેતુઓ માટે લડવામાં આવી હતી તો પણ તેનો ખર્ચ હિન્દ પર નાખવામાં આવ્યો હતો.

*  *  *  *  *

૧૮૯૫ ના નવેમ્બરની ૧૪ મી તારીખે ગ્લાસગોમાં મિ. બાલ્ફરે જણાવ્યું હતું કે "તમને બધાને યાદ છે કે બ્રિટિશ લશ્કર અને બ્રિટિશ લશ્કરના દેશી સૈનિકો–આપણા સાથીદારો કે જેઓ બધા સલ્તનતના શહેરીઓ છે તેઓએ તે દિને સલ્તનત માટે મહાન કામગીરી બજાવી હતી." આ ચમત્કારિક છે! બ્રિટિશ લશ્કરમાં "પેલા દેશી સૈનિકો જેઓ આપણા ગુલામો છે, તેઓએ સલ્તનત માટે મહાન કામગીરી કરી હતી, કે જે સલ્તનતમાં તેઓને તાબેદાર રાખવામાં આવે છે," એમ મિ. બાલ્ફરે કહ્યું હોય તો તે યોગ્ય ગણાત! હિન્દીઓને સલ્તનતના "શહેરીઓ" ગણવાને બદલે તેઓને સલ્તનત માટે લોહી રેડવું પડે છે એટલું જ નહિ, પણ "આપણી સલ્તનત" અને "આપણા યુરોપિયન દરજ્જા"ને માટેની લડાઇઓનો બધો ખર્ચ તેઓના માથા પર પડે છે; સલ્તનતના લાભ માટે ગમે તેવી બહાદુરીથી લડીને લોહી રેડવા માટે તેના ભયંકર ખર્ચનો બોજો ઉપાડવા છતાં હિન્દીઓને શાહી પાર્લામેન્ટમાં મત આપવાનો, અથવા પોતાની ધારાસભામાં પોતાના રાજવહીવટના અંદાજપત્ર પર મત આપવાનો અધિકાર નથી; તેઓને લશ્કરમાં સુબેદાર–મેજર યા જમાદાર–મેજર વગેરે જેવા ઓધ્ધાથી મોટા ઓધ્ધા પર દાખલ કરવામાં આવતા નથી; તેઓ પર અવિશ્વાસ રાખીને તેઓનાં હથિયાર છીનવી લેવામાં આવ્યાં છે; તેઓને વોલંટિયર થવાની છૂટ નથી; સનદી નોકરીમાં ઊંચા ઓધ્ધા પર જવાના હિન્દીઓના બધા પ્રયાસોમાં જાતજાતની નડતર નાખવામાં આવે છે, અને પાર્લામેન્ટના કાયદા તથા મહારાણીના ઢંઢેરાથી ગંભીર કોલ આપવામાં આવ્યા છતાં

બ્રિટિશ ચારિત્ર્યને ન શોભે એવી રીતે હિન્દ અને ઇંગ્લાંડમાં એકી વખતે સનદી નોકરીની પરીક્ષા લેવાના સવાલની સામે પણ જાતજાતનાં બહાનાં બતાવી પાર્લામેન્ટના વચનનો ભંગ કરવામાં આવે છે. ઉપલી બધી વાતો મિ. બાલ્ફર જાણતા નથી ? વાસ્તવિક રીતે હિન્દીઓને તાબેદાર રૈયત ગણવામાં આવે છે. ત્યારે તેઓને સલ્તનતના શહેરીની ઉપમા આપવી તે મશ્કરી અને અપમાનરૂપ નથી ?

બ્રિટિશ રાજવહીવટ સામે આવા પ્રચંડ પ્રહાર કરવા છતાં જ્યાં બ્રિટનની પ્રશંસા કરવાની જરૂર હોય ત્યાં તેની ખૂબ તારીફ કરવામાં દાદાભાઈ કચાસ રાખતા નહિ. અંગ્રેજ સરકારે માઈસોરની ગાદી પર અસલ રાજવંશના વંશજને બેસાડી માઈસોર રાજસ્થાનની પ્રગતિ માટે જે સુંદર કામ કર્યું હતું તે માટે બ્રિટનને ધન્યવાદ આપી દાદાભાઈએ સ્વરાજ્યની બલિહારી બતાવી આપી હતી. તેમણે સ્પષ્ટ જ કહી દીધું કે કવચનાં બી વાવવાથી ગુલાબની સુગંધ મળતી નથી !

કમિશન જોગી એક વધુ યાદીમાં તેમણે કમિશનને જણાવ્યું કે:—

> હિન્દને જે જે લોન આપવામાં આવે છે તે તેના આયાત વેપારનું અંગ છે, અને આયાત વેપારની રકમ તેટલા નિકાશ વેપારથી વળી જતી હોવાથી પરદેશી થાપણદારો પોતાની થાપણમાંથી નફો કરે છે એટલું જ નહિ, પણ હિન્દની ગરીબ રૈયત પરના કરવેરામાંથી થાપણ મેળવે છે.

તે પછી હિન્દની સનદી નોકરીમાં હિન્દીઓને દાખલ કરવાના આખા સવાલનો ઇતિહાસ તેમણે રજૂ કર્યો હતો:

> એક કોન્ઝર્વેટિવે (સર સ્ટેફર્ડ નોર્થકોટે) કંઈક સૂચના કરી. ડયુક ઓફ આર્ગાઇલે કંઈક ન્યાય આપવા માટે ૧૮૭૦નો કાયદો ઘડ્યો. એક કોન્ઝર્વેટિવે (લૉર્ડ ક્રેનબ્રુક) તેનો અમલ કરવાનો આગ્રહ કર્યો. એક લિબરલે (લૉર્ડ કિમ્બરલી) તેના પર પાણી ફેરવવાની કોશિશ કરી, અને એક કોન્ઝર્વેટિવે (લૉર્ડ ક્રોસ) કાયદાને શબવત્ બનાવી દીધો; જો કે પાર્લામેન્ટની શરમ સાથે એ કાયદો હજી કાયદાપોથી પર



એચ. એમ. હિન્ડમેન



ડબલ્યુ. એસ. કેન

> બ્રિટિશ ચારિત્ર્યને ન શોભે એવી રીતે હિન્દ અને ઇંગ્લાંડમાં એકી વખતે સનદી નોકરીની પરીક્ષા લેવાના સવાલની સામે પણ જાતજાતનાં બહાનાં બતાવી પાર્લામેન્ટના વચનનો ભંગ કરવામાં આવે છે. ઉપલી બધી વાતો મિ. બાલ્ફર જાણતા નથી ? વાસ્તવિક રીતે હિન્દીઓને તાબેદાર રૈયત ગણવામાં આવે છે, ત્યારે તેઓને સલ્તનતના શહેરીની ઉપમા આપવી તે મશ્કરી અને અપમાનરૂપ નથી ?

બ્રિટિશ રાજવહીવટ સામે આવા પ્રચંડ પ્રહાર કરવા છતાં જ્યાં બ્રિટનની પ્રશંસા કરવાની જરૂર હોય ત્યાં તેની ખૂબ તારીફ કરવામાં દાદાભાઈ કચાસ રાખતા નહિ. અંગ્રેજ સરકારે માઈસોરની ગાદી પર અસલ રાજવંશના વંશજને બેસાડી માઈસોર રાજસ્થાનની પ્રગતિ માટે જે સુંદર કામ કર્યું હતું તે માટે બ્રિટનને ધન્યવાદ આપી દાદાભાઈએ સ્વરાજ્યની બલિહારી બતાવી આપી હતી. તેમણે સ્પષ્ટ જ કહી દીધું કે કવચનાં બી વાવવાથી ગુલાબની સુગંધ મળતી નથી !

કમિશન જોગી એક વધુ યાદીમાં તેમણે કમિશનને જણાવ્યું કે:—

> હિન્દને જે જે લોન આપવામાં આવે છે તે તેના આયાત વેપારનું અંગ છે, અને આયાત વેપારની રકમ તેટલા નિકાશ વેપારથી વળી જતી હોવાથી પરદેશી થાપણદારો પોતાની થાપણમાંથી નફો કરે છે એટલું જ નહિ, પણ હિન્દની ગરીબ રૈયત પરના કરવેરામાંથી થાપણ મેળવે છે.

તે પછી હિન્દની સનદી નોકરીમાં હિન્દીઓને દાખલ કરવાના આખા સવાલનો ઇતિહાસ તેમણે રજૂ કર્યો હતો:

> એક કોન્ઝર્વેટિવે (સર સ્ટેફર્ડ નોર્થકોટે) કંઈક સૂચના કરી. ડયુક ઑફ આર્ગાઇલે કંઈક ન્યાય આપવા માટે ૧૮૭૦ નો કાયદો ઘડ્યો. એક કોન્ઝર્વેટિવે (લૉર્ડ ક્રેનબ્રુક) તેનો અમલ કરવાનો આગ્રહ કર્યો. એક લિબરલે (લૉર્ડ કિમ્બરલી) તેના પર પાણી ફેરવવાની કોશિશ કરી, અને એક કોન્ઝર્વેટિવે (લૉર્ડ ક્રોસ) કાયદાને શબવત્ બનાવી દીધો; જો કે પાર્લામેન્ટની શરમ સાથે એ કાયદો હજી કાયદાપોથી પર

રહ્યો છે. પાર્લામેન્ટના કાયદા પર હિન્દીઓ શો વિશ્વાસ રાખે? પાર્લામેન્ટના કાયદા, ઠરાવ, અથવા ઢંઢેરાની દરકાર કર્યા વિના આજે કંઇ આપીને આવતી કાલે તે છીનવી લેવામાં આવે છે.

એક વાર ફરીથી પાર્લામેન્ટે ન્યાય કર્યો, અને ૧૮૯૩ નો ઠરાવ પસાર કર્યો, પણ તેનો ફેંસલો-આગલા ઠરાવોના જેવો જ દુઃખદ આવ્યો. અને આ રીતે પાર્લામેન્ટ, પ્રજા, અને રાજા પર હિન્દની કારોબારી સરકાર સર્વોપરિ થઇ બેઠી છે........હિન્દમાં હિન્દીઓનું લોહી કેમ ચૂસાય છે તેનો લેશમાત્ર વિચાર કર્યા વિના અંગ્રેજો (કેટલાક ઉમદા અપવાદ સિવાય) સ્વતંત્રતાના પ્રેમીના પદ પરથી ગબડી પડી આપખુદ જુલમના આશક બને છે. તે સહસા ભૂલથી પર અને સર્વોપરિ બની જાય છે, અને તે જે કંઇ કરે તે સત્ય જ છે એમ માનવાની માગણી કરે છે. (મિ. ગ્લેડસ્ટને "દલીલ અને બળના કાયદા"ને હાલની "એંગ્લો-ઇન્ડિયન હકૂમતના કાયદા અને દલીલ"ની ઉપમા આપી હતી તે યોગ્ય જ છે). તેનો સ્વાર્થ "આપણા દીકરા"માં છે. બીજાઓના દીકરા જહાન્નમમાં જાય તેની તેને પરવા નથી.

બ્રિટિશ લશ્કર અને બ્રિટિશ નૌકાફોજમાં હિન્દીઓને કમિશન આપવા સંબંધી લડાઇખાતા તથા નૌકાખાતા સાથેનો પત્રવહેવાર તે પછી કમિશન સમક્ષ તેમણે રજૂ કર્યો હતો. તેમનું મંતવ્ય એ હતું કે લશ્કર અને નૌકાખાતાના કમિશન સંબંધીના કાનૂનો ૧૮૩૩ ના કાયદા અને ૧૮૫૮ ના ઢંઢેરાનો ભંગ કરનારા હતા. છેલ્લી યાદીમાં તેમણે હિન્દની સરહદની બહારની લડાઇઓના ખર્ચના વિગતવાર આંકડા રજૂ કર્યા હતા.

આવાં નિવેદનો રજૂ કરીને દાદાભાઇ સંતોષ પામ્યા નહિ. કમિશનનો અહેવાલ ઘડતી વખતે આ અહેવાલો લક્ષમાં લેવાય અથવા નહિ પણ લેવાય. પણ જો તેઓ કમિશન સમક્ષ સાક્ષી તરીકે હાજર થઇ પોતાના મુદ્દાઓ સાબીત કરી બતાવે, તો કમિશનને તે ધ્યાનમાં લેવાની ફરજ પડશે એવી આશાથી તેમણે રાજીખુશીથી પોતાની ઉલટપાલટ તપાસ લેવા દીધી હતી.

આ તપાસ દરમિયાન કેટલીકવાર તેમને પ્રમુખ સાથે તડાતડી થઈ હતી. આપણે તેવો એક પ્રસંગ ટાંકીશું.

પ્રમુખઃ—તમે માગો છો શું ? તમે આખી અંગ્રેજી યોજના રદ કરવા માગો છો ?

દાદાભાઈ:—હા, હાલમાં જે યોજના છે તે.

સ:—તમે તેને સદંતર હાંકી કાઢવા માગો છો ?

જ:—અહીં તમારી ગેરસમજૂતી થાય છે.

સ:—તમે તે કેટલા પ્રમાણમાં રાખવા માગો છો ?

જ:—અહીં પ્રમાણનો સવાલ જ નથી. તમારે કુશળતાથી રાજ-વહીવટ ચલાવી તમારી સર્વોપરિ સત્તા જાળવવા સાથે લોકો પર લોકોના પ્રતિનિધિઓ જ રાજ કરે છે એમ તેઓને લાગે એવી બેવડી ફરજ બજાવવાની છે.

સ:—હું તમને એટલું જ પૂછવા માગું છું કે તમે સનદી નોકરીમાં યુરોપિયનોને રાખવા માગો છો કે નહિ ?

જ:—વાઇસિરોય, ગવર્નર, કમાન્ડર-ઇન-ચીફ એવા ફક્ત મોટા હોદ્દા માટે જ. ફક્ત ચડિયાતા હોદ્દા યુરોપિયનો સારુ રાખી આખી સનદી નોકરી હિન્દીઓની બનાવવી જોઇએ.

સ:—તમે વાઇસરોય વગેરે અધિકારીઓ માગો છો ?

જ:—હા. જરૂર.

સ:—તેનાથી ઊતરતા દરજ્જા પર કોઈ અંગ્રેજ નહિ જોઇએ ?

જ—હું બીજાઓની જરૂર જોતો નથી.

સ—ધીમે ધીમે તમે બધાને હાંકી કાઢશો ?

જ—ધીમેધીમે અમે ઊંચે ચડીશું.

* * * * *

સ—પણ હિન્દનો ઇતિહાસ કહે છે કે લોકો એકબીજાની કતલ કરે છે ?

જ—તમે અહીં શું કર્યું છે ? યુરોપનો ઇતિહાસ શું કહે છે ? અમે પછાત પડવા માગતા નથી, કેમકે તમારી પેઠે અમે પણ ઇતિહાસ પરથી પાઠ શીખ્યા છીએ.

સ—હિન્દની આબાદી સજીવન કરવા માટે તમે પિંઢારાઓને છૂટા મૂકવા માગો છો?

જ—નહીં, એ દિવસો વહી ગયા.

સ—હિન્દનું રાજ્ય હિન્દીઓને સોંપવા વિષે વડોદરાના પ્રધાનમંત્રી સર માધવરાવે લોર્ડ રોબર્ટસને શું કહ્યું હતું તે તમને યાદ છે?

જઃ—શું કહ્યું હતું?

સઃ—તેણે કહ્યું હતું કે હિન્દીઓને વહીવટ સોંપી દેવાનું કામ પ્રાણીસંગ્રહાલયનાં પાંજરાં ખોલી નાખી બધાં જાનવરોને બહાર કાઢવા સમાન ગણાશે. પાંજરાં ખોલતાંની સાથે વાઘ સિવાય બધાં જાનવરો જાન ગુમાવી બેસશે.—અહીં મારા મત પ્રમાણે ઉત્તર હિન્દની પ્રજાને વાઘની ઉપમા અપાઈ છે.

જઃ—અમે કાયદો અને બંદોબસ્ત જાળવવા જેટલા પણ સુધર્યા નથી એ તમારી ૧૫૦ વરસની હકૂમતનું પરિણામ કે?

આ વાદવિવાદમાં દાદાભાઈએ પોતાનું પાણી બતાવી આપ્યું હતું. તેમની તીક્ષ્ણ ઉલટપાલટ તપાસ લેવાવાથી તેઓ હિન્દના રાજકારણના ઉસ્તાદ અભ્યાસી છે એવી તેમના સાથીઓના મગજ પર છાપ પડી ગઈ હતી.

૧૮૯૬ ની સાલ પછી અત્યાર સુધીમાં હિન્દના રાજતંત્રમાં અનેક ફેરફાર થયા છે, એટલે કમિશનના રિપોર્ટની વિગતો અત્રે આપવાની જરૂર નથી. પણ કમિશનની બહુમતી અને લઘુમતી એવા નિર્ણય પર આવી હતી કે ખર્ચમાં થયેલા સામાન્ય વધારા કરતાં કરવેરામાં રૂ. ૫૫, ૫૫,૦૦૦ નો વધારો થયો હતો. પણ હુંડિયામણના વધેલા ભાવની રૂ. ૧,૩૮,૦૦,૦૦૦ની રકમ જે ખર્ચમાં ઉમેરવામાં આવી છે તે બાદ કરવામાં આવે તો કરવેરામાં થયેલો વધારો લશ્કરી અને બીજા ખર્ચને પહોંચી વળવા માટે પૂરતો છે. ખર્ચની વહેંચણી સંબંધી બહુમતીએ ભલામણ કરી હતી કે ઈંગ્લાંડે હિન્દી પ્રધાનની ઑફિસના ખર્ચ માટે દર વરસે ૫૦,૦૦૦ પાઉન્ડ અને એડનના કિલ્લાના લશ્કરી ખર્ચ તથા ઇરાનમાંના

એલચીખાતાના ખર્ચમાં અડધોઅડધ હિસ્સો આપવો. હિન્દની બહાર વપરાતા હિન્દી લશ્કરના ખર્ચ સંબંધી બહુમતીએ સરકારની ભાવી રાહબરી માટે એવા નિયમો રજૂ કર્યા હતા કે યુરોપમાં, આફ્રિકામાં, કેપ ઑફ ગુડહોપની પશ્ચિમે, અને એશિયામાં ચીનની પૂર્વે લશ્કર રોકવામાં હિન્દનો સીધો લાભ નથી. આફ્રિકાના પૂર્વ કિનારા પર ઝાન્ઝીબાર સુધી અને મડાગાસ્કર સિવાય હિન્દી મહાસાગરમાંના આફ્રિકન ટાપુઓને લગતા સવાલોમાં હિન્દનો થોડોક લાભ છે, પણ ઇરાન અને અફઘાનીસ્તાન, તથા અરબસ્તાન અને ઇરાની અખાતનાં બંદરો તથા કિનારા અને હિન્દ અને અફઘાનીસ્તાનની સરહદની પાસેના મધ્ય એશિયાના બંદરમાં હિન્દ સીધો અને સંગીન લાભ ધરાવે છે.

દાદાભાઇ, વેડરબર્ન, અને કેને બહુમતી રિપોર્ટથી તેમને સંતોષ નહિ થવાથી જુદી નોંધ લખી હતી. મુખ્ય સવાલ એ હતો કે બ્રિટિશ હકૂમત નીચે આવ્યા પછી હિન્દ આબાદ થયું હતું કે નહિ? તપાસનું ક્ષેત્ર મર્યાદિત કરવામાં આવ્યાથી આ મુખ્ય સવાલની જ અવગણના થઇ હતી, અને જમીન મહેસૂલની આકારણી, આબકારી કાયદામાં ફેરફાર અને ટંકશાળ બંધ કરવાથી હિન્દને થયલી હાનિ જેવા અગત્યના સવાલો છણાયા જ ન હતા. હિન્દી પ્રધાન અને લડાઇખાતા તથા નૌકાખાતા વચ્ચેની તકરારનો જાણે હિન્દ સ્વતંત્ર દેશ હોય એવા અનુમાનથી કમિશને વિચાર કરેલો હોવાથી તેનો નિર્ણય ભૂલભર્યો જ આવે તે સ્વાભાવિક છે.

હિન્દની નાણાંપ્રકરણી સ્થિતિની વાર્ષિક તપાસ કરવા માટે બહુમતીએ કંટ્રોલર અને ઑડીટર જનરલની નિમણુક કરવાની ભલામણ કરી હતી, તેને બદલે લઘુમતિએ આમની સભાની સીલેકટ કમિટીને આ કામ સોંપવાની સૂચના કરી હતી. હિન્દને કર ભરનારી આલમને પોતાનો અવાજ રજૂ કરવાની તક આપવા માટે લઘુમતિએ વાઇસરોયની ધારાસભાના બિનસરકારી સભાસદોને બજેટની ચર્ચા કરવાની તથા તે પર સુધારા રજૂ કરવાની, હિન્દી પ્રધાનની કાઉન્સિલમાં

હિન્દના પ્રતિનિધિઓ નીમવાની, અને વાઇસરોયની કારોબારી કાઉન્સિલમાં વધારે નહિ તો ફક્ત એક હિન્દીની નિમણુક કરવાની ભલામણ કરી હતી.

હિન્દની મેડિકલ સર્વિસને લશ્કરી ખાતાથી જુદી પાડવાની ડૉ. બહાદુરજીએ કમિશન સમક્ષ હિમાયત કરી હતી, અને લઘુમતીએ આ સૂચના વધાવી લીધી હતી. હિન્દમાં બ્રિટિશ હકૂમત ચાલુ રાખવા માટે લશ્કર અને સનદી નોકરો રાખવામાં આવતા હોવાથી લઘુમતીએ બન્ને દેશો વચ્ચે ખર્ચની વહેંચણી સંબંધી એવો અભિપ્રાય આપ્યો હતો કે ઇંગ્લાંડમાં રોકાયલા અંગ્રેજોના પગાર ઇંગ્લાંડે, અને હિન્દમાં રોકાયલા હિન્દીઓના પગાર હિન્દે આપવા, અને ઇંગ્લાંડમાંના હિન્દીઓ તથા હિન્દમાંના અંગ્રેજોના પગારનો ખર્ચ બન્ને દેશોએ સરખે ભાગે વહેંચી લેવો. હિન્દ તરફથી કામ કરતી સઘળી યુરોપિયન એજન્સીઓનો ખર્ચ પણ બેઉ દેશો વચ્ચે અર્ધે હિસ્સે વહેંચી લેવાની લઘુમતીએ ભલામણ કરી હતી.

હિન્દની સરહદની બહારની લડાઇઓ સામાન્ય રાજનીતિનો સવાલ હોવાથી તેનો બધો ખર્ચ ઇંગ્લાંડ પર પડવો જોઇએ એમ કહી લઘુમતીએ એકરાર કર્યો હતો કે સુએઝની નહેરના બચાવમાં હિન્દનો લાભ હોવાથી તેના બચાવમાં હિન્દ યોગ્ય હિસ્સો આપશે, પણ શરત એ કે ઓસ્ટ્રેલિયા, અને દૂર પૂર્વનાં બીજાં બ્રિટિશ સંસ્થાનોએ પણ તેમાં હિસ્સો આપવો પડશે.

કમિશનના રિપોર્ટથી દાદાભાઇ નિરાશ થયા નહોતા. તેમની મહેનત પાણીમાં ગઈ ન હતી. હિન્દના રાજવહીવટના કેટલાંક ખરાબ તત્ત્વોની કમિશને નોંધ લીધી હતી. આવા નજીવા લાભથી પણ હિન્દના દાદાને સંતોષ થયો હતો, કેમ કે તેથી ભાવિ યુદ્ધનું મેદાન ખુલ્લું થયું હતું.

આ સમય દરમિયાન દાદાભાઇની નિઃસ્વાર્થ દેશસેવા પર કીર્તિકળશ ચડાવનાર એક સંસારી બનાવ બનવા પામ્યો. તેમની

બીજી પુત્રી માકીએ પોતાના લગ્નમાં હાજર રહેવાનો તેમને આગ્રહ કર્યો દાદાભાઇ કમિશનના કામમાં રોકાયેલા હોવાથી તેમણે હિન્દ આવવાની અશક્તિ બતાવી. પણ દીકરી બાપ કરતાં ઓછી હઠીલી નહોતી. તેણે જ્યાં સુધી દાદાભાઇ ન આવે ત્યાં સુધી લગ્ન મુલતવી રાખવાનો ઠરાવ કર્યો. આખરે "હમેશના વહાલા પિતા"ની તા. ૫ મી નવેમ્બર ૧૮૯૬ ના પત્રમાંની વિનંતીથી ડૉ. માકી દાદાભાઇ નવરોજી મિસીસ હોમી મંચેરજી દાદીના થવાને તૈયાર થઈ. દાદાભાઇએ લખ્યું હતું:—

"તારાં લગ્નમાં હાજર રહેવા કરતાં બીજાં કોઇ પણ કામથી મને વધારે ખુશાલી ઉપજવાની નથી. પણ હું લાચાર છું. મેં એવી ફરજ માથે લીધી છે કે જે મારે બજાવવી જ જોઇએ. એવા મત સાથે તું સંમત થશે તે વિષે મને શક નથી. મારી જિંદગીનું આ છેલ્લું કામ છે......જો તું મારી આખી જિંદગીનું કામ પાણીમાં મેળવવા માગતી હોય તો જ મારાથી આવી શકાય.........નહિ, વહાલી! મારી હાજરી માટેનો આગ્રહ પડતો મૂક............"

તા. ૨ જી જુલાઇ ૧૮૯૭ ના દાદાભાઇના બીજા પત્ર પરથી તે વખતની સ્ત્રીઓની હાલતનો ખ્યાલ આવે છે, જો કે ૫૦ વર્ષ થયાં સ્ત્રીશિક્ષણની શરૂઆત થઇ ચૂકી હતી :

માકીને બાઇસીકલ જોઇતી હશે એવો મને ખ્યાલ પણ આવ્યો ન હતો. માકી મુંબઇમાં સવારી કરવા માગે છે. લોકોને તે ગમશે કે, અથવા ઘણી પારસી બાનુઓ સાઇકલ પર સવારી કરે છે કે નહિ તે હું જાણતો નથી. માકી જે ધંધો કરવા માગે છે તેનો વિચાર કરતાં હાલમાં લોકોની વિરુદ્ધતા વહોરી લેવી ઇચ્છવાજોગ નથી.



# પ્રકરણ ૨૭ મું

## હિન્દનો અંધેર વહીવટ.

દાદાભાઈ શાહી કમિશનનાં કામમાં ગૂંથાયલા હતા ત્યારે જ તેમણે આખા બ્રિટનના તખ્તા પરથી હિન્દ તરફથી પ્રચંડ લડત ચલાવવાની વ્યવસ્થા કરી હતી. ચાર ચાર દાયકાથી આ વીર પુરુષ પોતાની માતૃભૂમિ માટે ન્યાય મેળવવાને બ્રિટિશ પ્રજાનાં દ્વાર ખખડાવી રહ્યા હતા. પ્રજાની હિન્દ તરફ દિલસોજી હતી, પણ હજી રાજકર્તાઓ— લિબરલો યા કોન્ઝરવેટિવો પર કંઇ અસર થઇ નહોતી. જીવનના સંધ્યાકાળે પણ તેઓ બ્રિટિશ સિદ્ધાંતો મુજબ હિન્દની હકૂમત ચલાવવાની મક્કમ લડત ચલાવી રહ્યા હતા. નિરાશાને તેમના જીવનમાં સ્થાન જ નહોતું. જે. એન. તાતા પર તા. ૨૭ મી મે ૧૮૯૭ ના પત્રમાં તેમણે લખ્યું હતું કેઃ—

> "સરકાર એકી વખતે સનદી નોકરીની પરીક્ષા લેવાની વિરુદ્ધ પડી છે તેથી એ માટે વધારે જોરથી લડત ચલાવવાની જરૂર છે. સરકારના વિરોધથી લડત પડતી મૂકવાથી કંઇ વળવાનું નથી."

પૃથ્વીચંદ્ર રાજ અને જી. સુબ્રહ્મણ્ય આયરને પણ તેમણે લડત આગળ ધપાવવાનો આગ્રહ કર્યો હતો.

૧૮૯૬ માં મુંબઈમાં મરકી ફાટી નીકળી. ૧૮૯૭ માં આ ભયંકર રોગ આખા દેશમાં ફરી વળ્યો. વારંવાર પડતા દુકાળ અને કંગાળ દરિદ્રતાની આફતમાં મરકીની આફત વધી. પોતાના દેશની આવી કરુણાજનક હાલતથી દુઃખી થઈ દાદાભાઇનું દરદી દિલ પોકારી ઊઠ્યું, " દર વરસે કરોડો રૂપિયાનું શોષણ કરનારી હાલની હકૂમતનું બીજું શું પરિણામ આવી શકે ?"

આ વર્ષમાં મહારાણી વિકટોરિયાનો રજતમહોત્સવ હતો. તા. ૫ મી ફેબ્રુઆરીના મહારાણી પરના પત્રમાં પણ દાદાભાઇએ રાજતંત્ર સામેનો પોતાનો પુણ્ય પ્રકોપ ખાલી કર્યો હતોઃ—

નામદાર મહારાણીના પવિત્ર કોલો અને પાર્લામેન્ટના ઠરાવો તથા કાયદાઓનો સંદતર ભંગ થવાને પરિણામે બ્રિટિશ હિન્દની પ્રજા અત્યંત કંગાળ થઈ ગઇ છે, અને તેના પર જગતવ્યાપી યુદ્ધ, રોગચાળા, અને દુકાળના શાપ વરસ્યા છે. આપ નામદારના રાજઅમલના આ મહાન પ્રસંગે સરકારી રાજતંત્રમાં કોઈ લાભકારી ફેરફાર થવાની હું આશા રાખી શકું ?

**"ન્યુ યોર્ક હેરલ્ડ" ના માલિક જેમ્સ ગોરડન બેનેટ પર તેમણે લખ્યું હતું:— ૧૮ ફેબ્રુઆરી**

"હિન્દમાં મરણ પામતા મારા લાખો દેશબંધુઓ માટે આટલી બધી દિલસોજી દર્શાવ્યા પછી મને અજાયબી એ થાય છે કે જીવદયાના કામમાં આગેવાની લેનાર તમારા વર્તમાનપત્રે યુનાઇટેડ સ્ટેટસમાં હિન્દીઓ માટે રાહત ફંડ ખોલ્યું નથી."

**ઈંગ્લાંડમાં ક્રિકેટની રમતમાં ખ્યાતિ મેળવનાર જામનગરના મહારાજા રણજીતસિંહ આ વખતે હિન્દની પ્રજાના સંકટનિવારણ માટે બ્રિટિશ પ્રજાને જાગૃત કરી રહ્યા હતા. તેમના પરના પત્રમાં દાદાભાઇએ નીચે મુજબ ઉદ્‌ગારો કાઢયા હતા:—( ૪ થી માર્ચ)**

હાલના સંકટના નિવારણ માટે અપીલ કરતી વખતે ભવિષ્યમાં આવી આફત આવતી અટકાવવાની જરૂર પર ભાર મૂકજો. જો તમે તમારા શ્રોતાઓ પર આ મહાન ફરજ ઠસાવી શકશો તો તમે હિન્દ અને ઇંગ્લાંડની મહાન સેવા બજાવેલી ગણાશે. તમે અંગ્રેજો પર એ વાત પણ ઠસાવજો કે છેલ્લા મોટા દુકાળ પછીનાં પંદર વરસ દરમિયાન આ દેશની દોલતમાં હિન્દમાંથી ચારથી પાંચ કરોડ સ્ટરલીંગ ઉમેરાયા છે, અને આ ગંજાવર ખજાનામાંથી છૂટે હાથે મદદ કરવાને ઇંગ્લાંડ બંધાયેલું છે. ફક્ત એક ટકો જ આપવામાં આવે તો ૪૦ થી ૫૦ લાખ પાઉન્ડ થશે..........સ્ત્રીઓ, બાળકો, વૃદ્ધો, અને અશકતો સંકટનિવારણનાં બાંધકામો પર મજૂરી કરવા આવી શકવાનાં નથી. વળી આબરૂદાર વર્ગની હાલત વધારે દયાજનક છે, કેમકે તેઓ સંકટ-નિવારણનો લાભ લેવાને બદલે ભૂખે મરી જવાનું વધારે પસંદ કરશે. તેઓ માટે ખાનગી દાનની ઘણી જરૂર છે.

## હિન્દનો અંધેર વહીવટ

૧૮૯૭ ની આ લડતને પરિણામે લંડન ઇન્ડિયન સોસાયટીના આશરા નીચે મોન્ટેગ્યુ મેન્શનમાં તા. ૨૮ મી ડિસેમ્બરે ઈંગ્લાંડમાં વસતા હિન્દીઓની પરિષદે એક લંબાણુ ઠરાવ પસાર કર્યો હતો. પ્રમુખપદેથી આ ઠરાવ રજૂ કરતાં દાદાભાઇએ છેલ્લાં ૧૫૦ વરસના અન્યાયી અને અંધેર રાજવહીવટથી હિન્દની પ્રજા અત્યંત ગરીબ થઇ ગઇ છે, અને કંગાળ ગરીબીને લીધે જ દુકાળ અને મરકીની આફત આવી છે એવો ઉલ્લેખ કરીને જણાવ્યું હતું કે:—

અંગ્રેજી સંસ્કૃતિને શરમ લગાડે તેવી રીતે ગામડાંનાં ગામડાંનો નાશ કરનારી સરહદ પરની લડાઇઓ, રાજદ્રોહ માટે લોકોને સજા કરનારી આપઘાતક અને અવિચારી રાજનીતિ, કેળવાયેલા હિન્દીઓની એવફાઇ સંબંધીની મૂર્ખાઇભરી બાંગો, હિન્દી છાપાની સ્વતંત્રતા પર તરાપ, નાથુ ભાઇઓને કેદ કરવા જેવી જુલમજહાંગીરી અને રાજવહીવટનું અંધેરઃ આ અને બીજાં એવાં જ અનિષ્ટોનું મુખ્ય કારણ બ્રિટિશ સિદ્ધાંતો વિનાનું પાપી રાજતંત્ર છે, કે જે રાજતંત્ર ચાલુ હિન્દનું લોહી પી જાય છે, અને જેને બ્રિટિશ પ્રજા, પાર્લામેન્ટ અને મહારાણીના પવિત્ર કોલોનો ભંગ કરીને તથા હિન્દી પ્રજાની વિરુદ્ધતાની પરવા કર્યા વિના રાજદ્વારી દંભ અને છેતરપીંડીથી નિભાવવામાં આવે છે. આ અ-બ્રિટિશ અને પાપી રાજતંત્રનો નાશ કરી ખરેખરું નેક અને બ્રિટિશ રાજતંત્ર સ્થાપવામાં આવશે નહિ તો હિન્દ પાયમાલ થઈ જશે, અને બ્રિટિશ સલ્તનત આફતમાં આવી પડશે.

. . . . .

ઈંગ્લાંડ દર વરસે હિન્દમાંથી ત્રણથી ચાર કરોડ પાઉન્ડ ચૂસી જાય છે, એ બીના ધ્યાનમાં રાખીને ન્યાયના પહેલા હપ્તા તરીકે દુકાળ અને મરકીના ખર્ચનો આખો નહિ તો મોટો ભાગ અને સરહદની અવિચારી લડાઇનો બધો ખર્ચ બ્રિટિશ તિજોરીમાંથી આપવો જોઇએ.

અંતમાં સરહદ પરની લડાઇઓ સદંતર બંધ કરી અફઘાનીસ્તાનની આઝાદીને ચાહનારી અને લડાયક પ્રજા પોતાના દેશને હિન્દ પરના કોઇપણ પરદેશી હુમલા સામે અભેદ કિલ્લા જેવો બનાવી શકે તેવી રાજનીતિ અખત્યાર કરવાની જરૂર છે.

સરકારની દમનનીતિ સંબંધી દાદાભાઇએ કહ્યું હતું:—

છાપાને મોઢે ડૂચો મારવાની નીતિ આપઘાતક છે. મિ. તિલક અને બીજા ગરીબડા અધિપતિઓ, જેઓને તેઓના ગામની બહાર કદાચ કોઇ ઓળખતા પણ નહિ હોય, તેઓ સામે કામ ચલાવવાની ભૂલ સૌથી મોટી છે. આ રાજનીતિ બ્રિટિશ સરકારના સિદ્ધાંતોની વિરુદ્ધ છે. હવે તમે રશિયન પધ્ધતિ દાખલ કરો છો કે જેની રૂએ કોઇ પણ માણસને તપાસ વિના અને કંઈ કારણ દર્શાવ્યા વિના ગિરફતાર કરી કેદ કરવામાં આવે છે.

આ ભાષણને બીજે દિને હિન્ડમેને દાદાભાઇ પર લખ્યું હતું:

હિન્દી કોન્ફરંસમાંના તમારા ઠરાવ તથા ભાષણ માટે હું તમને દિલોજાન અભિનંદન આપું છુ......હિન્દના બેવકૂફીભર્યા વહીવટથી મામલો ગંભીર થયો છે તે વિષે કંઇ શક નથી, અને હવે સરકારે હકીકતોનો સામનો કરવો પડશે. વડું મથક ભયભીત થયું છે. ભય બહુ ખરાબ ચીજ છે, અને અમારા મુખ્ય મુત્સદ્દીઓએ વરસો થયાં પગલાં ભરવાની તેમજ વિચાર કરવાની સુદ્ધાં ના પાડી હતી તે ઘણું જ અફસોસકારક છે.

દાદાભાઇ પોતાની લડતમાં સમાજવાદીઓની સહાય લેતા હોવાથી હિન્દમાં જરા વસવસો ઉત્પન્ન થયો હતો. "હિન્દુ પેટ્રિયટ" નામના છાપાએ આ રાજનીતિને ભયંકર લેખી હતી, પણ દાદાભાઇ આવા મિત્રોની સહાયને સદ્ભાગ્યની નિશાની માનતા હતા. તા. ૮ મી એપ્રિલે તેમણે લખ્યું હતું:

સમાજવાદીઓ આપણને મદદ કરે છે તેથી અકળાઈ ના જાઓ. ...હિન્દની લડત માટે અંગ્રેજોને સમજાવવામાં અમને જે પારાવાર મુશ્કેલી નડે છે તે તમે જાણતા હો તો જ તમને સમાજવાદીઓની મદદની કિંમત જણાશે....અને મિ. હિન્ડમેન સમાજવાદીઓના નેતા છે તેથી જ તેઓની મદદ આપણને મળે છે......જ્યારે તેમણે "હિન્દનાં દેવાળાં" વિષેનો પહેલો લેખ લખ્યો ત્યારે તેમને સમાજવાદનું સ્વપ્નું પણ આવ્યું ન હતું...એક બળવાન અને પ્રગતિવંત સંસ્થા, જેના હાથમાં મોટે ભાગે ભવિષ્ય રહેલું છે તે હિન્દની લડત ઉપાડી લે તે આણધારેલું

સદ્દભાગ્ય છે...આપણી પાસે આવી સંસ્થા ઊભી કરવાનાં સાધનો નથી...ફક્ત આ જ લોકશાહી સંસ્થા એવી છે કે જેણે આપણી લડત ઉપાડી લીધી છે.

હિન્ડમેનની દિલોજાન મદદની દાદાભાઈ પૂરતી કદર કરતા હતા, છતાં હિન્ડમેને હિન્દી ચળવળનું સ્વરૂપ બદલવાની સલાહ આપી, ત્યારે તેમણે તેનો સખ્ત વિરોધ કર્યો હતો. હિન્ડમેન ક્રાન્તિકારી ચળવળમાં માનતા હતા. જેમ જેમ વરસો પસાર થતાં ગયાં તેમ તેમ તેમણે હિન્દની મવાલ અને વિનીત રાજદ્વારી ચળવળ સામે કડવી ફરિયાદ કરી તેને ઉગ્ર બનાવવાની ઉત્કંઠા બતાવી હતી

દાદાભાઈ પર એક તારીખ વિનાના પત્રમાં હિન્ડમેને પોતાનું દિલ ખોલ્યું હતું:

"ટનબ્રિજ વેલ્સમાં જે મકાનમાં હું મારી પત્ની સાથે રહેતો હતો ત્યાં મને મિ. તૈયબજી અને બીજા જુવાન હિન્દી બેરિસ્ટર સાથે મેળાપ થયો. આ બન્ને જણા તમને પિછાણે છે. મેં તેઓને કહ્યું હતું કે હિન્દના દુકાળ સંબંધી હિન્દી પ્રધાન પર એક સ્પષ્ટ યાદી મોકલવામાં આવતી નથી, તેથી એક મહાન તક ગુમાવી દેવામાં આવે છે——મેં એમ પણ કહ્યું હતું કે ન્યાય માગવાને બદલે દાન માગવામાં ભૂલ થાય છે. તેમ થવાથી હિન્દને બનતી મદદ કરનારા મારા જેવા માણસોનાં નાક કપાઇ જાય છે. કોઇ જાતની ગંભીર લડત ઉપાડવામાં નહિ આવે ત્યાં સુધી કાંઇ વળવાનું નથી. જૂના જમાનામાં લોર્ડ જ્યોર્જ હેમિલ્ટન સાથે મારે ગાઢ મિત્રાચારી હતી. તે દોલત મેળવવાના શાહી હક માટે કામ કરનારા પોતાના અને બીજા અમીરોનાં કુટુંબોના હથિયારરૂપ છે. જ્યાં સુધી તેને હાથ જોડીને બેસી રહેવાના પરિણામ માટે ભય ઊપજે નહિ ત્યાં સુધી તે કંઇ કરવાના નથી. એક બીજી વાત કહી નાખવી જોઇએ. જે હિન્દીઓ ગંભીર રીતે પોતાની લડત ઉપાડી લેવાને બદલે તમારા જેવા પર બધું કામ છોડી દે છે, અને તાજેતરમાં હિન્દની નેશનલ કોન્ગ્રેસે પસાર કર્યા હતા તેવા મહારાણીને મુબારકબાદી આપનારા મૂર્ખાઇભર્યા ઠરાવો પસાર કરે છે, તેઓ તરફ મને ધિક્કાર ઊપજ્યા વિના રહેતો નથી. મુબારકબાદી શાને માટે? આવતા બે ત્રણ જમાના સુધી હિન્દને પાયમાલ કરી નાખવા માટે? આ દયાજ [illegible] પરના માણસોએ

મને કહ્યું છેઃ "એદિલીની સાબિતી ક્યાં છે, મિ૦ હિન્ડમેન ? હિન્દની પ્રજા તરફથી ન્યાય માટેનો પોકાર ક્યાં છે ? તમે કહો છો તેમ લોકો પર જુલમ થતો હોય અને તેઓ ગરીબ હોય તો આપણે કાને તેઓનો પોકાર તો આવવો જોઈએ !" આવી ચેલેન્જનો હું શો જવાબ આપું ? તેનો કંઇ જવાબ જ નથી. તમારા સિવાય હિન્દના વતનીઓ શું કરે છે ? "ઇન્ડિયા" છાપું પણ કંગાળ, ઢંગ વગરનું, અને ચીથરાં જેવું પ્રગટ થાય છે. મને જરા પણ રસ પડતો નથી. હું, મારી સંસ્થા, અને અમારું અખબાર "જસ્ટીસ" શક્ય મદદ કરીશું. પણ "જેઓ પોતાની જાતને મદદ કરે છે તેઓને જ ઇશ્વર મદદ કરે છે."

હિન્દની ચળવળને ઉગ્ર બનાવવા માટે હિન્ડમેન સાથે દાદાભાઇને વારંવાર ચર્ચા થઇ હતી, પણ બન્ને વચ્ચે ગંભીર મતભેદ હતા. દાદાભાઇનો હેતુ બ્રિટિશ સંબંધ જાળવી રાખવાનો અને હિન્દ અને બ્રિટિનના સંબંધને બન્ને માટે આશિષરૂપ બનાવવાનો હતો. આ હેતુ બર લાવવા માટે તેઓ હિન્દમાં બળવો જાગતો અટકાવવા માગતા હતા.

મોતીલાલ ઘોષ પરના પત્રમાં (૨૩ જુલાઇ) દાદાભાઈએ પોતાની સ્થિતિ સ્પષ્ટ કરી હતી.

"અલબત, હિન્દમાં બળવો જગાડવાના ધોરણ પર હું તેમની (હિન્ડમેનની ) સાથે જોડાઇ શકતો નથી...આપણે બ્રિટિશ પ્રજા પર વિશ્વાસ રાખી ચાલુ ચળવળથી હાલના રાજવહીવટનાં અનિષ્ટો બ્રિટિશ પ્રજાની જાણમાં લાવી તેમાં સુધારા કરાવવા માગીએ છીએ. તેઓ બ્રિટિશ હકૂમત વિષે જે ધારે છે તે જાહેર કરે છે. હું તેઓને અટકાવી શકતો નથી. તેઓ ગમે તે ધારે અને બોલે, પણ એક વાત સ્પષ્ટ છે, કે તેઓનો હેતુ હિન્દ અને તેઓની માતૃભૂમિ ઇંગ્લાંડનું કલ્યાણ કરવાનો છે. અને મિ હિન્ડમેન કહે છે તેમ બન્નેના લાભ સરખા છે."

થોડોક વખત હિન્ડમેન ચૂપ રહ્યા, પણ બીજે વરસે તેમણે ફરીથી બળાપા કાઢવા માંડ્યા.

તમારા વિનીતપણાથી તમે વિચારવંત માણસો શું મેળવો છો ? તમારું વર્તમાનપત્ર "ઇન્ડિયા" લુખાસુખા લેખો લખીને શું લાભ

મેળવે છે? કાંઈજ નહિ! તેઓ તમને લાત મારે છે, તમારી સામે રાજદ્રોહના કાયદાઓ ઘડે છે, તમારે વિષે અમારાં કરતાં વધારે જુઠ્ઠાણાં ફેલાવે છે! અમને તો એટલો પણ સંતોષ છે કે અમે તેઓની પાછળ પડી તેઓને ધિક્કારીએ છીએ, તેઓની હાંસી કરાવીએ છીએ, અને તેઓને ગુસ્સાથી લાલપીળા કરી નાખીએ છીએ. વળી અમે એકલા હિન્દમાં જ નહિ, પણ અહીં પણ આવતી ક્રાન્તિ માટે તૈયારી કરીએ છીએ. નગારાના અવાજમાં ગાજરની પીપુડી સંભળાવાની નથી. માટે હાલમાં જ બોલવાનો વખત છે. પણ તેઓ બોલતા નથી.

દાદાભાઈએ આના જવાબમાં લખ્યું (૨૨ ફેબ્રુઆરી):

તમે કહો છો તે બધું ખરું છે. પણ તમે કહો છો તે હિન્દ હજી કરી શકે તેમ નથી. તમારે દરેક બાબતમાં હિન્દની પરિસ્થિતિનો વિચાર કરવો જોઇએ.—હિન્દ હિન્દીઓનું પ્રતિનિધિ છે, અંગ્રેજોનું નહિ, અને હિન્દ હિન્દીઓની પેઠે જ બોલી શકે—સરકાર હવે ખુલ્લી રીતે રશિયન વલણ ધારણ કરી રહી છે, અને અમે લાચાર છીએ. આમ વર્ગ હજી પરિસ્થિતિ સમજતો નથી, જોન બુલ ભસવાથી ડરતો નથી. તે કરડતા કૂતરાથી ડરે છે, અને અમે કરડી શકતા નથી.

રાજદ્વારી ચળવળ સંબંધી બન્ને વચ્ચે આવા ગંભીર મતભેદ હોવા છતાં તેઓનો અંગત સંબંધ હંમેશાં દિલોજાન રહ્યો હતો. ૪૫ વરસની જાહેર સેવાની પિછાન તરીકે હિન્ડમેનના માનમાં ભોજનસમારંભ કરવામાં આવ્યો હતો ત્યારે દાદાભાઈ તેમાં જોડાયા હતા. ૧૮૯૮ ના મેની ૧૧ મી તારીખે થયેલા એ સમારંભમાં દાદાભાઇએ "આંતરરાષ્ટ્રિય એકતા અને પ્રગતિ" ની સલામતીનો જવાબ વાળ્યો હતો.

હિન્દને પારાવાર અન્યાય થતા હતા. તેમાં હિન્દના પત્રકારો સામે રાજદ્રોહના મુકદમા મંડાવાથી વધારો થયો. હિન્દની રાજદ્વારી ચળવળને કચરી નાખવા માટેની દમનનીતિ શરૂ થઇ ગઇ હતી. વર્તમાનપત્રો સામે સરકારે માંડેલા રાજદ્રોહના કેસોને "રાજદ્વારી ભૂલ" ની ઉપમાં આપી દાદાભાઈએ કહ્યું હતું કે:—

"તેઓ જે અટકાવવા માગે છે તે જ કામ કરે છે. ભયને લીધે એવાં કામો થશે કે જે પરિણામનો ભય રાખવામાં આવે છે તે જ પરિણામ આવશે. બ્રિટિશો પોતાને હાથે બ્રિટિશ સંબંધ નબળો બનાવી રહ્યા છે તે હિન્દ માટે શોકજનક છે."

પાછળથી વાચ્છા પરના એક પત્રમાં એપ્રિલ ૨૮, ૧૮૯૮) માં તેમણે પોતાના દિલની વરાળ બહાર કાઢી હતી.

નાથુ કેસ * સરકારને માટે જ કમનસીબ છે. તેથી બ્રિટિશ સત્તા અને પ્રતિષ્ઠા પર મોટામાં મોટો ફટકો પડયો છે. પોતાની સ્વતંત્રતા સલામત નથી એ વિચાર હવે કદી પણ હિન્દીઓના મનમાંથી દૂર થશે નહિ. એક જમાના સુધી પસ્તાવો કરી તેનો બદલો વાળવાની કોશિશ કરવાથી પણ આ અનિષ્ટ દૂર થવાનું નથી. તેણે બ્રિટિશ સત્તાને અર્ધી સદી પછાત નાખી છે. હવે રશિયાનો ભય રહયો નથી. દયાજનક બીના છે. શું "કરણી તેવી પાર ઉતરણી"નો સમય આટલો નજીક આવી પહોંચ્યો છે?

"ગોખલેની માફી"ને નામે જાણીતા થયેલા બીજા બનાવથી કોંગ્રેસ મંડળમાં ગમગીની ફેલાઇ રહી હતી. વેલ્બી કમિશનમાં જુબાની આપવા માટે ગોખલે ઇંગ્લાંડ ગયા હતા ત્યારે પૂનામાં મરકી ફાટી નીકળવાથી ખાનગી મકાનોની તપાસ કરવા નીમાયલા યુરોપિયન સોલ્જરોના અત્યાચારોના ભયંકર વર્ણન કરનારા પત્રો ગોખલેને મળ્યા હતા. આવા એક પત્રમાં જણાવવામાં આવ્યું હતું કે પૂનામાં સોલ્જરોએ બે સ્ત્રીઓની લાજ લૂંટી હતી, અને તેમાંથી એકે શરમથી આપઘાત કર્યો હતો. વેડરબર્ને આમની સભાની એક નાની કમિટી સાથે ગોખલેની પિછાણ કરાવી ત્યારે તેમણે આ વાત કમિટી સમક્ષ રજ કરી હતી. આ સવાલ સંબંધી "મેનચેસ્ટર ગાર્ડિયન"ના પ્રતિનિધિને પણ તેમણે મુલાકાત આપી હતી. મુંબઈની સરકારે તરત તાર કરી જણાવ્યું કે આ વાત એક "નીચ શોધ" હતી.

---

૧ મરકીના રોગ દાબી દેવા માટે સત્તાવાળાઓએ કડક પગલાં ભરવાથી પૂનામાં હુલ્લડો ફાટી નીકળવાથી તે સંબંધમાં નાથુ ભાઇઓને વગર તપાસે કેદમાં પૂરવામાં આવ્યા હતા.

આ વાત પુરવાર કરવા કંઇ સાબિતી ન હતી. ફક્ત ગોખલે જ નહિ પણ તેમના મિત્રો દાદાભાઇ અને વેડરબર્નનાં પણ મોં ઊતરી ગયાં. હિન્દ પાછા ફર્યા પછી ગોખલેએ પોતાને ખબર આપનારાઓ પાસે પુરાવા માગ્યા. તેઓ પાસે કંઇ પુરાવા જેવું નહોતું. લોકોમાં આવેલી અફવાને આધારે તેઓએ એ વાત લખી નાખી હતી. ગોખલેએ તેઓનાં નામો જાહેર કરવાની ના પાડી આ નાપાયાદાર વાત ફેલાવવાની જવાબદારી પોતાને શિરે લઇ લીધી. આવા સંજોગોમાં જેઓની નિંદા કરવામાં આવી હતી તેઓની માફી માગવામાં જ ખાનદાની હતી. ગોખલે માટે આ કડવી ગોળી ગળવા જેવું હતું, પણ તેમણે પોતે કરેલી નાલેશી માટે સંપૂર્ણ માફી માગી.

હવે ન ધારેલી જગ્યાએથી ગોખલે પર પહાડ તૂટી પડયા. હિન્દી પ્રજાને આ કંગાળ માફી અપમાનભરી લાગી. ઇંગ્લાંડમાંના તેમના મિત્રો પણ મૂંઝાઇ ગયા. તા. ૬ ઠ્ઠી ઑગસ્ટના પત્રમાં ગોખલેએ દાદાભાઇ સમક્ષ નીચેનો ખુલાસો કર્યો હતો.

> મેં મૂકેલા આક્ષેપો ખેંચી લેવામાં જ ખાનદાની હતી તે વિષે મેં સર વિલિયમ પર ખુલાસો લખી મોકલ્યો છે—ટૂંકમાં હકીકત એવી હતી કે હું અહીં આવ્યો તે પહેલાં સરકાર બ્રિટિશ સરકાર રહી ન હતી, અને રાજદ્રોહના આરોપ માટે થતી દેશનિકાલની સજાઓથી પૂનામાં એટલો બધો ત્રાસ ફેલાઇ ગયો હતો કે કોઇપણ જાતના પુરાવા મેળવવાનું અશક્ય હતું. વળી સરકારે પ્રજાની ફરિયાદોની તપાસ કરવા માટે કમિશન નીમવાની ના પાડી હતી; આવા સંજોગોમાં આક્ષેપો પાછા ખેંચી લેવાનો માર્ગ જ મારે માટે ખુલ્લો હતો. મેં સંજોગોને આધીન થઇને, મારા મિત્રોની સલાહથી આ પગલું ભર્યું છે. હું જાણું છું કે જે આદર્શ આપણને બધાને પ્રિય છે અને જે આદર્શની હું સેવા બજાવવા માગતો હતો તેને મારા પગલાંથી હાનિ થઇ છે.

દાદાભાઇએ આ પત્રના જવાબમાં ગોખલેને દિલાસો આપી જાહેર જીવનનો ત્યાગ કરવાનો વિચાર માંડી વાળવાની સલાહ આપી હતીઃ

તમે જુવાન છો. તમારી સમક્ષ ભારે કામ પડેલું છે. કદી પણ હિંમત ના હારતા. તમારી ફરજ ખંતપૂર્વક બજાવો. તમે આકળા છો, અને તમારા હાલના દુ:ખદ અનુભવ પરથી ધડો લઈ તમે કાંઇ કામ કરવા પહેલાં શાન્તિથી વિચાર કરતા થશો તો મને સંતોષ થશે— તમારે જે કામ કરવાનું છે, તે વિકટ છે.—પણ નિરાશ ન થતા.

ગોખલેએ દાદાભાઇનો સખ્ત ઠપકો મેળવવાની દહેશત રાખી હતી, પણ તેને બદલે દાદાભાઇએ તેમને મીઠો દિલાસો આપવાથી તેમને શાંતિ વળી હતી, અને તેમણે ભવિષ્યમાં આવી ભૂલ નહિ કરવાની ખાતરી આપી હતી.

દરમિયાન ૧૮૯૭ની કોન્ગ્રેસની બેઠકને ફત્તેહમંદ બનાવવા માટે દાદાભાઇએ કોન્ગ્રેસ નેતાઓ સાથે ખાસ કરીને આર. એન. મુધોલકર સાથે પત્રવહેવાર ચાલુ રાખ્યો હતો; અને આ બેઠક એટલી બધી ફત્તેહમંદ નીવડી હતી કે તેમણે મુધોલકરને તે માટે સાબાશી આપી હતી.

મદ્રાસની મહાજનસભાના સેક્રેટરી પરના પત્રમાં (૨૯ જુલાઈ) દાદાભાઈએ હિન્દીઓને સ્વાશ્રયી બનવાની સલાહ આપી જણાવ્યું હતું કે :—

આપણા પ્રમુખ તરીકે અંગ્રેજોને મેળવવાનો વિચાર આપણે છોડી દેવો જોઇએ. આપણી કોન્ગ્રેસના પ્રમુખો હિન્દીઓ જ થવા જોઇએ,—આપણે આપણા પાણીદાર જુવાનોને શોધી કાઢવા જોઇએ; અને તેઓ પ્રજામાં જાણીતા ન હોય તો પણ પ્રમુખના દરજ્જા પર આવવાથી તેઓ આપોઆપ જાણીતા થઈ જશે.

દમનનીતિના અમલ દરમિયાન સરકાર અને પ્રજા વચ્ચે કાતિલ લડત થવાની દાદાભાઇએ આગાહી કરી હતી. વાચ્છા પર (૩ માર્ચ ૧૮૯૮) તેમણે લખ્યું હતું :—

આપણને ઘણાં વરસ પાછળ હઠાવવામાં આવ્યા છે. સત્તાવાળાઓએ પરમાર્થના દંભનો બુરખો ફેંકી દીધો છે, અને બીજી બાજૂ પ્રજાને પણ એમ લાગવા માડયું છે કે રાજવહીવટમાં કંઇક સડો છે,

આથી ભયંકર લડત થવાનો સંભવ છે. જ્યારે એ લડત આવે ત્યારે શાન્તિથી તેને વધાવી લેવી પડશે.

૧૮૯૮ના નવેમ્બરની ૧ લી તારીખે લંડનની ઇન્ડિયન સોસાયટીના વાર્ષિક ભોજન સમારંભમાં મહારાણી અને રાજકુટુંબની સલામતી લેવાડતાં દાદાભાઈએ કહ્યું હતું કે :—

"મહારાણી તરફની આપણી વફાદારીની લાગણી જાહેર કરતાં આપણને કહેવાની ફરજ પડે છે કે હિન્દની પ્રજાના કલ્યાણ માટેના તે નામદારના ઢંઢેરાઓનો તેમના પ્રધાનોએ સદંતર ઊલટો અર્થ કર્યો છે. આપણે હજી પણ માનીએ છીએ કે બ્રિટિશ પ્રજા અંતઃકરણ ધરાવે છે. આપણે ન્યાય માટે તેના તરફ જોઇએ છીએ, અને મને આશા છે કે એવો વખત આવશે–કે જે જોવા માટે કદાચ હુ જીવતો ન હોઉં–કે જ્યારે બધો મામલો ફેરવાઇ જશે, અને નામદાર મહારાણીની ઇચ્છાઓ અમલમાં મુકાશે."

પ્રોફેસર એ. એફ. મુરીસને 'હિન્દ અને નેશનલ કૉન્ગ્રેસની સલામતી લેવડાવ્યા પછી ડૉ. સરત મલ્લીકે ભવિષ્યમાં ડોકિયું કરીને એવી આગાહી કરી હતી કે હિન્દમાં એવો વખત આવશે કે જ્યારે ગવર્નર જનરલ નેશનલ કૉન્ગ્રેસના પ્રમુખ સાથે મંત્રણા ચલાવશે, એટલું જ નહિ પણ ગવર્નર જનરલની ગાદી પર એક હિન્દી બિરાજશે.

આ લડત ચલાવતી વખતે દાદાભાઈ ખરા હૃદયથી એમ માનતા હતા કે તેઓ ફક્ત ગરીબડા હિન્દના લાભ માટે જ નહિ પણ બ્રિટિશ સલ્તનતના લાભ માટે પણ લડતા હતા. "પૃથ્વી પરના બળવાનમાં બળવાન રાજ્યોનો અન્યાયથી નાશ થયો છે" એવા લૉર્ડ સોલ્સબરીના શબ્દો ટાંકીને દાદાભાઈએ બ્રિટિશ પ્રજાને વારંવાર ચેતવણી આપી હતી કે તેઓના દેશબંધુઓની હિન્દમાંની રાજનીતિ આફતકારક છે. આ જ ભયની લાગણીથી પ્રેરાઇને તેમણે જ્યોર્જ ફ્રીમેન[1] પર (૧૧ ફેબ્રુવારી ૧૮૯૮) લખ્યું હતું:

૧ "ન્યુયોર્ક સન" અને બીજાં અખબારોમાં હિન્દના પ્રશ્નો સંબંધી હિલસોજી ભર્યા લેખો લખનાર.

બીજી પ્રજાઓને પોતાની એડી નીચે છૂંદવાની હાલની વૃત્તિ ચાલુ રહેશે તો બ્રિટિશ સલ્તનતનું ભાવિ મને ઝળકતું જણાતું નથી. તેઓ પોતાની મેળે પોતાની કબર ખોદી રહ્યા છે. હાલમાં વાણી અને વિચારની સ્વતંત્રતા કચરી નાખી રશિયન પધ્ધતિ અખત્યાર કરીને તેઓ બ્રિટનના સઘળા સારા ગુણો પર પાણી ફેરવી રહ્યા છે.

છ મહિના પછી (૨૫ ઓગસ્ટ) ઇંગ્લાંડના વધતા નૌકાબળ સંબધી ફ્રીમેન પરનાં પત્રમાં દાદાભાઇએ ચેતવણી આપી હતી કે જ્યારે એશિયા યુરોપ સાથે રેલ્વે માર્ગે જોડાશે ત્યારે દરિયાઇ બળ ખપ લાગવાનું નથી.

આખા યુરોપની સામે, ઇંગ્લાંડનુ ખરું બળ, જો તે સમજી શકે તો, હિન્દની પ્રજાના સંતોષ, આબાદી અને બ્રિટન સાથેના સંબંધ ચાલુ રાખવાની હિન્દી પ્રજાની ઇચ્છામાં રહેલું છે. તે પછી ઇંગ્લાંડ પાસે એવું બળ આવશે કે જે આખા યુરોપને હંફાવી શકશે—હિન્દ ઇંગ્લાંડનું મોટામાં મોટુ બળ અને મોટામાં મોટી નબળાઇ છે.

એકવાર ફરીથી આ જ મિત્ર પર (૨૪ નવેમ્બર) તેમણે લખ્યું હતું:

મને ભય છે કે જાતિભેદનો સવાલ વખત જતાં ઉગ્ર બની જશે. દુનિયાના બીજા ભાગોની પછાત જાતિઓની સરજત સારી જણાતી નથી. યુરોપનો લોભ તેઓ માટે આફતરૂપ થઇ પડશે. પણ જો ઇંગ્લાંડ ચેતશે નહિ તો તેને માટે હિન્દનો સવાલ ભયંકર થઇ પડશે. એક વાર હિન્દ સંપૂર્ણ જાગૃત થશે અને રાજદ્વારી અને નૈતિક શક્તિ-ઓના ત્વરિત જમાનામાં-વિકાસના આ જમાનામાં આવી જાગૃતિ ધારવા કરતાં વહેલી આવશે-તો પછી ઇંગ્લાંડ માટે પોતાની સત્તા ટકાવી રાખવાનું અશક્ય થઇ પડશે.

# પ્રકરણ ૨૮ મું

## બ્રિટનમાં સતત ચળવળ

૧૮૯૮ માં બ્રિટિશ પ્રજાને જાગૃત કરવા માટે દાદાભાઇએ ઇંગ્લેન્ડના જુદાંજુદાં શહેરોમાં ભાષણો આપવાનો કાર્યક્રમ અમલમાં મૂક્યો. તેમાં લેન્કેશાયર પર તેમણે ખાસ લક્ષ આપ્યું હતું, કારણ કે લેન્કેશાયરના વેપારના લાભ માટે હિન્દનું બલિદાન લેવામાં આવતું હતું, અને જો લેન્કેશાયરની પ્રજાને હિન્દની ખરી હાલતનું ભાન થાય તો બન્નેને લાભ થશે એવી તેમની માન્યતા હતી. તા. ૧૪ મી નવેમ્બરે ઇસ્ટ મેન્ચેસ્ટર લિબરલ એસોસીએશનના આશરા નીચે મળેલી સભામાં તેમણે સવાલ પૂછયો હતો કે "તમે જાણો છો કે હિન્દની દોલતનું શોષણ હિન્દી ઉદ્યોગના 'રક્ષણ'નું કામ કરે છે?" અર્થશાસ્ત્રનો એ જાણીતો નિયમ છે કે એક દેશ પાસેથી લેવામાં આવતી ખંડણીને લીધે તે દેશને ખંડણીની રકમ તો આપવી પડે છે, પણ તે સાથે ત્યાં સઘળા પરદેશી માલના ભાવ પણ વધી જાય છે.

કેસલટન, શોરલી, એથરટન, અને નટસફર્ડમાં પણ દાદાભાઇએ ભાષણો કર્યાં હતાં. આ ચળવળમાં ચેમ્બર્સ, રમેશ દત્ત, અને બિપિનચંદ્ર પાલ જેવા સારા સારા વકતાઓએ ભાગ લીધો હતો. કોન્ગ્રેસની બ્રિટિશ કમિટી પણ સજીવ થઇ હતી. કેને કોન્ગ્રેસ વિષે ભાષણ આપ્યું હતું. દરેક જગ્યાએ હિન્દી રાજવહીવટમાં સુધારા કરવાના હિમાયતીઓને માનભર્યો આવકાર મળ્યો હતો. લેન્કેશાયરની સભામાં દાદાભાઇએ કહ્યું હતું કે:—

"આ શહેરમાં ૨૧ વરસથી મારી પેઢી છે, અને તેથી હુ લેન્કેશાયરવાસીના વિચારો જાણવાનો દાવો કરું છું. જોન બ્રાઇટે અંગ્રેજોને કહ્યું હતું કે ઇંગ્લેન્ડ હિન્દમાંથી બે રીતે પૈસા મેળવી શકે

છે, લૂંટથી અને વેપારથી. બ્રિટિશ પ્રજા વેપાર પસંદ કરે છે. પણ તે માટે હિન્દ શ્રીમંત હોવું જોઇએ. પણ હિન્દીઓની સરેરાશ વાર્ષિક આવક રૂ. ૨૦ની છે. આવા કંગાળ દેશ સાથેના વેપારમાંથી શું મળી શકે ?"

આફ્રિકાના હિન્દીઓ તરફના અન્યાયી વર્તન સામે પણ તેમણે ચળવળ ચલાવી હતી. પણ દાદાભાઇ બધી જગ્યાએ કહેતા હતા કે હિન્દમાં હિન્દીઓ સાથેના અન્યાયી વર્તનને લીધે જ પરદેશમાં પણ તેઓ હડધૂત થાય છે.

લેન્કેશાયરની ફરિયાદ હતી કે હિન્દ પૂરતો માલ લેતું નથી. ગ્રેટબ્રિટન અને આયરલેન્ડમાંથી હિન્દ ખાતે થતી નિકાશ માથા દીઠ ફક્ત ૧ શિ. ૬ પેન્સની હતી......"હિન્દના ૨૫ થી ૩૦ કરોડ લોકો માથા દીઠ ૧ પાઉન્ડનો બ્રિટિશ માલ ખરીદી શકે એવી સ્થિતિ લાવો તો તમે માલ પૂરો પાડતાં થાકી જશો."

૧૯૦૦ માં હિન્દમાં સૌથી ભયંકર દુકાળ પડયો. દાદાભાઇ તરત કામે લાગી ગયા. તેમણે હિન્દના શોષણ પર પાછો ભાર મૂકયો. એક માણસનું લોહી દરરોજ ચૂસાતું હોય તો તે તંદુરસ્ત શી રીતે રહી શકે ? ભયંકર દુકાળના સંકટોથી પીડાવા છતાં હિન્દ વફાદાર રહ્યું હતું; પણ આ વફાદારી કેટલો વખત ટકશે ?

આ સવાલ ખાલી ધમકીરૂપ ન હતો. ઓગણીસમી સદી પૂરી થઇ ત્યારે ૧૮૫૨ નું હિન્દ રહ્યું ન હતું, કે જે વરસમાં દાદાભાઇએ પહેલવહેલું રાજદ્વારી ભાષણ કર્યું હતુ. હિન્દમાં બેદિલી હતી તે બધા જાણતા હતા, અને દાદાભાઇને હિન્ડમેને ખબર આપી હતી કે સત્તાવાળાઓ ગંભીર મુશ્કેલી ઊભી થવાની ચિન્તા રાખતા હતા, અને પરિસ્થિતિની ગંભીરતા સમજવા લાગ્યા હતા.

હિન્ડમેને દાદાભાઇ પર આ સમય દરમ્યાન એક નોંધવા જોગ પત્ર લખ્યો હતો;

"હા, "ઇન્ડિયા"માં મેં તમારું 'મેમોરીઅલ' વાંચ્યું છે. મારા મત મુજબ તેની ભાષા ઘણી નમ્ર છે. વિવેક સારી ચીજ છે; પણ

> તમે ૨૫ કરોડ લોકોના પ્રતિનિધિ છો. આવા મોટા દરજ્જા પરથી તમારી ભાષા અભિમાની હોવી જોઇએ. હિન્દીઓ ઘણા "તાબેદાર" છે, એવો સામાન્ય આક્ષેપ મૂકવામાં આવે છે. તમે તેવા નથી, પણ તમારી અરજીની ભાષા મને ખૂચે છે અને મહાન ઇટાલિયન દેશભક્ત મેઝીની સાથેનો એક પ્રસંગ યાદ આવે છે. અમે બન્ને ખુશમિજાજથી વાતો કરતા હતા. એવામાં ઇટલીના રાજા વિક્ટર ઇમેન્યુઅલનો માણસ તેમને મળવા આવ્યો હતો. તેની સાથે વૃદ્ધ મેઝીનીએ જે દમામથી વાત કરી હતી તે તમારે જોવી જોઇતી હતી! જાણે કોઇ સત્તાધીશ વાત કરતો હોય એવો તેનો દમામ જોઇને રાજાનો માણસ ઉમરાવ હતો તો પણ ડઘાઈ ગયો હતો, અને રશિયાના ઝારની અથવા ઇંગ્લેન્ડની મહારાણી કરતાં પણ તેણે મેઝીની તરફ વધારે માન બતાવ્યું હતું. પોતાના દરજ્જા અને તેની પાછળના બળના ભાનને લીધે મેઝીની ગૌરવશીલ બન્યો હતો. કાલાવાલા કરવાનો વખત વહી ગયો છે. તમે જે કહેવું હોય તે કહી નાખો. તેમ કરવાથી તમને વધારે લાભ થશે."

દાદાભાઈ અને હિન્ડમેન બન્ને હિન્દની ફરિયાદો બ્રિટન સમક્ષ રજૂ કરવાને ભગીરથ પ્રયત્ન કરતા હતા. પણ હિન્ડમેન મૂડીવાદી સરકારથી નિરાશ થઇ ગયો હતો, અને જ્યાંસુધી હિન્દમાં બળવો જાગે નહિ ત્યાંસુધી સરકારની આંખ ઊઘડવાની નથી એવી તેની માન્યતા હતી.

૧૯૦૦ ના ઓક્ટોબરની ૧૩ મી તારીખે ડા. મલ્લિકે હોટલ ટયુડરમાં રાષ્ટ્રીય વિચારના હિન્દી જુવાનો દાદાભાઇ સાથે પરિચયમાં આવી શકે તે માટે તેમના માનમાં મેળાવડો કર્યો હતો. આ મેળાવડામાં રમેશ દત્ત, ડીગબી, વગેરે ઘણા મિત્રો હાજર રહ્યા હતા; ડીગબીએ દાદાભાઇની જોન બ્રાઇટ સાથે સરખામણી કરી હતી, અને તે પછી દાદાભાઇએ જુવાનોને રાષ્ટ્રીય સેવા માટે આગળ આવવા સારુ સંતોષ દર્શાવી જણાવ્યું હતું કે:—

> અમારે કંગાળ અભણતાના અંધકારમાં કામ કરવું પડયું હતું. પણ હવે એ અંધકારમાં પ્રકાશ પ્રસર્યો છે. તમારે હિન્દની ગરીબીનો સાચો ભેદ જાહેરમાં લાવવાનો છે. જમીન મહેસૂલ અને હિન્દના

ઉદ્યોગોનો અધ:પાત વગેરે હિન્દની ગરીબીનાં કારણો મેં વારંવાર જણાવ્યાં છે. પણ જ્યાં સુધી હિન્દનું શોષણ ચાલુ છે ત્યાં સુધી કંઇ જ આશા નથી. તમારા માર્ગમાં ઘણી મુશ્કેલીઓ છે, પણ નિરાશ ન થતા. અંગ્રેજી છાપાએ હિન્દનો સવાલ ગંભીરતાથી ઉપાડી લીધો છે, અને થોડા સમયમાં ઇંગ્લેન્ડનો એ મહાન સવાલ થઈ પડશે. શાહી કમિશને હિન્દને થતા અન્યાયનો સ્વીકાર કર્યો છે; બ્રિટિશ પ્રજાનું અંતઃકરણ જાગૃત થયું છે, અને મામલો અગાઉ કરતાં ઘણો આશાજનક છે; માટે મક્કમતાથી આગળ વધો—જોન બુલ પાસેથી જ એ પાઠ શીખો.

રાષ્ટ્રીય સંસ્થાની રાહબરી કરનારાઓના સામાન્ય સ્વભાવથી વિરુદ્ધ જઇને દાદાભાઇ હિન્દના નવજુવાનો પર ખૂબ વિશ્વાસ રાખતા હતા. નોકરશાહીની અભિમાની આપખુદીનો સામનો કરવાનો નવજુવાનોનો નિશ્ચય જોઇને દાદાભાઇની છાતી ગજગજ ઊછળતી હતી. કેટલાક જુવાન હિન્દીઓના અંતિમ વિચારો અને બળવાખોર વલણ જોઇને તેમના મદદનીશો વાચ્છા, મહેતા, અને બેનરજી અકળાવા લાગ્યા હતા, પણ તેઓના જઇફ નેતા આઝાદીની મશાલ લઇ આગેકૂચ કરવા માટે વધુ ને વધુ સંખ્યામાં નવજુવાનો આગળ આવે એમ ઇચ્છતા હતા. ચોકસ એંગ્લો ઇન્ડિયન છાપાંઓએ એકાદ વરસ પહેલાં જુવાન હિન્દની સામે સખત પ્રહારો કર્યા હતા. તેઓના બખાળા સંબંધી રમેશ દત્ત પર દાદાભાઇએ લખ્યું હતું: (૨ જી મે ૧૮૯૮):—

આપણા નવજુવાનો સામેના એંગ્લો ઇન્ડિયનોના બખાળા સબંધી જણાવવાનું કે એ તો તેઓની હમેશની કરામત છે......જો હિન્દીઓનો અવાજ રજૂ કરવો હોય તો આપણે જુવાનો સાથે કામ કરવું પડશે. જુવાનોને ધિક્કારવાના નથી. જગતમાં મહત્ત્વના ફેરફારો ચોક્કસ રાહબરી સાથે જુવાનોએ જ આણ્યા છે, અને ભવિષ્યમાં તેઓ જ પરિવર્તન લાવશે. આપણા દિવસો ભરાઈ ગયા છે. આપણી જગ્યા લેવા જુવાનોની ભરતી કરવી જોઇશે. તેઓને યુવાન ગણીને ધિક્કારવામાં મોટી ભૂલ છે. આપણે તેઓના માર્ગદર્શક બનવું જોઇએ.

માતૃભૂમિની સેવા માટે જુવાનોની ચળવળને સંગઠિત કરવાનો સમય આવી પહોંચ્યો હતો. હિન્દના ખૂણે ખૂણામાં આઝાદીના સિદ્ધાંતનો પ્રચાર કરવા માટે સર્વ જગ્યાએ નિઃસ્વાર્થ સેવકોની જરૂર હતી. જુવાનોને માતૃભૂમિની હાકલનો જવાબ આપવા બહાર પડેલા જોઈને થોડાક વરસ પછી દાદાભાઈએ ગોખલે પરના (ઑક્ટોબર ૧૯૦૫) પત્રમાં લખ્યું હતું:

"લોકોને બ્રિટિશ નાગરિક તરીકેની ફરજો અને હકકો સમજાવવા માટે દરેક પ્રાન્તમાં યોગ્ય સંસ્થાના આશરા નીચે સેવા બજાવવા માટે કેળવાયેલા નવજુવાનોની ફોજો ઊભી કરવાની જરૂર છે.

હિન્દમાં કામ કરવાની સાથે ઇંગ્લેંડમાં જોસભેર ચળવળ ચાલુ રાખવી પડશે. ફક્ત હિન્દમાં અથવા ફક્ત ઇંગ્લેંડમાં કામ કરવાથી આપણો હેતુ પાર પડવાનો નથી. એ બે એક શરીરનાં અંગો છે, અને બન્નેના મેળાપથી આખું કામ થશે......વખત આપણી સાથે છે. અંગ્રેજ પ્રજા અને છાપાં હિન્દને થયેલા અન્યાયો સમજવા લાગ્યાં છે. એશિયા જાગૃત થાય છે. પૂર્વના ટાપુઓ પશ્ચિમના ટાપુઓ જેવા બનતા જાય છે, અને આપણી મુક્તિ બહુ દૂર નથી. મારી એક જ સલાહ છે. કદી પણ નિરાશ ન થતા."

૧૯૦૦ ના સપ્ટેમ્બરની ૧૯ મી તારીખે લાહોરની નેશનલ કૉન્ગ્રેસના પ્રમુખ પર દાદાભાઇ, હ્યુમ અને વેડરબર્ને એક યાદગાર પત્ર લખી, તેમાં કૉન્ગ્રેસની પંદર વર્ષની ચળવળનું અવલોકન કરી જણાવ્યું હતું કે સનદશીર ચળવળ હિન્દ અને ઇંગ્લૅન્ડ બન્નેના કલ્યાણ માટે રાજા અને પ્રજાને એકબીજાના ગાઢ સમાગમમાં લાવી ફલદાયી થઇ પડશે કે અત્યાર સુધીની બધી મહેનત ધૂળમાં મળશે તેનો આધાર હિન્દની પ્રજાની વલણ ઉપર રહેલો છે. અમે કૉન્ગ્રેસના સ્થાપકો હતા. અમારું કામ પૂરું થયું છે. અમે નવજુવાનોને રસ્તો બતાવ્યો છે, અને હવે પછીના કર્તવ્યનો બોજો જુવાનોએ ઉપાડી લેવાનો છે.

પરદેશી રાજઅમલથી બેદિલ થયેલી પ્રજા છૂપાં કાવતરાં કરી રાજ્યને ઊથલાવી નાખવાનો પ્રયાસ કરે છે. કૉન્ગ્રેસે છૂપાં કાવતરાં

કરવાની લાગણી દૂર રાખવાનો પ્રયાસ કર્યો હતો. પણ સરકાર કોન્ગ્રેસની તરફ શંકાની નજરથી જોતી હતી. કોન્ગ્રેસને અનેક મુશ્કેલીઓ નડી હતી. તેના પર સખત પ્રહારો થયા હતા. પણ સરહદની રાજનીતિ, દુકાળના કાનૂનો, દુકાળની ગ્રાન્ટ, અને હિન્દ-ઇંગ્લેન્ડના નાણાંપ્રકરણી વહેવાર સંબંધીના તેમના વિચારો વજનદાર ઠર્યા હતા. શાહી કમિશને હિન્દ પરના વાર્ષિક અઢી લાખ પાઉન્ડના બોજાને અન્યાયી ઠરાવ્યો હતો, અને આ ઠરાવને મંજૂર રાખી સરકારે હિન્દને નાણાંપ્રકરણી નજરે થોડોક ન્યાય આપ્યો હતો.

અનેક દુર્ભાગ્યોથી હિન્દ મરવા પડયું હતું. તેના ઉદ્ધાર માટે ભગીરથ કામ કરવાનું હતું. કાર્યકર્તાઓ થોડા હતા. ફકત હિન્દની સેવા બજાવવા માટે વખત મેળવવા વેડરબર્નને પાર્લામેન્ટનો ત્યાગ કરવાની ફરજ પડી હતી પ્રજા કલ્યાણ માટે સતત કામ કરીને કોન્ગ્રેસ હિન્દી સરકારની કિંમતી સલાહકાર બની સલ્તનતને બળવાન બનાવવા માટે ઇંગ્લેન્ડ પર લાગવગ ચલાવવાને શકિતમાન થાય તેમ હતું. પણ જો હિન્દીઓ જરૂરી આત્મભોગ આપવામાં પછાત પડી પોતાનું કર્તવ્ય ન બજાવે તો વરસોનું સનદશીર કામ પાણીમાં મળવાનો સંભવ હતો.

ડબલ્યુ. એ. ચેમ્બર્સના માતપિતા મિ. અને મિસિસ. ચેમ્બર્સના આમંત્રણથી દાદાભાઇ શેપટન મેલેરના નાના ગામમાં તેમના મહેમાન બન્યા ત્યારે તેમણે ચેમ્બર્સે હિન્દી લડતને આપેલા પ્રોત્સાહન માટે તેમનો આભાર માની જણાવ્યું હતું કે "હું બ્રિટિશ હકુમતથી થયેલા અન્યાયની વારંવાર વાત કરું છું પણ બ્રિટિશ રાજ્યના ફાયદાનો જવલ્લે જ ઇનકાર કરું છું, એવા મારા પર કેટલીક વાર આક્ષેપ મૂકવામાં આવે છે. પણ હું હિન્દ સાથેનો બ્રિટનનો સંબંધ લાંબો વખત ટકે એમ ઇચ્છું છું, અને તેમાં જ બ્રિટિશ રાજ્યની મારી ઊંચામાં ઊંચી પ્રશંસા સમાઇ જાય છે. હિન્દના ભલા માટેના બ્રિટિશ રાજ્ય માટે અમે આભારી છીએ, પણ હિન્દમાં બ્રિટિશ રાજ્ય કરતાં અ-બ્રિટિશ રાજ્ય વધારે

છે. કિપ્લીંગ જેને "ગોરાઓનો બોજો" કહે છે, તેના કાળાગોરા માટે બે અર્થ થાય છે. હિન્દીઓને મન તેનો અર્થ એ છે કે ગોરાઓનો બોજો તેના ખભા પર નાખવામાં આવે છે. હિન્દીઓ આ બોજાનો વાજબી ભાગ ઉપાડવાને તૈયાર છે, પણ હિન્દનું સત્યાનાશ વાળનાર પરદેશી અધિકારી મંડળીનો બધો બોજો તેના પર નાખવો ન્યાયી છે ?" તેમના બીજા બધા ભાષણોની પ્રસ્તાવના આ જ નિયમ પર થતી હતી.

"હિન્દનો દુકાળ; તેનાં કારણો અને ઉપાય" નામના નિબંધમાં દાદાભાઈએ બે ઉપાય સૂચવ્યા હતા. ઇન્સાફ અને ઇજ્જત ! ઈંગ્લાંડના લાભ માટે હિન્દને જરા પણ સહન કરવાની જરૂર નથી. જો ન્યાયી રાજનીતિ ધારણ કરવામાં આવે તો હિન્દ ફરીથી આબાદ થશે; અને તેની સાથેના સંબંધથી બ્રિટનને હાલના કરતાં દસગણો લાભ થશે.

વીસમી સદીના પહેલા વર્ષમાં ઓસ્ટ્રેલિયન સંસ્થાનોના કોમનવેલ્થની સ્થાપના થઇ. બ્રિટિશ સલ્તનતના ઇતિહાસમાં આ મહાન પ્રસંગ હતો. દાદાભાઇ આ બનાવ પરથી વિચારમાં પડયા. ૫૦ લાખથી ઓછી વસ્તીવાળુ એક નાનું સંસ્થાન છેલ્લી સદીમાં કુદકે ને ભૂસકે આગળ વધી દુનિયામાં આબાદ બની ગયું, જ્યારે લગભગ ૨૦૦ વર્ષની બ્રિટિશ હકુમત દરમ્યાન હિન્દ ગરીબ અને દરિદ્રી બની ગયું હતું તેનું કારણ શું ?

યુનાઇટેડ સ્ટેટસે ઇંગ્લેન્ડ સાથે લડાઇ કરી સ્વતંત્રતા મેળવી તે પરથી ધડો લઇને બ્રિટિશ સરકાર બ્રિટિશ સંસ્થાનો સાથે ન્યાયી વર્તન ચલાવવા લાગી હતી. પણ હિન્દ સાથે એવું વર્તન ચલાવવામાં આવતું ન હતું. હિન્દના વહીવટની રાજનીતિનું જાહેરનામું ન્યાયના પાયા પર રચાયું હતું, પણ ઢંઢેરામાંના સિદ્ધાંતોનો ભંગ કરી તેની અવગણના કરવામાં આવતી હતી. હિન્દનું પોષણ કરવાને બદલે તેનું શોષણ થતું હતું, અને હિન્દમાં બ્રિટિશ શહેરી બનાવવાને બદલે બ્રિટને ગુલામો બનાવ્યા હતા. ૧૯૦૧ ના

જાન્યુઆરીમાં પેંગ અને બેકનહામ લીબરલ કલબમાં તેમણે પોતાના દિલનો ઉભરો ખાલી કરી હિન્દને ન્યાય આપવા માટે બ્રિટનને પુનઃ વિનંતિ કરી હતી.

વ્હાઇટ ચેપલ, અને કેસલ સ્ટ્રીટ કોન્ગ્રીગેશનલ ચેપલમાં હિન્દની પરિસ્થિતિ અને હિન્દ અને ઈંગ્લાન્ડના સંબંધ વિષે તેમણે ભાષણો આપ્યાં હતાં. "રિડીંગ સ્ટેન્ડર્ડ"માં તેઓ કેટલા બધા કામમાં ગૂંથાયેલા રહેતા હતા તેનું વર્ણન નીચે મુજબ આપવામાં આવ્યું છે, (માર્ચ ૧)

> તે રવિવારે સવારે ૭ વાગે (૧૭ મી ફેબ્રુઆરી) ઊઠયા, અને ૯-૩૦ વાગે ચર્ચ સેન્ટ એડલ્ટ સ્કૂલમાં ૪૫ મિનિટ સુધી ભાષણ આપ્યું. પછી ડા. હરી તેમને એબી રૂઇન્સમાં લઈ ગયા, જ્યાં તેમના મહેમાને મિ. નવરોજી સાથે વીસ મિનિટ સુધી રસભરી વાતો કરી હતી. થોડોક આરામ લઇ બપોરે જમ્યા પછી તેઓ ત્રણ વાગે કેસલ સ્ટ્રીટમાં ગયા હતા, જ્યાં ૫૦ મિનિટ સુધી એક હજાર શ્રોતાઓ સમક્ષ આ વિખ્યાત હિન્દી વક્તાએ બ્રિટિશ સરકાર પોતાની ફરજમાં કેવી નિષ્ફળ ગઇ હતી, તે સંબંધી સખત ભાષામાં વિવેચન કર્યું હતું, અને શ્રોતાઓ તે એક ચિત્તે સાંભળી રહ્યા હતા. તે પછી તેઓ ચાહ પી બ્રીજ સ્ટ્રીટ એસેમ્બલી રૂમમાં ગયા હતા, જ્યાં તેમણે ઉત્સાહી નરનારીઓ સમક્ષ કેળવણી વિષે એક કલાક ભાષણ આપી તેઓના સવાલોના જવાબ આપ્યા હતા.

એપ્રિલની તા. ૨૩ મી એ નોર્થ કેમ્બરવેલ રેડિકલ કલબ અને ઇન્સ્ટીટ્યૂટમાં દાદાભાઇએ બ્રિટિશ મતદારોને આવાહન કર્યું હતું કે:

> તમે સર્વ સત્તાધીશ મતદારો હોવાથી હિન્દમાં દુકાળમાં લાખો માણસો શા માટે મરી જાય છે તે જોવાની તમારી ફરજ છે. તમે સલ્તનત સ્થાપવામાં એક શિલિંગ પણ વાપરી નથી. જે લોહી રેડાયુ છે તેમાં હિન્દી લોહી પણ છે. તમે દર વરસે કરોડો રૂપિયા ચૂસી જાઓ છો...આ કરોડો રૂપિયાથી તમારી હાલત સુધરતી નથી. એ પૈસા મૂડીદારોના ગજવામાં જાય છે. બ્રિટનો કદિ ગુલામ - બનશે

નહી એવો તમારો દાવો છે, તો શુ તમે બીજાઓને ગુલામ બનાવવા માગો છો? હિન્દને ન્યાય આપવા તમારે પાર્લામેન્ટમાંના તમારા પ્રતિનિધિઓને આગ્રહ કરવો જોઇએ.

આ સભાએ એવો ઠરાવ પસાર કર્યો હતો કે હિન્દી સરકારનું તંત્ર ૧૮૩૩ ના કાયદાના સિદ્ધાંતોથી વિરુદ્ધ છે, અને બ્રિટિશ સરકાર આ કાયદાને બેવફા નિવડવાને લીધે જ હિન્દમાં ગરીબી અને સંકટ ફેલાયાં છે. દાદાભાઇના પ્રયાસથી નેશનલ લિબરલ ફેડરેશનના ૨૩ માં રિપોર્ટમાં પણ હિન્દની કંગાળ સ્થિતિ વિષે ઉલ્લેખ કરી હિન્દમાં આફતો આવતી અટકાવવાના ઉપાયો શોધવાની હિમાયત કરવામાં આવી હતી.

જાહેર સભાના તખ્તા પરથી દાદાભાઇ હિન્દની લડત ખ્રિસ્તી દેવળોમાં લઇ ગયા. ક્રોઇડનના ફ્રી ચર્ચના પેસ્ટર રેવરંડ જોન પેજ હોપ્સની મહેરબાનીથી તા. ૨૧ મી એપ્રીલે તેમણે દેવળમાં હિન્દની કંગાળ પરિસ્થિતિનું હૃદયદ્રાવક ચિત્ર દોરી બતાવી અંતમાં કહ્યું હતુંઃ "મારા શબ્દોને બ્રહ્મવાક્ય માની ના લેતા. તમે તમારી જાતે પરિસ્થિતિનો અભ્યાસ કરજો."

તા. ૨૪ મી મેએ વેસ્ટ મિન્સ્ટરના ટાઉન હૉલમાં તેમના પ્રમુખપણા નીચે યુનાઇટેડ કિંગ્ડમમાં વસતા હિન્દીઓની મળેલી પરિષદમાં પણ હિન્દની ગરીબીનાં કારણો પર જ ભાર મૂકવામાં આવ્યો હતો. તા. ૨ જી જૂને લંડનની ઇન્ડિયન સોસાયટીની સભામાં એ. દાસે હિન્દના વેપારની ચર્ચા ઉપાડી જુદા દા વેપાર ધંધા ખીલવવાની જરૂર દર્શાવી હતી. આ સમયે દાદાભાઇને હિન્દનો વિકાસ કરનારી (Indian Development Ltd.) એક કંપનીનું નિવેદન પત્ર મળ્યું હતું. તેની નકલ માટે ડિરેક્ટરોનો આભાર માની તેમણે જણાવ્યું હતું કે આ કંપનીનું ખરું નામ હિન્દનું શોષણ કરનારી કંપની (Indian Exploitation Ltd) રાખવું જોઇએ. આ ટીકા સંબંધી કરન્સી કમિશન પરના પત્રમાં તેમણે પોતાના વિચારો દર્શાવ્યા હતા.

તા. ૪ થી જૂને નોર્થ લેમ્બેથ લિબરલ કલબમાં "હિન્દમાંની બ્રિટિશ લોકશાહી" સંબંધી વાદવિવાદ ગોઠવાયો હતો. હિન્દની કંગાળ હાલત માટે કોણ જવાબદાર છે? આ સવાલના જવાબમાં દાદાભાઇએ બ્રિટિશ લોકશાહીને જવાબદાર ગણી હિન્દને આપેલાં વચનો પાળવાની બ્રિટિશ સરકારને અરજ કરી હતી.

તા. ૨૦ મી ઓકટોબરે બ્રિટિશ લિટરરી અને ડિસકશન સોસાયટી સમક્ષ હિન્દમાંની બ્રિટિશ હકુમત સંબંધી વાદવિવાદ ચાલ્યો હતો. તા. ૧ લી નવેમ્બરે લિવરપૂલની 'પીસ સોસાયટી'ના આશ્રયે મળેલી પરિષદમાં તેમણે "હિન્દ અને લશ્કરી નીતિ" વિષે ભાષણ આપ્યું હતું. સલ્તનત વધારવાની રાજનીતિમાં બળવાનું જોખમ રહેલું હતું. મોર્લેએ મેળવેલા પાર્લામેન્ટરી આંકડાઓ ટાંકી દાદાભાઇએ જણાવ્યું હતું કે મહાન યૂરોપિયન રાજ્યોની સરહદ નજીક હિન્દની વિશાળ સરહદ આવેલી હોવાથી ફેકત શાહી રાજનીતિને ખાતર બ્રિટને હિન્દની સરહદની બહાર ૧૧૦ લડાઇ જગાડી હતી. એક અનુભવી હિન્દી અમલદાર કર્નલ હન્નાએ ૧૮૭૮ થી ૧૮૯૬ ની વચ્ચે સરહદ વધારવા પાછળ રૂા ૭,૧૪૧,૦૦૦,૦૦૦ નો ખર્ચ થવાની ગણતરી કરી હતી. આ વરસો દરમ્યાન લાખો હિન્દીઓ ભૂખે મરતા હતા, અને દુકાળના વખતમાં લાખો મરણ પામતા હતા.

હિન્દમાં બ્રિટિશ થાપણ રોકવા સામે હિન્દીઓમાં પ્રગટેલા ગુસ્સા માટે લોર્ડ કર્ઝને અજાયબી બતાવી હતી. બ્રિટન અમેરિકા અને ચીનમાં થાપણ રોકે છે ત્યારે ત્યાંના વતનીઓ પાયમાલ થવાની ફરિયાદ થતી નથી. અમેરિકા પોતાની વધારાની દોલત ઇંગ્લેન્ડમાં રોકી રહ્યું છે તેની સામે અંગ્રેજો પોકાર ઊઠાવતા નથી; તો હિન્દીઓ શા માટે બ્રિટિશ થાપણ સામે વિરોધ ઊઠાવે છે? પોર્ટસ્મથમાં ૧૯૦૩ ના માર્ચની ૨૦ મી તારીખે દાદાભાઇએ આ સવાલનો જવાબ આપતાં જણાવ્યું હતું કે હિન્દમાં જતી બ્રિટિશ થાપણ બ્રિટનની માલિકીની નથી, પણ એ દોલત પ્રથમ હિન્દમાંથી

લૂંટવામાં આવી હતી, અને પાછળથી "હિન્દના વિકાસ"ને બહાને હિન્દમાં રોકવામાં આવતી હતી.

> "હિન્દમાં જે પેદાશ થાય છે તે બધી આ દેશમાં ઘસડી લાવવામાં આવે છે, તો પછી આ ખીલવણી કોના લાભ માટે કરવામાં આવે છે?......ધારો કે હિન્દની પેઠે અમેરિકા અને ચીનને લૂંટીને ગ્રેટ બ્રિટને તે લૂંટની દોલતમાંથી મજકૂર દેશોના સાધનોના ઇજારા મેળવી બ્રિટનને દોલતમંદ બનાવ્યું હોય તો આવી સ્થિતિ અમેરિકા અને ચીન મંજૂર રાખશે કે?......અમેરિકા પોતાની દોલત લાવે છે, અને તેને વધારી લેવામાં આવે છે, અને હિન્દને પણ પોતાનાં સાધનો પોતાના લાભ માટે વાપરવા દેવામાં આવે તો તે પણ તેમ કરશે."

તા. ૩૦ મી જૂને વેસ્ટમિન્સ્ટરના કેક્સ્ટન હોલમાં દક્ષિણ આફ્રિકામાં બ્રિટિશ લશ્કર નિભાવવા માટે હિન્દની પ્રજા પર નાખવા ધારેલા કરની સામે વિરોધ દર્શાવવા મળેલી સભામાં મુખ્ય ઠરાવ રજૂ કરતાં દાદાભાઇએ "હિન્દની જરૂરિયાત" અને "હિન્દના લાભો," એ શબ્દોના વ્યભિચાર સામે પુણ્યપ્રકોપ પ્રગટ કરી જણાવ્યું હતું કે બ્રિટિશ પ્રજાના લાભ માટે હિન્દીઓ પર નખાયેલા કરોને હિન્દના લાભના ગણવાનો દંભ કરી બ્રિટિશ પ્રજાની આંખમાં ધૂળ નાખવામાં આવે છે. આફ્રિકામાંના લશ્કરના ખર્ચમાં ફાળો આપવાને બદલે તેમણે ન્યાયને નામે હિન્દમાંના ગોરા લશ્કરના ખર્ચમાં ઇંગ્લૅન્ડે ફાળો આપવાની માગણી કરી હતી. આ સભામાં લૉર્ડ વેલ્બીએ નિષ્પક્ષપાત વલણ ધારણ કરી દાદાભાઈના ઠરાવને ટેકો આપ્યો હતો.

દાદાભાઇ માતૃભૂમિ માટે ઇંગ્લૅન્ડની ભૂમિ પર આવી પ્રચંડ ચળવળમાં રોકાયેલા હતા, છતાં તેઓ આફ્રિકામાં વસતા હિન્દીઓને થતા અન્યાય પર લક્ષ આપતા હતા. વળી તેઓ શરાબ અને અફીણના નાપાક વેપાર સામે જેહાદ ચલાવતા હતા. તે ઉપરાંત તેઓ એક નવજુવાનને શરમાવે તેવા ઉત્સાહથી ચૂંટણીના જંગમાં પડયા હતા. આટલી વૃદ્ધ ઉમરે માતૃભૂમિની આવી સતત

તા. ૪ થી જૂને નોર્થ લેમ્બેથ લિબરલ ક્લબમાં "હિન્દમાંની બ્રિટિશ લોકશાહી" સંબંધી વાદવિવાદ ગોઠવાયો હતો. હિન્દની કંગાળ હાલત માટે કોણ જવાબદાર છે? આ સવાલના જવાબમાં દાદાભાઇએ બ્રિટિશ લોકશાહીને જવાબદાર ગણી હિન્દને આપેલાં વચનો પાળવાની બ્રિટિશ સરકારને અરજ કરી હતી.

તા. ૨૦ મી ઓક્ટોબરે બ્રિટિશ લિટરરી અને ડિસકશન સોસાયટી સમક્ષ હિન્દમાંની બ્રિટિશ હકુમત સંબંધી વાદવિવાદ ચાલ્યો હતો. તા. ૧ લી નવેમ્બરે લિવરપૂલની 'પીસ સોસાયટી'ના આશ્રયે મળેલી પરિષદમાં તેમણે "હિન્દ અને લશ્કરી નીતિ" વિષે ભાષણ આપ્યું હતું. સલ્તનત વધારવાની રાજનીતિમાં બળવાનું જોખમ રહેલું હતું. મોર્લેએ મેળવેલા પાર્લામેન્ટરી આંકડાઓ ટાંકી દાદાભાઇએ જણાવ્યું હતું કે મહાન યૂરોપિયન રાજ્યોની સરહદ નજીક હિન્દની વિશાળ સરહદ આવેલી હોવાથી ફક્ત શાહી રાજનીતિને ખાતર બ્રિટને હિન્દની સરહદની બહાર ૧૧૦ લડાઇ જગાડી હતી. એક અનુભવી હિન્દી અમલદાર કર્નલ હન્નાએ ૧૮૭૮ થી ૧૮૯૬ ની વચ્ચે સરહદ વધારવા પાછળ રૂા ૭,૧૪૧,૦૦૦,૦૦૦ નો ખર્ચ થવાની ગણતરી કરી હતી. આ વરસો દરમ્યાન લાખો હિન્દીઓ ભૂખે મરતા હતા, અને દુકાળના વખતમાં લાખો મરણ પામતા હતા.

હિન્દમાં બ્રિટિશ થાપણ રોકવા સામે હિન્દીઓમાં પ્રગટેલા ગુસ્સા માટે લોર્ડ કર્ઝને અજાયબી બતાવી હતી. બ્રિટન અમેરિકા અને ચીનમાં થાપણ રોકે છે ત્યારે ત્યાંના વતનીઓ પાયમાલ થવાની ફરિયાદ થતી નથી. અમેરિકા પોતાની વધારાની દોલત ઇંગ્લેન્ડમાં રોકી રહ્યું છે તેની સામે અંગ્રેજો પોકાર ઊઠાવતા નથી; તો હિન્દીઓ શા માટે બ્રિટિશ થાપણ સામે વિરોધ ઊઠાવે છે? પોર્ટસ્મથમાં ૧૯૦૩ ના માર્ચની ૨૦ મી તારીખે દાદાભાઇએ આ સવાલનો જવાબ આપતાં જણાવ્યું હતું કે હિન્દમાં જતી બ્રિટિશ થાપણ બ્રિટનની માલિકીની નથી, પણ એ દોલત પ્રથમ હિન્દમાંથી

મિસિસ રાનાડે પર દિલાસાપત્ર મોકલ્યો હતો. મિસિસ રાનાડેના જવાબ (૨૨ ફેબ્રુવારી ૧૯૦૧) પરથી રાનાડે દાદાભાઈ માટે કેવો પૂજ્યભાવ ધરાવતા હતા તેનો ખ્યાલ આવે છે. મિસિસ રાનાડેએ લખ્યું હતું:—

"હું જાણું છું, અને મિ. રાનાડેના ગાઢ સમાગમમાં આવનાર દરેક જણ જાણે છે કે માતૃભૂમિ માટે નિઃસ્વાર્થ સેવા બજાવીને તમે જે ઉમદા દાખલો બેસાડયો છે, તેની મિ. રાનાડેના મન પર ઊંડી છાપ પડી હતી, અને આખી જિંદગી દરમ્યાન હિન્દમાં એક શિષ્ય પોતાના ગુરુ માટે જે પૂજ્યભાવ ધરાવે છે તેવો જ પૂજ્યભાવ રાનાડે તમારા પ્રત્યે ધરાવતા હતા."



સેવા બજાવવાથી પ્રજાનો તેમના તરફનો પૂજ્યભાવ વધી ગયો હતો, અને તેને પરિણામે દર વરસે હિન્દ અને ઈંગ્લાંડમાં દાદાભાઈ જયંતી ઊજવવાનો નિર્ણય થયો હતો. ૧૯૦૩ ના સપ્ટેમ્બરની ચોથી તારીખે પહેલી દાદાભાઈ જયંતી ઉજવાઈ હતી, અને તે પછી તેમના મરણ સુધી દર વરસે ભારે ઉત્સાહ સાથે તેમની જયંતી ઉજવવામાં આવી હતી.

૧૮૬૯ માં દાદાભાઈની સેવાની કદર કરવા માટે ઉઘરાવવામાં આવેલા ફંડમાંની એક નાની રકમ તેમની છબી માટે અનામત રાખવામાં આવી હતી. વરસો સુધી આ રકમ પડી રહી, અને લોકો એ વાત પણ ભૂલી ગયા હતા. છેલ્લા સેક્રેટરીના મરણ પછી માલુમ પડયું કે આ રકમ વ્યાજ સાથે વધીને રૂા. ૮૦૦૦ ની થઈ હતી. હાઈકોર્ટની મંજૂરીથી નાણાં ભરનારાઓનો હેતુ અમલ માં મૂકવા માટે આ રકમ ત્રણ નવા સેક્રેટરીઓને હવાલે કરવામાં આવી હતી.

ઈ. સ. ૧૯૦૦ ના નવેમ્બરની ૨૪મી તારીખે હાઈકોર્ટના ન્યાયાધીશ રાનાડેએ એક મોટા સમારંભ સમક્ષ હિન્દના દાદાની છબી ખુલી મૂકવાની શુભ ક્રિયા કરી હતી. રાનાડેએ દાદાભાઈને બ્રિટિશ કેળવણીથી પાકેલા હીરાની ઉપમા આપી તેમના ઉમદા જીવનની નકલ કરવાની સલાહ આપી હતી. બ્રિટિશ જીત પછી બ્રિટિશ હકૂમતના સંગઠનનો જમાનો આવ્યો હતો. તે પછી નવરચના અને સમાધાનીનો યુગ આવ્યો હતો. ઉધરતી પ્રજાએ નવરચના કયા ધોરણ પર કરવી તેનો જવાબ દાદાભાઈએ જ આપી રાખ્યો છે. હિન્દની પ્રજાએ બ્રિટિશ સંબંધ જાળવી રાખવો જોઈએ. હિન્દની નવરચનાનો આ પાયો હતો, પણ તે સાથે જ હિન્દને જગતની પ્રજાઓમાં સમાન દરજ્જો અપાવવાનું કામ પણ નવરચનાનું મહત્ત્વનું અંગ હતું.

રનાડેના જીવનનો આ છેલ્લો જાહેર પ્રસંગ હતો, કેમકે તે પછી તેમનું અકાળ મરણ થયું હતું. દાદાભાઈએ ગોખલે દ્વારા

મિસિસ રાનાડે પર દિલાસાપત્ર મોકલ્યો હતો. મિસિસ રાનાડેના જવાબ (૨૨ ફેબ્રુવારી ૧૯૦૧) પરથી રાનાડે દાદાભાઇ માટે કેવો પૂજ્યભાવ ધરાવતા હતા તેનો ખ્યાલ આવે છે. મિસિસ રાનાડેએ લખ્યું હતું:—

"હું જાણુ છું, અને મિ. રાનાડેના ગાઢ સમાગમમાં આવનાર દરેક જણ જાણે છે કે માતૃભૂમિ માટે નિઃસ્વાર્થ સેવા બજાવીને તમે જે ઉમદા દાખલો બેસાડયો છે, તેની મિ. રાનાડેના મન પર ઊંડી છાપ પડી હતી, અને આખી જિંદગી દરમ્યાન હિન્દમાં એક શિષ્ય પોતાના ગુરુ માટે જે પૂજ્યભાવ ધરાવે છે તેવો જ પૂજ્યભાવ રાનાડે તમારા પ્રત્યે ધરાવતા હતા."



# પ્રકરણ ૨૯ મું

## એક માત્ર ઉપાય—સ્વરાજ્ય

૧૯૦૪ ની સાલના આરંભમાં લોર્ડ કર્ઝને પોતાના જીવનની મોટામાં મોટી બેવકૂફી કરી. તલવારના ઘા કરતાં પણ વચનના ઘા ઘણા કાતિલ હોય છે તે ભૂલી જઇને તેમણે કલકત્તા યુનિવર્સિટીના પદવીદાન સમારંભમાં પ્રાચીન અને અર્વાચીન હિન્દી પ્રજાની નાલેશી કરી હિન્દીઓને "જુઠ્ઠા" કહેવાની શેખી કરી. પ્રજામાં તે વખતે નવી જાગૃતિ આવી હતી. હિન્દના કેળવાયેલા પુત્રો પોતાના ગૌરવ-ભર્યા ભૂતકાળને યાદ કરી સંસ્કારી સમાજમાં પોતાનો માનભર્યો દરજ્જો પાછો મેળવવાને આતુર થઇ રહ્યા હતા. જે દેશની પ્રજાએ જગતને મહાન ફિલસૂફી, કળા, અને સાહિત્યની નવાજેશ કરી હતી તેનું આવું અપમાન કરીને, દાદાભાઇએ બંગાળના ભાગલા સંબંધી કહ્યું હતું તેમ "બ્રિટિશ સલ્તનતના પાયા" ની નીચે લોર્ડ કર્ઝને દારૂગોળો મૂકયો હતો.

આ અપમાનભર્યા ભાષણની સામે જ નહિ પણ આ આપખુદ વાઇસરોયની હકૂમતની સામાન્ય રાજનીતિ સામે આખી પ્રજામાં પ્રચંડ વિરોધ પ્રગટી નીકળ્યો. વ્યકિતઓની પેઠે પ્રજાઓ સાથે પણ લાગણીથી જ કામ કરી શકાય છે. આ વાઇસરોયના શરૂઆતના અમલમાં તેણે દિલસોજી, મુત્સદ્દીગીરી, અને દૂરઅંદેશી બતાવી હતી. પણ પ્રજાની લાગણી દુખાવાથી તે એ બધું ભૂલી ગઇ, અને લોર્ડ કર્ઝનના વહીવટ તરફ ધિક્કાર વરસાવવા લાગી. રાજા જેમ્સ બીજાએ પોતાના જમાનામાં જાગીરદારો અને પાદરીઓને ઉશ્કેરીને બળવા-ખોર બનાવી મૂકયા હતા, તેમ હિન્દના ટોરીઓને પણ આ ઉમરાવ હાકેમે છંછેડી મૂકયા. કલકત્તા, મુંબઇ, મદ્રાસ, લાહોર, અલ્હાબાદ, અને હિન્દનાં બીજાં શહેરોમાં પ્રચંડ સભાઓ મળી, જેમાં જેઓ

કદી રાજદ્વારી ચળવળમાં ભાગ લેતા નહોતા તથા કોંગ્રેસની ચળવળને વખોડી કાઢતા હતા તેઓ પણ રાજદ્વારી ચળવળખોરોની સાથે શહેનશાહના પ્રતિનિધિએ હિન્દની પ્રજાના ચારિત્ર્ય પર મૂકેલા આક્ષેપોનો જુસ્સાભર્યો રદીઓ આપવામાં સામેલ થયા હતા.

આ પ્રસંગે પ્રજામાં પ્રગટી નીકળેલી રોષની લાગણીમાં દાદાભાઇએ ભાગ લીધો. પણ તે સાથે તેમને આ બનાવથી આનંદ પણ થયો, કેમકે આખી પ્રજામાં તેનાથી જાગૃતિ આવી હતી. હવે હિન્દના અંધેર રાજવહીવટની સામે પોકાર પાડવા આખી પ્રજા તૈયાર થઇ હતી. અત્યાર સુધી તેમને થોડાક મિત્રોની સહાયથી લગભગ એકલે હાથે લડત ચલાવવી પડી હતી. આવો બનાવ બ્રિટિશ હિન્દના ઇતિહાસમાં અગાઉ કદી બન્યો ન હતો. પ્રજામાં આવેલી જાગૃતિ બદલાતા યુગના ચિહ્ન રૂપ હતી. દાદાભાઇએ વાવેલા રોપોને ફળ આવવા માંડયાં હતાં. પોતાના હકકો માટે જાગૃત થયેલું આઝાદીની ભાવનાથી તરવરતું નવભારત હસ્તીમાં આવ્યું હતું. પ્રજાની વાઇસરોયને પાછો બોલાવી લેવાની માગણી ચાલુ હતી; પણ દાદાભાઇ વ્યકિતઓ સામે નહિ પણ તંત્ર સામે લડતા હતા. તેમણે પોતાના દેશબંધુઓને આ સવાલના મૂળમાં ઉતરીને રાજવહીવટના તંત્રમાં તાત્કાલિક ફેરફારની માગણી કરવાની સલાહ આપી. રાજા અને પ્રજા સમક્ષ બે જ રસ્તા ખુલ્લા હતા. એક રાજતંત્રનો શાંતિમય વિકાસ અને બીજો બળવો.

પૅંગ અને બેડન્હામની સહકારી સોસાયટી સમક્ષ "હિન્દના અંધેર રાજવહીવટ" સંબંધી ભાષણ કરતાં લોર્ડ હાર્ટીંગટનના શબ્દો ટાંકી દાદાભાઇએ જણાવ્યું હતું કે :

> હિન્દીઓમાં યૂરોપિયન સાહિત્ય, સંસ્કૃતિ, અને પ્રગતિના વિચારો દાખલ કરી 'તમે યૂરોપિયન રાજકર્તાઓને હાંકી કાઢયા વિના પોતાના દેશ પર કદીપણ રાજ્ય કરી શકશો નહી', એમ તેઓને કહેવાની રાજ્યનીતિમાં ડહાપણ ન હતું. ઇંગ્લૅન્ડ સલ્તનતનો વિસ્તાર વધારવાનો વિચાર કરતુ હતું તે જ વખતે "સલ્તનતનો તે ભાગ" કે જેને લીધે સલ્તનતને

"સલ્તનત"નુ નામ મળતું હતું તે જ ભાગમાં કદાચ મોટી ઉથલપાથલ થઇ જશે."

થોડા વખત પછી સ્વરાજ્યની માગણી થવા લાગી. જૂન મહિનાની ૧ લી તારીખે લંડનની ઇન્ડિયન સોસાયટીના "પ્રમુખ"ની સલામતી લેવાડતાં દાદાભાઇએ સવાલ પૂછયો હતો કે શું હિન્દીઓને હમેશને માટે ભઠિયારા અને ભિસ્તી જેવી ગુલામી હાલતમાં રાખી તેઓનો નાશ થવા દેવો છે? આ સવાલનો જવાબ આપતાં વગર આનાકાનીએ તેમણે કહ્યું હતું:—

"હાલની બેઇજ્જત, દંભી, અને વિનાશક પદ્ધતિ જોતાં, સલ્તનતને શાંત અને તાત્કાલિક ક્રાન્તિથી બચાવી લેવામા નહિ આવે તો તે સલ્તનતને છિન્નભિન્ન કરી નાખશે. આનો એક જ ઇલાજ છે, અને તે બ્રિટિશ સત્તા નીચે હિન્દને સ્વરાજ્ય આપવાનો છે. હું હિન્દી પ્રજાને બ્રિટિશ શહેરી તરીકે સ્વરાજ્ય મેળવવાના જન્મસિદ્ધ હકક માટે આગ્રહી થવાની અરજ કરું છું. જ્યારે આ મુખ્ય ઇલાજ કરવામાં આવશે ત્યારે હાલના તંત્રના બધાં અનિષ્ટોનો નાશ થઇ જશે."

તા. ૮ મી જુલાઇએ ક્રોઇડન સોશીઅલ યુનિયનની સભા સમક્ષ "હિન્દની પરિસ્થિતિ" રજૂ કરતાં તેમણે બે ચિત્રો દોર્યાં હતાં. (૧) કોઇ પણ જાતના દબાણ વિના ફિલિપાઇન્સને વખતસર સ્વતંત્રતા આપવાની કોન્ગ્રેસને અરજ કરતા હૃદયવાળા અમેરિકનોનું અને (૨) હિન્દ અને ઇંગ્લેન્ડ વચ્ચેના વાસ્તવિક સંબંધથી અજાણ્યા, અને હિન્દની ખરી પરિસ્થિતિ જાણવા માટે જરા પણ પરવા ન રાખનારા $\frac{૯૯}{૧૦૦}$ અંગ્રેજોનું. તેમણે અંગ્રેજોને તેઓની જવાબદારીનો વિચાર કરવાની વિનંતિ કરી હતી.

હિન્દ તરફની તેઓની ફરજોનું અંગ્રેજોને ભાન કરાવવાનો એક ઉપાય હિન્દની ફરિયાદો પર તેઓનું ધ્યાન ખેંચનારો ઉલ્લેખ દરરોજ છાપાઓમાં પ્રગટ કરવાનો હતો. દાદાભાઇએ આ ફકરો પોતે જ ઘડી કાઢયો હતો, અને તે વખતે તે "ઇન્ડિયા"માં નિયમિત પ્રગટ થયો હતો :—

> હંમેશાં વધુ ને વધુ પ્રમાણમાં હિન્દનું શોષણ કરનારી બ્રિટિશ રાજ્યની હાલની પદ્ધતિ જાણી જોઇને કંગાળ ગરીબી ઉત્પન્ન કરે છે, અને તેથી ૨૦ કરોડથી વધારે વસ્તીવાળા દેશમાં દુકાળ, મરકી, અને ભૂખમરાની આફત લાવે છે. વળી હાલનું તંત્ર બેઇજ્જતી છે, કેમ કે તે પાર્લામેન્ટનાં ગંભીર વચનો અને બ્રિટિશ પ્રજાએ જાહેર કરેલી પ્રમાણિક રાજ્યનીતિનો ભંગ કરે છે.
>
> આથી હાલની નાપાક અને અફસોસકારક રાજ્યપદ્ધતિનો અંત લાવવાની અને બ્રિટિશ સત્તા નીચેનાં સંસ્થાનોના જેવું વહેવારુ સ્વરાજ તાકીદે સ્થાપવાની બ્રિટિશ સરકારને ફરજ પાડવાની પ્રજાની ફરજ છે, અને તેમાં તેઓનો મોટામાં મોટો લાભ રહેલો છે.

તે પછી દાદાભાઇએ આમસ્ટરડૅમમાં મળેલી સમાજવાદીઓની આંતરરાષ્ટ્રીય પરિષદમાં ભાગ લેવાથી હિન્દમાં સનસનાટી વ્યાપી રહી હતી. વર્ષો થયાં તેઓ જુદાજુદાં મંડળોના આશરા નીચે ભાષણો આપતા હતા. તેમના શ્રોતાઓ બધા વર્ગોના હતા—પણ શ્રીમંતો તરફથી બધી મદદ મળવાની તેમને આશા નહોતી. દાદાભાઇની આશા દરરોજ વધતા જતા મજૂરપક્ષના બળમાં કેન્દ્રિત થઇ હતી. કામદાર વર્ગ જ હિન્દને સંગીન મદદ કરી શકશે એમ તેઓ માનતા હતા. આથી હિન્દીઓ મજૂરપક્ષની દિલસોજી મેળવે તે ઇચ્છવાજોગ હતું. આ ઉપરાંત મજૂરો તરફની હાર્દિક દિલસોજીથી તેઓ મજૂર વર્ગ તરફ આકર્ષાયા હતા. ૧૯૦૪ ના નવેમ્બર મહિનામાં નોર્થ લેમ્બેથનું મતદારમંડળ કે જેના તરફથી દાદાભાઇએ ઉમેદવારી કરી હતી તેની એક સભામાં વૅડરબર્ને કહ્યું હતું:

> આમની સભામાં મજૂર પક્ષ કરતાં દાદાભાઇ બીજા કોઇ પક્ષ તરફ વધારે દિલસોજી ધરાવતા નથી. જો તેઓ ચૂંટી કઢાશે તો બધા વહેવારુ હેતુઓ માટે તેઓ મજૂર પક્ષના વધારાના પ્રતિનિધિ થઇ પડશે.

હિન્દની કોન્ગ્રેસ સોશિયાલીસ્ટ પાર્ટીના સેક્રેટરી મિ. મીનુ આર. મસાની પરના પત્રમાં (૯ ફેબ્રુવારી ૧૯૨૯) રાઇટ ઑનરેબલ જ્યોર્જ લેન્સબરી એમ. પી. આ વાતને પુષ્ટિ આપે છે:

"તમારા દેશબંધુ સાથેનો મારો સંબંધ સદંતર રાજદ્વારી હતો, અને આમ વર્ગના લાભ માટેની કોઈ પણ મોટી ચળવળમાં મદદ કરવાની તેમને થયેલી વિનંતિ કદી નિષ્ફળ ગઇ નહોતી. તેઓ આઇરિશ હોમરુલ અને રેડિકલ પાર્ટીના સામાજિક સુધારાના મહાન કાર્યક્રમના પ્રખર હિમાયતી હતા. મારી ખાતરી છે કે તેઓ જુવાન હોત અને હમણાં જીવતા હોત તો મજૂર પક્ષના એક આગેવાન સુકાની થાત. હું ઇચ્છું છું કે આજકાલ તેમના જેવો કોઈ માણસ આંતરરાષ્ટ્રીય સમાજવાદના વિશાળ ધોરણ પર પાર્લામેન્ટમાં પ્રવેશ કરવાની ઉમેદવારી કરશે."

મેટ્રોપોલિટન રેડિકલ ફેડરેશન અને નેશનલ ડેમોક્રેટિક લીગના આસરા નીચે ૧૯૦૫ ના જુલાઇની ૨૯ મી એ હોલબોર્નના ટાઉનહૉલમાં મળેલી ડેમોક્રેટસ કોન્ફરન્સમાં તેમણે સમાજવાદ તરફની પોતાની વલણની નોંધવાજોગ સાબિતી પૂરી પાડી હતી. લીગના ઉપપ્રમુખ તરીકે તેમણે ફક્ત શહેરીપણાના હકક તરીકે ગરીબીનું કલંક લગાડયા વિના વૃદ્ધોને પેન્શન આપવાની સાર્વજનિક પદ્ધતિની માગણી કરી હતી. તેમણે બ્રિટિશ ઉદ્યોગવાદનો અભ્યાસ કર્યો હતો, અને "મજૂરીના હકકો"ના મથાળા નીચે મજૂરીને એક મિલ્કત ગણીને તેનું રક્ષણ કરવા માટે ઔદ્યોગિક કમિશ્નરોની અદાલતો સ્થાપવાની યોજના પ્રગટ કરી હતી. જો આ યોજના કાયદાથી મંજૂર થતે તો સઘળા મજૂરોને ન્યાય મળતે અને ઔદ્યોગિક ક્ષેત્રમાં કાયમની શાંતિ સ્થપાતે.

૧૯૦૪ ના ઑગસ્ટની ૧૪ મીથી ૨૦ મી સુધી આમ્સ્ટરડામમાં મળેલી આંતરરાષ્ટ્રીય સમાજવાદી કોન્ગ્રેસમાં દાદાભાઇને બ્રિટિશ હિન્દની પ્રજાના પ્રતિનિધિ તરીકે સત્કારવામાં આવ્યા હતા. બ્રિટિશ વિભાગ તરફના ડેલિગેટ એસ. જી. હોબ્સને સંસ્થાનિક રાજ્યનીતિ પરત્વેના કમિશનની મંજૂરીથી હિન્દમાંની બ્રિટિશ હકુમતને વખોડી કાઢનારા ઠરાવમાં હિન્દમાં સ્વરાજ સ્થાપવાની સરકારને ફરજ પાડવાનો બ્રિટિશ મજૂરોને આગ્રહ કર્યો હતો.

એ કોન્ગ્રેસના પ્રમુખ વાન કોલે તે પછી સભા સમક્ષ દાદાભાઇની પિછાન કરાવી હિન્દી પ્રજાનાં સંકટો તરફ દિલસોજી બતાવવા માટે

સભાજનોને ઊભા રહેવાની સૂચના કરી હતી. તેમની વિનંતિ તરત અમલમાં મૂકાઈ. દાદાભાઈ ધીમે પગલે તખ્તાની વચ્ચે જઈ ઊભા ત્યારે આશરે હજાર ડેલિગેટો ગંભીર મૌન ધારણ કરી ઊભા રહ્યા. થોડી વાર પછી તેઓએ હિન્દી પ્રજાના પ્રતિનિધિને તાળીઓના અવાજથી વધાવી લીધા. દાદાભાઈ પર આ પ્રસંગે એટલી બધી અસર કરી કે તેમનો અવાજ ગદગદ થઈ ગયો. પણ જેમજેમ તેઓ આગળ વધવા લાગ્યા તેમતેમ તેમનો રૂપેરી અવાજ વધુને વધુ સ્પષ્ટ થવા લાગ્યો, અને જો કે તેમનું અંગ્રેજી ભાષણ તરજૂમો થયા વિના સમજનારા ડેલિગેટો ઘણા થોડા હતા, છતાં દાદાભાઈનો સંસ્કારી દેખાવ, તેમના સફેદ વાળ, અને ભવ્ય આકૃતિની બધા પર સબળ છાપ પડી હતી. અંગ્રેજી સમજનારાઓએ તેમના ભાષણને તાળીઓથી વધાવી લીધું હતું, પણ જ્યારે તેનો ફ્રેન્ચ અને જર્મનમાં તરજૂમો થયો ત્યારે તો શ્રોતાઓએ પ્રચંડ ગર્જનાથી સભાભુવન ગજાવી મૂક્યું. એક હિન્દી આટલો સંસ્કારી અને છટાદાર વક્તા હોઈ શકે તેનું તેઓને પહેલી જ વાર ભાન થયું!

દાદાભાઈએ હિન્દની દોલતના શોષણનું કરુણ વર્ણન કરી હિન્દની કંગાળ હાલત સુધારવાનો ઉપાય મજરવર્ગના હાથમાં છે એમ કહી જણાવ્યું હતું કેઃ—

હિન્દમાં મજૂરવર્ગની બહુમતી છે, અને તેઓ આખી દુનિયાના મજૂરોની સહાય અને સહાનુભૂતિ માગે છે. હિન્દને થતા અન્યાયો મજૂરોએ ધિક્કારી કાઢવા જોઇએ. આપણે જંગલીપણાને હંમેશ ધિક્કારીએ છીએ. જંગલીપણું એટલે શું? એક જંગલી માણસ એક નબળા માણસને તોડી પાડી તેને લૂંટી લે ત્યારે આવા કામને આપણે જંગલીપણું કહીએ છીએ. આજ નિયમ પ્રજાઓને લાગુ પડે છે; અને બ્રિટન હિન્દ સાથે એ જ પ્રમાણે વર્તન ચલાવે છે. એનો અંત આવવો જ જોઇએ. પશુબળનો શાહીવાદ જંગલી છે. સંસ્કૃતિનો શાહીવાદ સમાન હક્કો, સમાન ફરજો, અને સમાન સ્વતંત્રતાનો શાહીવાદ છે,

ઇલાજ બ્રિટિશ પ્રજાના હાથમાં છે. તેઓએ હિન્દને આપેલાં વચનો પાળવાની પોતાની સરકારને ફરજ પાડવી જોઇએ. ઇલાજ હિન્દને સ્વરાજ્ય આપવાનો છે. બીજા બ્રિટિશ સંસ્થાનો જેવું જ વર્તન હિન્દ સાથે ચલાવવું જોઇએ.

આ ઠરાવ વગર વિરોધે પસાર થવાથી કોંગ્રેસના પ્રમુખે ટીકા કરી કે એનો અર્થ એવો થાય છે કે આ કોંગ્રેસ બ્રિટનના હિન્દ સાથેના શરમભર્યાં વર્તન માટે તેને કલંકિત ગણે છે. કોંગ્રેસના કામકાજનો અહેવાલ આખી દુનિયાના અખબારોમાં પ્રગટ થવાથી હિન્દની ફરિયાદોને વધારે પ્રસિદ્ધિ મળી હતી. પણ એંગ્લો ઇન્ડિયન છાપાંઓ દાદાભાઈ પર ઊછળી પડયા. હાલની પેઠે તે વખતે પણ સમાજવાદના નામથી એંગ્લો ઇન્ડિયન છાપાંઓ ભડકી ઊઠતાં હતાં. "ટાઈમ્સ ઓફ ઇન્ડિયા"એ ટીકા કરી કે બ્રિટિશ સરકાર હિન્દને લૂંટી જાય છે, અને જાણી જોઈને દુકાળ પાડે છે, અને તેનો રાજવહીવટ બેઇજ્જતિ અને શાપ સમાન છે એવા આક્ષેપો મૂકવામાં તેઓ કેમ સંડોવાયા તેનો ખુલાસો થવો જોઇએ.

એક પછી એક નિરાશાઓ જ મળવાથી દાદાભાઇના જાહેર ભાષણોની કડવાશ વધવા લાગી. તેઓ છેલ્લે પાટલે બેઠા હતા, છતાં બ્રિટિશ ન્યાય અને કોન્ગ્રેસની સનદશીર ચળવળ પરની તેમની શ્રદ્ધા ઓછી થઇ નહોતી. નવજુવાનોની મનોદશા સંબંધી દાદાભાઇએ વેડરબર્ન પરના એક પત્રમાં લખ્યું હતું :—

> નવી પ્રજા અધીરી થતી જાય છે. ગઇ પેઢીના માણસોની પેઠે તેઓ સંયમ જાળવી શકતા નથી. જૂની પેઢીનાં માણસો બ્રિટિશ સંસ્થાઓના ઉચ્ચ સ્વરૂપ પર મુગ્ધ થઇ ગયા હતા. તેઓ એ મોહ દૂર કરી શકતા નથી. નવી પ્રજાને આવી કોઇ લાગણી નડતી નથી.

જીવનના અંત સુધી બ્રિટિશ ન્યાય પરનો તેમનો વિશ્વાસ અડગ રહ્યો હતો. નવેમ્બરમાં તેઓ ઇન્ફ્લુએન્ઝાથી પટકાઇ પડવાથી છાપાંમાં જાહેર કરવા મુજબ નોર્થ લેમ્બેથના મતદારો સમક્ષ ભાષણ કરી શકયા ન હતા. પણ એમની ગેરહાજરીમાં સર વિલિયમ

વેડરબર્ન અને દાદાભાઇના એક મદદનીશ જે. એમ. પરીખે પ્રાચીન અને અર્વાચીન હિન્દ વિષે વ્યાખ્યાનો આપ્યાં હતાં. પંદર દિવસ પછી દાદાભાઇ પાછા ટટાર થઇ ગયા, અને તેમણે "હિન્દમાં બ્રિટિશ રાજ્ય–તેનાં વચનો તથા તેનો અમલ" વિષે ભાષણ આપી ફરીફરીને બ્રિટિશ સરકારને તેનાં પવિત્ર વચનો પાળવાની ફરજ પાડવાની અંગ્રેજ નાગરિકોને હાકલ કરી હતી.

હિન્દની નેશનલ કોંગ્રેસના વીસમા અધિવેશનમાં હાજરી આપવા માટે સ્વાગતસમિતિએ તેમને આગ્રહભર્યું આમંત્રણ કર્યું હતું. દાદાભાઇ કોંગ્રેસમાં જઈ શકયા ન હતા, પણ તેમની અરજ પરથી સર હેન્રી કોટને કોંગ્રેસનું પ્રમુખસ્થાન લેવાનું કબૂલ રાખ્યું હતું, અને સર વિલિયમ વેડરબર્ન પણ હિન્દની બીજીવાર મુલાકાત લેવાને તૈયાર થયા હતા. દાદાભાઇએ જણાવ્યું હતું કે આ બે અંગ્રેજોને હિન્દ જવાની મેં વિનંતિ કરી છે, અને હજી હિન્દીઓએ અંગ્રેજો પરનો વિશ્વાસ ગુમાવી દેવાની જરૂર નથી તેની સાબિતી આપવા તેઓ હિન્દ જાય છે. હિન્દમાં દમનનીતિનું જોર વધતું જાય છે. હિન્દ જેવી સલ્તનત પર સાંકડા મગજના માણસો રાજ કરી શકવાના નથી.

લોર્ડ કર્ઝન પ્રજામાં ખૂબ અળખામણા થઇ પડયા. બંગાળના બે ભાગ પાડવાની તેમની યોજના સામે સર્વત્ર રોષ પ્રગટી નીકળ્યો. લંડનમાં દાદાભાઇના પ્રમુખપણા નીચે બંગાળના ભાગલા પાડવાની નીતિ તરફ તિરસ્કાર બતાવવામાં આવ્યો. આ સભામાં દાદાભાઇએ ૫૦ વર્ષ પહેલાંનો ઇતિહાસ ટાંકીને કહ્યું હતું કે:—

> માઉન્ટ સ્ટુઅર્ટ એલ્ફિન્સ્ટને કહ્યું છે કે ફક્ત ગુલામો અને અભણ પ્રજાને અનુકૂળ થાય એવા એવા સિધ્ધાંતોથી હિન્દ પર રાજ્ય કરવાનો પ્રયાસ કરવો નકામો છે........છેલ્લાં દસબાર વર્ષમાં જૂની રીત જ ચાલુ રહી છે એટલું જ નહિ પણ લોકો પરની સખ્તાઇ વધી છે... આશરે ૧૧ વર્ષ પહેલાં સર હેનરી ફાઉલરે આપણને સ્પષ્ટ રીતે કહ્યું હતું કે હિન્દ પર એલ્ફિન્સ્ટને ધિક્કારેલા સિદ્ધાંતો પ્રમાણે જ

રાજ કરવાનું હતું..., તે પછી હિન્દી પ્રધાન લોર્ડ હેમિલ્ટને કહ્યું હતું કે આપણું રાજ્ય કદી લોકપ્રિય થઇ શકવાનું નથી." અને તેણે પોતાની ભવિષ્યવાણી ખરી પાડવાની કાળજી લીધી છે..........પણ હવે લોર્ડ કર્ઝન એ બધાને કુદાવી ગયા છે...અમારા રાજ્યકર્તાઓ—સરકારી અમલદારો —અમને કહે કે છે કે અમે કદી પણ સ્વરાજ્ય ભોગવવાની તક મેળવવાના નથી, અને સ્વરાજ્ય માટે તૈયાર થવાની તક તેઓ અમને આપવાના નથી...હવે હિન્દી પ્રજાએ પહેલીવાર આ સ્થિતિ કબૂલ રાખવાની ના પાડી છે. રાજ્ય અને પ્રજા વચ્ચે સ્પષ્ટ મુદ્દો ઊભો થયો છે. બન્ને સામસામા આવી ગયા છે. રાજ્યકર્તાઓ કહે છે: "અમે રાજ કરીશું, પણ તે પરદેશી વિજેતા તરીકે દેશની દોલત ચૂસીને, મરકી અને દુકાળમાં લાખો માણસોને મારી નાખીને, અને ગરીબી અને લાચારીથી કરોડો માણસોને ભૂખે મરવા દઇને રાજ કરશું." જવાબમાં પ્રજા પહેલી વાર કહે છે કે "એમ બની શકશે નહિ." કલકત્તાની પહેલી સભાને હું હિન્દના ઇતિહાસમાં સોનેરી દિવસ ગણું છું. હિન્દની પ્રજાની સ્વતંત્રતાનો જન્મદિવસ જોવાને હું જીવતો રહ્યો છું તે માટે હું પ્રભુનો આભારી છું.

હવે સવાલ એ ઊભો થયો કે રાજા અને પ્રજા વચ્ચેની આ ખુલ્લી લડાઇનું પરિણામ શું આવશે ? દાદાભાઇએ જોન માલ્કમનો અભિપ્રાય ટાંકી કહ્યું હતું કે: આ "અનિષ્ટ"માં સલ્તનતના નાશનાં બી રહેલાં છે. થોમસ મન્રોએ કહ્યું હતું કે અંગ્રેજોના રાજવહીવટથી હિન્દની પ્રજાનો આટલો બધો અધઃપાત થયો તેના કરતાં અંગ્રેજોને દેશમાંથી હાંકી કાઢવામાં આવ્યા હોત તો તે બહેતર થઈ પડત. જોન બ્રાઇટે પોતાના દેશબંધુઓને ચેતવણી આપી હતી કે "કરણી તેવી પાર ઉતરણી"નો નિયમ જો વ્યક્તિઓની પેઠે પ્રજાઓને લાગુ પડતો હશે, તો હિન્દની પ્રજા તરફની ફરજની અવગણના કરવા માટેની સજા આપણાં બાળકોને ભોગવવી પડશે." લોર્ડ હાર્ટિંગ્ટને કહ્યું હતું કે "હિન્દીઓને તેઓના જ દેશના રાજવહીવટથી અલગ રાખવાની રાજ્યનીતિનું પરિણામ એ આવશે કે યૂરોપિયન રાજ્યકર્તાઓને પહેલી તકે હાંકી કાઢવાની ઇચ્છા પ્રજાના દિલમાં ઉત્પન્ન થશે."

લૉર્ડ કર્ઝને હિન્દની પ્રજાના ધર્મ અને ચારિત્ર્યની નાલેશી કરવાની ધૃષ્ટતા કરી હતી તેનો રદિયો આપવાની કાંઇ જરૂર નહોતી. દાદાભાઇએ અત્યાર પહેલાં તેનો રદિયો આપી દીધો હતો. રાજદ્વારી દંભ પર જીવતા બ્રિટિશ મુત્સદ્દીઓ અને વહીવટદારો પોતે કાચના ઘરમાં વસે છે અને તેઓએ બીજાના ઘર પર પત્થર ફેંકવામાં સાર નથી. લૉર્ડ કર્ઝનના વર્તન વિષે દાદાભાઇએ તે પછી કહ્યું હતું:—

> તેમને પોતાના અધિકારની જવાબદારીનું ભાન જણાતું નથી. તે હિન્દમાં સલ્તનતના પ્રતિનિધિ–વાઇસિરોય અથવા બીજા રાજા છે–તેના વડવાઓ જ્યારે જંગલમાં ભટકતા હતા ત્યારે હજારો વર્ષની જૂની સંસ્કૃતિ ધરાવનારી ૩૦ કરોડની પ્રજાના તે ઉપરી છે...વાઇસિરોય તરીકે તેની ફરજ બ્રિટિશ હકૂમત માટે બને તેટલી શુભેચ્છા ઉત્પન્ન કરવાની છે–પણ તે શું કરે છે? પોતાના કામથી તે બ્રિટિશ હકૂમત ઉપર ભયંકર આઘાત કરે છે, અને એક અજ્ઞાની અને ધૃષ્ટ ભાષણ કરીને તેણે આખી સલ્તનતમાં લગભગ બળવો જગાડ્યો છે.

દાદાભાઇ બ્રિટિશ હકૂમતના અંધેર સામે સખ્ત પ્રહાર કરતા હતા; છતાં બ્રિટિશ પ્રજા અને અધિકારીઓને ન્યાય આપવાને પણ હંમેશા આતુર રહેતા હતા. લૉર્ડ કર્ઝનના શરૂઆતના અમલની પ્રસંશા કરતાં તેમણે જણાવ્યું હતું:—

> "હું ખરેખર એક વાત જાહેર કરવા માગુ છું કે જેને માટે વાઇસરોયને શાબાશી ઘટે છે. હિન્દીઓ તરફ યુરોપિયનો જે જંગલી વર્તન ચલાવતા હતા તે સામે તેમણે મક્કમતાથી કામ લીધુ હતું, અને તેમ કરીને પોતાના દેશબંધુઓને બેદિલ બનાવ્યા હતા. તેમ કરીને તેમણે ફક્ત હિન્દીઓની જ નહિ પણ આખી બ્રિટિશ સલ્તનતની ખરી સેવા બજાવી હતી. તેનું આ એક કામ હિન્દીઓ કદી ભૂલી જશે નહિ.

> અણીનો સમય આવી પહોંચ્યો છે. રાજા અને પ્રજા સામસામા ઊભા છે. લોકોએ ૧૫૦ વરસથી ધીરજથી સહન કર્યું છે, અને અજાયબી એ છે કે આવી સહનશીલતા બતાવવા માટે તેને નાણાં ભરવાં પડે છે. એમ છતાં આવી ધીરજ માટે તેની તારીફ કરવામાં આવી છે. ૩૦ કરોડની વસ્તી મૂઠીભર માણસોને પોતાની સાથે

ગુલામોની પેઠે વર્તન ચલાવવા દઇ રાજ્ય કરવા દે છે તે માટે મને વારંવાર ટાણા મારવામાં આવ્યા છે. પણ એ મોહ ઊઠી ગયો છે, જૂનો જમાનો વહી ગયો છે અને આજે હિન્દીઓ આખી પરિસ્થિતિ તરફ જુદી જ નજરે જુએ છે. હવે હિન્દ બેચેન બનવા લાગ્યું છે, અને સરકારે એકદમ તે સમજી જવું ઇચ્છવા જોગ છે."

હિન્દની બેદિલીની જગતને જાણ થાય તે માટે દાદાભાઇએ બંગાળને પોતાની લડત ચાલુ રાખવાનું ઉત્તેજન આપ્યું હતું.

૧૯૦૬ ના જાન્યુઆરીની ૫ મી તારીખે "બંગાલી" માં બંગાલી મિત્રો જોગા સંદેશામાં તેમણે જણાવ્યું હતું કેઃ—

તમારા પર જે જવાબદારી અને તકો આવી પડી છે તે એમ બતાવી આપવા માટે છે કે હિન્દીઓમાં છેવટ સુધી ટકી રહેવાની તાકાત છે. એક વાર આપણે એવી આબરૂ સંપાદન કરીએ તો સ્વરાજ માટેની અર્ધી લડાઈ જીતાઇ જશે. બંગાળના ભાગલા ચાલુ રહે— બહિષ્કારનો આખરે અંત આવે, તેની મને પરવા નથી. હું અંતિમ નિષ્ફળતા માટે તૈયાર છું. પણ આપણે સંગઠિત થઇને સામનો કરવાની શક્તિ બતાવીશું તો તેથી ઘણો લાભ થશે. હું એક વધુ અગત્યના પરિણામની આશા રાખું છું. તે આમ વર્ગની જાગૃતિ છે, અને હાલની લડત એ હેતુ પાર પાડે એવી જાતની છે. એક વાર લોકો જાગૃત થશે તો તેઓ હંમેશા પોતાના નેતાઓને અનુસરવાને તૈયાર રહેશે.

૧૯૦૫ ના ઓગસ્ટમાં "ડેલી ન્યુઝ" ના પ્રતિનિધિ સમક્ષ તેમણે કહ્યું હતું કેઃ—

લૉર્ડ કર્ઝનને હું પાર્લામેન્ટમાં હતો ત્યારથી ઓળખું છું. તેઓ કુશાગ્ર બુધ્ધિના હોવાની હું ના પાડતો નથી. તેમણે અને લૉર્ડ જ્યોર્જ હેમિલટને હિન્દમાં ઘણી ખરાબી કરી છે. બન્નેની રાજ્યનીતિ હિન્દી પ્રજાના ઉઘરતા જુસ્સાને કચડી નાખવાની હતી. હવે હિન્દ ભૂતકાળના હિન્દ કરતાં જુદી જાતનું છે. હવે દેશ સ્વરાજ્ય માટેનાં પગલાં માટે તૈયાર થયો છે.

નવેમ્બરની ૧૦ મી તારીખે ઇંગ્લેંડવાસી હિન્દીઓએ દાદાભાઇ અને ગોખલેના માનમાં કરેલા ભોજન સમારંભમાં ઠબલ્યુ. બેનરજીએ મહેમાનોની સલામી લેવડાવી હતી. તેના જવાબમાં દાદાભાઇએ એ જ એમની વાતો ફરી ફરીને રજૂ કરી હતી. સંસ્થાનો સ્વરાજ્યની હકુમતમાં આબાદ બનતાં જાય છે. હિન્દ સ્વરાજ્ય વિના પાયમાલ થાય છે. પણ સામાન્ય રીતે તેઓ ખૂબ "આશાવાદી" હતા.

છેલ્લાં ૫૨ વર્ષનું કામ નકામું ગયું નથી. કદાચ આપણા પ્રયત્નોને ફતેહ મળેલી જોવાને હું ભાગ્યશાળી થયો યા નહિ, પણ તમારામાંના ઘણાઓ હિન્દસ્વરાજ અને હિન્દની આબાદીનું પ્રભાત જોવાને ભાગ્યશાળી થશો.

ભવિષ્ય માટે આવી આશા રાખવાનું એક કારણ સર હેન્રી કેમ્પબેલ બેનરમેન અને લોર્ડ રોઝબેરી જેવા લિબરલ મુત્સદ્દીઓનું જાહેરનામું હતું, જેમાં તેઓએ જાહેર કર્યું હતું કે બ્રિટિશ સલ્તનતનું સત્ત્વ સ્વતંત્રતામાં સમાયેલું છે.

તેમણે વિશેષમાં જણાવ્યું હતું: પરદેશમાં રશિયા અને જાપાનમાં મહાન બનાવો બનવા પામ્યા છે, અને આ મહાન બનાવોનાં સ્પષ્ટ પરિણામો તરફ આપણા હાલના મુત્સદ્દીઓ આંખમીંચામણાં કરી શકવાના નથી. આમની સભામાં મને આઇરિશ, રેડિકલ, અને ડેમોક્રેટિક પાર્ટીઓનો ટેકો મળ્યો હતો. પાર્લામેન્ટની બહાર આપણને આઇરિશ પાર્ટી–જે પાર્ટીને હું પ્રજાની પાર્ટી કહું છું–તેનો વિશાળ ટેકો છે. પણ સામાન્ય હેતુ બર લાવવા માટે એકત્ર થઇને કામ કરનારા મારા દેશબંધુઓના સઘળા વર્ગના સંગઠન પર હું સૌથી વધારે આધાર રાખું છું. જો આવી પ્રજા એક વખત પોતાના જન્મસિદ્ધ હક્ક સમાન સ્વરાજ્ય મેળવવાનો નિશ્ચય કરે તો તેઓની માગણી કદી પણ નિષ્ફળ જવાની નથી.

ગોખલેએ આ સભામાં દાદાભાઇના અનુપમ દરજ્જા વિષે ઇસારો કરીને જણાવ્યું હતું કે અર્ધી સદીથી વધુ વખત સુધી પ્રજાના હૃદયમાં સ્થાન ધરાવનાર તેમના જેવો નેતા લાંબા વખત સુધી પાકવાનો નથી. થોડા જ વખતમાં હિન્દનો એક બીજો ઉન્નત

આત્મા હિન્દી પ્રજાને સ્વરાજ્ય તરફ દોરી જવાને બહાર પડશે એવો ખ્યાલ પણ ગોખલેને નહિ આવ્યો હોય. આ વીર પુરુષ તે વખતે દક્ષીણ આફ્રિકામાં સત્યાગ્રહની સેનાનો સેનાપતિ હતો, અને દાદાભાઈએ તેના નૈતિક યુદ્ધ તરફ પ્રશંસાનાં પુષ્પ વેર્યાં હતાં. એ જુવાન બેરિસ્ટર કોઈ જ નહિ પણ હિન્દના હાલના નેતા મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી હતા.

તા ૧૪ મી નવેમ્બરે લિસ્ટરની વિમેન્સ એસોસીએશનના આશરા હેઠળ મળેલી સભામાં હિન્દ અને ઈંગ્લેંડ વચ્ચે શુભેચ્છા પેદા કરવાની જરૂર દર્શાવતાં દાદાભાઈએ અફસોસ દેખાડયો હતો કે હિન્દનાં લાખો માણસો પેટભર ભોજન કોને કહે તે સમજતાં નથી. હિન્દની મુખ્ય જરૂરિયાત પરદેશી ધૂંસરીમાંથી મુકત થવાની છે. હિન્દને સ્વરાજ્ય મળવું જ જોઇએ; અંગ્રેજોની ઇજ્જત, અંગ્રેજોના કોલ, અને હિન્દના જન્મસિદ્ધ હકકને ખાતર હિન્દને સ્વરાજ આપવું જોઇએ. ઈન્લેંડ વધુ વિલંબ કર્યા વિના હિન્દ પર સ્વરાજ્યની નવાજેશ કરવાની ઉદારતા બતાવે એવી તેમણે આશા દર્શાવી હતી,



## પ્રકરણ ૩૦ મું.

### ઐતિહાસિક પત્રો

દાદાભાઇ આ બધાં વરસો દરમ્યાન જાહેર સભાઓમાં ભાષણો આપીનેજ સંતોષ પામ્યા નહોતા. આ મહાન દેશભકતની કલમ પણ ચાલુ પ્રચાર કરવામાં રોકાયેલી હતી. માતૃભૂમિના લાભની એક પણ તક તેઓ જવા દેતા નહોતા. ખાનગી વ્યકિતઓ અને જાહેર સંસ્થાઓ સાથે પત્રવહેવાર ચલાવવા ઉપરાંત સરકારની આપ-ખુદી સામે તેઓ અખબારોમાં લેખો લખીને દેશની સેવા બજાવતા હતા. આ સમય દરમ્યાન તેમણે લખેલાં સેંકડો પત્રોમાંથી થોડાક પત્રો આ પ્રકરણમાં આપવામાં આવ્યા છે. તે પરથી તેમના અથાગ કામકાજનો વાંચનારને ખ્યાલ આવશે.

#### માર્ટીન વુડ જોગ

જો અંગ્રેજોને આવી અથવા તેના ૧૦ મા ભાગ જેટલી પણ ફરિયાદ હોત તો તેઓ આથી સેંકડોગણા સખત શબ્દો વાપરત; એટલું જ નહિ, પણ સખત પગલાં પણ ભરત.

#### વેડરબર્ન જોગ

માર્ચ ૨૫, ૧૯૦૫.

જુવાન હિન્દીઓ બળ વાપરવાને શકિતમાન થશે એવા વિચારથી તમારે ચિન્તા કરવાની જરૂર નથી. લંડનની ઇન્ડિયન સોસાયટીમાં અમે આ સવાલની ચર્ચા કરી હતી, અને બળ વાપરવામાં સાર નથી એ વાત બધા સારી પેઠે સમજી ગયા છે.

#### વાચ્છા જોગ

જુલાઇ ૨૭, ૧૯૦૫

રાજવહીવટની ખરાબી હદ બહારની વધી જાય અને લોકો છેલ્લે પાટલે બેસી વિપ્લવવાદી થાય નહિ ત્યાં સુધી આપણે કરડવાને તૈયાર

થવાના નથી. પણ આપણું હાલનું હથિયાર જેમ બને તેમ મોટેથી વારંવાર ભસવાનું છે. આપણને સ્વરાજ્ય મળવું જ જોઈએ એવી માગણી હંમેશાં હિન્દના ચારે ખૂણામાં ચાલુ રહેવી જોઈએ.

......આનાથી બીજો હેતુ એ પાર પડશે કે લોકો ચળવળ કરવાની અને બદી તથા તેના ઇલાજો સમજવાની તાલીમ મેળવશે. આપણે આમ વર્ગને સારા પ્રમાણમાં જાગૃત કરવો જોઈએ......સરકાર આપણને વધારે દબાવવાનો પ્રયાસ કરે તેમ તેમ આપણી બૂમ મોટી થવી જોઈએ, અને આપણી બૂમ સ્વરાજ માટે જ હોવી જોઈએ. અલબત્ત, આ બધું મુશ્કેલ કામ છે, પણ તે પાર પાડવું જ પડશે. એક બાળક લાચાર હોય છે, પણ તેની પાસે રડવાનું હથિયાર બળવાન છે. મને ભય છે કે થોડા વખતમાં વિપ્લવવાદની શરૂઆત થશે.

### રમેશ દત્ત જોગ

જુલાઈ ૫, ૧૯૦૩

લોર્ડ જ્યોર્જ હેમીલટને હિન્દીઓને ઊંચી નોકરીમાંથી બહાર કાઢવાનો કારમો નિશ્ચય કર્યો છે...મામલો કટોકટીનો બનતો જાય છે. સનદી નોકરી માટે હિન્દીઓને હરીફાઈ કરવા દેવાની લોર્ડ લિટનની સરકારે ખુલ્લે ખુલ્લી કોશિશ કરી હતી, અને સર અર્સ્કીન પેરીની પ્રેરણાથી લોર્ડ ક્રેનબ્રુકે જેને શરૂઆતમાં જ ડાબી દીધી હતી તેનો હાલની સરકાર જો લાંબો વખત સુધી ચાલુ રહેશે તો વહેલો મોડો અમલ કરવામાં આવશે. હવે વખત આવી લાગ્યો છે કે જ્યારે બ્રિટિશ પનાહ નીચે સ્વરાજ્ય માટેની ચળવળ શરૂ કરવી જોઈએ. કામ ધીમું ચાલશે, પણ દરેક કોશિશ આ હેતુ પર જ કેન્દ્રિત કરવી પડશે. મારી ઉમરે આ મહાન લડાઈમાં ભાગ લેવાને હું શક્તિમાન થવાનો નથી, તેથી આ કામ જુવાનો ઉપાડી લે તે જોવાને હું ઘણો આતુર છું.

### વાચ્છા જોગ

જાન્યુઆરી ૧૨, ૧૯૦૫.

કોંગ્રેસ ધીમી અને બિનપ્રગતિકારી છે એવી લાગણીથી ઊછરતી પ્રજામાં તેની સામે જે અધીરાઈ અને અસંતોષની લાગણી જન્મી છે તે જ કોંગ્રેસની ચળવળનું ઉત્તમ પરિણામ અને ફળ છે. તે તેનો વિકાસ છે, અને પ્રગતિ છે......અહીંની પ્રજાને માહિતગાર બનાવવાની ઘણી

જરૂર છે. તે સાથે હિંદની પ્રજાને પણ તેની વાસ્તવિક હાલતનું ભાન કરાવવાની તેટલી જ જરૂર છે. જરૂરી પરિવર્તન લાવવા માટે બન્નેના સંગઠનની જરૂર છે; પછી ક્રાંતિ અહિંસક થાય યા હિંસક. ક્રાન્તિના સ્વરૂપનો આધાર બ્રિટિશ સરકાર અને બ્રિટિશ પ્રજાના ડહાપણ યા ગેરડહાપણ પર રહેશે.

જુલાઇ ૧૨, ૧૯૦૬

હિન્દના સઘળા અન્યાયો અને જરૂરીઆતોનો એક માત્ર ઉપાય સ્વરાજ્ય છે, એમ આવતી કોંગ્રેસ મક્કમપણે જાહેર કરશે એવી હું આશા રાખું છું. કોંગ્રેસે પોતાની ફરજોમાં એ સ્વરૂપો વચ્ચેનો તફાવત સ્પષ્ટ કરવો જોઇએ. કોન્ગ્રેસનું મુખ્ય કામ દેશને સ્વરાજ્ય તરફ જેમ બને તેમ જલદીથી દોરી જાય તે પ્રમાણે રાજનીતિમાં ફેરફારો કરાવવાનું છે. તેનું બીજું કામ હાલના રાજવહીવટ તરફનો અભાવ બતાવી આપવાનું છે. આ બેમાં પહેલું કામ વધારે ઉપયોગી છે... કોન્ગ્રેસની આખી ચળવળને આમ વર્ગનો ટેકો મળે તે પ્રમાણે તે ચલાવવાની ગોઠવણ કરવી જોઇએ.

## હિન્ડમેન જોગ

૧, ઑક્ટોબર, ૧૯૦૪.

જો તમે કોંગ્રેસ પર હલ્લો કરવા યા તેને ઉતારી પાડવા માટે કંઇ લખશો તો જે એક માત્ર સંસ્થા મારફત હિન્દે પોતાની મુક્તિ માટે કામ કરવાનું છે તેને તમે નબળી પાડીને નિરુત્સાહી કરશો. આથી હિન્દને નુકસાન થશે કે જે તમે કરવા માગતા નથી. તેથી મને આશા છે કે તમે કોંગ્રેસને નબળી બનાવવા કંઇ કરશો નહિ. કોંગ્રેસને હિન્દમાં જ પરસ્પર વિરોધી હિતોની સામે બાથ ભીડવાની છે......હિન્દીઓના ચારિત્ર્યની ખામીઓ વિષે તમારો ગમે તે અભિપ્રાય હોય, પણ તમારે એ ખામીઓ દૂર કરવામાં તેઓના માર્ગદર્શક થવું જોઇએ. અમારા કામમાં એક વાત મહત્ત્વની છે, અને તે અંગ્રેજો પોતે જ હાલના રાજતંત્રના અનિષ્ટો ધિક્કારી કાઢે તે છે. હાલના રાજતંત્રને ધિક્કારી કાઢનાર તમારા જેવો એક અંગ્રેજ પણ બ્રિટિશ પ્રજાના મન પર વધારે સારી છાપ પાડી શકશે. આપણે બ્રિટિશ પ્રજાને ખાતરી કરી આપી તેને આપણા વિચારની બનાવવાની છે અને એ કામમાં મળતી દરેક મદદ એ હેતુને આગળ વધારનારી છે.

## દાદાભાઈ પર હિન્ડમેનનો પત્ર

૨, ફેબ્રુઆરી ૧૯૦૫.

તમારા પહેલાં હું મરી જાઉં યા મારા પહેલાં તમે મરી જાઓ, પણ એમાંથી એકની જીભમાં બોલવાની અને હાથમાં લખવાની તાકાત હશે ત્યાં સુધી અમારી નિર્દય હકૂમત નીચે કચડાઇ જતી કરોડોની પ્રજાનો અવાજ રજૂ કરનારનો અભાવ જણાશે નહિ. હવે હું અમારા દુષ્ટ રાજતંત્રને ઉથલાવી નાખેલું જોવા માટે જ જીવું છું.

## થોમસ બેલ (જોધપુર) જોગ

૩૦, સપ્ટેમ્બર ૧૮૯૭.

મારો વિચાર એવો છે કે સામાન્ય રીતે દેશીઓના હાથ નીચે ચાલતાં દેશી રાજ્યો જેવાં અનેક રાજ્યોમાં બ્રિટિશ હિન્દને વહેંચી નાખવું જોઇએ. તેમ કરવાથી જે દેશી રાજ્યોનો સારી રીતે વહીવટ ચલાવવામાં આવે છે, તે રાજ્યોની પ્રજાની પેઠે બ્રિટિશ હિન્દની પ્રજા પણ આબાદ બનશે. આ વિચાર મારો નથી, પણ ૧૮૬૭ માં માઇસોરનું રાજ્ય સજીવન કરવામાં આવ્યું ત્યારે લોર્ડ સોલ્સબરીએ આવા જ વિચારો દર્શાવ્યા હતા.

## જામસાહેબ રણજીતસિંહને (તેમના રાજ્યારોહણ પ્રસંગે)

સપ્ટેમ્બર ૭, ૧૯૦૬

હું ધારું છું કે દેશી રાજાઓ પોતાની પ્રજાના કલ્યાણ માટે રાજ્ય કરવામાં ફતેહમંદ નિવડે તે જોવાની મારી આતુર ઇચ્છાથી તમે માહિતગાર હશો. આખા હિન્દની ઉન્નતિ માટે આ કામ ઘણું અગત્યનું છે. દેશી રાજાઓના ફતેહમંદ વહીવટના દાખલાઓ પરથી હિન્દમાં રાજકીય સુધારા કરાવવાની ચળવળને ટેકો મળે છે,

## જોસફ બૃથને

જુલાઇ ૫, ૧૯૦૫.

પોતાનો રાજવહીવટ પોતાના હાથમાં લેવાના એક પ્રજાના હક્ક સંબંધી તમે એવી શરત રજૂ કરો છો કે, પ્રજા લાયક થાય ત્યારે તેને ઉપલો હક્ક આપવો. આ શરતથી નબળાના વહીવટમાં માથું મારવાનો માર્ગ બળિયા માટે ખુલ્લો થાય છે. એક પ્રજાને બીજી

પ્રજાને તાબે રાખવાનો હક્ક શા માટે હોવો જોઇએ ? દરેક પ્રજાને પોતાની શક્તિ સુજબ પોતાનો વહીવટ ચલાવવાનો હક્ક છે. વધારે સુધરેલી પ્રજાની ફરજ પછાત પ્રજાને લૂંટવાની નહિ પણ તેની સ્વતંત્રતા છીનવી લીધા સિવાય તેની ઉન્નતિમાં મદદ કરવાની છે.

### જ્યોર્જ ફ્રીમેન જોગ

ડિસેમ્બર ૧૮, ૧૮૯૭.

હિન્દ અને કેનેડા સાથેના વર્તનમાં ખરેખર નોંધવાજોગ સમાનતા જણાય છે. બેઉ જગ્યાએ એક સરખી મૂર્ખાઈ અને ભૂલો કરવામાં આવી છે. પણ હિન્દમાં લોભ અને અન્યાયનો હાલનો જ માર્ગ ચાલુ રાખવામાં આવશે તો પરિણામ ખૂબ જ આફતકારક આવશે......રાજતંત્રમાં શાંતિથી ફેરફાર કરીને અથવા બળવાથી આ સ્વાર્થી અનિષ્ટનો અંત લાવવામાં નહિ આવે ત્યાં સુધી હિન્દના બધા અન્યાયોનો ઇલાજ થવાનો નથી. અને હિન્દમાં બળવો સફળ નીવડશે તો બ્રિટિશ હિન્દનો નાશ થશે. કુદરત પોતાનું વેર લીધા વિના રહેવાની નથી. અથવા લોર્ડ સોલ્સબરી કહે છે તેમ "અન્યાયથી ભલા મંધાતાઓનો પણ નાશ થાય છે." કમનસીબી એ છે કે આવો વખત આવે ત્યાં સુધી હિન્દની દુઃખપરંપરા ચાલુ જ રહેશે.

### જે. ઈ. એલન જોગ

જુલાઇ ૯, ૧૮૯૮.

"કોઇ બીજી યુરોપિયન સત્તાની હકૂમત નીચે હિન્દની સ્થિતિ બહેતર થશે" તે વિષેની તમારી શંકા સંબંધી હું એટલું જ કહેવા માગું છું કે એવી શંકા બતાવીને તમે હિન્દ પરના ઇંગ્લેન્ડના અન્યાયો વાજબી ઠરાવવા માગતા નહિ હો: વળી તમે "બહેતર સ્થિતિ" કોને કહો છો તે હું જાણતો નથી. આર્થિક સ્થિતિમાં હિન્દની હાલત હાલના કરતાં શી રીતે વધારે ખરાબ થશે તે હું સમજી શકતો નથી. રશિયન તંત્રમાં કેટલાક એવા તત્ત્વો છે કે જેથી રશિયન હકૂમત નીચે હિન્દની હાલત બહેતર થશે એમ રશિયા હિન્દની પ્રજાને સમજાવવાની કોશિશ કરશે. જ્યારે ઇંગ્લેન્ડને હિન્દ છોડવાની ફરજ પડશે ત્યારે રશિયા અથવા કોઇ બીજી સત્તા હિન્દનો કબજો લેશે; અથવા રશિયા ઇંગ્લેન્ડ કરતાં

સારો વહીવટ ચલાવશે તો હિન્દમાં તે પોતાની હકુમત ટકાવી શકશે.' આ બધા સવાલોના જવાબ ફક્ત સમય જ આપી શકશે."

## સી. જે. ઓડોનલ જોગ

ડિસેમ્બર ૨૬, ૧૮૯૧

હિન્દને ફક્ત એક જ પાર્ટી સામે નહિ પણ બન્ને પાર્ટી સામે લડત ચલાવવાની છે. લિબરલ સરકાર કોન્ઝરવેટિવ સરકાર જેટલી જ ખરાબ છે. મારે લિબરલ સરકાર સામે જ લડવું પડ્યું હતું, અને જો આઇરિશ અને રેડિકલ પાર્ટીના કેટલાક સભાસદો સરકારને હરાવવા નારાજ ન હોત તો મારા એક ઠરાવમાં હું સરકારને ૮ મતે હરાવી શક્યો હતો તેના કરતાં વધુ મતે હરાવવાને શક્તિમાન થયો હોત.

## સર જ્યોર્જ બર્ડવુડ જોગ

ડિસેમ્બર ૩૦, ૧૯૦૪

તમે ધારો છો કે આપણે એકબીજાના વહેલા સમાગમમાં આવ્યા હોત તો તમે મને 'કોન્ઝરવેટિવ' બનાવી દેત. કદાચ તેથી ઊલટું જ બન્યુ હોત, અને મેં તમને રેડિકલ બનાવી દીધા હોત.

## રાઇટ રેવરન્ડ હેનરી કોડમેન પોટર (ન્યુયોર્કના બિશપ) જોગ

મે ૧૪, ૧૯૦૦

ન્યુયોર્કના એક તારમાં ચેમ્બર ઓફ કોમર્સની સભામાં તમે એમ કહેલું જણાવવામાં આવે છે કે "દુકાળ એક રીતે સારી સરકારને આભારી છે. ગ્રેટ બ્રિટને તાયફાવાળાઓની લડાઈ અને કતલ અટકાવી છે, જેને પરિણામે વસતી વધી છે." સાહેબ, આ એંગ્લો-ઇન્ડિયનોનો હમેશનો ચમત્કાર છે. ખરી વાત જુદી જ છે. હિન્દની કંગાળ ગરીબી કે જેમાંથી દુકાળ, મરકી અને બીજી દરેક જાતની આફતો આવી છે, તેનું મૂળ કારણ પરદેશી સત્તા માટે પ્રજાને ચૂસનારા રાજવહીવટની વિનાશક પધ્ધતિ છે.

## ન્યુયોર્કના બિશપનો દાદાભાઇ પર પત્ર

મે ૨૮, ૧૯૦૦

મને કહેવાની ફરજ પડે છે કે હિન્દના બ્રિટને લીધેલા કબ્જા વિષેના તમારા વિચારો સાથે હુ સમત થઇ શકતો નથી. અગ્રેજો

હિન્દમાં ગયા તે પહેલાં ત્યાં જાનમાલની સલામતી અથવા શહેરી સ્વતંત્રતા ન હતી. મદ્રાસમાં થોડા વખત પર મને એક ઊંચા દરજ્જાના દેશીએ કહ્યું હતું કે "તમે અમેરિકનો જિંદગી, સ્વતંત્રતા, અને સુખ મેળવવાના પ્રયાસ--માટે લડો છો તે બધું અમને મળી ગયું છે, અને જો બ્રિટિશ સત્તા હિન્દમાંથી આવતી કાલે ખેંચી લેવામાં આવે તો અમારા દેશમાં અંધાધુંધી ફાટી નીકળશે, અને અમે માંહોમાંહે કપાઇ મરીશું." હું કબૂલ કરું છું કે જે લોકોને આવી આફતમાંથી બચાવી લેવામાં આવ્યા હોય તેઓએ તેનો ખર્ચ ભોગવવો જોઇએ.

## ન્યુયોર્કના બિશપને દાદાભાઇનો જવાબ

જૂન ૧૦, ૧૯૦૦.

તમે અને તમારા મદ્રાસી ગૃહસ્થે ઢાલની બીજી બાજુનો વિચાર કરેલો જણાતો નથી. "અમારે ખર્ચ ભોગવવો જોઇએ" એવા તમારા કથન સંબંધી મારે કેટલીક ખરી હકીકત કહેવી પડશે. અમારે ખર્ચે અને મોટે ભાગે અમારું લોહી રેડીને બ્રિટિશ હિન્દની સલ્તનત સ્થાપવા તથા તેને નિભાવવા માટે જગાડવામાં આવેલી બધી લડાઇઓનો બધો ખર્ચ અમારે આપવો જોઇએ, અને બદલામાં ગુલામ અને ભિખારી બનવું જોઇએ? અમારું લોહી ચૂસીને દેશમાંથી કરોડો રૂપિયા ઉપાડી જવા અથવા વાઇસરોયો અને દુકાળ કમિશ્નરો જે રકમો મંજૂર કરે તે અમારે ભરવી જોઇએ? કોઇપણ દેશને ગરીબ બનાવવામાં આવ્યો હોય તેટલા પ્રમાણમાં અમને કંગાળ બનાવવા માટે અમારે પૈસા આપવા જોઇએ? દુકાળ, મરકી અને ચાલુ ભૂખમરા જેવા "બીજા સુધારા"નાં સઘળાં પરિણામોનો ખર્ચ અમારે ભોગવવો જોઇએ? અમારી મિલકતની સલામતી જે અત્યંત બુદ્ધિશાળી, અને વિજ્ઞાની રીતે અમારા રક્ષણકર્તાઓએ છિનવી લીધી છે તે માટે અમારે પૈસા આપવા જોઇએ? ભૂખમરો, દુકાળ, અને રોગચાળા વગેરેની જોગવાઇ કરીને અમારી જિંદગી જીવવા લાયક રાખવામાં આવી નથી તે જિંદગીની સલામતીનો ખર્ચ અમારે આપવો જોઇએ? ભૂખે મરી જવાની સંપૂર્ણ સ્વતંત્રતા ભોગવવા માટે અમારે પૈસા આપવા જોઇએ? અમારું લોહી પીનારા યુરોપિયન અમલદારો, અને અમારી જમીન, મજૂરી, અને કુદરતી સાધનો ચૂસી જનારા બિનસરકારી

યુરોપિયનોનો ખર્ચ અમારે માથે પડવો જોઇએ? ટૂંકમાં એક પ્રજાએ બીજી પ્રજાને આપેલાં ગંભીર વચનોનો ભંગ કરનારી વિનાશક અને અપ્રમાણિક સરકારની પધ્ધતિનો ખર્ચ હમારે ભરવો જોઇએ![1]

## મેજર જે. બી. કીથ જોગ

ડિસેમ્બર ૨૫, ૧૯૦૧

તમે "આસરે ૫૦ વરસનો હિન્દના પાશ્ચાત્ય ખર્ચનો અડસટો" જાણવા માગો છો. આપણે આ સવાલ હાથ ધરીએ તે પહેલાં યાદ રાખવાની જરૂર છે કે ૧૮૪૯ માં પંજાબ ખાલસા કરવામાં આવ્યું તે પહેલાંની બધી લડાઇઓમાં હિન્દીઓએ રેડેલાં લોહીની વાત બાજુએ રાખતાં એ લડાઇઓનો તમામ ખર્ચ હિન્દીઓએ આપ્યો હતો. સલ્તનતના નિભાવનો ખર્ચ પણ હિન્દીઓ પર પડયો હતો. અને આ બધામાં ઇસ્ટ ઇન્ડિયા કંપની જાહેર રીતે અને બધા યૂરોપિયનો ખાનગી રીતે આ દેશમાં જે દોલત લઈ આવ્યા હતા તે ઉમેરવાની છે. આ બધી રકમ વ્યાજ સાથે અબજોની થવા જશે, અને તેમાં પાશ્ચાત્ય સંસ્કૃતિના ખર્ચની રકમ નાનીસૂની નથી.

૧૮૫૦ પછીનો ખર્ચ નિકાસ પરથી અથવા તો કોઇ પણ જાતના લાભ વિના આ દેશની ઉત્પન્ન અને દોલત નિકાસ કરવામાં આવી છે તે પરથી ગણવાનો છે, અને તેના સત્તાવાર આંકડા મળી શકશે. આ ખર્ચ બે ભાગમાં વહેંચાયેલો છે.

(૧) હિન્દીઓને કંગાળ રાખીને હિન્દમાં યૂરોપીઅનો જે વાપરે છે તે બધું. આ ખર્ચનો કોઇ વિશ્વાસપાત્ર અડસટો નોંધાયો નથી. આ ખર્ચ વર્ષે ૧૦ કરોડ રૂપિયાનો ગણવામાં આવે છે.

(૨) ચોકખી નિકાસ તરીકે હિન્દમાંથી જે માલ અથવા દોલત સીધી પરદેશ ચાલી જાય છે તે. હિન્દના બળવાના અશાંતિના જમાનાનાં ૭ વરસ સિવાય સત્તાવાર રીતે ૫૦ વરસની આ નિકાસ ૬ અબજ ૬૪ કરોડની ગણવામાં આવે છે. આમાં વેપારી નિકાસનો નફો જે ફકત ૧૦ ટકાનો છે તેની ૩ અબજ ૧૦ કરોડની રકમ ઉમેરવાની છે.

---

૧ દાદાભાઇએ આ પત્રવહેવાર પ્રગટ કરવાની પરવાનગી માગી હતી, પણ બિશપે ના પાડી હતી.

બધું વહાણવટું બ્રિટિશોના હાથમાં હોવાથી નૂર અને વીમાની રકમ સામાન્ય રીતે સેંકડે ૭ ટકા પ્રમાણે ઉમેરવાની છે.

આ બધામાં ઇંગ્લાંડમાં રાખવામાં આવેલી રૂપી પેપરની રકમ ઉપરાંત યુનાઇટેડ કિંગ્ડમમાં કરેલું કરજ જે ૧૯૦૦ માં ૧ અબજ ૮૬ કરોડનું હતું તે ઉમેરવાનું છે. હિન્દમાં કરજ ૧ અબજ ૩૨ કરોડનું છે, જેનો એક ભાગ યૂરોપિયનો પાસે છે.

છેવટે આ એકત્રિત શોષણથી હિન્દને વ્યાજ ગુમાવવું પડે છે તે ધ્યાનમાં લેવાનું છે. હિન્દમાં સામાન્ય રીતે વેપારીઓ નવ ટકાનું ચક્રવર્તી વ્યાજ લે છે, પણ ફક્ત પાંચ ટકાનું વ્યાજ ગણીએ તો પણ પાશ્ચાત્ય સંસ્કૃતિના ખર્ચની રકમ ઘણી ગંજાવર થઈ જશે. દુકાળ અને રોગચાળા વગેરેથી મરી ગયેલાં લાખો માણસો અને ભૂખે મરતાં કરોડો માણસોની પાયમાલીમાં પાશ્ચાત્ય સંસ્કૃતિનો ખર્ચ સમાઇ જાય છે.

## માઇસોરના દિવાન સર કે. શેષાદ્રિ આયર જોગ.

ડિસેમ્બર ૨૦, ૧૯૦૦

કેટલાક વખતથી "માઇસોર સ્ટેન્ડર્ડ" વાંચતા મને દુઃખ થયું હતું......છતાં તમને તસ્દી આપવાનો મારો વિચાર ન હતો. પણ "હિન્દુ"માં એક લેખ વાંચવાથી આ પત્ર તમને લખવાનો મેં ઠરાવ કર્યો છે કે જે લેખ પરથી દિલગીરી સાથે મેં જાણ્યું છે કે માઇસોર રાજ્યનો વહીવટ નીચેથી ઉપર સુધી દેશીઓ મારફતે જ ચલાવવાની ખરી રાજનીતિનું તત્ત્વ ત્યજી દેવા માગે છે. બ્રિટિશ સરકારે પણ એ સિદ્ધાંત મંજૂર રાખ્યો હતો, અને જ્યારે સ્વર્ગસ્થ મહારાજા સગીર હતા ત્યારે હિન્દી સરકારે ધીમેધીમે રાજવહીવટમાંથી પરદેશી તત્ત્વ ઓછું કરવા ખાસ પગલાં લીધાં હતાં, કે જેથી મહારાજા જ્યારે ગાદી પર આવે ત્યારે બનતાં સુધી બધો વહીવટ દેશીઓના હાથમાં જ હોય...... માઇસોરમાં યૂરોપિયનોને રાખવાથી ત્રણ આફત આવશે. (૧) બ્રિટિશ હિન્દની પેઠે માઇસોર આર્થિક શોષણને આધીન બનશે. (૨) હિન્દીઓ રાજવહીવટ ચલાવવાને લાયક નથી, અને તેઓને યૂરોપિયનો વિનાં ચાલી શકે તેમ નથી એમ પૂરવાર થશે, જેથી હિન્દીઓ પર સખત આઘાત પડશે. (૩) એંગ્લો-ઇન્ડિયનો જેઓ ૩૦ વર્ષથી વધુ સમય સુધી માઇસોરના હિન્દુ રાજ્યને સજીવન કરવાની વિરુદ્ધ પડયા હતા તેઓ

માઇસોર અને બીજાં દેશી રાજ્યો માટે સીધો બ્રિટિશ વહીવટ જ ઉત્તમ છે, એમ માલમ પડવાથી મલકાશે.

માઇસોરની સોનાની ખાણુ અને બીજાં ખનિજ સાધનો સંબંધી હું આશા રાખું છું કે મજકૂર ખાણો પરદેશીઓને સોંપી રાજ્ય માટે નજીવી રૅાયલ્ટી અને લોકો માટે મજૂરીની નજીવી કમાણી સ્વીકારવાને બદલે માઇસોરની સરકાર અને પ્રજા પોતે જ ખાણુની ખીલવણી કરી કુદરતે બક્ષેલી દોલત પોતાને માટે જ રાખે.........હું તો આગળ વધીને એમ કહું છું કે માઇસોરે પોતાની રૈયતને રાજવહીવટ ચલાવવા માટે તૈયાર કરવાનો દરેક પ્રયત્ન કરવો જોઇએ.

## જમશેદજી એન. તાતા જોગ.

"તમને ફરીથી તકલીફ આપવા માટે ખફા થશો નહિ. તમને દસ લાખ રૂપિયા જોઇએ છે તે હિન્દના રાજાઓ પાસેથી મેળવવાનું બને તેમ નથી ? થોડાક હજાર હિન્દીઓને ગુજરાનનું સાધન આપી પરદેશીઓને હિન્દની કુદરતી દોલતનો લાભ આપવામાં તમે હથિયારરૂપ બનો એ વિચારથી મને દુ:ખ થાય છે. મારે મન એ હિન્દને મોટી હાનિ કરવા સમાન છે. બીજા લોકો એ દોલત ઘસડી જાય તેના કરતાં તે જમીનમાં દટાઇ રહે તેને હું બહેતર માનું છું......મને આશા છે કે જેવી લાગણીથી મેં આ લખ્યું છે તેવી જ લાગણીથી તમે તેનો સ્વીકાર કરશો."

જો દાદાભાઇ અને બીજા મિત્રો તેમને જોઇતી થાપણુ ઇંગ્લેન્ડમાં આપવું પડે તેટલા જ વ્યાજથી બ્રિટિશ હિન્દમાંથી ઉઘરાવી આપવામાં મદદ કરે તો પોતાને ખૂબ આનંદ થશે એમ જમશેદજી તાતાએ જણાવવાથી દાદાભાઇએ આ દિશામાં તેમને દિલોજાન મદદ કરી હતી.

તાતાએ તા. ૨૦ મી ફેબ્રુવારી ૧૯૦૩ ને દિને દાદાભાઇ પરના પત્રમાં લખ્યું હતું:—

"લોખંડ અને પોલાદની મારી યોજનાને તમે ફરી એક વાર ટેકો આપ્યો તેથી મને ઘણી ખુશાલી ઉપજી છે, અને તમારા માયાળુ પત્ર માટે હું તમારો દિલોજાન આભાર માનું છું. એક પારસી ગૃહસ્થે માગ્યા પહેલાં એક લાખ રૂપિયા આપવાનું કહ્યું છે તે ખ્યાલમાં લેતાં આખી થાપણુ હિન્દમાંથી જ મેળવવાનું અશક્ય નથી એવા "કયસરે—હિન્દ"ના આશાવાદી વિચારો

સાથે હું મળતો થાઉં છું. પણ મારે મારી માન્યતા તમારાથી છૂપાવવી ન જોઇએ. હિન્દમાં હિન્દી થાપણથી લોખંડનાં કારખાના શરૂ કરવાનો આપણો બન્નેનો હેતુ પાર પાડવા માટે તમારા જેવા ઊંચા દરજ્જાના દેશસેવકોના બળવાન ટેકાની મને જરૂર પડશે. હજી કામ અખતરાના તબક્કા પર છે. મારા નિષ્ણાતો કામે લાગી ગયા છે, અને આસરે ચારપાંચ લાખના ખર્ચના અખતરાથી તેની ફતેહ માટે મારી ખાતરી થાય નહિ ત્યાં સુધી થાપણ માટે નાણાં નહિ ઉઘરાવવાનો મેં નિશ્ચય કર્યો છે.”

**જગતના એક મહાન ઔદ્યોગિક દેશના દરજ્જા પર હિન્દને ચઢાવવાની પોતાની સુંદર યોજનાનું પરિણામ જોવાનું આ મહાન ઉદ્યોગપતિના નસીબમાં લખાયેલું ન હતું. તેમની યોજના પ્રયોગનો તબક્કો પસાર કરી ગઇ તે પહેલાં તેઓ દેવલોક પામ્યા હતા. પણ જ્યારે તેમની યોજનાએ વહેવારૂ રૂપ લીધું, અને ૧૯૦૭ ના ઓગસ્ટમાં જાહેર પ્રજા પાસેથી નાણાં માગવામાં આવ્યાં ત્યારે મુંબઇમાં તાતા કંપનીની ઓફીસમાં સવારથી સાંજ સુધી નાણાં રોકનારી પ્રજાનાં ટોળેટોળાં ભેગાં થયાં હતાં, અને લોખંડના ઉદ્યોગ માટે જોઇતી થાપણની પાઇએ પાઇ ફક્ત ત્રણ અઠવાડિયામાં હિન્દીઓએ ભરી આપી હતી.**

### ફરામ દાદીના જોગ

ઑકટોબર ૨૫, ૧૯૦૧

મારા મત મુજબ ચલણનો કાયદો ચોકખો દગો છે, અને તેથી પ્રજા પર કરનો ભારે બોજો આવી પડયો છે. અહીંનું તિજોરીખાતું તે સમજી ગયું છે, અને હિન્દી પ્રધાન સાથેના પત્રવહેવારમાં એ ખાતાંએ પોતાના વિચારો સ્પષ્ટપણે દર્શાવ્યા છે.

### વાચ્છા જોગ

ઑકટોબર ૧૯, ૧૯૦૫

મને આશા છે કે બંગાલીઓ બહિષ્કારની ચળવળ ચાલુ રાખશે, અને હવે પોતાની થાપણથી પોતાના ઉદ્યોગો પોતાના હાથમાં લેવાની જરૂર સમજશે. આ સ્વદેશીની ચળવળ મુંબઇની મિલો માટે ઘણી

લાભકારી નિવડી હશે. ફક્ત હિન્દના વપરાશનું કાપડ પૂરું પાડવા માટે બધી મિલોમાં બનતા માલને જોઈતું બજાર મળી રહેશે, અને બીજી ઘણી મિલોની જરૂર પડશે. મને નવાઇ ઊપજે છે કે લેંકેશાયરનો હિન્દે બહિષ્કાર કરેલો હોવાથી તે હિન્દને નવી મિલો માટે જૂની મિલોનાં યંત્રો સમારવા માટે માલ પૂરો પાડશે કે નહિ! હિન્દ પોતાને જોઈતાં યંત્રો તૈયાર કરવાનાં કારખાનાં ચાલુ કરી શકશે?

### બાળગંગાધર તિલક જોગ

એપ્રીલ ૧૬, ૧૮૯૭.

સરકાર અને સાર્વજનિક સભા વચ્ચે કંઈ કમનસીબ તકરાર થવાની હકીકત સાંભળી મને દુઃખ થયું છે. એ એક દુર્ભાગ્ય છે. આપણી રાજદ્વારી પરિસ્થતિમાં પૂનાના લોકોએ એક જમાનાથી નિભાવેલી સંસ્થા એક પળમાં નાશ થઇ જાય તે આપણને પરવડે તેમ નથી. ......મને આશા છે કે સભા પર પડેલા ફટકામાંથી તેને બચાવી લેવા તમે તમારાથી બનતું કરશો. એ કામ અશક્ય નથી. તમે અને તમારા સાથીઓએ જે આત્મભોગના જુસ્સાથી ઉપયોગી કારકિર્દી શરૂ કરી હતી તે જુસ્સો ચાલુ રાખવાથી તમે મુશ્કેલીને પહોંચી વળવાને શક્તિમાન થશો.

### સુરેન્દ્રનાથ બેનરજી જોગ.

ઓગસ્ટ. ૨૩, ૧૯૦૦

હું તમને લખવા માગું છું, અને મોતીલાલ ઘોષને પણ લખું છું કે “બંગાલી” અને “પત્રિકા” વચ્ચેનો મતભેદ જોઇ મને દુઃખ થયું છે. આપણને આવી માંહોમાંહેની તકરાર પરવડવાની નથી.

### વડા પ્રધાન એ. જે. બાલ્ફર જોગ.

માર્ચ ૭, ૧૯૦૫

હિન્દના વાઇસરોય સાથે હિન્દની નેશનલ કોંગ્રેસના પ્રમુખ તરીકે સર હેન્રી કોટનના પત્રવહેવાર સંબંધીના ગયા મહિનાના તા. ૨૮ મીના અવિવેકી પત્ર માટે હું તમારો આભાર માનું છું. તમે તેમાં કહો છો કે લોર્ડ કર્ઝને “ઠરાવની ચર્ચા કરવાના હક માટે” કોંગ્રેસના પ્રમુખને મળવાની ના પાડી હતી. પણ હું સવિનય જણાવવા માગું છું કે એ વાત ગેરસમજભરી છે, કેમકે લોર્ડ કર્ઝનને કોઇ જાતની ચર્ચામાં

ઊતરવાની અરજ કરવામાં આવી ન હતી. વાઇસરૉયના જવાબની છાપેલી નકલ હું આ સાથે બીડું છું તે પરથી જણાશે કે "મુંબઇમાં મળેલી કૉંગ્રેસની છેલ્લી બેઠકમાં પસાર થયેલા ઠરાવોની નકલો નામદાર વાઇસરૉયને હાથોહાથ પહોંચાડવા માટે જ" સર હેન્રી કૉટન તે નામદારને મળવા માગતા હતા એ બિના લૉર્ડ કર્ઝન જાણતા હતા. ઉપર જણાવેલા હેતુ માટે મુલાકાત લેવાની લૉર્ડ કર્ઝને ના પાડી હતી, અને લંડન ઇન્ડિયન સોસાયટીએ આ ઇન્કાર સામે જ વિરોધ દર્શાવ્યો હતો. પ્રાચીન કાળથી ગમે તેવા રંક અરજદારની વાજબી ફરિયાદ જાતે સાંભળવાનો રિવાજ હિન્દના રાજકર્તાઓમાં ચાલ્યો આવ્યો છે.

## પીઅરસન્સ મૅગેઝીનના તંત્રી જોગ

નાતાલ ૧૯૦૨

હતભાગી દેશમાં શાંતિ અને માનવીઓ તરફ શુભેચ્છા નથી, પણ ચાલુ મારામારી છે. દુકાળ અને રોગચાળાથી લાખો માણસો મરી જાય છે, અને સારા અથવા માઠા વરસમાં કરોડો ભૂખે પેટે જીવે છે. કોઇ જગ્યાએ આશાનું કિરણ નથી. નવી સદીમાં નવા રાજા ગાદી પર આવ્યા છે, પણ હિન્દ હમેશનાં જેવું જ કંગાળ છે. અત્યંત ગંભીર વચનો પાળવાના કંઇ ચિહ્નો જણાતાં નથી. યુનાઇટેડ સ્ટેટસે અત્યાર અગાઉ નવા જીતેલા દેશોની પ્રજાને ઉન્નત અને આઝાદ બનાવી સ્વરાજ્ય માટે તાલીમ આપવાની શરૂઆત કરી દીધી છે, પણ હિન્દને આશરે ૧૬૦ વરસથી ગુલામીના બંધનમાં રાખવાનું બ્રિટને ચાલુ રાખ્યું છે.

## ડેલી ન્યુઝના તંત્રી જોગ

તા. ૩૧ મી માર્ચના "ડેલી ન્યુઝ"માં "એક વાંચનાર" હિન્દમાંથી થતા ૩૦,૦૦૦,૦૦૦ પાઉન્ડના વાર્ષિક શોષણ સંબંધી માહિતી માગે છે; તમે મને એ માહિતી પૂરી પાડવાની રજા આપશો? મેં અગાઉ બે ત્રણ વાર આ સંબંધી ખુલાસા કર્યા છે, પણ હાલમાં મેં છેલ્લામાં છેલ્લા આંકડા મેળવ્યા છે.

કોઇ પણ દેશમાંથી બીજા દેશો સાથેના વેપાર મારફતે દોલત ઘસડાઇ જાય છે, અથવા તેમાં વધારો થાય છે—યોગ્ય સરેરાશ મેળવવા માટે હું દશ વરસના આંકડા અહીં રજ કરું છું, પણ ૧૮૯૯–૧૯૦૦ અને

૧૯૦૦-૧૯૦૧ ના બે વરસ દુકાળના હોવાથી તે હું છોડી દઉં છું. એ જ વરસો અથવા ૧૮૯૨ થી ૧૮૯૯ અને ૧૯૦૨ તથા ૧૯૦૩ ના દસ વરસ માટેના યુનાઇટેડ કિંગ્ડમનના આંકડા મેં લીધા છે. છેલ્લામાં છેલ્લા આંકડા ૧૯૦૩ સુધીના મળે છે. (Parl. Ret cd. 2192-1904) આ દસ વરસમાં યુનાઇટેડ કિંગ્ડમમાં વેપારી માલ અને સોના ચાંદીની આયાત ૪,૯૮૮,૯૧૯,૩૫૯ પાઉન્ડની થઇ હતી. એ જ મુદ્દતમાં વેપારી માલ અને સોના ચાદીની નિકાસ ૩,૪૨૧,૪૭૮૧૫૩ પાઉન્ડની થઇ હતી. આ પરથી નિકાસ કરતાં આયાતનો વધારો અથવા નિકાસ વેપાર પરનો નફો ૧,૫૬૭,૪૪૧,૨૦૬ પાઉન્ડનો થવા જાય છે. એનો અર્થ એ થયો કે ઇંગ્લેન્ડને પોતાની નિકાસની આખી રકમ (૩,૪૨૧૪૭૮.૧૫૩ પાઉન્ડ) પાછી મળી હતી અને દસ વરસ દરમ્યાન પરદેશો સાથેના આંતરરાષ્ટ્રીય વેપારમાંથી વધારામાં ૧૫૬૭,૪૪૧,૨૦૬ પાઉન્ડની દોલત મળી હતી. આ રીતે યુનાઇટેડ કિંગ્ડમે પોતાની નિકાસ પર ૪૫.૮ ટકાનો નફો મેળવ્યો હતો.

આમાં હું નીચે મુજબની છૂટછાટ મૂકુ છુ: ૧,૫૬૭,૪૪૧,૨૦૬ પાઉન્ડના કુલ નફામાં દશ વરસ દરમ્યાન હિન્દમાંથી રાજદ્વારી શોષણ તરીકે મળેલા આશરે ૩૦૦,૦૦૦,૦૦૦ પાઉન્ડ સમાઇ જાય છે. આ ઉપર જણાવેલા નફામાંથી આ ૩૦,૦ ૦,૦૦,૦૦૦ પાઉન્ડ બાદ કરીએ તો હિન્દના શોષણ સિવાય બીજા દેશોમાંથી મળેલો નફો ૧,૨૬૭-૪, ૪૧ ૨૦૬ પાઉન્ડનો થવા જાય છે. આ ઘટાડાને લીધે, યુનાઇટેડ કિંગ્ડમનો નફો ૪૫.૮ ટકા પરથી ઘટીને ૩૭ ટકાનો થવા જાય છે.

હવે હું હિન્દના આંકડા લઉં છું (Parl. Ret. cd. 2299-1904) દેશી રાજ્યો સાથે લેતાં વેપારી માલ અને સોનાચાંદીની કુલ નિકાસ રૂ. ૧,૧૮૦,૬૬૬,૦૦૦ની હતી. આમાં નિકાસના નૂર અને વીમા માટે યુનાઇટેડ કિંગ્ડમમાં લેવાની રકમ ઉમેરવાની છે, કેમ્ કે તે ભરતિયામાં અને સરકારી આંકડામાં ઉમેરવામાં આવતી નથી......... વીમા અને નૂરની રકમ હું આશરે પાંચ ટકા લેખે ગણું છું. નિકાસની રકમ રૂા. ૩૬૪, ૯૪૮, ૨૪૦ ની છે. તેમાં પાંચ ટકા પ્રમાણે વીમા અને નૂરની રકમ રૂ. ૧૯,૨૪૭,૪૧૨ ઉમેરતાં હિન્દની કુલ નિકાસ રૂ.૧,૧૮૦,૬૬૫,૦૦૦ + ૧૮.૨૪૭,૪૧૨=રૂ. ૧,૧૯૮,૯૧૨,૪૧૨ની થશે.

હવે કુલ નિકાસ પર નફો ગણવાનો રહ્યો. યુનાઇટેડ કિંગ્ડમનો નફો ઉપર જણાવવા મુજબ ૩૭ ટકાનો હોવા છતાં હું હિન્દનો નફો ફક્ત ૨૦ ટકા ગણું છું. આ રીતે ગણતાં કુલ નિકાસ રૂ. ૧,૧૯૮,૯૧૨,૪૧૨ માં નફાના રૂ. ૨૩૯,૭૮૨,૪૮૨ ઉમેરતાં રૂ. ૧,૪૩૮,૬૯૪,૮૯૪ થવા જોઇએ, જો હિન્દ યુનાઇટેડ કિંગ્ડમના જેવા સંજોગોમાં હોત તો તેણે આટલી રકમનો માલ આયાત કરવો જોઇતો હતો. પણ હિન્દે ફક્ત રૂ.૯૨૩,૨૦૫,૦૦૦ નો માલ આયાત કર્યો છે, એટલે ૧૦ વરસમાં તેને રૂ. ૫૧૫,૪૮૯,૮૯૪ ની ખોટ ગઇ છે, યાને હિન્દે આટલી દોલત ગુમાવી છે.

૧ પાઉન્ડના ૧૫ રૂપીઆના હાલના હુંડિયામણના ભાવે આ શોષણની રકમ ૩૪૩,૬૫૯,૯૨૦ પાઉન્ડની અથવા દર વરસે ૩૪,૦૦૦,૦૦૦ પાઉન્ડની થવા જાય છે.

જો દેશી રાજ્યોની આયાત જગાતની રકમ બાદ કરવામાં આવે તો બ્રિટિશ હિન્દના શોષણની રકમ દર વરસે ૩૪,૦૦૦,૦૦૦ પાઉન્ડથી વધારે થવા જશે. તે ઉપરાંત હિન્દની મંજુરી વિના કરેલા પરદેશી કરજનો બોજો તેના પર લાદવામાં આવ્યો છે.

બન્ને દેશો વચ્ચેનો વિચિત્ર અને શોકજનક તફાવત હવે સમજાશે. યુનાઇટેડ કિંગ્ડમ અને હિન્દ બન્ને દેશો પર એક જ સરકારની હકુમત ચાલે છે. પણ તેને પરિણામે દશ વરસમાં ગ્રેટ બ્રિટનની દોલતમાં ૧,૨૬૭,૪૪૧,૨૦૬ પાઉન્ડનો વધારો થાય છે, જ્યારે બીજી બાજૂ પર હિન્દને ૩૪૩,૬૫૯,૯૨૦ પાઉન્ડની ખોટ ખમવી પડે છે.

પણ આટલેથી જ આ વાત પતી જતી નથી. જો આ દસ વરસની ખોટ અને આગલા વરસોના શોષણની રકમ હિન્દ પાસે રહી હોત અને તે હિન્દના લાભ માટે વપરાઇ હોત તો હિન્દને કેટલો બધો લાભ થાત તેનો વિચાર કરીને હિન્દની ખોટની આંકણી કરવાની છે. વધારામાં એ વાત યાદ રાખવાની છે કે યુરોપિયનો હિન્દમાં હિન્દીઓને ભોગે જે પૈસા વાપરે છે તે આ ગણતરીમાં ઉમેરવામાં આવ્યા નથી.

## "યુરોપિયન જળો"

તા. ૪ થી જાન્યુઆરી ૧૮૮૧ ને દિને હિન્દી પ્રધાન લોર્ડ હાર્ટીંગ્ટન પર ૧૮૮૦ ના હિન્દના દુકાળ કમિશનના અહેવાલ સબંધી મેં રવાના કરેલી યાદીમાં જણાવ્યું હતું:—

હિન્દને દમ ખાવાની કે રાહત મેળવવાની એક પળ પણ મળતી નથી. હમેશા "વધુ ને વધુ યુરોપિયનો" માટેની બાંગ મારવામાં આવે છે, અને આ કમિશનનો અહેવાલ પણ એવી બાંગથી મુકત નથી......જ્યારે પણ કાંઇ સુધારાનો સવાલ ઊભો થાય છે, ત્યારે બ્રિટિશ અમલદારોને એક જ ઉપાય સૂઝે છે. અને તે એ કે "વધુ ને વધુ યુરોપિયન જળો લગાડો."

હાલના પોલિસ કમિશનનો રિપોર્ટ બહાર પડયો છે. સાથે બીજા કમિશનોના રિપોર્ટો, ઠરાવો અને સુધારાના રિપોર્ટો બહાર પડે છે! (પ્રભુ, એવા સુધારાથી અમને બચાવો). જાણે હિન્દમાં પોતાની પ્રજા હોય જ નહિ, અને તે લૂંટાવા અને લોહી ચૂસાવા માટે જ જીવતું હોય તેમ લાખોનાં મરણ નિપજાવનાર અને કરોડોને ભૂખે મારનાર દુકાળ અને મરકી લાવનાર વાર્ષિક ૩૦,૦૦૦,૦૦૦ પાઉન્ડ અથવા તેથી વધારે રકમનું શોષણ આમાં ઉમેરો! આ શાપનો અંત કયારે આવશે?

## બ્રિટિશ સાર્વભૌમત્વ ટકાવી રાખવા માટે

હિન્દમાંના લશ્કરી ખર્ચની હાલમાં ઘણી ચર્ચા ચાલે છે. અને એ બધો ખર્ચ કંગાળ હિન્દ પર લાદવામાં આવે છે. આ બધો ખર્ચ શા માટે કરવામાં આવે છે તે જોઇએ.

હું હિન્દી સરકારના તા. ૨૫ મી માર્ચ ૧૮૯૦ ના ખરીતામાંથી ફક્ત એક જ ઉતારો ટાંકીશ:

"ઘરના દુશ્મનો સામે અથવા આસપાસના દેશોની લડાયક પ્રજાઓના હલ્લા અટકાવવા માટે નહિ, પણ પૂર્વમાં બ્રિટિશ સાર્વભૌમ સત્તા ટકાવી રાખવા માટે હિન્દની સલામતીને નામે હિન્દનું લશ્કર વધારવા, હથિયારો વધારવા, અને કિલ્લેબંધી કરવા માટે કરોડો રૂપિયા ખર્ચવામાં આવે છે."

હવે હું સવાલ પૂછુ છું કે આ ખર્ચનો બોજો હિન્દ પર નાખવો બ્રિટિશ નામ, ખાનદાની, અને દોલત માટે શોભારૂપ છે? તે દર વર્ષે હિન્દમાંથી ત્રણ કરોડ પાઉન્ડ કરતાં વધારે ધન ચૂસી લઇને તેને ગરીબ, કંગાળ, દરીદ્રી બનાવે છે. અને તેના પર દુકાળ અને મરકીની આફત લાવે છે. આ શું હદબહારનું ઘાતકીપણું નથી?

જુન ૧, ૧૯૦૫

હિન્દમાં સામ્રાજ્યની જરૂરિયાત માટે લશ્કરી ખર્ચ કરવામાં આવે છે તે સંભંધી હવે હું ઇન્ડિયા ઓફિસના વિચારો રજૂ કરીશ.

સર જેમ્સ પીલ હિન્દી પ્રધાનની કાઉન્સિલના સભ્ય હતા, અને હિન્દના ખર્ચની તપાસ કરનારા શાહી કમિશન (વેલ્બી) માં હિન્દી પ્રધાનના પ્રતિનિધિ હતા.

સર જે. પીલે હિન્દનો લશ્કરી ખર્ચ ફક્ત હિન્દની સલામતી માટે જ કરવામાં આવતો નથી એ મુદ્દાપર ધ્યાન ખેંચી જણાવ્યું હતું કે જ્યારે એક તાબેદાર સંસ્થાન સલ્તનતનો એકલો જ એવો મુલક હોય કે જેની સરહદ પર એક મહાન યુરોપિયન રાજ્યનો મુલક આવેલો હોય ત્યારે તે તાબેદાર સંસ્થાન પર આખી રાજનીતિનો બધો ખર્ચ નાખવો ન્યાયી છે કે કેમ તે જ સવાલ વિચાર કરવા લાયક છે!

આ પરથી જણાશે કે હિન્દનો લશ્કરી ખર્ચ ફક્ત હિન્દ માટે નહિ પણ સામ્રાજ્યના હિત માટે કરવામાં આવે છે એમ ઇન્ડિયા ઓફીસ પણ માને છે. છતાં રાજકર્તાઓ મરકી અને દુકાળથી પીડાતી અને ભૂખે મરતી હિન્દની પ્રજા પર દયાહીન રીતે બધો ખર્ચ નાખવાનું રાખે છે......હિન્દમાંની બ્રિટિશ હકૂમતનો આ લાભ છે!

૩

જૂન ૨૦, ૧૯૦૫

હિન્દમાંના બધા બ્રિટિશ લાભોને માટે યુરોપિયન દિવાની અને લશ્કરી અમલદારોનો ખર્ચ કરવામાં આવે છે તે સંબંધી હવે હું હિન્દી પ્રધાનનું જાહેરનામું રજૂ કરીશ, લોર્ડ કીમ્બરલીએ મેન્શન હાઉસમાં (ટાઇમ્સ, જુન ૧૮૯૩) જણાવ્યું હતું કે:—

આ દેશની રાજદ્વારી પક્ષાપક્ષીમાં આપણે ગમે તે પક્ષમાં હોઇએ પણ એક મુદ્દામાં આપણે બધા એકમત છીએ, અને તે એ કે આપણી હિન્દી સલ્તનત પર આપણી સાર્વભૌમ સત્તા નિભાવવા આપણે દૃઢ પ્રતિજ્ઞાબદ્ધ છીએ.

આ સાર્વભૌમત્વ ટકાવવાનાં સાધનો સંબંધી તેમણે "આપણી યૂરોપિયન સનદી નોકરી" અને દમામદાર યૂરોપિયન ફોજ વિષે ઉલ્લેખ

કરી જણાવ્યું હતું કે એ મહાન સલ્તનતમાં આપણા સાર્વભૌમત્વને ટેકો આપવા માટે આપણે આપણી સરહદ સંપૂર્ણ શસ્ત્રબધ્ધ કરવી જોઇએ.

હવે આ યૂરોપિયન સર્વિસ કે જે ફક્ત બ્રિટિશ લાભ માટે નિભાવવામાં આવે છે તેનો બધો ખર્ચ કંગાળ હિન્દ પાસેથી કઢાવવો તેના કરતાં વધારે અન્યાયી, વધારે જુલમી, વધારે જંગલી અને વધારે દુષ્ટ બીજું શું હોઇ શકે ?

## હિન્દ સાથેનો "સોદો"

જૂન ૨૭, ૧૯૦૫.

મિ. બ્રોડરીકે બજેટ પરના પોતાના ભાષણમાં જણાવ્યું હતું કે "પોતાના ભાગની શરત પાળવાને ઇંગ્લેંડ તૈયાર છે. એવી શરતથી હિન્દ સાથે જે સોદો કરવામાં આવ્યો હતો તેની શરત હિન્દે પણ પાળવી જરૂરી છે."

હિન્દીઓને એમ પણ કહેવામાં આવે છે કે તેઓ સામ્રાજ્યના ભાગીદાર છે, અને તેઓએ જવાબદારીમાં ભાગ લેવો જોઇએ. ત્યારે આ સોદા અથવા ભાગીદારીનો અર્થ શું હશે ?

હું મિ. બ્રોડરીકના જ આંકડા લઉં છું. તેઓ કહે છે કે લશ્કર પાછળ હિન્દ ૨ કરોડ ૫ લાખ પાઉન્ડ ખર્ચે છે, જ્યારે ઇંગ્લેન્ડ લશ્કર અને નૌકાસેના પાછળ અનુક્રમે ૨૯,૮૦૦,૦૦૦ અને ૩૩,૪૦૦,૦૦૦ પાઉન્ડ ખર્ચે છે, અને આમાં થોડો વધારાનો ખર્ચ ઉમેરતાં તે ૭૧,૦૦૦,૦૦૦ પાઉન્ડનો અથવા કુલ્લે ૯૨,૦૦૦,૦૦૦ નો થવા જાય છે. આમાંથી હિન્દ પાસે અરધો અથવા ૪૬,૦૦૦,૦૦૦ પાઉન્ડનો ભાગ જોઇતો હોય તો લશ્કર અને નૌકાસૈન્યમાં આટલી રકમના પ્રમાણમાં નોકરી, લાભ, નફા, વગેરેમાં હિન્દીઓને સરખો હિસ્સો મળવો જોઇએ.

હવે હું મિ. બ્રોડરીકને પૂછું છું કે શું આ ખરો અને ન્યાયી સોદો અથવા ભાગીદારી છે, અને તેનો અણિશુધ્ધ અમલ થવો જોઇએ ? અથવા મિ. બ્રોડરીક એમ કહેવા માગે છે કે હિન્દે ૪ કરોડ ૬૦ લાખ પાઉન્ડનો ફાળો આપવો, અને આ ૪ કરોડ ૬૦ લાખના ખર્ચમાંથી નોકરી, લાભ, નફા, વગેરે ઇંગ્લેન્ડે જ છીનવી લેવા ? બીજા શબ્દોમાં

બોલીએ તો તેઓ બે ખરા ભાગીદાર વચ્ચેના સોદાની વાત કરે છે, કે ગુલામ અને ગુલામના માલિક વચ્ચેના જુલમી સોદાની વાત કરે છે? મિ. બ્રોડરીક આ સવાલનો સીધો અને સ્પષ્ટ જવાબ આપશે? અને સંસ્થાનો કે જે સલ્તનતનાં અંગો છે, તેની સાથેનો તમારો સોદો કેવો?

## સ્વાર્થી રાજનીતિ

ઑગસ્ટ ૧૪. ૧૯૦૫

કર્ઝન અને કિચનર વચ્ચેની તકરાર પૂરી થઇ ગઇ છે, તો હવે હું સવાલ પૂછું છું કે હિન્દના લોકોનું શું? તેઓનું સ્થાન કયાં છે? તેઓનો આ બાબતમાં લેશમાત્ર અવાજ નથી. હિન્દમાંના ગોરા લશ્કર પાછળના ખર્ચનો મુખ્ય હેતુ બ્રિટિશ સત્તા અને બ્રિટિશ પ્રતિષ્ઠાને રશિયન હલ્લા સામે સલામત રાખવાનો અને બ્રિટિશરોના લાભ માટે દર વરસે ચારથી પાંચ કરોડ પાઉન્ડ ચૂસી ખાવાનો છે. મિ. ફ્રેડરિક શોરે કહ્યું છે તેમ "અંગ્રેજ રાજનીતિનો મુખ્ય સિધ્ધાંત આખી હિન્દી પ્રજાને દરેક રીતે અંગ્રેજોના લાભ અને સ્વાર્થને આધીન બનાવવા છે." શું બ્રિટિશ હકૂમત આટલી બધી સ્વાર્થી, અન્યાયી, અને અનીતિમાન બનશે? હજી પણ મને આશા છે કે તેમ નહિ થાય.

## બંગાળના ભાગલા

ઑગસ્ટ ૨૧, ૧૯૦૫

કહે છે કે "ઇશ્વિર જેનો નાશ કરવા માગે છે, તેઓને તે પહેલાં દીવાના બનાવે છે." મને આશ્ચર્ય થાય છે કે હિન્દના સત્તાધીશો ભાન ભૂલી ગયા છે કે શું? તેઓ એમ ધારે છે કે બ્રિટિશ હકૂમત, જેનું સઘળું જોર અંગ્રેજો અને એંગ્લો ઇન્ડિયનોના વારંવારના એકરાર મુજબ પ્રજાના સંતોષ અને સુખ પર રહેલું છે તે આખી પ્રજાની રાષ્ટ્રીય લાગણીને તેઓ ઠોકરે મારી શકશે? લોર્ડ રોબર્ટ જેવા સુનંદા સત્તાધીશે કહ્યું છે કે "હિન્દમાંનું લશ્કર ગમે તેટલું શસ્ત્રસજ્જ હોય અને તેની સંખ્યા હાલના કરતાં પણ વધારે હોય, છતાં આપણા સર્વોત્તમ બળનો પાયો તો સંયુક્ત અને સંતોષી હિન્દ પર જ રહેવો જોઇએ." બંગાળના ભાગલા પાડી બંગાળની વિશાળ પ્રજામાં ધિક્કાર

ઉત્પન્ન કરવાની આપખુદ અને સંકુચિત યોજનાનું પરિણામ બ્રિટિશ હકૂમત માટે સારું આવવાનું નથી.

### મેન્ચેસ્ટર ગાર્ડિયન જોગ

માર્ચ ૧, ૧૯૦૬.

ગયા અઠવાડિયામાં આમની સભામાં થયેલી ચર્ચાથી ખાતરીપૂર્વક સિદ્ધ થયું છે કે હિન્દમાનું લશ્કર બ્રિટિશ સત્તા, પૂર્વમાંની બ્રિટિશ પ્રતિષ્ઠા, અને હિન્દના બ્રિટિશ કબજાનું રક્ષણ કરવા માટે જ છે...... છતાં અજાયબીની વાત એ છે કે એક પણ સભાસદે એવો વિચાર કર્યો નથી કે બ્રિટનના સામ્રાજ્યવાદી હેતુ માટે રાખવામાં આવતા લશ્કરનો બધો ખર્ચ કંગાળ હિન્દ પર શા માટે નાખવો જોઇએ, અથવા મજકૂર ખર્ચમાં બ્રિટને મોટો હિસ્સો શા માટે આપવો ન જોઇએ? માનવંત સભાસદો આ સવાલનો જવાબ આપશે?

હિન્દની કંગાળ ગરીબી, તેની આર્થિક મુશ્કેલીઓ અને પશ્ચિમ સાથેના સમાગમ તથા સરકારનાં વચનોથી ઉત્પન્ન થયેલી આશાઓ ધૂળમાં મળવાને લીધે દાદાભાઇએ ૧૯૦૦ની સાલમાં હિન્દી પ્રધાન લૉર્ડ જ્યોર્જ હેમિલ્ટન સાથે પત્રવહેવાર ચલાવી ગરીબ હિન્દ માટે ન્યાયની માગણી કરી હતી. હિન્દની સનદી નોકરીમાં હિન્દીઓને દાખલ કરવાના વચનનો ભંગ થવાથી હિન્દી પ્રજામાં કેવો પુણ્યપ્રકોપ ફાટી નીકળ્યો હતો તેનો ખ્યાલ આપવા માટે તા. ૧૨ મી ઑક્ટોબર ૧૯૦૦ના પોતાના પત્રની સાથે તેમણે તા. ૧૬ મી સપ્ટેમ્બરના "કૈસરે હિન્દ"માંથી નીચલો ઉતારો ટાંક્યો હતો:

કુદરતી પ્રજાને કેળવણીનો લાભ મળ્યો છે, અને હવે તેઓ સઘળાં વચનોનો કેવી રીતથી ભંગ કરવામાં આવે તે સમજવા લાગ્યા છે......ઇંગ્લન્ડમાં સનદી નોકરી માટે હરીફાઇ કરવાની હિન્દીઓને મળતી તક પણ અન્યાયકારીઓ છીનવી લેવા માગે છે એવી લાગણી ફેલાતી જાય છે, અને બીજી જુદીજુદી નોકરીઓ પર રીતથી મારવામાં આવતી તરાપ આ આફતની આગાહી રૂપ છે.

લોર્ડ જ્યોર્જના જવાબનો સાર એ હતો કે જ્યાંસુધી હિન્દ પર બ્રિટિશ તાજની હકૂમત છે ત્યાંસુધી હિન્દની સનદી નોકરીમાં ગોરાઓનું ઓછામાં ઓછું તત્ત્વ અનિવાર્ય છે. આ સિદ્ધાંતથી હિન્દીઓ લાયક થાય, અને દેશની પરિસ્થિતિ અનુકૂળ હોય તો રાજ્યવહીવટના ઓદ્ધાઓની મોટી સંખ્યા હિન્દીઓને આપવામાં કંઇ વાંધો નડતો નથી.

મહારાણીના ઢંઢેરાનો આવો અર્થ કરવામાં આવ્યાથી દાદાભાઇએ ૧૮૮૭ ની સાલમાં મહારાણીના સુવર્ણમહોત્સવ પ્રસંગે અપાયલાં ગંભીર વચનો ટાંકી બતાવ્યાં હતાં.

લોર્ડ જ્યોર્જે તા. ૬ ઠ્ઠી ડીસેમ્બરે મિજાજ ગુમાવીને આપેલા જવાબમાં જણાવ્યું હતું કે:

"તમે મૂર્ખતાભર્યા અને આપદ્યાની રાજદ્રોહનો કાયદો પસાર થવા સંબંધી ઉલ્લેખ કરો છો. ફરીથી તમે ભ્રમણામાં ગોથાં ખાતાં જણાઓ છો. હિન્દનો રાજદ્રોહનો કાયદો આ દેશના કાયદા જેવો જ છે, અને યૂરોપની કોઇપણ મહાન સરકારના રાજદ્રોહના કાયદા કરતાં વધારે નરમ છે. તમે એમ માનતા લાગો છો કે છાપાંવાળાઓ દેશના સામાન્ય કાયદાના બંધન વિના પોતાના છાપાંઓ દ્વારા ખૂન, જુલમ, કોમીદ્રેષ અને હુલ્લડની હિમાયત કરવાને સ્વતંત્ર હોવાં જોઇએ. ફક્ત આવા અત્યાચારો માટે જ સજા કરવામાં આવે છે. તમે હિન્દની વધતી જતી ગરીબી અને તેનાં સાધનોનો ચાલુ વિનાશ કરતા વાર્ષિક શોષણની વાત કરો છો. હું ખાતરીથી કહું છુ કે આ પણ તમારી ભ્રમણા છે. છેલ્લાં પાંચ વર્ષમા ત્રણ વાર ચોમાસું નિષ્ફળ જવાથી ભયંકર દુકાળો પડયા હતા. તે સિવાય તમારા આક્ષેપોને ટેકો આપનારી કોઈ હકીકતો મળતી નથી. તમે હિન્દની સેવા બજાવવા માગો છો તે વિષે મને શક નથી, પણ એવી સેવા બજાવવા માટે ભ્રમણાઓ તજી દઇને હકીકતોનો સામનો કરવો જોઇએ."

દાદાભાઇ આ જવાબ ગૂપચૂપ ગળી જશે એવી હિન્દી પ્રધાને આશા રાખી હતી, પણ દાદાભાઇનું ખમીર નિરાળું હતું. તેમણે લોર્ડ જ્યોર્જને સ્પષ્ટ જણાવી દીધું હતું કે:

તમે મને કહો છો કે "તમે બ્રિટિશ હકૂમતના દિલોજાન હિમાયતી ગણાવવાનો દાવો કરો છો, અને તે જ વેળાએ મજકૂર હકૂમત ટકાવી રાખવા માટે અનિવાર્ય પરિસ્થિતિ અને પરિણામોને ધિક્કારી કાઢો છો."

આ પરથી જણાય છે કે તમે મારા વિચારો બરાબર જાણતા નથી. હું ફરીથી કહું છું કે પવિત્ર વચનોના માનભર્યા પાલન પર આધાર રાખતી બ્રિટિશ હકૂમતનો હું પ્રમાણિક હિમાયતી છું. હું હાલનું રાજતંત્ર ધિક્કારી કાઢું છું કે જે બ્રિટિશ નથી પણ અબ્રિટિશ, આપખુદ, અને નાશકારક છે, અને જે શાહી વચનો પર આધાર રાખવાનો ડોળ કરે છે, પણ વ્હેવારમાં તેનો ભંગ કરે છે. હિન્દમાં બ્રિટિશ હકૂમત નિભાવવા માટે તમે જે શરતોને જરૂરી ગણો છો તે શરતો હિન્દમાં બ્રિટિશ હકૂમતને નિભાવવાને બદલે તેનો નાશ કરનારી છે.

**આ પત્રનો કંઈ જવાબ મળ્યો નહિ. પણ દાદાભાઈ તેથી નિરાશ થયા નહોતા. મહારાણી વિકટોરિયાનું મરણ થતાં એ મહાન સમ્રાજ્ઞીની હિન્દ માટેની અભિલાષા પાર પાડવા માટે પ્રયત્ન કરવાની તેમણે લૉર્ડ જ્યૉર્જને અરજ કરી (ફેબ્રુઆરી. ૨૯, ૧૯૦૧):**

જો કે વહાલાં મહારાણી ચાલ્યા ગયાં છે પણ તે નામદાર પોતાનું વસીઅતનામું મૂકી ગયાં છે. આ વસીઅતનામું નામદાર મહારાણી અને મહાન બ્રિટિશ પ્રજાને શોભાવે એવો હિન્દને તે નામદારે આપેલો ઉમદા અને ભવ્ય વારસો છે.......તેમના પુત્ર અને આપણા નવા સમ્રાટે તેમની પહેલી કાઉન્સિલ સમક્ષ અને જગત સમક્ષ તમારી મારફતે બહાર પાડેલા ઢંઢેરામાં, અને પાર્લામેન્ટ સમક્ષના પોતાના પહેલા ભવ્ય ભાષણમાં ત્રણ ત્રણ વાર જાહેર કર્યું છે કે તે નામદાર પોતાના ભલા માતુઃશ્રીને પગલે ચાલનાર છે. હવે પછી તે ભવ્ય અને ગૌરવશીલ વસી-અતનામાનો અમલ કોણ કરનાર છે ? નામદાર મહારાણીએ પ્રાર્થના કરી હતી કે "સર્વશક્તિમાન પરમાત્મા અમને અને અમારા તાબા નીચેના સત્તાધીશોને અમારી પ્રજાના કલ્યાણ માટેની અમારી ઇચ્છાઓ પાર પાડ-વાનું સામર્થ્ય બક્ષો." અને આ "અમારા તાબા નીચેના સત્તાધીશો" કોણ છે ? તમે આ સત્તાધીશોના ઉપરી છો......તમે આ મહાન જવાબદારી અદા કરવા તૈયાર થશો ?

કાં તો નામદાર મહારાણીનાં ગંભીર વચનોનું પાલન કરવું અથવા તેનો ભંગ કરીને તેનાં પરિણામો ભોગવવા તૈયાર થવું—આ બે જ રસ્તા હિન્દી પ્રધાન સમક્ષ ખુલ્લા પડેલા છે, એમ કહ્યા પછી દાદાભાઈએ લોર્ડ જ્યોર્જની ખાનદાની, ન્યાયવૃત્તિ, અને કર્તવ્યપરાયણતાને અપીલ કરી છેવટે ખાતરી આપી હતી કે તેમની એક માત્ર ઇચ્છા બ્રિટન અને હિન્દને બ્રિટિશ ધોરણ પર એકત્ર રાખવાની હતી.

આ પત્રની પહોંચ સ્વીકારવામાં આવી હતી, પણ હિન્દ તરફથી બ્રિટિશ સરકારની ફરજો સંબંધી હિન્દી પ્રધાનના તા. ૬ ઠ્ઠી ડિસેમ્બરના પત્રનો હવાલો આપવામાં આવ્યો હતો.

પણ હજી લોર્ડ જ્યોર્જ હેમીલ્ટને માટે એક પદાર્થપાઠ બાકી હતો. તા. ૭ મી જૂન ૧૯૦૧ ના "ઇન્ડિયા" પત્રમાં "હકીકત અને ભ્રમણા"ના મથાળા નીચે નીચલી બિના પ્રગટ થઈ હતી.

ભ્રમણા: હિન્દનો દુકાળ ખોરાકનો દુકાળ હતો.

હકીકત: હિન્દનો દુકાળ પૈસાનો દુકાળ છે.

તા. ૨૬ મી જુલાઇ ૧૯૦૦ ને દિને લોર્ડ જ્યોર્જ હેમીલ્ટને આમની સભામાં કહ્યું હતું કે હિન્દી સરકારને ખાધાખોરાકી પૂરી પાડવા સંબંધી નડતી મુશ્કેલી ઘણી નજીવી છે. હિન્દના મહાન ખંડમાં હંમેશાં દુકાળનાં વરસોમાં સુદ્ધાં જોઇએ તેટલો ખોરાક હોય છે.

તા. ૨૧ મી જુને એ જ પત્રમાં એ જ મથાળા નીચે એવી વાત પ્રગટ થઇ હતી કે ઇન્ડિયા ઓફિસનો ખર્ચ યુનાઇટેડ કિંગ્ડમના કર ભરનારાઓ આપે છે એ વાત ભ્રમણારૂપ છે; જ્યારે ખરી હકીકત એ છે કે મજકૂર ખર્ચ હિન્દને માથે પડે છે.

નોકરશાહીએ આ રીતે હિન્દની અભિલાષાઓ કચરી નાખી હતી. પણ નામદાર શહેનશાહ સાતમા એડવર્ડના હિન્દી પ્રજા જોગા સંદેશાથી દાદાભાઇના દિલમાં ફરીથી આશાનાં કિરણો પ્રગટયાં,

જે "ટ્રિબ્યુન" અને "મોર્નીંગ લીડર" (૨૨ ફેબ્રુઆરી ૧૯૦૬)માંના તેમના પત્રો પરથી સૂચિત થાય છે.

પાર્લામેન્ટના ગઈ કાલના કામકાજ પરથી હું કહેવાની હિમ્મત કરું છું કે ઘણા જ લાંબા સમયથી એક ઘણો જ ગભીર અને અગત્યનો સવાલ ઉકેલાયો નથી. એ સવાલ એ છે કે બ્રિટિશ હકૂમતમાં હિન્દના કરોડો માણસો મરકી અને દુકાળથી નાશ પામે છે. બ્રિટિશ પ્રજાની કર્તવ્યભાવના અને મનુષ્યત્ત્વ તરફની ફરજ આ સવાલનો ખરો ઉકેલ કરવા કદી પણ તૈયાર થશે ખરી? કોઈ દૈવી પ્રેરણાથી નામદાર શહેનશાહ પોતે અજાણપણે આખર ઉપાયનો ઉલ્લેખ કરે છે.*

---

* શહેનશાહ સાતમા એડવર્ડે એમ જણાવ્યું હતું કે દક્ષિણ આફ્રિકાના સંસ્થાનોમાં તથા પોતાની આખી સલ્તનતમાં સ્વરાજ્યની સંસ્થાઓ સ્થાપવાને પરિણામે પ્રજા આબાદ થવા પામશે.



## પ્રકરણ ૩૧ મું

### દક્ષિણ આફ્રિકાના હિન્દીઓ

ઓગણીસમી સદીની અધવચમાં દક્ષિણ આફ્રિકા ગોરા વસાહતીઓનું હતું. તેઓને કોઇ વાતની કમી ન હતી. પણ આફ્રિકામાં જોઇએ તેવા મજૂરો મળતા ન હતા. આ કારણથી નાતાલના બગીચાવાળાઓએ હિન્દી મજૂરો મેળવી આપવા હિન્દી સરકારને અરજ કરી, અને તા. ૧૬ મી નવેમ્બર ૧૮૬૦ ને દિને કલકત્તા અને મદ્રાસના બારાંમાંથી ગીરમીટિયા મજૂરોની પહેલી ટૂકડી આફ્રિકા રવાના થઇ. આ દિવસે દક્ષિણ આફ્રિકાની આખી ગોરી વસતી અને હિન્દની પ્રજા વચ્ચે કુસંપ અને કડવાશના બી રોપાયાં, કે જેમાંથી ૧૯૦૭ ની સાલમાં મહાત્મા ગાંધીની સરદારી નીચે સત્યાગ્રહની લડતનો જન્મ થયો હતો. ગાંધીજી તે વખતે એક જુવાન બૅરિસ્ટર હતા, અને પોતાના અસિલોના નાના મંડળની બહાર બહુ જાણીતા ન હતા.

ગીરમીટિયા મજૂરોની સાથે નાના હિન્દી વેપારીઓ અને તેઓના નોકરો પણ નાતાલ, ટ્રાન્સવાલ, ઓરેન્જ ફ્રી સ્ટેટ, અને કેપ કોલોનીમાં ગયા. તેઓ સાદી જિંદગી ગાળનારા અને કરકસરિયા હોવાથી સામાન્ય રીતે આબાદ થતા ગયા. ગીરમીટની મુદત પૂરી થયા પછી ઘણા ખરા ગીરમીટિયાઓ પણ ખેડૂતો, પરચુરણ કારીગરો અને વેપારીઓ તરીકે આફ્રિકામાં ઠરીઠામ થવા લાગ્યા. ગોરાઓએ આવી પરિસ્થિતિની વકી રાખી ન હતી. તેઓની દાનત તો એવી હતી કે હિન્દના મજૂરો તેઓની જિંદગીભર ગુલામી કરે અથવા ગીરમીટની મુદત પૂરી થયા પછી આફ્રિકામાંથી વિદ થઇ જાય. નાના નાના ખેડૂતો અને વેપારીઓ તરીકે વસાડ ગોરાઓ સાથે તેઓ નજીવી હરીફાઇમાં ઊતરે એ વિચ

તેઓના મગજમાં પ્રવેશ્યો નહોતો. જો હિન્દની ગંજાવર વસ્તીમાંથી દર વરસે હજાર–પાંચ હજાર મજૂરો પણ આફ્રિકામાં આવતા રહે તો થોડાંક વરસ પછી ગોરાઓની હાલત કેવી થશે?–આ સવાલ ઊભો થતાંની સાથે ગોરાઓએ "એશિયાટિકોને હાંકી મૂકવા"ની માંગ પૂકારવાનું શરૂ કર્યું.

કેટલાકોએ ગીરમીટિયા મજૂરોને ગીરમીટની મુદત પૂરી થતાં ફરજિયાત હિન્દ મોકલી આપવાની સૂચના કરી. બીજાઓએ પાંચ વરસની ગીરમીટની મુદત પૂરી થતાં મજૂરોને ફરીથી ગીરમીટિયા થવાની ફરજ પડે તે માટે તેઓ પર ભારી માથાવેરો નાખવાની હિમાયત કરી. હિન્દી સરકારે આવી દુષ્ટ માગણી મંજૂર કરવાની ના પાડી, અને નાતાલ તાજના તાબા નીચેની વસાહત હોવાથી બ્રિટિશ શહેરીઓ તરીકેના હિન્દીઓના હક્ક પર ત્રાપ મારવાની સૂચનાને બ્રિટિશ સરકારે પણ મંજૂરી આપી નહિ. આ કારણથી નાતાલ માટે સ્વરાજ્ય મેળવવાની ચળવળ શરૂ કરવામાં આવી, અને ૧૮૯૩ માં નાતાલ સ્વતંત્ર થયું.

ટ્રાન્સવાલમાંથી હિન્દીઓને હાંકી કાઢવા માટે આ જ પ્રકારની ચળવળ શરૂ થઇ; પણ ટ્રાન્સવાલ સ્વતંત્ર પ્રજાસત્તાક રાજ્ય હોવાથી કેટલાક આગેવાન હિન્દીઓ પ્રેસિડેન્ટ ક્રુગરને મળવા ગયા. પ્રેસિડેન્ટ ક્રુગરે તેઓને પોતાના મકાનમાં પણ દાખલ થવા ન દીધા. તેણે હિન્દી આગેવાનોને ઘરના ઓટલાની બહારની જગ્યામાં ઊભા રાખ્યા. બ્રિટિશ શહેરીપણાની આ પ્રજાસત્તાક રાજ્યમાં કંઇ કિંમત નહોતી. તે વખતે લંડન કન્વેન્શનની રૂએ બોઅરો અને બ્રિટિશો વચ્ચે એવા કરાર હતા કે ટ્રાન્સવાલના દેશીઓ સિવાય તેમાં વસતા બધા લોકોને કાયદાની નજરે સમાન ગણવા. આ કરાર હસ્તીમાં હોવા છતાં ૧૮૮૫ માં વોકસ રાડે એવો જુલમી કાયદો પસાર કર્યો કે ટ્રાન્સવાલમાં વેપાર કરવા માટે વસવા માંગતા હરેક હિન્દીએ ૨૫ પાઉન્ડની ફી આપી પોતાનું નામ રજિસ્ટર કરાવવું. આ કાયદાએ હિન્દીઓને જમીનની માલિકી મેળવવાની



ગાંધીજી દક્ષિણ આફ્રીકામાં ( ૧૯૦૦ )

પણ મના કરી હતી. પાછળથી રેજિસ્ટ્રેશનની ફી ઘટાડીને ત્રણ પાઉન્ડની કરવામાં આવી હતી; જમીનની માલિકી ધરાવવાની મના પણ રદ થઇ હતી પણ તેને બદલે એવી ગોઠવણ કરવામાં આવી હતી કે ટ્રાન્સવાલની સરકારે 'હિન્દીઓના વસવાટ માટે નક્કી કરેલા લત્તાઓમાં જ તેઓ સ્થાવર મિલકત ધરાવી શકશે. આ "અસ્પૃશ્યો"ના વસવાટ માટે એવી જગ્યા નકકી કરવામાં આવી કે જે શહેરથી ઘણી દૂર હતી, જ્યાં પાણી તથા આરોગ્યનાં સાધનો અને દીવાબત્તી વગેરેની સગવડ ન હતી. વેપારને અંગેની અદેખાઇને લીધે જ હિન્દીઓ પર આવા અંકુશ મૂકવામાં આવ્યા હતા, પણ "આરોગ્યની તાત્કાલિક જરૂરિયાત"ના બહાના નીચે આવા અન્યાયને યોગ્ય ઠરાવવાની કોશિશ કરવામાં આવી હતી.

ઓરેન્જ ફ્રી સ્ટેટમાં હિન્દીઓના હાલ સૌથી બૂરા હતા. ત્યાં એક સખત કાયદાથી એવી ગોઠવણ કરવામાં આવી હતી કે કોઇ પણ હિન્દી કોઇ પણ કારણસર સ્થાવર મિલકત ધરાવી શકશે નહિ, વેપાર અથવા ખેતી કરી શકશે નહિ, તેમ જ રાજ્યમાં મતાધિકાર ભોગવી શકશે નહિ. અપવાદ જેવા બનાવમાં કોઇ કોઇ હિન્દીને મજૂર અથવા હૉટલના વેઇટર તરીકે રાજ્યમાં વસવા દેવાની ત્યાંની સરકાર "મહેરબાની" કરતી હતી.

કેપટાઉનમાં પણ હિન્દીઓ પર ચોકકસ અંકુશો મૂકાયા હતા. દાખલા તરીકે તેઓનાં બાળકો જાહેર શાળાઓમાં ભણી શકતાં નહિ. લાંબા વખત સુધી ત્યાં વેપાર કરવાની અથવા મિલ્કત મેળવવાની મના ન હતી, પણ ૧૮૯૨ ના કાયદાથી બ્રિટિશ હિન્દીઓ સાથે સઘળા રંગીન લોકોના નાગરિક તરીકેના સઘળા હકકો છીનવી લેવાયા હતા.

હજી આફ્રિકાની ભૂમિપર મહાત્મા ગાંધીનાં પનોતાં પગલાં પડયા નહોતાં. જુલમી કાયદાઓની સામે પ્રજાને જાગૃત કરનાર કોઇ રાજદ્વારી કે ધાર્મિક નેતા તે વખતે આફ્રિકામાં નહોતો. છતાં સંસ્થાનોમાં નાગરિક ધર્મ પર ત્રાપ મારનારા કાયદાની સામે

થવાનું સ્વમાન ધરાવનારા કેટલાક હિન્દીઓ હતા. તેઓએ કિંબરલીના સોડાવૉટરના કારખાનાના માલિકો અલી બ્રધર્સ એન્ડ કુંપનીવાળા એચ. ઓ. અલીના પ્રમુખપણા નીચે "કલર્ડ એજિટેશન કમિટી" નામની સંસ્થાની કેપ કોલોનીમાં સ્થાપના કરી. આ સંસ્થાએ પોતાની અરજ વડા પ્રધાનને મળે તે દરમ્યાન આ જુલમી કાયદાને મહારાણીની મંજૂરી ન મળે તે માટે તે વખતના વડા પ્રધાન મિ. ગ્લેડસ્ટન પર તાર કર્યો. સાથે સાથે મિ. અલીએ દાદાભાઈ પર પત્ર લખી (સપ્ટેમ્બર ૧૨, ૧૮૯૨) તેમને ખબર આપી કે મજકુર કાયદા સામે વિરોધ દર્શાવવા માટે કેપટાઉન, કિમ્બરલી, કિવન્સટાઉન અને કિંગ વિલિયમ ટાઉનમાં ગંજાવર સભાઓ મળી હતી, અને તેઓની અરજીઓનો શાહી સરકાર તરફથી ન્યાયી ફેંસલો કરવામાં ન આવે ત્યાં સુધી તેને શાહી મંજૂરી ન મળે તે માટે પ્રયાસ કરવાની લોર્ડ રિપનને અરજ કરવામાં આવી હતી.

દાદાભાઈએ સંસ્થાન ખાતાના પ્રધાન લોર્ડ રિપન સમક્ષ આ બીના વગર વિલંબે રજૂ કરી. તા. ૨૪ મી ઑકટોબરે અલીએ દાદાભાઈ પરના પત્રમાં જણાવ્યું કે ૧૦૩૪૧ સહી સાથેની એક અરજી સંસ્થાનના ગવર્નર લેફટેન્ટ જનરલ સી. ડબ્લ્યુ. કેમેરોન સમક્ષ ઇંગ્લેંડ રવાના કરવા માટે પેશ કરવામાં આવી હતી. આજ સમય દરમ્યાન હાજી મહમદ હાજી દાદા એન્ડ કંપની તરફથી નાતાલના હિન્દીઓની ફરિયાદોની એક લાંબી ટીપ દાદાભાઈ પર મોકલવામાં આવી. ૧૮૯૧ ની શરૂઆતથી આ પેઢી હિન્દી રાજદ્વારી એજન્સીના સમાગમમાં રહી હતી કે જેના દાદાભાઈ અને ડીગબી આગેવાન હતા. તેઓ બ્રેડલોને મળ્યા. બ્રેડલોએ બ્રિટિશ હિન્દી રૈયત માટે સ્વતંત્ર વેપાર અને પ્રવાસની સલામતી માટે પાર્લામેન્ટમાં સવાલો પૂછયા. ૧૮૯૧ ની પાર્લામેન્ટની બેઠકમાં બ્રેડલો આ સવાલ સંબંધી તીવ્ર લડત ચલાવવા માગતા હતા. પણ તેમના અવસાનથી હિન્દ અને દક્ષિણ આફ્રીકાના હિન્દીઓએ એક બળવાન મિત્રની સેવા ગુમાવી દીધી. હિન્દી નેતાઓએ તે પછી સી. એ. વી. કોનિ-

બિયર નામના બીજા એમ. પી. ની મદદ માગી, અને તેઓ પરિસ્થિતિની તપાસ કરવા માટે જાતે દક્ષિણ આફ્રિકા ગયા. દરમ્યાન ઇંગ્લેંડમાં "ઇન્ડિયા" પત્રની ચળવળ ચાલુ જ હતી.

ટ્રાન્સવાલમાંના હિન્દી વેપારીઓએ તા. ૧૩ મી ઓકટોબરે દાદાભાઇને તારથી ખબર આપી કે જાહેરમાં હિન્દીઓને વેપાર ધંધો કરવાની મના કરનારો ૧૮૮૫ નો ત્રીજો કાયદો અમલમાં મૂકવાની માગણી કરનારો ઠરાવ વોકસરાડે પસાર કર્યો હતો, અને તેઓએ પોતાની હિન્દી રૈયતનું રક્ષણ કરવાની નામદાર મહારાણીને વિનંતિ કરી હતી. દક્ષિણ આફ્રિકાના પ્રજાસત્તાક રાજ્ય અને ઓરેન્જ ફ્રી સ્ટેટમાં હિન્દીઓની હાલત સબંધીના બીજા પત્રો પણ દાદાભાઇને મળ્યા, અને તે બધા તેમણે લોર્ડ રિપન પર મોકલી આપી હિન્દીઓને ન્યાય આપવા બનતું કરવાની વિનંતિ કરી.

આ સવાલ ઘણો નાજુક હતો. લોર્ડ રિપને એક પત્રમાં વધુ વિગતો મોકલવાની માગણી કરી. બીજા પત્રમાં તેમણે જણાવ્યું કે ટ્રાન્સવાલ બ્રિટિશ હકૂમત નીચેનો મુલક ન હતો. એક અંગત પત્ર (જાન્યુઆરી ૩૦, ૧૮૯૩) માં તેમણે જણાવ્યું કે "તમે જાણો છો તેમ દક્ષિણ આફ્રિકાનું પ્રજાસત્તાક રાજ્ય સ્વતંત્ર રાજ્ય હોવાથી આ સવાલ સંબંધી ફકત મંત્રણા જ ચલાવી શકાશે."

લોર્ડ રિપન દક્ષિણ આફ્રિકાની સરકારને સમજાવવા માટે સઘળી મુત્સદ્દીગીરી ને લાગવગ વાપરી રહ્યા હતા. તા. ૨૨ મી ફેબ્રુઆરીના પત્રમાં તેમણે દાદાભાઇને હાજી મહમદ હાજી દાદા એન્ડ કંપનીને ખબર આપવાની અરજ કરી કે દક્ષિણ આફ્રિકામાંનાં નામદાર સમ્રાજ્ઞીના હાઇ કમિશ્નરે દક્ષિણ આફ્રિકાના પ્રજાસત્તાક રાજ્ય અને ઓરેન્જ ફ્રી સ્ટેટમાં વસતા હિન્દી વેપારીઓના લાભ માટે વારંવાર પોતાની લાગવગ વાપરી હતી. બ્રિટિશ સરકાર આ સવાલ સંબંધી લાગતી વળગતી સરકારો સાથે પત્રવહેવાર ચલાવતી હતી, અને નામદાર મહારાણીની હિન્દી રૈયતને મહારાણીની બીજી રૈયતના જેવો જ દરજ્જો મળે તે જોવાની સરકારની ઇચ્છા હતી

આ બાબતમાં શું ચાલી રહ્યું હતું તેની દાદાભાઇને માહિતી આપવા માટે લોર્ડ રિપને નાતાલની સરકાર પર રવાના કરેલા પત્રની નકલ તેમના પર મોકલી આપી હતી. (એપ્રીલ ૨૬) લોર્ડ રિપન જેવા દીર્ઘદર્શી અને દિલસોજ મુત્સદ્દીએ હિન્દીઓ તરફનો ગેરવર્તાવ દૂર કરાવવા માટે પોતાથી બનતું કર્યું હતું. પણ દક્ષિણ આફ્રિકાની સરકાર કોઇને દાદ આપવા માગતી ન હતી. આખરે આફ્રિકામાં એક એવો દૂરઅંદેશીવાળો નેતા આવી પ્હોંચ્યો કે જેણે પોતાના વતનથી દૂર પડેલા પોતાના લાચાર દેશબંધુઓને હિંસા કર્યા વિના સત્યને માટે વિજય મેળવવામાં આત્મબળની સચોટ અસરનો ભેદ સમજાવ્યો.

૧૮૯૩ ના એપ્રિલ માસમાં મહાત્મા ગાંધી ફકત ધંધાદારી કામ સર દક્ષિણ આફ્રિકા ગયા હતા. રેલ્વે ટ્રેનમાં મુસાફરી કરતાં તેમને નડેલી હાડમારીઓ, ઠેકઠેકાણે તેમનું થયેલું અપમાન, તેઓ હિન્દી હોવાને કારણે તેમના પર થયેલો હુમલો, આ બધાંથી તેમને એવો ધિક્કાર છૂટયો કે પ્રથમ તો તેમને આફ્રિકા છોડી જવાનો વિચાર આવ્યો, પણ તેમણે જે કામ માથે લીધું હતું તેનું શું કરવું ? એ કામ પાર પાડયા વિના કેમ ચાલ્યા જવાય ? હજી તેમણે આ સંબંધી પાકો નિશ્ચય કર્યો ન હતો તેટલામાં એક રાતે મારિસબર્ગમાં ગોરા પોલિસ કોન્સ્ટેબલે તેમને ટ્રેનના ડબ્બામાંથી ધકકા મારી બહાર કાઢયા. તે જ રાતે તેઓ એવા નિર્ણય પર આવ્યા કે હવે હિન્દ નાસી જવામાં ભીરુતા રહેલી છે. આથી વધુ અપમાન સહન કરી તેઓ પ્રિટોરિયા ગયા, અને પોતાના કામે લાગ્યા.

૧૮૯૪ ની શરૂઆતમાં ગાંધીજી હિન્દ પાછા ફરવાની તૈયારી કરતા હતા તેટલામાં તેમને ખબર પડી કે નાતાલની સરકાર હિન્દીઓનો મતાધિકાર છિનવી લેવાનું બિલ દાખલ કરવાની અણી પર હતી. ગાંધીજીએ હિન્દીઓને પોતાના હક્ક પર પડતી ત્રાપની સામે થવાની સલાહ આપી. "તમે અહીં રહીને અમને મદદ કરો,"

એવી હિન્દીઓએ તેમને વિનંતિ કરી. તે જ સમે ગાંધીજીએ નાતાલની ધારાસભા સમક્ષ રજૂ કરવા માટેની અરજી ઘડી કાઢી. ત્યાર પછી તેમણે નાતાલ ઇન્ડિયન કોંગ્રેસની સ્થાપના કરી. ફક્ત દક્ષિણ આફ્રીકામાં જ નહિ પરંતુ ઇંગ્લેન્ડમાં પણ સત્તાવાળાઓની દુષ્ટતા સામે લડત ચલાવવા માંડી. હિન્દી નેશનલ કોંગ્રેસની બ્રિટિશ કમિટીના પ્રમુખ વેડરબર્ન અને સભ્ય દાદાભાઇ પર દર અઠવાડિયે પત્રો રવાના થવા લાગ્યા. જ્યારે અરજીની નકલો મોકલવાની જરૂર હોય ત્યારે ગાંધીજી ટપાલ અને બીજા ખર્ચ માટે દાદાભાઇ પર ઓછામાં ઓછા ૧૦ પાઉન્ડ મોકલતા હતા.

દાદાભાઇ તરફથી રાજીખુશીથી મળેલી મદદનો સ્વીકાર કરતાં ગાંધીજી "દક્ષિણ આફ્રિકાનો સત્યાગ્રહ"માં લખે છે: —

> તેઓ કમિશનના પ્રમુખ ન હતા, પણ અમને એમ લાગ્યું કે તેમના પર પહેલા પૈસા મોકલી આપવા, અને તેઓ પોતે પ્રમુખ પર પાછળથી પૈસા મોકલી આપે તે યોગ્ય છે. પણ દાદાભાઇએ પહેલો જ હપ્તો પાછો મોકલી આપી સૂચના કરી કે બ્રિટિશ કમિટી માટેના પૈસા અમારે સીધા સર વિલિયમ વેડરબર્ન પર જ મોકલી આપવા. અમે જો સર વિલિયમની મારફતે કમિટી પાસે જઇશું તો કમિટીની પ્રતિષ્ઠા વધવા પામશે એમ તેમણે અમારા પર લખ્યું હતું.

ગાંધીજીએ દાદાભાઈ પર લખેલા પહેલા પત્ર (૫, જુલાઇ ૧૮૯૪) માં તેમણે પોતાને વિષે શરમાળપણે ખુલાસો કરેલો હોવાથી તે ખાસ રસભર્યો ગણાશે:

> હું મારે માટે ફક્ત બે બોલ લખીશ. હું જુવાન અને બિન-અનુભવી હોવાથી ભૂલને પાત્ર છું. મેં મારા ગજા ઉપરાંતની જવાબદારી માથે ઊઠાવી છે. આ કામ હું કંઈ પણ મહેનતાણું લીધા વિના કરું છું. આ ઉપરથી તમે જોઈ શકશો કે મેં હિન્દીઓને ભોગે શ્રીમંત થવા માટે મારા ગજા ઉપરાંતની જવાબદારી ઉપાડી નથી. આ કામ કરી શકે એવો હું એકલો જ હિન્દી છું. આથી એક પિતા પોતાના પુત્રને સલાહ આપે તે પ્રમાણે તમે મને દોરવાની મહેરબાની કરશો તો હું તમારો ઘણો આભારી થઇશ.

આ નમૂનો છે. પણ દાદાભાઈને મન આ બધી સેવા માતૃભૂમિની સેવા હતી, અને તે સેવા તેઓ ખુશીથી બજાવતા હતા.

૧૮૯૫ ના ઓગસ્ટની ૨૯ મી તારીખે હિન્દી રાજકીય કોંગ્રેસની બ્રિટિશ કમિટીના ડેપ્યુટેશને સંસ્થાનખાતાના પ્રધાન જોસફ ચેમ્બરલેનની મુલાકાત લીધી હતી. આ પ્રસંગ માટે દાદાભાઈએ દક્ષિણ આફ્રિકાવાસી હિન્દીઓની ફરિયાદોનું નિવેદન તૈયાર કરી તેનો જાહેર પ્રજામાં પ્રચાર કર્યો હતો. દક્ષિણ આફ્રિકાની સરકારને આરોગ્યના રક્ષણ માટે હિન્દીઓની વિરુદ્ધ કાયદા ઘડવા પડયા હતા એ દલીલનું પોકળપણું તેમણે પોતાના નિવેદનમાં સાબિત કરી આપ્યું હતું. તેમણે પ્રિટોરિયા અને જોહાન્સબર્ગમાં વસતા ત્રણ યુરોપિયન ડૉકટરોનાં સર્ટિફિકેટો રજૂ કર્યાં. આમાંના એક ડો. એચ. પ્રાયર વિલે જણાવ્યું હતું કે ૧૮૯૦ થી ૧૮૯૫ માં તેણે પ્રિટોરિયામાં વસતા હિન્દીઓમાં પ્રેક્ટિસ કરી હતી, અને તેઓ સામાન્ય રીતે શારીરિક શુદ્ધિ જાળવનારા તથા ગંદકી અને બેદરકાર ટેવોથી થતા રોગોથી મુકત માલમ પડયા હતા; તેઓનાં મકાનો સામાન્ય રીતે સ્વચ્છ હતાં, અને આરોગ્યના નિયમો તેઓ રાજી-ખુશીથી પાળતા હતા.

> વર્ગો સંબંધી વિચાર કરતાં હલકામાં હલકા વર્ગના હિન્દીઓ હલકામાં હલકા ગોરાઓ કરતાં વધારે સારી રીતે આરોગ્યના નિયમો જાળવતા હતા. મેં એ પણ જોયું છે કે જ્યારે શહેર અને જીલ્લામાં શીતળાનો રોગ ફાટી નીકળ્યો હતો ત્યારે દરેક દેશના એકથી વધુ માણસો શીતળાના ભોગ થયા હતા. પણ એક પણ હિન્દીને એ રોગનો ચેપ લાગ્યો નહોતો.

બીજા ડોકટરોનો અભિપ્રાય પણ એવો હતો કે હિન્દી વસાહતીઓની રીતભાત તેઓના દરજ્જાના ગોરાઓ જેટલી જ સ્વચ્છ હતી. હિન્દીઓના મતાધિકાર છિનવી લેનારા જુદા જુદા કાયદાઓ સંબંધી ઉલ્લેખ કરી દાદાભાઈએ નિવેદનમાં જણાવ્યું હતું કે આ કાયદાઓ દક્ષિણ આફ્રિકાની બ્રિટિશ હિન્દી રૈયતના હકકો પર સીધી

રીતે અને સલ્તનતના બીજા સંસ્થાનોમાં જતા હિન્દીઓના હકકો પર આડકતરી રીતે ત્રાપ મારનારા હતા.

ડેપ્યુટેશન તરફથી આ હકીકતો અને દલીલો સંસ્થાનખાતાના પ્રધાન સમક્ષ રજૂ કરવામાં આવતાં તેમણે વસવાટ પરનો અંકુશ દૂર કરવા માટે ટ્રાન્સવાલની સરકારને વિનંતિ કરવાનું વચન આપ્યું હતું. ટ્રાન્સવાલની સરકાર પરદેશી સરકાર હોઇ બ્રિટનની મિત્ર હોવાથી તેમનાથી વધુ થઇ શકે તેમ ન હતું. કેપ કોલોનીના હિન્દીઓનો મતાધિકાર છિનવી લેનારા કાયદા સામે અપીલ કરવાનું તેમણે વચન આપ્યું હતું. એમ છતાં તેમાં સફળતા મળવી મુશ્કેલ હતી. નાતાલના હિન્દીઓનો મતાધિકાર છિનવી લેનારો કાયદો નામંજૂર કરવાની તેમણે ખાતરી આપી હતી. વેપારી પરવાના અને સ્થાવર મિલ્કતની માલિકીના બીજા સવાલોની ચર્ચા મુલતવી રાખવામાં આવી હતી.

"ટાઇમ્સ"માં આ ડેપ્યુટેશનને મોટે ભાગે પારસીઓના ડેપ્યુ-ટેશનની ઉપમા આપવામાં આવ્યાથી દાદાભાઇએ તરત જ રદિયો આપી દીધો કે તેમાં ફક્ત બે પારસી, ચાર હિન્દુ, અને બે મુસલમાનો હતા.

તા. ૭ મી ઓકટોબરે દક્ષિણ આફ્રિકાના પ્રજાસત્તાક રાજ્યની ધારાસભાએ (Volksraad) જાહેર કર્યું કે બ્રિટિશ સરકાર અને પ્રજાસત્તાક સરકાર વચ્ચેના કરારમાંની બ્રિટિશ રૈયતની કલમ ફક્ત ગોરાઓને જ લાગુ પડે છે. બ્રિટિશ ઇન્ડિયન ડિફેન્સ કમિટીએ આવા દુષ્ટ ભેદભાવ સામે પ્રચંડ વિરોધ બતાવી પોતાની અરજી દાદાભાઇ પર મોકલી આપી, અને દાદાભાઇએ તે પોતાના પત્રની સાથે સંસ્થાનખાતાના પ્રધાન પર રવાના કરી દીધી.

આ રીતે દાદાભાઇએ આ સવાલ સંબંધી સત્તાવાળાઓ સાથે સતત પત્રવહેવાર ચલાવવા છતાં કંઇ પરિણામ આવ્યું નહિ. દક્ષિણ આફ્રિકાનાં સંસ્થાનોમાં એશિયાટિકોની સામે ફાટી નીકળેલા જુલાળને અટકાવવા માટે કંઇ ગંભીર પગલાં ભરવામાં આવ્યાં નહિ.

આખરે ડાઉનીંગ સ્ટ્રીટમાંથી (૧૩ નવેમ્બર ૧૮૯૭) એવી મતલબની જાહેરાત થઈ કે સંસ્થાનખાતાના પ્રધાન મિ. ચેમ્બરલેન મતાધિકાર સંબંધના નાતાલના કાયદાઓ નામંજુર કરવાને નામદાર મહારાણીને સલાહ આપવાને તૈયાર નથી. પણ જ્યારે ઇમિગ્રેશન એક્ટ પસાર કરવામાં આવ્યો ત્યારે જે હિન્દીઓ નાતાલમાં વસતા હતા તેઓના હકો સુરક્ષિત રાખવા સંબંધી તેઓ નાતાલની સરકાર સાથે પત્રવહેવાર ચલાવતા હતા આ સમય દરમ્યાન ગાંધીજી હિન્દ આવ્યા હતા, અને તેમણે આફ્રિકાવાસી હિન્દીઓની હાલતની પોતાના દેશબંધુઓને માહિતી આપી હતી. તેમણે એ સંબંધમાં લખેલી પત્રિકા, અને મુંબઇ, પૂના, મદ્રાસ, અને કલકત્તામાં કરેલાં ભાષણોની ગંભીર અસર થવા પામી, અને ૧૮૯૬ ના ડિસેમ્બરમાં ફિરોજશાહ મહેતાએ આખો કેસ લોર્ડ જ્યોર્જ હેમિલ્ટન પર રવાના કરવામાં આવેલી અરજીમાં રજૂ કર્યો હતો.

પણ તેથી દક્ષિણ આફ્રિકાની સરકાર હિન્દીઓ વિરુદ્ધના કાયદાઓ ઘડતી અટકી નહિ. આથી હિન્દીઓએ બ્રિટિશ સરકાર અને બ્રિટિશ મિત્રો સમક્ષ પોતાની ફરિયાદો રજૂ કરવા પોતાના પ્રતિનિધિ મનસુખલાલ નાઝરને ઇંગ્લેન્ડ મોકલ્યા. મિ. નાઝર દાદાભાઇ અને કોન્ગ્રેસની બ્રિટિશ કમિટીના બીજા સભ્યોના ગાઢ સમાગમમાં રહ્યા, અને તેમણે બ્રિટિશ પ્રજા, ઇન્ડિયા ઓફિસ અને કોલોનીઅલ ઓફિસની પણ સહાનુભૂતિ મેળવી મિ. નાઝર દક્ષિણ આફ્રિકા પાછા ફર્યા ત્યારે નાતાલમાં વસતા બ્રિટિશ હિન્દીઓની કમિટીએ દાદાભાઇએ આફ્રિકાવાસી બ્રિટિશ હિન્દીઓની લડતને આપેલા સુંદર ટેકાની નોંધ લીધી હતી. કમિટીના ઓનરરી સેક્રેટરી તરીકે ગાંધીજીએ મજકૂર ઠરાવની નકલ દાદાભાઇ પર રવાના કરતી વખતે લખેલા કાગળમાં નીચે મુજબ લખ્યું હતું: (ઓગસ્ટ ૨૦, ૧૮૯૮).

મહેરબાની કરી તમો તમારી એક છબી અમારા પર મોકલી આપશો. હિન્દના નેતાઓ અને ખાસ કરીને આ ભાગના હિન્દીઓ

માટે કામ કરતા હિન્દીઓની છબીઓ મૂકવાનો અમે લાંબા વખતથી વિચાર કરતા હતા.

બોઅર લડાઇ પહેલાં ટ્રાન્સવાલમાં હિન્દીઓની હાલત ખરાબ હતી, પણ ત્યાં બ્રિટિશ હકૂમત થયા પછી તે ઓર ખરાબ થવા પામી. બોઅરોએ હિન્દીઓથી વિરૂદ્ધ કાયદા ઘડયા હતા, પણ બ્રિટિશ હિન્દીઓ તરફથી બ્રિટીશ સરકારે વાંધો લેવાથી આ કાયદાઓનો મોટે ભાગે અમલ થતો નહતો. બ્રિટિશોના હાથમાં ટ્રાન્સવાલનો કબજો આવ્યા પછી જે કાયદાઓ કાયદાપોથી પર પડી રહ્યા હતા તેનો જોશભેર અમલ થવા લાગ્યો. લડાઈ પહેલાં ટ્રાન્સવાલમાં પરવાનો લઈને કોઇ પણ હિન્દી કોઇ પણ જગ્યાએ વેપાર કરી શકતો, પણ બ્રિટિશ હકૂમતમાં બજાર સિવાય બીજી કોઇ પણ જગ્યાએ વેપાર કરવાની હિન્દીઓને મના કરવામાં આવી. લડાઇ પહેલાં જેઓ પરવાના ધરાવતા હતા, અથવા જેઓ પોતાની કેળવણી અથવા દરજ્જાને લીધે મુકિત મેળવી શકતા હતા તેઓને અપવાદ ગણવામાં આવ્યા હતા. પણ આવી મુકિત જવલ્લે જ મળતી.

પરિસ્થિતિની પૂરતી તપાસ કરવા માટે ચેમ્બરલેને સંસ્થાનોની મુલાકાત લીધી, પણ હિન્દીઓનું કંઇ વળ્યું નહિ. ગાંધીજી દાદાભાઇ પર હિન્દીઓની ફરિયાદો રવાના કરતા, અને દાદાભાઇ તે સત્તા-વાળાઓને પહોંચાડતા. પણ દાદાભાઈ ફકત ટપાલનું જ કામ કરતા નહોતા. તેઓ હિન્દીઓની ફરિયાદો દૂર કરવાની મકકમ હિમાયત કરતા હતા. બ્રિટિશ સરકાર તરફથી આ વખતે એવી વિચિત્ર દલીલ કરવામાં આવી કે હિન્દની વિરુદ્ધના કાયદાઓ ઘડવાની રાજનીતિ વાજબી છે, કારણ કે સંસ્થાનોને ટૂંક સમયમાં સ્વરાજ્ય મળવાનું હોવાથી બ્રિટિશ સરકાર હિન્દીઓના લાભમાં જે કંઇ કરશે તે પર સંસ્થાનો પાછળથી પાણી ફેરવશે. દાદાભાઇએ આ દલીલના કુરચા ઉડાવતાં લોર્ડ જયોર્જ હેમિલ્ટનના (૨૪ માર્ચ ૧૯૦૩) પત્રમાં જણાવ્યું હતું કે:

હાલમાં બ્રિટિશ સરકારની હકૂમતમાં હિન્દીઓને બ્રિટિશ શહેરીઓ જેવા જ હકકો આપો, પાછળથી સંસ્થાનો એ હક્કો છીનવી લેશે તો

તે છીનવી લેવાની જવાબદારી સંસ્થાનોને માથે પડશે. પણ હાલમાં જ હિન્દીઓની વિરુદ્ધ કાયદા ઘડશો તો સંસ્થાનોને બહાનું મળી જશે કે બ્રિટિશ સરકારે આવા અન્યાયી કાયદા ચાલવા દીધા હતા.

૧૯૦૩ ના એપ્રિલમાં લેડીસ્મીથથી નાદીરશાહ ધનજીભાઇ દેબુએ (૧૧ માર્ચ) એક પત્રમાં હિન્દીઓને નડતી હાડમારીઓ વિષે એક લાંબો ગુજરાતી પત્ર લખી તેના ટેકામાં "નાતાલ વીટનેસ" અને "નાતાલ મરક્યુરી"ના કટીંગોનું એક મોટું બંડલ તેમના પર મોકલી આપ્યું હતું. તેણે લખ્યું હતું:—

યૂરોપિયનો તેઓ પ્રત્યે કુતરા જેવું વર્તન ચલાવે છે. ગોરાઓ જો તેઓનું ખૂન કરે તો પણ તેઓ છટકી જાય છે. ન્યાયાધીશો પણ તેઓ જ, અને પંચ પણ તેઓની જ. ગુજરાતનાં આપણાં ગરીબ કામદારોની હાલત તો બીજા એશિયાવાસીઓ કરતાં પણ બદતર છે. તેઓ મહેનતુ, સાદા, અને નમ્ર સ્વભાવના છે. દુકાળ, મરકી, વગેરે આફતોમાંથી અને લેણદારોના તકાદામાંથી બચવા માટે તેઓ અહીં આવે છે, પણ અહીં તેઓની હાલત પેણામાંથી ચૂલામાં પડવા જેવી થાય છે.

લડાઇ દરમિયાન રાજીખુશીથી સેવા બજાવનારા હિન્દીઓને આવો બદલો મળ્યો હતો. છતાં જ્યારે ઝુલુ બળવો ફાટી નીકળ્યો ત્યારે ગાંધીજીએ ૧૯૦૬ માં સ્ટ્રેચર ઉપાડનારાઓની એક ટુકડી ઊભી કરવાની જે માગણી કરી હતી તે તેમના લાક્ષણિક ચારિત્ર્યની સાબિતી છે. હિન્દીઓનો કેસ બ્રિટિશ સત્તાવાળા સમક્ષ યોગ્ય રીતે રજૂ કરવા માટે દાદાભાઇએ આ સમયે તેમને ઇંગ્લેન્ડ આવવાનું આમંત્રણ કર્યું હતું. પણ નાતાલની સરકારે જખમીઓને ઉપાડવા માટેની હિન્દી ટુકડીની સેવા મંજૂર રાખવાથી ગાંધીજીએ સરકારની સેવા બજાવવા માટે ઇંગ્લેન્ડ જવાની ના પાડી હતી.

ટ્રાન્સવાલનું વાતાવરણ પાછું ગરમ બન્યું. તા. ૨૨ મી ઑગસ્ટના ટ્રાન્સવાલ સરકારના અસાધારણ ગેઝેટમાં "એશિયાટિક લૉ એમેન્ડમેન્ટ ઑર્ડિનન્સ" પ્રગટ થયો, જેની રૂએ દરેક હિન્દી સ્ત્રીપુરુષને તથા આઠ અને તેથી વધુ ઉમરના બાળકને ટ્રાન્સવાલમાં

રહેવા માટે પોતાનું નામ રજિસ્ટર કરાવી પોતાની પિછાન માટે આંગળાં અને અંગૂઠાની છાપ આપવાની ફરજ પાડવામાં આવી હતી. આ ફરમાનનો ભંગ કરવા માટે દંડ, કેદ અથવા દેશપારની સજા ફરમાવવામાં આવી હતી. હિન્દીને નોંધાવવાની ફરજ પાડનારું ફરમાન અન્યાયી તો હતું જ, પણ તે સાથે જાણે તેઓ ગુનેગાર હોય તેમ તેઓના અંગૂઠાની છાપ લેવાનો કાયદો તો રાક્ષસી હતો. એક આગેવાન હિન્દીએ આ કાયદા સામે પોતાના દિલની વરાળ કાઢતાં કહ્યું હતું કે "જો કોઇ મારી સ્ત્રી પાસે સર્ટિફિકેટ માગવા આવશે તો હું તેને ત્યાંને ત્યાં ઠાર કરી જે પરિણામ આવે તે ભોગવી લઇશ." આ કાયદો અમલમાં આવે અને બધાં કાયદેસર ઇલાજો નિષ્ફળ જાય તો તેનો ભંગ કરવા માટે સત્યાગ્રહ કરવાનો ઠરાવ કરવામાં આવ્યો, અને ગાંધીજી અને એચ. ઓ. અલી હિન્દીઓની લડત ચલાવવા ઇંગ્લેન્ડ ગયા. ત્યાં તેઓ દાદાભાઇને મળ્યા, અને તેમની મારફતે તેઓ કોંગ્રેસની બ્રિટિશ કમિટિના સમાગમમાં આવ્યા.

પરિસ્થિતિ ગંભીર હતી. વારંવાર અરજીઓ કરવા છતાં નિરાશા મળવાથી ટ્રાન્સવાલની સરકારનો નૈતિક સામનો કરવાનો હિન્દીઓનો વીરત્વભર્યો ઠરાવ દાદાભાઇએ વધાવી લીધો. કાયદેસર ઇન્સાફ મેળવવા માટે શું કરવું તે વિષે દાદાભાઇએ ડેપ્યુટેશનને સલાહ આપી. ભાવનગરી તે વખતે આમની સભાના સભાસદ હતા. તેઓ અને સર લેપલ ગ્રિફિનની આગેવાની હેઠળ ડેપ્યુટેશને લૉર્ડ એલ્જીન અને લૉર્ડ મોર્લેની મુલાકાત લીધી. પણ આ મુત્સદ્દીઓ દિલસોજ હોવા છતાં મોઢેથી ખાતરી આપવા સિવાય સંગીન રાહત આપી શક્યા નહિ.

જોહાન્સબર્ગમાં ગાંધીજીની ગેરહાજરી દરમ્યાન મિ. એચ. એસ. એલ. પોલકે હિન્દીઓની લડત ઉપાડી લઇ દાદાભાઇને પરિસ્થિતિથી માહિતગાર રાખ્યા હતા. તા. ૨૯ મી ઑકટોબરે

મિ. પોલકે જોહાન્સબર્ગના "સ્ટાર" પત્રનું એક કટીંગ દાદાભાઈ પર મોકલ્યું. એમાં ગાંધીજીની બદનક્ષી કરવામાં આવી હતી.

૧૯૦૭ ના માર્ચમાં એશિયાટિક રેજિસ્ટ્રેશન એકટ કે જે અસલ ઓર્ડિનન્સની આબાદ નકલ સમાન હતો તે ટ્રાન્સવાલની પાર્લામેન્ટે એક જ બેઠકમાં ત્રણે વારના વાંચનમાંથી પસાર કર્યો. આ કાયદો ૧૯૦૭ ના જુલાઈની ૧ લી તારીખે અમલમાં મૂકવાનો હતો, એટલે મહાત્મા ગાંધીને પોતાની ઐતિહાસિક સત્યાગ્રહની લડત સિવાય બીજા કોઇ પણ સવાલ પર વિચાર કરવાની નવરાશ ન હતી. આ સત્યાગ્રહયુધ્ધનો ઇતિહાસ ઘણો રસીલો છે, પણ તેની વિગત આપવાનું આ સ્થળ નથી. આ કાયદો પસાર થયો તેના બે દિવસ પહેલાં ગાંધીજીએ દાદાભાઇ પર લખેલો પત્ર જ અત્રે યથાસ્થાને ગણાશે.

> મને લાગે છે કે "ઇન્ડિયા"માં દર અઠવાડિએ આ સવાલની ખૂબ ચર્ચા થવી જોઇએ. ટ્રાન્સવાલમાં જે થશે તેની બધા સંસ્થાનોમાં નકલ થશે, અને જો જાતિભેદનો નીચ સિદ્ધાંત એક વાર મંજૂર થશે તો હિન્દી દેશાટનનો અંત આવી જશે.

દાદાભાઇએ સંસ્થાનોના હિન્દીઓની હાલત સંબંધી આખા હિન્દને જાગૃત કરવા ભગીરથ પ્રયાસ કર્યો. કલકત્તા કોંગ્રેસના પ્રમુખ તરીકે તેમણે જણાવ્યું હતું કે "દક્ષિણ આફ્રિકાના હિન્દીઓ પ્રત્યેના વર્તાવ પર ગંભીર લક્ષ આપવાની હું તમને ભલામણ કરું છું." વરસો સુધી "ઇન્ડિયા"એ પણ "દક્ષિણ આફ્રિકા"ના સવાલને મોખરે રાખ્યો હતો.

દક્ષિણ આફ્રિકાના હિન્દીઓની દાદાભાઈએ ઇંગ્લેન્ડમાં જે સેવા બજાવી હતી તેને તેઓ એટલી બધી કીમતી ગણાતા હતા કે નાદુરસ્ત તબિયતને લીધે દાદાભાઈ વરસોવામાં આરામ લેતા હતા ત્યારે ૧૯૦૯ ના જુલાઇમાં "ભાવિ હિન્દના પિતા" તરીકે તેઓએ દાદાભાઇ સમક્ષ ૧૯૦૦ સહી સાથેની અરજી રજૂ કરી એશિયાટિક

રેજિસ્ટ્રેશન ઍક્ટનો દુષ્ટ રંગભેદ દૂર કરાવવા માટે આખા હિન્દને અરજ કરી હતી. આ અરજ લઇને હિન્દના દાદા પાસે મિ. પોલક આવ્યા હતા. તેમની તેમણે મુલાકાત લીધી હતી. ૧૯૦૯ના સપ્ટેમ્બરની ૧૪મીએ મુંબઇમાં મળેલી જાહેર સભામાં હાજર રહેવાની અશક્તિને લીધે દાદાભાઇએ એક સંદેશ મોકલ્યો હતો, જેમાં તેમણે આફ્રિકાવાસી હિન્દીઓની મુશ્કેલીઓ અને વિટંબણા તરફ અખંડ દિલસોજી દર્શાવી હતી. જીવનના અંત સુધી તેમણે આફ્રિકાવાસી હિન્દીઓ સારુ બળાપો કર્યો હતો, અને તેમની ૮૯ મી સાલગ્રેહ (૧૨ સપ્ટેમ્બર, ૧૯૧૩) ના પ્રજાજોગા સંદેશામાં પણ "શાહી સરકારની બેદરકારી" માટે ચિન્તા બતાવી હતી.

આખરે સત્યાગ્રહની અહિંસક લડતના વીર યોદ્ધાઓના આત્મબલિદાનની આફ્રિકાની સરકારને પણ પ્રશંસા કરવાની ફરજ પડી. ૧૯૧૪ની સાલમાં સરકારને પરતાવો થયો, અને સત્યાગ્રહના નેતાઓને સંતોષ મળે તેવી સમાધાની થઇ. જગતમાં કોઇ વસ્તુ શાશ્વત નથી, અને ભલાં કામ કરવા માટે સતત પ્રયાસ કરવાથી ગમે તેવી મુશ્કેલીનો અંત આવે છે એવો દાદાભાઇનો જીવનભરનો સિદ્ધાંત આ યુદ્ધના પરિણામથી વાજબી ઠર્યો. સત્યાગ્રહનો વિજયી સેનાપત્તિ હિન્દ પાછો ફર્યો. પણ તે વખતે તેને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે ટૂંક સમયમાં તેને પોતાની માતૃભૂમિમાં સત્યાગ્રહની વધારે ઉગ્ર લડત ઉપાડવી પડશે.

# પ્રકરણ ૩૨ મું

## ઉત્તર લેમ્બેથની ચૂંટણી

શાહી કમિશન સમક્ષ જુબાની આપ્યા પછી દાદાભાઈને લાગ્યું કે આવતી ચૂંટણીમાં ઉમેદવારી કરવા માટે કોઇ મતદાર-મંડળ શોધી કાઢવું જોઇએ. ૧૮૯૯ ના માર્ચમા હેકની ડિવિઝનની પ્રોગ્રેસિવ એસોસીએશને દક્ષિણ હેકની તરફથી આવતી ચૂંટણીમાં ઉમેદવારી કરવાની દાદાભાઈને અરજ કરવા માટે તેમની સમક્ષ ડેપ્યુટેશન મોકલવાનો સર્વાનુમતે ઠરાવ કર્યો, અને જો ચૂંટણીમાં ફત્તેહ મેળવવાના સંભવો વિષે પોતાની ખાતરી થાય તો આ આમંત્રણ મંજૂર રાખવાનું તેમણે કબૂલ કર્યું. પણ તેમને જોઇતી ખાતરી મળી શકી નહિ. મતદારમંડળની શોધમાં બીજા બાર મહિના પસાર થઇ ગયા, અને ૧૯૦૦ ના માર્ચની ૨૦ મી તારીખે નેશનલ રિફોર્મ યુનિયનવાળા આર્થર સાઇમંડસે દાદાભાઇ પર પત્ર લખી તેમને દિલગીરી સાથે ખબર આપી કે તેમણે દાદાભાઇની ઉમેદવારી બહાર પાડવા માટે કેટલાક મતદારમંડળો સાથે પત્રવહેવાર ચલાવ્યો હતો, પણ દાદાભાઇની વૃદ્ધાવસ્થાને નડતરરૂપ ગણવામાં આવી હતી.

જ્યારે પાર્લામેન્ટની ચૂંટણી જાહેર કરવામાં આવી ત્યારે દાદાભાઈ ઉધરસથી બિછાનામાં પટકાઈ પડયા હતા. તેમના ગળામાં દરદ હોવા છતાં તેમણે કલાર્કનવેલમાં હિન્દ વિષે ભાષણ આપ્યું હતું, અને તેને પરિણામે તેઓ બિછાને પટકાયા હતા. પણ તેમની બિમારીનું ખરું કારણ તેમણે ચારચાર વરસ સુધી શાહી કમિશન સંબંધી લીધેલી અથાગ જહેમતને આભારી હતું. જો તેઓ બહાર નીકળશે તો તેમને ન્યુમોનિયા થવાનો ભય છે એવી તબીબોએ સલાહ આપવા છતાં જો કોઇ મતદારમંડળ મળી જાય તો દાદાભાઇ ઉમેદવારી કરવાને તૈયાર હતા.

તેમની તબિયતમાં થોડો સુધારો થતાં ફિન્સબરીમાં તેમને કિંમતી મદદ કરનાર જે. આર. સાઇજર પર (૨૩ મી સપ્ટેમ્બર) એક પત્ર લખી સૂચના કરી કે :—

"હું જાતે ચૂંટણીની લડત ચલાવવાને અશક્ત હોવાથી સર વિલિયમ વેડરબર્નની સલાહથી જો તમે કોઈ મતદારમંડળ પસંદ કરો અને લિબરલ મિત્રો મારા તરફથી પ્રચારકામ કરે તો હું મારાથી બનતું કરીશ."

આ સૂચના અવહેવારુ માલમ પડી. ૧૯૦૧ ના જૂન મહિનામાં દાદાભાઈ લેમ્બેથની લિબરલ અને રેડિકલ એસોસીએશનના આમંત્રણથી લેમ્બેથ ખાતે ગયા, અને તા. ૨૯ મી આગસ્ટે સ્થાનિક લિબરલ અને રેડિકલ કલબની રાજદ્વારી કાઉન્સિલે તેમને ખબર આપી કે ઉત્તર લેમ્બેથ તરફથી આવતી ચૂંટણીમાં તેમને પોતાના ઉમેદવાર તરીકે બહાર પાડવાનો કાઉન્સિલે એકમતે ઠરાવ કર્યો છે. તે જ દિવસે નેશનલ ડેમોક્રેટિક લીગની ઉત્તર લેમ્બેથની શાખાએ પણ તેમને પોતાના ઉમેદવાર તરીકે પસંદ કર્યા. તે ઉપરાંત ૧૯ ઔદ્યોગિક ટ્રેડ યુનિયનીસ્ટ, અને મદ્યપાન નિષેધની મંડળોની કોન્ફરન્સે પણ તેમને પોતાના પાર્લામેન્ટરી પ્રતિનિધિ તરીકે ચૂંટી કાઢયા હતા.

હવે ચૂંટણીમાં ફતેહ મેળવવાના સંભવો તેજસ્વી જણાવા લાગ્યા. પણ દાદાભાઈને થોડા જ વખતમાં માલુમ પડયું કે સેન્ટ્રલ. ફિન્સબરીમાં તેમને જેવી મુશ્કેલી નડી હતી તેવી જ મુશ્કેલીઓ અહીં પણ તેમની સામે ઊભી થવાની છે. ઉત્તર લેમ્બેથની લિબરલ અને રેડિકલ એસોસીએશનને છેવટની પસંદગી કરવાની સત્તા હતી, અને આ મંડળમાં બે પક્ષ પડી ગયા હતા. કેટલાકો શેહેરી સમાજમાં સારું કામ કરનાર સ્થાનિક ઉમેદવાર ડબલ્યુ. વાઇટમેનના તરફે હતા, જ્યારે બીજાઓ દાદાભાઈના પક્ષકાર હતા. બન્નેને કારોબારી કાઉન્સિલ સમક્ષ ભાષણો કરવાની અરજ કરવામાં આવી, અને તા. ૧૦ મી સપ્ટેમ્બરે કારોબારીએ

૯ વિરુદ્ધ ૬ મતે વાઇટમેનની ચૂંટણી કરી. દાદાભાઈને ફરીથી કારોબારી મંડળે આમંત્રણ કરવાથી તા. ૧૯ મી ઑક્ટોબરે તેમણે ઇંગ્લેન્ડ અને પરદેશના બળના સવાલ સંબંધી કાઉન્સિલ સમક્ષ ભાષણ આપ્યું. તા ૨૬ મી નવેમ્બરે એસોસીએશનની સભા સમક્ષ વાઇટમેન અને દાદાભાઈ બન્નેનાં નામો રજૂ કરવામાં આવ્યાં, જેમાં દાદાભાઈને ૬૬ અને વાઇટમેનને ૫૯ મત મળ્યા. છતાં એસોસીએશનના સેક્રેટરીએ દાદાભાઈને ખબર આપી કે પાછળથી મળનારી સભામાં હાજર રહેનારા સભાસદોમાંના ¾ મનો અને તે પછી એ જ કારણ સર બોલાવેલી જાહેર સભા મંજૂરી આપે નહિ ત્યાં સુધી આ ચૂંટણી છેવટની ગણી લેવાની નથી.

પંદર દિવસ પછી નવી જ પરિસ્થિતિ ઊભી થઈ. ૧૯૦૨ ના જાન્યુઆરીની ૭મી તારીખે મળેલી સભામાં દાદાભાઈ પર એવો આક્ષેપ મૂકવામાં આવ્યો કે આગલી સભામાં બહારના માણસો ઘૂસી આવ્યા હતા, અને ચોક્કસ માણસોને તેમણે પૈસા આપ્યા હતા. દાદાભાઈએ એકરાર કર્યો કે તેમણે ચોક્કસ મિત્રોને ચૂંટણીના ખર્ચ માટે નાણાં આપ્યાં હતાં, પણ તે પૈસામાંથી મજૂર એસોસીએશનના સભાસદોના લવાજમ ભરીને તેમને માટે મત ખરીદવામાં આવ્યા હતા એ વાતનો તેમણે ઇન્કાર કર્યો. કારોબારી કમિટીએ દાદાભાઈની ચૂંટણીને મંજૂરી આપવા માટે સભા બોલાવવાના અખાડા કર્યા. ૧૧ મહિના રાહ જોઈને દાદાભાઈએ એસોસીએશન પર પત્ર લખ્યો (૧૩ ઑક્ટોબર ૧૯૦૨):

> કેટલાક લિબરલ, રેડિકલ, લેબર, ટ્રેડ યુનીઅનીસ્ટ, ટેમ્પરન્સ, અને આઇરિશ મિત્રો સાથે મંત્રણા કર્યા પછી, અને પ્રગતિવત પક્ષના સઘળા વર્ગો તરફથી અત્યાર પહેલાં મને મળેલા સંગીન ટેકાથી પ્રેરાઇને મેં આવતી ચૂંટણીમાં લિબરલ અને પ્રગતિવત સિદ્ધાંતની તરફેણમાં ઉત્તર લેમ્બેથ તરફથી ઉમેદવારી કરવાનો નિર્ણય કર્યો છે, અને હું કારોબારીને મારા નિર્ણયથી માહિતગાર કરવાની તમને અરજ કરું છું.

એસોસીએશનના સભાસદ તરીકે દાદાભાઈએ લીધેલી વલણ અસાધારણ હતી. તેમને એ વલણ સંબંધી ખુલાસો કરવાનું કહેવામાં આવતાં તેમણે તરત જ જવાબ વાળ્યો (૧૫ ઓકટોબર):

> મારા તા. ૧૩ મીના પત્ર સંબંધી ગેરસમજુતી થયેલી હોવાથી હું જણાવવાની રજા લઉં છું કે એસોસીએશન મને પોતાના ઉમેદવાર તરીકે સ્વીકારે કે ન સ્વીકારે તો પણ લિબરલ અને પ્રોગેસીવ ઉમેદવાર તરીકે ઉત્તર લેમ્બેથમાંથી હરીફાઈ કરવાનો મેં ઠરાવ કર્યો છે.

. આ જ અરસામાં એસોસીએશનના સેક્રેટરી જોન મૅડીએ રાજીનામું આપ્યું, અને દાદાભાઈના બીજા પક્ષકારોએ તેમના પ્રમુખપણા નીચે “ ધ નોર્થ લેમ્બેથ લેબર એન્ડ પ્રોગ્રેસીવ એસોસીએશન ” નામની નવી સંસ્થાની સ્થાપના કરી. તા. ૩૦ મી ઓકટોબરે લિબરલ એન્ડ રેડિકલ એસોસીએશનની વાર્ષિક સભા મળતાં બંને ઉમેદવારોના પક્ષકારો વચ્ચે જબરી હોહા થવા પામી. એસોસીએશનના પ્રમુખ વીકટર રોજર્સે જણાવ્યું કે “મી. નવરોજીના પત્રથી સ્પષ્ટ થઇ ગયું છે કે જો હવે આ મંડળ તેમને ટેકો આપશે તો તે ગધેડાઓનું મંડળ ગણાશે.”

કેટલાક સભાસદોએ દાદાભાઈના વર્તન સામે સખત વાંધો ઉઠાવ્યો. તેઓએ “મિ. નવરોજીના ચેકો” વિષેના ભેદી ઉલ્લેખનો પ્રચાર કરવા માંડયો. બીજાઓએ તેમનો જુસ્સાભર્યો બચાવ કર્યો. એક અગ્રણી ટ્રેડ યુનીઅનીસ્ટ એચ. આર. ટેલરે જણાવ્યું કે ‘દાદાભાઈની ઉમેદવારીને હીણપત લાગે એવું કાંઇક’ એસોસીએશનમાં ચાલી રહ્યું હતું તેની તેમને ખબર પડવાને લીધે જ તેમણે એસોસીએશનની ઉપરવટ થઈને ઉમેદવારી કરવાનો ઠરાવ કર્યો હતો. તેમણે વધુમાં દલીલ કરી કે રાજદ્વારી સંસ્થા તરીકે એસોસીએશન મરી જ ગયેલી છે, કેમકે તેણે એજ્યુકેશન બિલ સામે વિરોધ દર્શાવવા માટે એક પણ સભા બોલાવી નથી. દાદાભાઈને ઉમેદવારી કરવાની અરજ કરવા માટે ડેપ્યુટેશન તેમની સમક્ષ

મોકલવાનો ઠરાવ મિ. ટેલરે રજૂ કર્યો, પણ તેની તરફેણમાં ૧૦ અને વિરૂધમાં ૨૦ મત પડવાથી તે ઊડી ગયો.

વાઇટમેને તે પછી અખબારોમાં જાહેર કર્યું કે જો દાદાભાઈ ઉમેદવારી કરવાની હઠને વળગી રહેશે તો તે તેમની સામે થશે. પાછળથી તેણે (૧૬ ફેબ્રુઆરી ૧૯૦૩) એસોસીએશનના પ્રમુખને ખબર આપી કે જો દાદાભાઈ ઉત્તર લેમ્બેથમાંથી ખસી જાય તો તે પણ ખસી જશે, અને એ રીતે લિબરલ પાર્ટીને એક બેઠક જીતવાની તક મળશે. એસોસીએશનના પ્રમુખે વાઇટમેનનો પત્ર દાદાભાઈ પર રવાના કરી તેમાંની સૂચના તેઓ મંજૂર રાખે એવી આશા દર્શાવી.

આ પત્રવહેવાર ચાલતો હતો તે દરસ્યાન દાદાભાઇને કેન તરફથી પત્ર મળ્યો (૧૭ ફેબ્રુવારી) કે પાર્લામેન્ટ સ્ટ્રીટના બધા સત્તાધીશોને મળવા છતાં તેમને નિષ્ફળતા મળી હતી. વાઇટમેન અને તેમના પક્ષકારોને કોઇ સમજાવી શકે તેમ નથી. તેમણે પત્રમાં લખ્યું હતું કેઃ—

"તમને સલાહ આપવાનું મારું કામ નથી, પણ ઉત્તર લેમ્બેથમાં તમને ફત્તેહ મળે એવી લેશમાત્ર આશા મને જણાતી નથી. ચૂંટણીના આગલા બધા અનુભવ પરથી મને લાગે છે કે તમારા જેવી સ્થિતિમાં કોઇપણ ઉમેદવાર જીત મેળવી શકશે નહિ, અને જો તમારી ખરાબ હાર થશે તો હિન્દમાં અને અહીંયાં હિન્દી લોકશાહી માટેની ચળવળ પર ગંભીર અસર થવા પામશે."

આ સલાહ ડહાપણભરી અને સંગીન હતી, પણ એમ જણાય છે કે દાદાભાઇના કેટલાક સ્વાર્થી પક્ષકારોએ તેમના પર એવી ખોટી છાપ પાડી હતી કે તેમને ચૂંટણીમાં ફતેહ મળે એવા સંજોગો ઠીક ઠીક હસ્તી ધરાવતા હતા. કદાચ દાદાભાઇએ એમ પણ ધાર્યું હોય, કે ઇતિહાસનું પુનરાવર્તન થશે, અને જો તેઓ પોતાના નિર્ણયને વળગી રહેશે તો સેન્ટ્રલ ફિન્સબેરીની પેઠે અહીં પણ અન્તે તેમનો વિજય થશે. દાદાભાઇએ લીધેલું પગલું ખરું હોય

અથવા ખોટું પણ એક વાર ચોક્કસ નિર્ણય પર આવ્યા પછી તેમને ચળાવવાનું અશક્ય હતું.

વાઈટમેન અને દાદાભાઈના પક્ષકારો વહેંચાઇ જવાથી તા.-૨૪ મી માર્ચે મળેલી વાર્ષિક સભામાં કારોબારી કાઉન્સિલે કજિયાનું મોં કાળું કરવા માટે એક ત્રીજા જ ઉમેદવાર સર રોબર્ટ પીલની ઉમેદવારી બહાર પાડવાની ભલામણ કરી. સર રોબર્ટને સાંભળવા કે નહિ, એ સવાલ સભા સમક્ષ રજૂ થયો. દાદાભાઇએ દલીલ કરી કે હવે નવો ઉમેદવાર સૂચવવાનું કામ વાજબી નથી. દાદાભાઇની ઉમેદવારી બહાર પાડવાના આગલા ઠરાવને મંજૂરી આપવાની દરખાસ્ત રજૂ થતાં પ્રમુખે તે કાનૂન બહાર ઠરાવ્યાથી સભાએ સર રોબર્ટને સાંભળવાનો ઇન્કાર કરનારો ઠરાવ પસાર કર્યો.

તા. ૧૦ મી એપ્રિલે એસોસીએશનના સેક્રેટરીએ દાદાભાઇ પર પત્ર લખી જાણવા માગ્યું કે તમો આ તકરાર લિબરલ પાર્ટીના "વ્હીપ" હરબર્ટ ગ્લેડસ્ટનની લવાદી પર લઇ જવાને તૈયાર છો કે ?

લવાદીની યોજના એવી હતી કે મિ. ગ્લેડસ્ટન ત્રણ લવાદ નીમે તેમાં એક મજૂર પક્ષના સભાસદ રહેશે. દાદાભાઇએ લવાદી પર જવાની ના પાડી કે તરત એવી અફવા ફેલાઇ કે ઉત્તર લેમ્બેથના પ્રતિનિધિ ફ્રેડ હોરનર રાજીનામું આપનાર છે, અને તેની જગ્યા પૂરવા પેટા ચૂંટણી થવાનો સંભવ હોવાથી લિબરલ ઉમેદ-વારની પસંદગી કરવા એસોસીએશનની એક સભા ઉતાવળથી બોલાવવામાં આવી છે. હોરનરે આ અફવા ખોટી હોવાનું જાહેર કર્યું. ઉત્તર લેમ્બેથની લીબરલ અને રેડિકલ કલબની રાજદ્વારી કાઉન્સિલે પણ એક નિવેદન બહાર પાડી આક્ષેપ મૂક્યો કે વાઇટ-મેનના પક્ષકારો અયોગ્ય ચાલ ચલાવી રહ્યા છે. તા. ૨૩ મી એપ્રિલે એસોસીએશનની સભા મળતાં પ્રમુખે જાહેર કર્યું કે પંદર વિરુદ્ધ ત્રણ મતે કારોબારીએ વાઇટમેનની પસંદગી કરી છે. દાદાભાઇના મિત્રોએ સભા મુલતવી રાખવાની માગણી કરી, પણ તે

નામંજૂર થઇ, અને આખરે ૬૧ વિરૂધ ૩૪ મતે વાઇટમેનને એસોસીએશને પોતાના ઉમેદવાર તરીકે ચૂંટી કાઢયો.

આવા પરિણામથી જરા પણ હિંમત હાર્યા વિના દાદાભાઇએ ઘેરઘેર ફરીને મતો મેળવવાની કોશિશ કરવા માંડી. ઉંમરે વૃદ્ધ હોવા છતાં અચ્છા નવજુવાનને શરમાવે તેવી રીતે તેમણે પ્રચારકામ કરવા માંડયું. સ્થાનિક છાપાંઓએ જાહેર કર્યું કે તેમણે સ્ટેફનીની લિબરલ અને રેડિકલ એસોસીએશનના ચૂંટણીના એજન્ટ તરીકે નામ કાઢનાર આર્થર ઓલગુડની પોતાના એજન્ટ તરીકે નિમણુક કરી હતી. ઉત્તર લેમ્બેથના ટ્રેડ યુનીઅનો, ટેમ્પરન્સ અને બીજાં મંડળોના પ્રતિનિધિત્વ ધરાવતી લેમ્બેથ ડિસ્ટ્રિક્ટ ટ્રેડસ એન્ડ લેબર કાઉન્સિલની એક કોન્ફરન્સ ડિવિઝનની રાજદ્વારી પરિસ્થિતિ પર વિચાર ચલાવવા તા. ૨૭ મી એપ્રિલે મળી ત્યારે દાદાભાઇ હાજર હતા. તેઓને લેબર રેપ્રેઝન્ટેશન કમિટીના આશરા નીચે ઉમેદવારી કરવાનું કહેવામાં આવતાં તેમણે જણાવ્યું કે "હું બીજા મજૂરોના પ્રતિનિધિ જેવો જ છું. હું મજૂરોના દિલોજાન ટેકાની આશા રાખું છું, અને મજૂરોના વાવટા નીચે લડવાને તૈયાર છું. મજૂરોના લાભ માટે આંધળાઓનું સરકાર તરફથી ભરણપોષણ કરવા તથા સોળ વરસની ઉંમર સુધીના બાળકોને સરકારી ખર્ચે ભણાવવાના બિલોને હું ટેકો આપીશ." આ પછી તેમની ઉમેદવારી મંજૂર રાખનારી દરખાસ્ત પસાર થઇ હતી.

મતદારોને ઘેરઘેર ફરીને દાદાભાઇએ ચૂંટણીનું કામ કરવા માંડયું. ૧૯૦૫ ની આખર સુધી ગામેગામ ફરીને તેમણે મતદારોને પોતાના પ્રગતિવંત વિચારો સમજાવ્યા. વાઇટમેન અને તેના પક્ષકારોએ દાદાભાઇને બદનામ કરવામાં કાંઇ કચાશ રાખી નહિ. દાદાભાઇ માટે મત ખરીદવા માટે પૈસા વાપરવામાં આવે છે એવા ખુલ્લા આક્ષેપો મૂકાવા લાગ્યા. દાદાભાઇએ આ આક્ષેપોનો રદિયો આપ્યો. વેડરબર્ન અને બર્ડવુડ જેવા તેમના બ્રિટિશ મિત્રોએ "લેમ્બેથ મરક્યુરી"માં આ આક્ષેપો બિનપાયાદાર જણાવી

દાદાભાઇના ઉમદા અને નિઃસ્વાર્થ ચારિત્ર્યની ખૂબ તારીફ કરી. પણ પ્રજામત દાદાભાઇની વિરુદ્ધ હોવાથી વેડરબર્ને તેમને ઉમેદવારી ખેંચી લેવાની સલાહ આપી. જવાબમાં દાદાભાઇએ લખ્યું:

હું કંઇપણ કારણસર ખસી જઇ શકતો નથી. આવતા સપ્ટેમ્બરમાં મારી ઉમર ૮૦ વરસની થશે, અને આ મારી છેલ્લી ઉમેદવારી છે...તમે સારી પેઠે જાણો છો કે કોઈ જાતના સ્વાર્થ અને મોટાઇ માટે નહિ, પણ હિન્દ અને આ તેના કરોડો ગરીબો તરફની માનવ લાગણીથી હું ઉમેદવારીમાં ઊભો રહ્યો છું...વર્ષોથી મિ. વાઇટમેન અને તેમના મિત્રોએ જાહેર તખ્તા ઉપર અને છાપાંઓમાં મારા પર અંગત આક્ષેપો કર્યા છે. મેં તેમની સામે અથવા તેમના મિત્રો સામે એક પણ અઘટિત શબ્દ વાપર્યો નથી.

લિબરલો દાદાભાઇના માર્ગમાં જાતજાતની મુશ્કેલીઓ નાખી રહ્યા હતા, તેવામાં નેશનલ લિબરલ ફેડરેશના પ્રમુખ ઓગસ્ટિન બિરેલે દાદાભાઇને નાણાં માટે અપિલ કરી. આગલે વર્ષે ફેડરેશનની કારોબારીએ ચૂંટણીની લડત ચલાવવા માટે ૫૦૦૦૦ પાઉન્ડ ભેગા કરવાની બધા લિબરલોને અપિલ કરી હતી. આમાંથી ૩૦,૦૦૦ પાઉન્ડ મળ્યા હતા, પણ હજી વધુ નાણાંની જરૂર હતી.

દાદાભાઇએ જવાબમાં જણાવ્યું કે હું હમેશાં લિબરલ પાર્ટીને મદદ કરતો આવ્યો છું પણ લિબરલ પાર્ટીએ મને મતદાર સંઘ મેળવી આપ્યો નહિ, અને જ્યારે મેં મતદારમંડળ મેળવ્યો ત્યારે એ જ પાર્ટી સામે થાય છે તે જોતાં મારી પાસે નાણાંની મદદની માગણી કરવી યોગ્ય છે? એક લિબરલ ઉમેદવાર ઊભો કરી પાર્ટીના મતો વહેંચી નાખવામાં નાણાંની ખરબાદી કરવી વાજબી છે?

ચૂંટણીનો દિવસ આવતાં પહેલાં વાઇટમેન મરણ પામવાથી દાદાભાઇના માર્ગ સરલ કરી આપવાની લિબરલ પાર્ટીની ફરજ હતી, પણ દાદાભાઇના વિરોધીઓ બીજો ઉમેદવાર બહાર પાડવા તૈયાર થયા. દાદાભાઇ સામેની આવી દુષ્ટ ચળવળ સાંખી નહિ

લેવા માટે માર્ટીન વુડે વેસ્ટ મિન્સ્ટરની મધ્યસ્થ સંસ્થાને વિનંતિ કરી. લેમ્બેથની લિબરલ અને રેડિકલ કલબે લંડન લિબરલ ફેડરેશનને આ જાતની અપિલ કરી. આ કારણસર લેમ્બેથની લિબરલ એસોસીએશનને એકલા દાદાભાઈની સત્તાવાર ઉમેદવારી મંજુર કરવાની અરજ કરવામાં આવી. એસોસીએશનની કારોબારી કાઉન્સિલને સમજાવવા ફેડરેશનના પ્રમુખ કેરી થાન્ટે કાઉન્સિલની ખાસ સભામાં હાજરી આપી. પણ સભાની લાગણી પારસી ઉમેદવારની વિરૂદ્ધ હતી. લિબરલ મતો વહેંચાઈ જાય તો તેની પરવા કર્યા વિના દાદાભાઈના વિરોધીઓ આગળ વધવાને તૈયાર હતા. આથી મધ્યસ્થ લિબરલ ફેડરેશનને સ્થાનિક નેતાઓની બહુમતીને નમતું આપવાની લાચારીથી ફરજ પડી, અને હોરેશીઓ માયર નામના એક ધનવાન પલંગ બનાવનાર શહેરીને લિબરલ ઉમેદવાર તરીકે ચૂંટી કાઢવામાં આવ્યો.

પ્રતિસ્પર્ધી લિબરલ ઉમેદવારના પક્ષકારો વચ્ચે ભારે કડવાશ પેદા થવા પામી. ઉત્તર લેમ્બેથની લિબરલ અને રેડિકલ કલબની રાજદ્વારી કાઉન્સિલે લંડન લિબરલ ફેડરેશનના અધિકારીઓ તરફ ધિક્કાર બતાવનારો ઠરાવ પસાર કર્યો. બીજી બાજુ એસોસીએશનના ત્રણ સભાસદોએ ભેગાં નામે છાપામાં દાદાભાઈ પર હુમલો કરવાથી દાદાભાઈએ આ બાબત પોતાના સોલિસિટરને સોંપી, અને સોલિસિટરે "મોર્નીંગ પોસ્ટ"માં પ્રગટ થયેલા પત્રમાં (૯ મી જાન્યુઆરી ૧૯૦૬) જણાવ્યું કે :—

> છેલ્લાં ત્રણ વર્ષ દરમ્યાન મારા કુલની સામે તપાસ કરી શકાય એવો કોઈ પણ સ્પષ્ટ આક્ષેપ નહિ હોવા છતાં તેમની વિરુદ્ધ ખોટી હકીકતોનો પ્રચાર કરી તેમની ઘણી નાલેશી કરવામાં આવી છે. હવે નોર્થ લેમ્બેથમાંના તેમના બે દુશ્મનોએ તમારા પત્રમાં તેમની સામે અસ્પષ્ટ આક્ષેપો પ્રગટ કરવાથી તેમની વધુ નાલેશી થવા પામી છે... અને તેથી મે ત્રણ શખ્સો સામે "રીટસ" બહાર પાડયાં છે."

આ ફરિયાદ આગળ વધી હતી માયર્સ તરફથી એની દલીલ કરવામાં આવી હતી કે દાદાભાઈ કદી પણ લેમ્બેથના

સત્તાવાર ઉમેદવાર હતા જ નહિ. આ પરથી ડખલ્યું. ઓવને વેસ્ટ મિન્સ્ટર ગેઝેટ (૧૦ મી જાન્યુઆરી ૧૯૦૬)માં જાહેર કર્યું કે દાદાભાઇ ઉતર લેમ્બેથની લિબરલ અને રેડિકલ એસોસીએશનના આમંત્રણથી ત્યાં ગયા હતા, અને તા. ૨૬ મી નવેમ્બરે મળેલી સભાએ દાદાભાઇને "પાર્લામેન્ટરી ઉમેદવાર તરીકે પસંદ કર્યા હતા, એવી મતલબનો સેક્રેટરીનો પત્ર તેમની પાસે હસ્તી ધરાવતો હતો."

લિબરલ એસોસીએશન દાદાભાઇની વિરૂદ્ધ પડવાથી અને ઉતર લેમ્બેથની લિબરલ ક્લબે તેમને ટેકો આપવાથી ઘોટાળો ઉત્પન્ન થવા પામ્યો હતો. હિન્દની પ્રજાએ ક્લબના ટેકાને એસોસીએશનના ટેકા સમાન ગણીને દાદાભાઇની ઉમેદવારી બહાર પાડવા માટે એસોસીએશનનો આભાર માનનારા ઠરાવ પસાર કર્યા હતા, જ્યારે કેટલાક લિબરલો દાદાભાઇના હરીફને જીત અપાવવાના હેતુથી દાદાભાઇ સબંધી જૂઠી વાતોનો પ્રચાર કરતા હતા. તેઓનો એક આક્ષેપ એવો હતો કે દાદાભાઇ હિન્દના લોકોના કલ્યાણ માટે કામ કરતા હતા એવા બહાના નીચે હિન્દની ભૂખે મરતી પ્રજા પાસેથી પૈસા કઢાવવામાં આવતા હતા. તેઓનો મુખ્ય વાંધો દાદાભાઇની વૃદ્ધાવસ્થા સામે હતો, અને જો તેઓ ચૂંટાશે તો તેઓ ફક્ત હિન્દના કલ્યાણ માટેની લડત ચલાવશે એવી દલીલ કરવામાં આવતી હતી. આ આક્ષેપનો રદિયો આપતાં એચ. એસ. સ્વીની નામના એક મતદારે 'ડેલી ગેઝેટ" (૨ જી જાન્યુઆરી ૧૯૦૬)માં લખ્યું હતું:—

> હું એમ પૂછવા માગું છું કે જો ચાઇનિઝ મજુરી સામે વિરોધ દર્શાવવા માટે, હાઇડપાર્કમાં મળેલી સભાના પ્રમુખસ્થાને બિરાજવા માટે, એક મહત્ત્વની ડેમોક્રેટિક સભાના મુખ્ય ઠરાવ સભા સમક્ષ પેશ કરવા માટે, નેશનલ લિબરલ કલબની જનરલ કમિટીના સભાસદ તરીકે કામ કરવા માટે, અને ઉત્તર લેમ્બેથના હજારો મતદારોના મત કેનવાસ કરવા માટે જો દાદાભાઈ પૂરતા જુવાન ગણાતા હોય તો આ મતદારમંડળના પ્રતિનિધિ થવા માટે તેમને શા માટે વૃદ્ધ ગણાવામાં આવે છે?.....

હવે તેમને અણધારેલી જગ્યાએથી પણ ટેકો મળ્યો. વાઇટ-મેન જ્યારે જીવતો હતો ત્યારે દાદાભાઇની વિરૂદ્ધ પડનાર વિક્ટર રોજર્સે "ડેલી ન્યુઝ"માં લખ્યું હતું (૨ જી જાન્યુઆરી):—

હવે મિ. નવરોજી અથવા મિ. વાઇટમેનનો સવાલ નથી; અને છેલ્લી ઘડીએ એક નવો ઉમેદવાર બહાર પાડી એક સલામત બેઠક ભયમાં નાખવાનું કંઇ જ કારણ નથી. મિ. નવરોજીની ઉમર સબંધી વાંધો લેવામાં આવે છે. હું પૂછીશ કે હાલના વડા પ્રધાન અને લોર્ડ રિપન તેમના કરતાં કેટલા જુવાન છે? આપણે મિ. નવરોજીને લિબરલ પાર્ટીના નેતા બનાવવાની આશા રાખતા નથી. આ ભાન ભૂલેલા લોકોની રીતભાતને લીધે આપણે ઉત્તર લેમ્બેથમાં એકતા જાળવી શક્યા નથી.

તા. ૪ થી જાન્યુઆરીએ દાદાભાઇએ મતદારોનું નિવેદન પ્રગટ કર્યું હતું. દાદાભાઇને લાંબું લાંબું લખવાની ટેવ હતી તે જોતાં તેમનું આ ફક્ત ચાર પાનાનું છાપેલું નિવેદન ઘણું જ ટૂંકું કહી શકાય. તેમાં તેમણે જણાવ્યું હતું કે "હું ખરેખરો મજૂરોનો સેવક છું. જ્યારે હું પાર્લામેન્ટમાં હતો ત્યારે મેં મજૂરોની લડતને ટેકો આપ્યો હતો કે જે લિબરલોની અને આખી પ્રજાની લડત છે. હું મજૂરોના મુખ્ય સંડળોના કાર્યક્રમ સાથે સંમત છું."

આ કાર્યક્રમમાં હોમરુલ, કેળવણી, મદ્યપાનનિષેધ, અબાધિત વેપારને ટેકો, અને ટ્રાન્સવાલના ખાણના માલિકોના લાભ માટે ગીર-મીટિયા ચાઇનિઝ મજૂરો મોકલાવા સામેનો વિરોધ સમાઇ જાય છે. તેમાં હિન્દ માટે ખાસ ઉલ્લેખ હતો:—

"હિન્દ ગંભીર અન્યાયોથી પીડાય છે કે જેની આ દેશના લોકોને માહિતી નથી. આમની સભામાં તેનું પ્રતિનિધિત્વ નથી...પણ હિન્દની રૈયત ઇંગ્લેન્ડની લોકશાહી પાસે દાદ ચાહે છે......... આથી ચૂંટણીને દિવસે ભૂખે મરતા અને દુકાળના સંકટથી પિડાતા હિન્દના તમારા ભાઇઓને ભૂલી નહિ જવાની હુ તમને વિનંતિ કરું?"

બે દિવસ પછી માર્ટીન વુડે આશાભરી ખબર આપનારો એક પત્ર લખ્યો :—

હવે ફ્રેન્ડ સ્મિથ દાદાભાઇની વિરુદ્ધ કામ કરતો નથી. અને હરબર્ટ ગ્લેડસ્ટને ખાનગી રીતે લેમ્બેથના લિબરલોમાં એકતા લાવવા માટે અંગત કોશિશ કરીને દાદાભાઇની વિરોધી ટોળકીના ઝેરી પ્રયાસને નબળો બનાવ્યો હતો......આવા સંજોગોમાં જો ત્રીજો ઉમેદવાર ન હોત તો સ્થાનિક માયર્સ સામે ફાવવાના સંભવો હતા, સિવાય કે માયર્સની દોલત મતદારોને લલચાવી જાય!

ચૂંટણીને દિવસે મતદારોએ હિન્દની જરૂરિયાતો કરતાં પોતાની સ્થાનિક જરૂરિયાતો પર વધારે ધ્યાન આપી માયર્સને પાર્લામેન્ટમાં ચૂંટી મોકલ્યો. માયર્સને ૨૧૬૨, કોન્ઝરવેટિવ ઉમેદવારને ૧૯૦૩, અને દાદાભાઇને ફક્ત ૭૩૩ મત મળ્યા હતા.

દાદાભાઇના પરાજયની ખબર હિન્દે ભારે દિલગીરી સાથે સાંભળી. તે પછી થોડા સમયમાં એવી અફવા ફેલાઈ કે સેંકડો યુદ્ધ લડનાર હિન્દનો લડવૈયો પોતાનું બખ્તર ઉતારી આરામ લેનાર છે. દાદાભાઇએ આ સંબંધી વાચ્છા પરના પત્રમાં લખ્યું હતું (માર્ચ ૨૯):

હાલમાં હિન્દમાં પાછા ફરવાનો મારો ઇરાદો નથી. મેં અગાઉ કહ્યું છે તેમ બધો આધાર સંજોગો પર છે. હું કોઇ પણ રીતે નિરાશ થયો નથી. હું નિરાશાઓ માટે તૈયાર જ રહું છું, અને મારા કામમાં આગળ વધતો જાઉં છું. હું નિરાશાથી ચિન્તાગ્રસ્ત થતો નથી.

દાદાભાઇ પોતાના પરાજયમાં પણ કેવા ભવ્ય અને ઉમદા રહી શકતા હતા તે 'સાઉથ લંડન પ્રેસ' (જાન્યુઆરી ૨૦) ના ઉદ્ગારો પરથી માલમ પડે છે.

"મિ નવરોજી સજ્જન છે. ઉત્તર લેમ્બેથની ચૂંટણીના પરિણામ સંબંધી તેમણે જણાવ્યું હતું કે એક લિબરલે એ બેઠક જીતી છે તેથી મને ખુશાલી ઉપજી છે. તે સિવાય મારે બીજું કંઇ કહેવાનું નથી."



# પ્રકરણ ૩૩ મું.

## કલકત્તા કોન્ગ્રેસ

કોંગ્રેસના બાવીસમા અધિવેશનનો સમય નજીક આવતો હતો. કોન્ગ્રેસની લડતના પરિણામનું સરવૈયું કાઢવાનો આ સમય હતો. હિન્દની રાજદ્વારી મહાસભા સગીર અવસ્થા પસાર કરી, પુખ્ત વયમાં આવતાં હિન્દને તેનો જન્મસિદ્ધ હકક મળ્યો હતો કે? અને જો ન મળ્યો હોય તો "મોટેરાઓ"ની ભીખ માગવાની રાજનીતિ તદ્દન નકામી પૂરવાર થઇ હતી કે નહિ ! હિન્દની જુવાન પ્રજામાં કોન્ગ્રેસના આદર્શો અને તેની કામ કરવાની પદ્ધતિ વિષે તીક્ષ્ણ મતભેદ પડયો હતો. જુવાન ભારત કોન્ગ્રેસ માટે ચેતનવંતા કાર્યક્રમ-દેશના રાજદ્વારી જીવનની પુનઃરચના માગતું હતું. વીસ વરસથી પોતાની રીતે કોન્ગ્રેસનું ગાડું હાંકતા "જૂના જમાનાના રાજદ્વારીઓ"એ આ માગણીની પરવા કરી ન હતી. આ ઘર્ષણ ફકત આવેશમાંથી જન્મ્યું ન હતું, તેમ અંગત નેતાગીરી મેળવવા માટેની પણ આ લડત ન હતી. વસ્તુતઃ તે આદર્શોનું ઘર્ષણ હતું. જૂના રાજદ્વારીઓની નેમ બ્રિટિશ સાર્વભૌમત્વ નીચે સ્વરાજ્ય મેળવવાની હતી, જ્યારે જુવાન રાજદ્વારીઓ સઘળા પરદેશી અંકુશમાંથી મુકત થઇ દેશ માટે રાષ્ટ્રીય સ્વાધીનતા મેળવવા માગતા હતા.

આ બન્ને પક્ષો વચ્ચેનો વિરોધ પ્રજાના માનસમાં થયેલા ક્રાંતિકારી પરિવર્તનનું ચિહ્ન હતું. રાજ્યકર્તાઓ માટે તો આ દેશની રાજદ્વારી તાલીમનો ભયભર્યો તબકકો હતો, અને તેથી સરકારી મંડળો અને યુરોપિયન કોમમાં ખળભળાટ વ્યાપી રહ્યો હતો. લાંબા વખત સુધી બ્રિટિશ અને એંગ્લો ઇન્ડિયન છાપાંએ હિન્દની રાજદ્વારી અશાંતિની સાવ

અવગણના કરી હતી. પણ હવે દેશમાં થયેલા પરિવર્તનની અવગણના થઈ શકે એમ નહોતું. પ્રજાકીય લડતમાં અસંતોષી જુવાનો સામેલ થયા હતા, અને તેઓનો મિજાજ કાબૂમાં રહે તેવો નહોતો. કોન્ગ્રેસે કરેલા ધૂંવાંફૂંવાં ખીજ ઉપજાવનારા હોવા છતાં હાનિકારક ન હતા. એકવીસ એકવીસ વરસની સખત જેહમત નિષ્ફળ જવા છતાં અજાયબીની બિના એ હતી કે કોંગ્રેસના નેતાઓ આ જ નિષ્ઠા અને સનદશીર પદ્ધતિને વફાદારીથી વળગી રહ્યા હતા. આવી ચળવળ બ્રિટિશ સાર્વભૌમત્વ માટે ભયરૂપ ન હતી. પણ જુવાન બંડખોરોએ આ સાર્વભૌમત્વ પર ઘા કરવાનો નિશ્ચય કર્યો હતો.

આવા સંજોગોમાં પણ મૂઠીભર બળવાખોરો સિવાય કોઈ હિંસક બળવાની હિમાયત કરતું ન હતું. અહિંસક બળવો આત્મઘાતક હતો. પણ ઉત્સાહના આવેશમાં બ્રિટિશ માલ અને જરૂર પડે તો ધારાસભાઓનો બહિષ્કાર સલામતીથી કરી શકાય એમ નવજૂવાનો માનતા હતા. તેઓની માન્યતા એવી હતી કે સરકાર સાથેનો સઘળો મરજિયાત સંબંધ તોડી નાખીને કાયદાનો ભંગ કર્યા વિના સરકારને નમાવવાનું શકય છે, અને આ આદર્શ કાયદેસર અથવા સનદશીર ન હતો એમ કોઈથી કહી શકાય તેમ ન હતું.

૧૯૦૬ માં મવાલ અને જહાલ પક્ષો વચ્ચે આ જાતનો મનોવિગ્રહ ચાલતો હતો આ સમયે સૌથી ચકચારભર્યો સવાલ એ હતો કે કોંગ્રેસનું પ્રમુખસ્થાન કોને આપવું ? કોંગ્રેસના જૂના રાજદ્વારીઓને ભય લાગ્યો હતો કે બંગાળમાં તેઓની નેતાગીરી પર પાણી ફરી વળશે, કેમ કે બંગાળી ડેલિગેટોની બહુમતિ દેશની આઝાદી માટે કારાગૃહવાસ વેઠનાર બાળગંગાધર તિલકની પક્ષકાર હતી. પણ જો દાદાભાઈને પ્રમુખ ચૂંટવામાં આવે તો તેઓ એ પદવી સ્વીકારશે કે નહિ એ મતલબનો તાર રવાના કરીને બંગાળના નેતાઓ સુરેન્દ્રનાથ બેનરજી અને ભૂપેન્દ્રનાથ બસુએ તિલક

પક્ષને છક્કડ ખવાડી. આ નેતાઓની ખાતરી હતી કે બબ્બે પેઢીથી દેશની સેવા બજાવનાર, દેશની વિરોધી શક્તિઓને એકત્ર કરી ઐચ્છિક દિશાએ વાળવાની તાકાત ધરાવનાર અને આખા દેશમાં સર્વના માનને પાત્ર થનાર હિન્દના દાદાની ચૂંટણીની સામે થવાની કોઇ જહાલ કોન્ગ્રેસવાદી પણ હાલમાં હિમ્મત કરી શકશે નહિ. ૮૧ વરસની ઉંમરે મુસાફરીના થાક, પોતાના આરોગ્ય, એક યા બીજા, યા બન્ને પક્ષને નારાજ કરી હિન્દના રાજદ્વારી સૂકાની તરીકેની પોતાની પ્રતિષ્ઠા ભયમાં આવવાનો સંભવ—વગેરે કશાનો પણ વિચાર કર્યા વિના દાદાભાઇએ એક નવજુવાનના ઉત્સાહથી કોંગ્રેસના સુકાની થવાના આમંત્રણનો સ્વીકાર કરી લીધો.

તિલક પક્ષ છક્કડ ખાઇ ગયો. તેઓ દાદાભાઇની પસંદગીની સામે થયા નહિ, પણ મહેરજી અને બસુના પગલાને તેઓએ ગેરકાયદેસર ગણી વખોડી કાઢયું. બીજી બાજુ આ નેતાઓએ પોતાના કામને વાજબી ઠરાવવા દલીલ કરી કે પ્રમુખની ચૂંટણી માટે કોંગ્રેસે ચોક્કસ ધારાધોરણો ઘડયા નથી, અને આ રીતે અગાઉ પ્રમુખની પસંદગી થવાના બનાવો બનેલા છે. ગમે તેમ હો પણ દાદાભાઇની ચૂંટણીને પાછળથી સ્વાગત કમિટીની સભાએ સર્વાનુમતે મંજૂરી આપી હતી.

જહાલ પક્ષના દૃષ્ટિબિંદુથી વિચાર કરતાં પણ દાદાભાઇ કરતાં વધારે સારી પસંદગી થઇ શકે એમ નહોતું દાદાભાઇની ચૂંટણી થવાથી કોંગ્રેસને એક અનુભવી, મીઠા સ્વભાવના અને ધીરજવાળા પ્રમુખ મળ્યા હતા એટલું જ નહિ પણ દાદાભાઇના વિચારો મવાલ પક્ષ કરતાં વધારે પ્રગતિવાદી, અને જહાલ પક્ષ તરફ વધારે સહાનુભૂતિ બતાવનારા હતા. તેઓ જહાલ નહોતા, અને મવાલ પણ નહોતા, તેમણે પોતાના દિલની વાત હિંમતથી જાહેર કરવાની કદી આનાકાની કરી નહોતી. એક અથવા બીજા પક્ષને રાજી રાખવા માટે તેઓ રાષ્ટ્રની લડતને પાછળ હઠાવે તેવા નહોતા. લોર્ડ કર્ઝનના દમનનીતિના અમલ પછી તેમના શબ્દો-

માંથી આગ ઝરતી હતી. ગમે તેવા જહાલ માણસ કરતાં બમણા જુસ્સાથી સત્ય હકીકત રજૂ કરવાની તેમનામાં તાકાત હતી. હજી તેમને હિન્દની રાજદ્વારી પ્રગતિ માટે સનદશીર ચળવળ કરવામાં શ્રદ્ધા હતી, અને તેમની નેમ હિન્દ માટે સંસ્થાનિક દરજ્જો મેળ-વવાની હતી. પણ હવે તેઓ પોતાની જુવાનીમાં બ્રિટિશ પ્રજા પાસેથી ન્યાયની ભીખ માગનારા આગલા દાદાભાઈ નહોતા.

દાદાભાઇના આગ ઝરતા ભાષણોના નમૂના અત્યાર અગાઉ આપણે જોઈ ગયા છીએ. અત્રે એક બે વધુ નમૂના ટાંકીશું. વલવર્થની ન્યુઇંગ્ટન રીફોર્મ ક્લબમાં ભાષણ કરતાં તેમણે જણાવ્યું હતું :

"બ્રિટિશ હકૂમતના બચાવમાં એક એવી દલીલ કરવામાં આવે છે કે બ્રિટશરો હિન્દના જૂદા જુદા લોકોને એક બીજાને લૂંટી લેતા અટકાવે છે. આ અર્ધસત્ય છે. આખું સત્ય એ છે કે તેઓ બધાને લૂંટી શકે તે માટે તેઓ હિન્દના લોકોને એક બીજાને લૂંટતા અટ-કાવે છે. ત્યાર પછી આપણને કહેવામાં આવે છે કે અંગ્રેજોએ હિન્દમાં માલમિલકત સલામત બનાવ્યા છે; પણ તે એટલા માટે કે તેઓ પોતે સલામતીથી માલમિલકત લઇ જઈ શકે. જાતની સલામતી સંબંધી કહેવામાં આવે છે કે જૂના જમાનાના જુલમગારો હજારોને મારી નાખી લોકોને ત્રાહિ ત્રાહિ પોકરાવતા હતા. જો તેમ હોય તો બ્રિટિશ સરકાર અત્યંત કુશળતા અને વૈજ્ઞાનિક ચોકસાઇથી દુકાળ અને મરકીથી કરોડોના જાન લે છે અને કરોડોને ભૂખે મારે છે—એંગ્લો ઇન્ડિયનો અને બ્રિટશરો નિષ્ણાત શસ્ત્રવૈદની પેઠે કાતિલ હથિયાર છેક છાતીમાં ભોંકી દઇને એક પણ ડાઘ રહેવા દીધા વિના લોહીનું ટીપેટીપું કાઢી લે છે."

તા. ૨૧ મી એપ્રિલ ૧૯૦૫ના "ડેલી ન્યુઝ"માં તેમણે એક અંગ્રેજ ચર્ચાપત્રીને નીચલો સવાલ પૂછયો હતો:—

ધારો કે કમનસીબે હિન્દ હાલમાં જેવી હાલતમાં અને સંજોગોમાં છે તેવી જ હાલત અને તેવા જ સંજોગોમાં અંગ્રેજો, ફ્રેન્ચ, જર્મન અથવા બીજી એક પરદેશી હકૂમતના તાબામાં આવી પડે તો

ખરી અથવા ખોટી રીતે એંગ્લો-ઇન્ડિયનો હિન્દીઓમાં જે જે દોષો હોવાનું જણાવે છે તે બધા દોષો અંગ્રેજોમાં હોય તો પણ એક અંગ્રેજ તરીકે પરદેશીની ખરાબમાં ખરાબ ધૂંસરી ફેંકી દેવાને તે પોતાનાથી બનતું કરશે કે નહિ? એક અંગ્રેજ તરીકે તેમને એમ જ કહેશે કે "લુચ્ચો હો યા નહિ, દોષિત હો યા નિર્દોષ, એક પણ બ્રિટિશર કદી પણ ગુલામ બનશે નહિ." અને છતાં તે હંકે કલેજે બીજા લોકોને ગુલામ બનાવવાના દૈવી અધિકારનો દાવો કરે છે.

ત્રણ ચાર વરસથી દાદાભાઈ પોતાનાં ભાષણોમાં કહેતા હતા કે **"શોષણ અને ફક્ત શોષણ" પર** કોઈ પણ જાતના થીગડાં **મારવાથી કંઈ વળવાનું નથી. સ્વરાજ્ય વિના** કોઈ પણ દેશ આબાદ **બનતો નથી. ૧૯૦૫ ની કોંગ્રેસ વખતે** ગોખલે પરના સંદેશામાં **પણ દાદાભાઈએ હિન્દના અન્યાયોનો રામબાણ ઈલાજ** સ્વરાજ્યમાં જ **રહેલો હોવાનું જણાવ્યું હતું.**

**૧૯૦૫ માં** દાદાભાઈ આટલી **હદ સુધી** ગયા હતા તો **૧૯૦૬ માં તેઓ એક કદમ આગળ વધશે એમ** ધારી જહાલોએ **તેમની પ્રમુખ તરીકેની ચૂંટણી સામે જરા પણ વિરોધ** બતાવ્યો **ન હતો.**

તા. **૨૫** મી ઑક્ટોબરે દાદાભાઈ **પર** સુરેન્દ્રનાથ બેનરજીએ લખ્યું:-

> જેઓ તિલક માટે મત ભેગા કરતા હતા તેઓએ અમને ખાતરી આપી છે કે તમને પ્રમુખ તરીકે ચૂંટી કાઢવામાં તેઓ અમારી સાથે જોડાશે, અને આ બીના તમને જણાવવાની અમને તેઓએ સત્તા આપી છે. રોઇટરે એવો સંદેશો મોકલ્યો છે કે અત્રે આવવા તા. ૩૦ મી નવેમ્બરનો "પેસેજ" તમે નોંધાવી ચૂકયા છો."

કોંગ્રેસનું પ્રમુખપદ **લેવાનું સત્તાવાર આમંત્રણ મળ્યું તે જ સમયે** દાદાભાઈને મોતીલાલ ઘોષનો **એક આંસુભીનો પત્ર મળ્યો હતો, જેમાં સરકારની દમનનીતિનું વર્ણન કરી બંગાળની અશાંતિનો** ચિતાર આપવામાં આવ્યો હતો. દેશની **નૌકા** તોફાનમાં **સપડાઈ**

હતી. આવે વખતે દાદાભાઇએ તેના સુકાની થવાનું કબૂલ કર્યું, અને તા. ર૯ મી નવેમ્બરે લંડન છોડવાની ગોઠવણ કરી.

તા. ર૦ મી નવેમ્બરે વેસ્ટ મિન્સ્ટર પેલેસ હોટેલમાં દાદાભાઇને વિદાયગીરીનું માન આપવા હિન્દના મિત્રોએ તેમને એક જયાફત આપી હતી, જેમાં વિલિયમ વેડરબર્ને વીસ વર્ષની દમનનીતિથી હિન્દની પ્રજા નિરાશ બનીને આત્મબળથી હકુમતનો સામનો કરવા તૈયાર થઇ હતી એવો ઉલ્લેખ કરી દાદાભાઇ સમાધાની કરાવવામાં ફતેહમંદ થાય એવી આશિષ ચાહી હતી.

સેમ્યુઅલ સ્મિથે દાદાભાઇના પચાસ વર્ષના મિત્ર તરીકે આ સભામાં ભાષણ કરતાં જણાવ્યું હતું કે :—

> હિન્દની પ્રજા થોડીક ધીરજ ધરશે તો એક પછી એક રાજદ્વારી સુધારા અમલમાં આવશે. આ સુધારાનાં બી રોપાય છે, છોડ પર ફૂલ આવવા લાગ્યાં છે, અને દાદાભાઈ તેના ફળ ચાખવા જીવતા રહે એવી મને આશા છે.

ન્યાયમૂર્તિ શ્રી બમનજી જે. વાડીઆ તે વખતે લંડનમાં કાયદાનો અભ્યાસ કરતા હતા. તેમણે દાદાભાઇના નામની રસીલી વ્યુત્પત્તિ કરતાં જણાવ્યું હતું કે તેમનું નામ જ તેમને મહાન દેશભક્ત ઠરાવે છે. હિન્દની પ્રજાના દાદા અને દુઃખી માનવજાતિના ભાઈ તરીકે દાદાભાઈ હિન્દની સ્વતંત્રતાના નવરોઝ માટે પ્રયાસ કરતા હતા. જો વાડીઆજીએ નવરોજજી નામ પાછળના “જી” અક્ષરનો ઉપયોગ કરી દાદાભાઇને નવરોઝજીના પિતાની ઉપમાં આપી હોત તો આ અલંકાર વધુ તેજસ્વી થવા પામત.

પી. એો. કંપનીની સ્ટીમર “આરકેડીઆ” મારફતે તા. ૧૪ મી ડિસેમ્બરે દાદાભાઇએ મુંબઇના કિનારા પર પગ મૂકયો ત્યારે તેમનું ભાવભીનું સ્વાગત થયું. કલકત્તામાં પણ પ્રજાએ તેમને પ્રેમ અને માનથી વધાવી લીધા હતા, અને એ દેખાવ ૧૮૯૩ માં તેમના થયલા ભવ્ય સ્વાગતનું સ્મરણ કરાવનારો હતો.



દાદાભાઈ નવરોજી (૧૯૦૬)

કલકત્તાની કૉંગ્રેસ હિન્દમાં મળેલી મોટામાં મોટી રાજદ્વારી સભા હતી. સ્વાગત સમિતિના પ્રમુખ ડૉ. રાસબિહારી ઘોષે પ્રગતિવાદી કૉન્ગ્રેસ પક્ષના વિચારો રજૂ કરી સ્વદેશી અને બહિષ્કારની ચળવળને યોગ્ય ઠરાવી સભાજનોને યાદ આપી હતી કે બંગાળના ભાગલાના જખમો હજી રૂઝાયા નહતા.

દાદાભાઈના ભાષણનો મહામંત્ર સ્વરાજ્ય હતો. વરસોથી તેઓ બીજાઓ સાથે, ખાસ કરીને બાળગંગાધર તિલક સાથે હિન્દનાં બધાં સંકટોના એક માત્ર ઇલાજ તરીકે સ્વરાજ્યની હિમાયત કરતા આવ્યા હતા. પણ કલકત્તાના કૉંગ્રેસના તખ્તા પરથી પહેલી વાર સ્વરાજ્યની માગણી કરવામાં આવી ત્યારે દેશના એક નાકાથી બીજા નાકા સુધી પ્રજાના દિલમાં આવેશનો ઊભરો આવ્યો. કૉંગ્રેસના પ્રમુખસ્થાનેથી ભવિષ્યનો ઉલ્લેખ કરતાં તેમણે જણાવ્યું હતું:—

બ્રિટિશ સલ્તનતમાં હિન્દીઓ કેવો દરજ્જો ધરાવે છે? તેઓ બ્રિટિશ નાગરિકો છે કે નહિ? હિન્દીઓ બ્રિટિશ વાવટા નીચે આવ્યા તે જ પળે બ્રિટિશ શહેરીઓ બન્યા હતા, અને તેઓના હકકો વિષે કંઇ શક જ ન હતો. તેઓને પોતાના જન્મસિદ્ધ હક્કો તરીકે અપાયેલાં વચનોની રૂએ તેઓ સઘળા બ્રિટિશ પ્રજાના હકકો મેળવવાને હકદાર હતા. જેમ યુનાઇટેડ કિંગ્ડમનો સઘળો રાજવહીવટ અંગ્રેજોના હાથમાં હતો તેમ હિન્દમાં પણ બનવું જોઇએ. ઇંગ્લાંડ અને સંસ્થાનોમાં સઘળા કાયદા અને કરવેરા પ્રજાના પ્રતિનિધિઓની મંજૂરીથી અમલમાં મૂકવામાં આવે છે તેજ પ્રમાણે હિન્દમાં પણ થવું જોઇએ, અને ઇંગ્લાન્ડ અને હિન્દ વચ્ચેનો નાણાંપ્રકરણી સંબંધ સમાનતાના ધોરણ પર મૂકાવો જોઇએ. આપણે મહેરબાની માગતા નથી. આપણને ઇન્સાફ જોઇએ છે. બ્રિટિશ શહેરીઓના હકકોની વધુ વિગતવાર વ્યાખ્યા કરવાને બદલે એક જ શબ્દમાં બધું સમાઇ જાય છે, અને તે શબ્દ ઇંગ્લેંડ અથવા સંસ્થાનોના જેવું "સ્વરાજ" છે.

હિન્દીઓનો સ્વરાજ્યનો હક્ક એકદમ મંજૂર કરવો કે તેમ તે સવાલ મહત્ત્વનો હતો. હિન્દના રાજતંત્રની પદ્ધતિ તોડી નાખીને એકદમ સ્વરાજ્યનો અમલ કરવો શકય ન હતો. પણ રાજવહીવટ

ધીમેધીમે હિન્દીઓને હવાલે કરવાનો વખત આવી લાગ્યો હતો. આ સંબંધી દાદાભાઈએ કહ્યું હતું :

> રશિયાના ખેડૂતો લાયક ગણાય છે, અને તેઓએ જગતના સૌથી આપખુદ રાજા પાસે ડુમા (રાજ સભા) મેળવી છે. બ્રિટનના પ્રધાન મંત્રીએ જાહેર કર્યું છે કે "ડુમા મરી ગઇ છે; ડુમા અમર રહો," ખચીત જ બ્રિટિશ સલ્તનતના શહેરીઓ સ્વરાજ્ય મેળવવા માટે રશિયાના ખેડુતો કરતાં વધારે લાયક છે. લોકો તૈયાર થાય ત્યાં સુધી થોભવાનું કહેવું વ્યર્થ છે. બ્રિટિશ પ્રજા પાર્લામેન્ટ મેળવવા માટે એ રીતે થોભી નહતી.

એ પછી અગત્યના સવાલ પર આવતાં દાદાભાઇએ આગળ ચલાવ્યું. છેલ્લો કેટલોક વખત થયાં મને પૂછવામાં આવે છે કે :

> પચાસ વરસના અંગત અનુભવ પછી બ્રિટિશ મુત્સદીઓ અને બ્રિટિશ સરકારના વચન પર તમને વિશ્વાસ રહ્યો છે કે, અને બ્રિટિશ સરકાર હિન્દને સ્વરાજ્ય આપવાની ઉદારતા બતાવશે કે ?

આ સવાલનો ખુલ્લો દીલથી જવાબ આપતાં દાદાભાઈએ બ્રિટિશ ન્યાય પ્રત્યેની તેમની શ્રદ્ધાએ તેમને વર્ષો સુધી કેવી રીતે ટકાવી રાખ્યા હતા, પરંતુ પવિત્ર વચનોનો ભંગ થવાથી શિક્ષિત વર્ગની મનોદશામાં કેવો ફેરફાર થયો હતો તે સઘળું વિગતથી સમજાવ્યું:—

> "મારે કહેવું જોઇએ કે મારી કોશિશોની શરૂઆતથી જ મને એવી નિરાશાઓ મળી છે કે જેથી કોઇપણ માણસનું હૃદય જખમાઇ ને બળવાખોર બની જાય. પરંતુ મેં આશા છોડી નથી. કદાચ મારું કહેવું તમને વિચિત્ર લાગશે. હું તમો સમક્ષ આશાવાદી તરીકે ઊભો છું. એક અ એક્જ બોલ કે જે મારા જીવનનો એક નિયમ થઇ પડયો છે તેની અસર હેઠળ મેં નિરાશા કદી જાણી નથી. આ બોલ "ખંત" છે. આગળ ચાલતાં આપણે દરેક જુદા જુદા તબક્કા માટે યોગ્ય હોય એવાં સાધનો અજમાવીશું, પણ છેવટ સુધી આપણે ખંતથી આગળ વધવું જ જોઇએ. હવે મારા આશાવાદનું કારણ બતાવું. એ પણ એક બોલમાં જ આવી જાય છે. અને તે "નવજીવન" છે. આઝાદી અને સ્વતંત્ર

બ્રિટિશ સંસ્થાઓ માટેની જૂની તમન્ના જે હાલના આપણા રાજપુરુષોમાં જાગૃત થવા પામી છે. તે મારા જીવનની જે થોડી ઘડીઓ બાકી હોય તે દરમિયાન હિન્દમાં સ્વરાજની રાજનીતિનો પ્રમાણિક અને વફાદારીભર્યો અમલ શરૂ થયેલો જોવાની હું આશા રાખું છું.”

તે પછી બંગાલના ભાગલાને ઇંગ્લેન્ડની “ખરાબ ભૂલ”ની ઉપમા આપી તે રદ્દ કરવાની આશા દર્શાવી તેમણે જણાવ્યું કે સ્વદેશી કોઇ નવી ચીજ નથી. ઘણા વરસથી મુંબઇમાં સ્વદેશી હસ્તીમાં છે. “હું અબાધિત વેપારી છું. ૨૦ વર્ષથી હું કોબ્ડન કલબ અને તેની કારોભારીનો સભાસદ છું. છતાં મારે કહેવું જોઇએ કે અસ્વાભાવિક આર્થિક અંધેરને લીધે હિન્દનો સ્વદેશી વિના છૂટકો જ નથી.–જ્યાં સુધી આર્થિક સ્થિતિ અસ્વાભાવિક અને ગરીબી લાવનારી રહે ત્યાં સુધી હિન્દને અર્થશાસ્ત્રના નિયમો લાગુ પાડવાની વાત પડેલા પર પાટું મારનારી છે.”

ત્યાર પછી હિન્દની પ્રજાને માંહોમાંહેના મતભેદ તજી દઇ એક થવાની ગદગદ વિનંતિ કરતાં દાદાભાઇએ ગુરુમંત્ર આપ્યો હતોઃ–

> એકત્ર થાઓ, સતત પ્રયાસ કરો, અને સ્વરાજ્ય મેળવો, કે જેથી ગરીબી, દુકાળ, અને મરકીથી હાલમાં મરી જતાં અને ભૂખે મરતાં કરોડો માણસો બચી જાય, અને હિન્દ એક વાર ફરીથી જગતની મહાન અને સંસ્કારી પ્રજાઓમાં ભૂતકાળની પેઠે પોતાનું ગૌરવ ભોગવે.

દાદાભાઇનું ભાષણ સમાધાનકારી હતું. કોઇને ગુસ્સે થવાનું કારણ મળે એવો એક પણ શબ્દ તેમણે વાપર્યો નહોતો. સ્વદેશીના ચર્ચાસ્પદ સવાલને તેમણે ટૂંકમાં પતાવી દીધો હતો. બહિષ્કારનું નામ પણ લીધું નહોતું. આ ભાષા દાદાભાઇના જિગરની નહતી. જહાલ પક્ષ મૂઝવણમાં પડયો. જહાલ અને મવાલ પક્ષ વચ્ચેનો મતભેદ શમી જાય એવું કંઇ તેમણે કહ્યું ન હતું. રાજદ્વારી ચળવળની દિશા બદલવાની સૂચના કરવાને બદલે તેમણે બ્રિટિશ પ્રજાની ન્યાયવૃત્તિ પર વિશ્વાસ રાખી સનદશીર ચળવળ ચાલુ રાખવાની સલાહ આપી હતી,જ્યારે હિન્દની પ્રજાએ બ્રિટનની લિબરલપાર્ટી પાસેથી

ન્યાય મેળવવાની આશા છોડી દીધી હતી.આવા સંજોગોમાં મવાલ પક્ષ રાજી થયો. સનદશીર ધોરણથી બ્રિટિશ સાર્વભૌમત્વ નીચે સ્વરાજ્ય મેળવવાની તેમની હિમાયતથી મવાળ નેતાઓની રાજનીતિ સુરક્ષિત રહી. "બંગાલી" પત્રે પ્રમુખના ભાષણને "નવયુગના મંત્ર" તરીકે વધાવી લીધું, જ્યારે "વંદેમાતરમે" તેને "મહાન ઇન્કાર"ની ઉપમા આપી આંસુ સાર્યાં.

દાદાભાઈ જહાલ પક્ષમાં મળી ગયા નહિ તેથી એંગ્લો ઇન્ડિયન છાપાંઓ રાજી થયાં, પણ પ્રમુખે હિન્દના રાજદ્વારી જીવનમાં સ્વરાજ્યનો નવો મંત્ર દાખલ કર્યાથી યુરોપિયનો ખળભળી ઊઠયા. સ્વરાજ્યની માગણીને જહાલ પક્ષને નમી પડવાની વલણ જેવી માનીને એક એંગ્લો ઇન્ડિયન છાપાએ પોતાના પેટની વરાળ બહાર કાઢતાં જણાવ્યું કે ઇંગ્લેન્ડની પ્રજા જેવા હક્કો મેળવવાનો હિન્દીઓને હક છે એ મતનું ઇતિહાસ, કાયદો, અને સામાન્ય અક્કલમાં પણ મૂળ મળતું નથી. "અમે તલવારથી હિન્દ જીત્યું છે, અને કોંગ્રેસમાં જે નનો અને કેળવાયલો વર્ગ પ્રતિનિધિત્વ ભોગવે છે તેનું તેના દેશી દુશ્મનોથી બ્રિટિશ તલવાર રક્ષણ કરે છે. તેમાં તેઓને જ લાભ છે. આખી પરિસ્થિતિમાં આ નક્કર હકીકત છે, અને આ હકીકત સંપૂર્ણ સ્વરાજ માટેના બધા દાવાઓને બેવકૂફીભર્યા ઠરાવે છે."

બ્રિટિશ સલ્તનતના ભાવિ પર ગંભીર અસર કરનારા આ સવાલ વિષે એંગ્લો ઇન્ડિયન છાપાંઓએ ઘણા અવિચારી ઉદ્ગારો કાઢયા હતા. મ્યુનિસિપલ સંસ્થાઓ અને ધારાસભાઓમાં પ્રતિનિધિત્વ દાખલ કરવામાં આવ્યું તે પહેલાં આ અખબારો આવી સંસ્થાઓ હિન્દમાં ખીલી શકે તે માનવાની જ ના પાડતા હતા. ૧૮૫૨ માં આવી માગણીને ઉત્તર દક્ષિણ ધ્રુવને એકત્ર કરવા જેવી ગણવામાં આવી હતી. તેઓની નિરાશા વચ્ચે આવી સંસ્થાઓ સ્થાપવામાં આવી, અને તેઓનો વહીવટ કુશળતાથી ચલાવવાની લાયકાત લોકોના પ્રતિનિધિઓએ સિદ્ધ કરી આપી ત્યારે પણ

ખાઇમદેલા એંગ્લો ઇન્ડિયન છાપાંઓ હિન્દની માગણીને હાસ્યાપદ ગણુતા હતા. પણ દશ વરસમાં બ્રિટિશ રાજનીતિનું ધ્યેય હિન્દમાં સ્વરાજ્યની સ્થાપના કરવાનું છે એમ જાહેર કરવાની હિન્દી પ્રધાનને ફરજ પડી હતી. તે પછી "સંસ્થાનિક દરજ્જા"ની હિન્દે માગણી કરવા માંડી ત્યારે પણ દુનિયા પ્રગતિકારી છે એ મહાન સત્ય ભૂલી જઇને વિરોધી ટીકાકારોએ હિન્દની નવી માગણીને હથેલીમાં ચાંદ માંગવા જેવી અશકય ગણી હતી. વખત જતાં સ્વતંત્રતા મેળવવાના પ્રયાસમાં જાનની કુરબાની આપવાનો પ્રજાના એક વર્ગે નિશ્ચય કર્યો ત્યારે આ જ છાપાંઓએ ૧૯૧૭ ના જાહેરનામામાં સંસ્થાની દરજ્જો સમાઇ જવાની ડાહી ડાહી વાતો કરવા માંડી હતી. કલકત્તાની કોંગ્રેસમાં દાદાભાઇએ સંસ્થાનિક દરજ્જો માગ્યો હતો, પણ તે વખતે આ છાપાંઓએ તેમની માગણીને અક્કલ વગરની ગણીને હસી કાઢી હતી.

બહિષ્કારની લડત આખા દેશમાં વિસ્તૃત બનાવવા માટેનો ઠરાવ કોંગ્રેસમાં રજૂ કરવાની ના પાડવામાં આવ્યાથી સબજેકટ્સ કમિટીમાં ઘણા તોફાની દેખાવો થયા હતા. બિપિનચંદ્ર પાલ અને ખાપર્ડેની સરદારી હેઠળ કેટલાક જહાલો સભામાંથી ચાલ્યા જવાથી કોન્ગ્રેસના વિરોધીઓ ઘડીભર ખુશ થયા હતા. પણ કોન્ગ્રેસની ખુલ્લી બેઠકમાં બધા એકત્ર થવાથી તેઓનાં ડાચાં ઊતરી ગયાં હતાં. બંગાળના ભાગલાની સામે વિરોધ દર્શાવવા માટે બંગાળમાં હાથ ધરવામાં આવેલી બહિષ્કારની લડત કાયદેસર છે, એવી બિપિનચંદ્રપાલના ટેકા સાથે અંબિકાચરણ મજમુદારે રજૂ કરેલી દરખાસ્ત પર ગરમાગરમ વાદવિવાદ ચાલ્યો હતો. જહાલોએ એવી દલીલ કરી હતી કે બહિષ્કાર આખા દેશને લાગુ પડે છે, જ્યારે મવાલો તેને બંગાળ માટે જ મર્યાદિત ધારતા હતા.

પણ સરકારનો સામનો કરવા માટે એકત્ર બનવાની જરૂર હતી, અને તે સમજવાની લોકમાન્ય તિલકમાં દીર્ઘદર્શિતા હતી. તેમને નિરાશા ઉપજી હતી; છતાં સ્વદેશીના ઠરાવ પર વિવેચન

કરતાં તેમણે એકતાનો મંત્ર સજીવન કરી કોંગ્રેસમાં ફાટફૂટ પડતી અટકાવવા માટે સંતોષ દર્શાવ્યો હતો. પુખ્ત ઉંમરની થયા પછી બાવીશમાં વર્ષમાં કોંગ્રેસ અકાળે મરી જવાની છે એવી એંગ્લો ઇન્ડિયન છાપાંઓએ આગાહી કરી હતી. પણ કલકત્તા કોંગ્રેસના કુશળ સૂત્રધારે આ આગાહી જુઠ્ઠી પાડી, બધા મતભેદો ભૂલી જવામાં આવ્યા, અને બંને પક્ષોએ આપલેના ધોરણથી સમાધાની કરી લીધી.

કોંગ્રેસની બેઠકના છેલ્લા દિવસે સુરેન્દ્રનાથ બેનરજીએ પુનાવાળા મિત્ર કંબલી તરફથી દાદાભાઈને એક સ્વદેશી છત્રી ભેટ આપી. ફક્ત તાર સિવાય તેમાંની બધી ચીજો સ્વદેશી હતી. સ્વદેશી છત્રીની છાયા નીચે બધા હિન્દીઓ એકત્ર થઇને ઊભા રહેશે એવી તેમણે આશા બતાવી હતી. દાદાભાઇએ કહ્યું હતું:

> છેલ્લાં પચાસ વર્ષની મહેનત વ્યર્થ ગઈ નથી. કોંગ્રેસે બીજું કાંઇ પરિણામ આણ્યું ન હોય તો પણ સર કેમ્પબેલ બેનરમેન કહે છે તેમ તેણે લોકો સમક્ષ "સ્વરાજ્યનો તેજસ્વી તારો" રજૂ કર્યો છે. આપણે આપણી નેમ નક્કી કરી છે તેને હું આપણા પચાસ વર્ષના રાજદ્વારી કાર્યનું ઉત્તમ પરિણામ લેખું છું.



## પ્રકરણ ૩૪ મું

### ઇંગ્લેન્ડમાંથી વિદાય

કોન્ગ્રેસની બેઠક શાંતિમાં પસાર થઇ હતી. હાલ તુરત કોન્ગ્રેસમાં ફાટફૂટ પડતી અટકી જવાથી પ્રજાએ માની લીધું હતું કે દાદાભાઇએ જે વિકટ કામ હાથ ધરવાની હિંમત કરી હતી તેમાં તેમણે પ્રશંસાપાત્ર ફતેહ મેળવી હતી કોન્ગ્રેસની બે શાખાઓ વચ્ચે સમાધાની કરાવવાના સંતોષ સાથે તા. ૮ મી ફેબ્રુઆરીએ દાદાભાઇ માતૃભૂમિની આઝાદી માટેની લડત લડવા પાછા લંડન ગયા. પણ જાહેર જીવનના સખત બોજાને લીધે તેમની તબિયત લથડી ગઇ હતી. ૮૧ વરસની વૃદ્ધ ઉંમરે તેઓ નવજુવાનને શરમાવે તેવા જુસ્સા સાથે કલકત્તા ગયા ત્યારે તેમની તબિયત એટલી બધી સારી હતી કે તેઓ એક સેંકડો પૂરો કરશે એવી આશા બતાવનારું નીચેનું કાવ્ય "ઇન્ડિયા" પત્રમાં પ્રગટ થયું હતું.

"A harvest full, its seed long sown
Be yours ere life be done!
Hopes ne'er proved vain, that steadfast-hold
At four score years and one
In heart and mind unchanged through past
Life's full allotted span,
We wish an *honoured century*
For India's Grand Old Man!

Big Ben.

૧૯૦૬ ના સપ્ટેમ્બરની ૪ થી તારીખે તેમની વર્ષગાંઠને દિવસે "ટ્રિબ્યુન" પત્રના પ્રતિનિધિને તેમણે કહ્યું હતું, "મારી તબિઅત ઘણી સારી છે. જયારે મને મસલીનનું ખમિશ અને જાકીટ પહેરવાનું ગમે છે ત્યારે ટસેલ-કોર્ડ ડગલો પહેરવો પડતો

હોવાથી મને જરા 'અકળામણ' થાય છે. તે સિવાય આ ગરમી મને ગમે છે, કેમ કે તે મને મારા દેશનું સ્મરણ કરાવે છે."

તમારી સુંદર તબિયત શાને આભારી છે એ સવાલના જવાબમાં દાદાભાઇએ કહ્યું હતું:

"જિંદગી સુધી શરાબ, તમાકુ, અને ગરમ મરીમસાલાથી દૂર રહેવાને લીધે તથા સખત મહેનતને લીધે. હું સવારે ૮॥ વાગે નાસ્તો લઇ ઓફિસ જવાનો વખત થાય ત્યાં સુધી ઘરમાં લખું છું. હું એક કલાક ફરવા જાઉં છું, અને પછી મધરાત સુધી કામ કરું છું, મારો હિન્દ સાથનો પત્રવહેવાર ખુબ છે."

યૌવનની એ ચેતનશક્તિ હવે હમેશને માટે વિદાય થઇ હતી. લંડનમાં પાછા ફર્યા પછી તેઓ ઉધરસથી પટકાઇ પડયા. તેમની પૌત્રીઓ ગોસી (પાછળથી મિસિસ માણેક કેપ્ટન) અને નરગીઝ (પાછળથી મિસિસ દોરાબ કેપ્ટન) જેઓ ઇંગ્લાન્ડમાં હતી તેઓ તેમની સારવાર કરવા લંડન દોડી ગઇ. માર્ચમાં તેમની તબિઅતમાં જરા સુધારો થયો. એપ્રિલમાં "ઇન્ડિયા"એ ખુશખબર આપી કે "હિન્દના દાદાની તબિયત ઘણી સુધરી છે." બેકસ હીલ ઓન-સીમાં હવાફેર કરવાથી તેમની તબિયતમાં વધારે સુધારો થવા પામ્યો; પણ તેમના તબીબી સલાહકારો અને બ્રિટિશ મિત્રોનો અભિપ્રાય એવો હતો કે તેમણે જાહેર જીવનમાંથી મુક્ત થઇ જે માતૃભૂમિની સેવામાં તેમણે આખું જીવન ગુજાર્યું હતું તે માતૃભૂમિમાં પાછા ફરી પોતાના વહાલાં કુટુંબીઓ અને દેશબંધુઓની મીઠી છાયામાં જીવનનો બાકીનો ભાગ આરામમાં પસાર કરવો જોઇએ.

"જે હિન્દમાતાની તમે અખંડ ભક્તિભાવથી સેવા કરી હતી, તેવા હિન્દમાં મરવા માટે પાછા ફરવાથી અને ત્યાંની ધરતીમાતાના હાથમાં મરણ પામવાથી તમારા જીવનના કાર્યને આવશ્યક ચિરંજીવિતા મળશે. તમારે હિન્દમાં જ મરવું જોઇએ." બર્ડવુડે તેમના પર લખેલા પત્રમાં ઉપલા ઉદ્‌ગારો કાઢયા હતા.

દાદાભાઇને લાગ્યું કે માતૃભૂમિ માટેનું તેમનું કર્તવ્ય હજી પૂરું થયું ન હતું. તેમણે હમણાં જ સ્વરાજ્ય મેળવવા માટેની

નવી લડત આરંભી હતી, અને એક પણ નિર્ણયાત્મક લડતમાં જીત મેળવ્યા વિના તેઓ સ્વદેશમાં પાછા ફરવાને રાજી ન હતા. બ્રિટિશ મિત્રો સાથે હવે હિન્દમાંના સગાંવહાલાં પણ તેમને પાછા ફરવાનો આગ્રહ કરવા લાગ્યાં. હોમી દાદીનાએ પોતાના પત્રમાં લખ્યું હતું :–

"તમે લખો છો તે પરથી જણાય છે કે તમારા હિન્દના છેલ્લા પ્રવાસ પછી તમારી તબિયત તદ્દન લથડી ગઇ છે, અને તમારે લાંબો વખત સુધી સંપૂર્ણ આરામ લેવાની જરૂર છે. અમને બધી બાજૂથી ખબર મળી છે કે તમારા તબીબી સલાહકાર પણ એવા જ મતના છે, અને તે તમને નિવૃત્ત થવાની સલાહ આપે છે; છતાં તમે માનતા નથી. ડૉ. ઇ. ટ્રેઝરીવાળા થોડા વખતમાં ઇંગ્લેંડથી પાછા ફરનાર છે, તો તમે ઇંગ્લેંડને સલામ કરી તમારા જન્મસ્થાનમાં ઠરીઠામ થઇ જરા આરામ લેવાનું કાં પસંદ કરતા નથી ? તમે તમારા દેશ અને રાજ્યકર્તાની ઉમદા સેવા બજાવી છે, અને આ દેશને હવે તમને થોડોક આરામ આપવાનું પરવડી શકે તેમ છે. ખરી હકીકત તો એ છે કે પ્રજા એમ માને છે કે આવા કટોકટીના વખતમાં તમારી સલાહ હિન્દીઓને વધારે લાભકારી થઇ પડશે."

ઑગસ્ટ મહિનામાં તેમની તબિયત પાછી લથડી પડી. હિન્દના જ્યોતિષીઓ તેમની જન્મપત્રિકા જોઇને મરણને કિનારે જઇ પહોંચેલા હિન્દના આ ઋષિના આયુષ્ય વિષે ભવિષ્ય ભાખવા લાગ્યા. એક જ્યોતિષીએ આગાહી કરી કે દાદાભાઇ બીજાં સાત વરસ જીવશે. ફરામ દાદીનાએ તેમને આ આગાહીઓથી માહિતગાર રાખ્યા હતા. થોડા સમય પછી તેમની તબિયતમાં અજબ જેવો સુધારો થયો. અહીં જ્યોતિષીની આગાહી ખરી પડી, પણ સાત વરસ પછી તેની આગાહી ખોટી પડવાની હતી, કેમ કે સાત વરસ પછી દાદાભાઇ બીજાં સાત વરસ જીવે તેવી આશા ઉત્પન્ન થઇ હતી.

હિન્દની લાંબી સફર કરવાને તેઓ શકિતમાન થાય તે માટે સપ્ટેમ્બરની આખરે તેમને લંડનમાંથી વિદાય કરવાની ગોઠવણ કરવામાં આવી. લંડનની ઇન્ડિયન સોસાયટીના સભાસદો વાનપ્રસ્થ

થતા સેનાપતિને વિદાયમાન આપવા હૅાલબર્ન રેસ્ટોરામાં ભેગા થયા. આ સમારંભમાં સઘળા ધર્મના હિન્દીઓ અને સઘળા રાજદ્વારી પક્ષોના અંગ્રેજ મિત્રોએ હાજરી આપી હતી. પણ દાદાભાઇ તેમાં હાજરી આપવાને શકિતમાન થયા નહોતા. પરિણામે લંડન છોડવાનો વિચાર મુલતવી રાખવો પડયો. તેમને દક્ષિણ નોરવુડમાંના એક નર્સિંગ હોમમાં લઇ જવામાં આવ્યા. ત્યાં તેમની તબિયત સુધરતી ગઇ. તેમની બળવાન ઇચ્છાશકિત, પવિત્ર મનોભાવ અને આશાભર્યા જુસ્સાને લીધે આ માંદગી સામે તેઓ ટકકર ઝીલી શકયા. તેમના પ્રવાસ માટે ૧૧ મી ઓકટોબરનો દિવસ નકકી થયો. આગલા દિવસોમાં ઋતુ શરદીવાળી અને તોફાની હતી, પણ પ્રવાસને દિવસે સૂરજનો પ્રકાશ પૃથ્વી પર પથરાઇ ગયો. દાદાભાઇને મોટરકારમાં ટિલબરી લઇ જવામાં આવ્યા, અને ત્યાં તેઓ ડો. ટ્રેઅરીવાળા અને એક નર્સની દેખરેખ નીચે સ્ટિમર મોલ્ડેવીઆમાં બેઠા. અહીં તેમને વિદાયગીરીનું માન આપવા લંડનની ઇન્ડિયન સોસાયટીના સભાસદો ભેગા થયા હતા. આ માનપત્ર સ્વીકારી તેનો જવાબ આપવામાં વધારે શ્રમ પડે તેમ હોવાથી તેમનાં તરફથી તેમના પૌત્ર જાલ નવરોજીએ માનપત્રનો સ્વીકાર કર્યો હતો.

દાદાભાઇ હંમેશને માટે ઇંગ્લેંડમાંથી વિદાય થતા હતા, છતાં સોસાયટીના સભાસદો તેમને પોતાના પ્રમુખ તરીકે ચાલુ રાખવા માગતા હતા. દાદાભાઇએ તેમ કરવાની ના પાડી, પણ સોસાયેટીના સભ્યોના આગ્રહથી તેઓ તેના માનદ પ્રમુખ થવાને કંઇક આનાકાની સાથે તૈયાર થયા. તેમણે ઇંગ્લેંડમાંના હિન્દી જુવાનોમાં બળવાનો જુસ્સો જોયો હતો. કલકત્તામાં જ તેઓ કેટલાક હિંસાવાદીઓને મળ્યા હતા, જેઓ રાજદ્વારી વિરોધ અસરકારક બનાવવા માટે હિંસક અત્યાચારના હિમાયતી હતા. દાદાભાઇને ભય લાગ્યો કે હિંસાવાદ આપણા હિન્દમાં પ્રસરી જશે, ને તેની ઇંગ્લાંડમાંના હિંદી જુવાનો પર પણ અસર થશે. સંભવ છે કે વખત જતાં હિંસાવાદી

નવજુવાનોના હાથમાં લંડનની સોસાયટી જઈ પડે. તેમણે નવા પ્રમુખ મિ. જે. એમ. પરીખ સમક્ષ પોતાનું દિલ ખાલી કરી તેમને ફરમાસ કરી કે "જે પળે સોસાયટી હિંસાવાદી થાય તે પળે મારું નામ કાઢી નાખવું. મારી ઇજ્જત તમારા હાથમાં છે."

પોતાના દેશની સેવામાં જીવન ગાળનાર આ નામાંકિત હિન્દી વિદાય થતી વખતે ઉપલા શબ્દો કાઢી ઇંગ્લેંડ છોડી ગયા. અર્ધી સદી સુધી તેમણે હિન્દની પરિસ્થિતિ વિષેની હકીકતો ભેગી કરી બ્રિટિશ પ્રજા સમક્ષ રજૂ કરી હતી. તેમના અગાઉ કોઇએ આ કાર્ય કર્યું ન હતું. તેમણે હિન્દ અને બ્રિટનનો સંબંધ ગાઢ બનાવવા માટે ભગીરથ પ્રયાસો કર્યા હતા, અને વિલિયમ વેડરબર્ને તેમને અર્પેલી પ્રશંસાની અંજલિ "ડેલી ન્યુઝ" માં (૧૭ ઓક-ટોબર) પ્રગટ થઇ હતી. બર્ડવુડે પણ "ટાઇમ્સ ઓફ ઇન્ડિયા"ના લંડનના પ્રતિનિધિ પરના એક પત્રમાં દાદાભાઇની સેવાની ખૂબ પ્રશંસા કરી હતી.

તા ૮ મી નવેમ્બરે તેઓ એડન પહોંચ્યા ત્યારે તેમની તબિયત સુધરી હતી, અને તે જોઇને એડનના આગેવાન નાગરિકો આનંદ પામ્યા હતા. પણ એડનથી મુંબઇ આવતાં તેમની તબિયત પાછી લથડી જવાથી એપોલો બંદર પર તેમનો સત્કાર કરવાની બધી યોજના રદ કરી તેમને ગૂપચૂપ વરસોવામાંના તેમના નિવાસ-થાન પર લઇ જવામાં આવ્યા. અહીં તેમની પૌત્રી મહેરબાનુની પ્રેમાળ સારવારથી ટૂંક સમયમાં તેમની તંદુરસ્તી સુધારા પર આવી. પાછળથી તેમની પુત્રી માણેકબાઇ જામનગર દરબારની નોકરી છોડી દઈ પોતાના પિતાની સારવાર કરવા આવવાથી મહેરબાનુને રાહત મળી હતી.

મુંબઇના બારામાં સ્ટીમર આવી પહોંચતા દાદાભાઇનો પહેલવહેલો સત્કાર મુંબઇના ગવર્નર સર જ્યોર્જ ક્લાર્કે (પાછળથી લોર્ડ સીડનહેમ) કરવાથી તેમને હર્ષ થયો હતો. જાન્યુઆરીમાં હિન્દની પ્રજાને આનન્દના સમાચાર મળ્યા કે દાદાભાઇ બીમારીમાંથી તદ્દન સારા

થઈ ગયા છે. શરીરમાં શકિત આવતાં તેમનું મન પણ અગાઉની માફક ચેતનવંત બની ગયું. તેઓ પુસ્તકો વાંચવામાં, પોતાના પત્રવહેવાર પર જાતે ધ્યાન આપવામાં, અને દુનિયામાં બનતા બનાવોથી માહિતગાર રહેવા માટે વર્તમાનપત્રો વાંચવામાં ઘણો વખત પસાર કરવા લાગ્યા.

હિન્દના દાદાની ૮૪ મી વર્ષગાંઠ તેમને લાંબી આવરદા આપવા માટે પ્રભુની પ્રાર્થના કરવા માટેનો ખાસ પ્રસંગ હતો. છેલ્લી ગંભીર માંદગીમાંથી તેઓ જીવનનો બાકીનો ભાગ પોતાના કુટુંબ સાથે આરામમાં ગાળવા માટે પ્રભુકૃપાથી બચી ગયા હતા. તેઓ પાછલા પહોરે તેમની મુલાકાત લેવા આવનારાઓને મળતા, સાંજે ફરવા જતા, અને વાંચવા લખવાનું કામ કરી શકતા. આથી "દાદાભાઈ દિન" હિન્દની પ્રજાએ એક મહોત્સવરૂપે ઊજવ્યો હતો. આ પ્રસંગે પણ સર જ્યોર્જ ક્લાર્કે તેમના પર અભિનંદનનો પહેલો સંદેશ મોકલતાં કહ્યું હતું:–"હિન્દની પ્રજાની શાન્તિભરી પ્રગતિને ભયમાં મૂકનાર હિન્દનાં આકાશ પરના વાદળાં વીખરાઈ જાય ત્યાં સુધી તમે જીવતા રહો એવી હું આશા રાખું છું." દાદાભાઈએ જવાબમાં એવી ઉમેદ દર્શાવી હતી કે આ વાદળાંઓ વીખરાઈ જશે, અને જો વખતસર જરૂરી સુધારા કરવામાં આવશે તો બ્રિટનની ન્યાયપ્રિયતા પરનો હિન્દનો વિશ્વાસ સજીવન થશે.

દાદાભાઈ પર દુનિયાના ખૂણેખૂણામાંથી જાતજાતના પત્રો આવતા હતા, અને એ હજારો પત્રોનો જવાબ આપવામાં તેઓ વૃદ્ધાવસ્થામાં પણ આનન્દ માનતા. અભ્યાસ અથવા વેપાર માટે યૂરોપ અથવા આફ્રિકા જવા માગતા જુવાનો, ઇંગ્લેન્ડ અથવા યૂરોપના બીજા ભાગમાં રખડી ગયેલા વિદ્યાર્થીઓ, ઇંગ્લન્ડમાં અભ્યાસ પૂરો થયા છતાં હિન્દમાં પાછા નહિ ફરતા જુવાનોના માબાપો, મુશ્કેલી ભોગવતી હિન્દી સ્ત્રીઓ, હલકી પંક્તિના એશિયાટિકોને પરણેલી યુરોપીઅન સ્ત્રીઓ, પોતાનાં બાળકો ખ્રિસ્તી થવાથી ગભરાઈ ગયેલા માતપિતાઓ બધા જ તેમની મદદ માગતા. ખૂન યા લૂંટ

માટે ફાંસી યા કેદની સજા પામેલા કેદીઓ, બરતરફ થયેલા નોકરો, જુલમનો ભોગ થયેલી સ્ત્રીઓ, કામદારો, ટપાલીઓ, ગોરા અને કાળા વેપારીઓ બધા જ પોતાની ફરિયાદોની દાદ મેળવવા તેમને આશરે આવતા, અને દાદાભાઇ બધાને ઓછો વધતો સંતોષ આપવાની પોતાની ફરજ સમજતા.

થોડા દિવસ આરામ લીધા પછી વરસોવાના આ સન્યાસીએ ફરીથી રાજકારણમાં ઝંપલાવ્યું. પરિસ્થિતિમાં ઝડપથી ફેરફાર થતા જતા હતા. બ્રિટિશ વલણમાં આવકારદાયક સુધારો થતો જણાતો હતો. એક બાજૂથી રાજ્યદ્વારી ચળવળ અને બીજી બાજૂથી તેને દાબી દેવા માટે સખત પગલાં ભરવાની પડતી બાંગની પરવા કર્યા વિના લોર્ડ મોર્લે અને લોર્ડ મિન્ટો બને ત્યાં સુધી પ્રજાની અભિલાષા સંતોષવાનો દૃઢ નિશ્ચય કરી બેઠા હતા. રાજ્યદ્વારી સુધારાની યોજનાની રૂપરેખા ઘડાતી હતી. વેડરબર્ન અને બીજાઓએ દાદાભાઇને આ વાતની માહિતી આપી. આવી અણીની પળે રાજદ્વારી ચળવળનો પિતા શી રીતે શાંત બેસી રહી શકે?



## પ્રકરણ ૩૫ મું.

## રાજદ્વારી સન્યાસી

૧૯૦૮ ના આખા વરસ દરમ્યાન હિન્દી રાજકારણની નૌકા તોફાની સાગરમાં આમથી તેમ ઘસડાઇ રહી હતી. કોંગ્રેસમાં બે પક્ષ પડી ગયા હતા, અને આ પ્રજાકીય સંસ્થા જહાલ પક્ષના હાથમાં જવાનો ભય ઊભો થયો હતો. સરકારને બે જુદાજુદા અસંતોષી પક્ષો ચિન્તાતુર બનાવતા હતા. રાજનિષ્ઠ વર્ગને સરકાર લોકો તરફની ફરજ બજાવવામાં નિષ્ફળ ગઇ હતી તેથી અસંતોષ હતો. બીજો વર્ગ લોકોમાં બેદિલી ફેલાવી બંધારણપૂર્વકના સમાજના પાયા માટે ભયરૂપ હતો. આ સમયે એક પછી એક થયેલા અત્યાચારોને સરકારે દમનથી દાબી દેવાની કોશિશ કરી હતી; પણ દમનનીતિ સફળ થઇ નહિ. ઊલટું તેમાંથી આ નવા અરાજક તત્ત્વો પેદા થયાં. પરિણામે અરાજકતાની આંધી તોફાન મચાવવા લાગી, જેને દાબી દેવાને માટે સરકારને વધારે કડક પગલાં ભરવાની ફરજ પડી. એક જમાનાનો પ્રગતિવાદી બીજા જમાનામાં રૂઢિચુસ્ત થઇ નવા જમાનાની ચળવળ તરફ ચિન્તાની નજરે જુએ છે. પણ દાદાભાઈ માટે એમ કહી શકાય તેમ નથી. જ્યારે બીજા રાજદ્વારી નેતાઓએ અરાજક ચળવળ પરથી હાથ ધોઇ નાખી પ્રગતિવાદીઓને ધિક્કારી કાઢયા હતા, ત્યારે દાદાભાઇએ તેઓ તરફ સહાનુભૂતિ દર્શાવી હતી. તેમની આશા દેશાભિમાન અને રાષ્ટ્રીય ભાવનાથી તરવરતા જુવાનોમાં કેન્દ્રસ્થ થઇ હતી. આમ હોવા છતાં તેમણે હિંસક અત્યાચારોને સખ્ત શબ્દોમાં વખોડી કાઢયા હતા. પોતાના દેશબંધુઓની શુભેચ્છા માટે તેઓનો આભાર માનનારા સંદેશામાં દાદાભાઇએ જણાવ્યું હતું:

> હું વિનંતિ કરવાની તક લઉં છું કે સઘળા હિંસક અત્યાચારોનો ત્યાગ કરવો જોઇએ. આપણી ફરિયાદો ઘણી છે, અને તે બધી વાજબી

છે. જરૂરી પ્રયાસ, અને આત્મભોગ, શાન્તિ અને ધીરજ તથા ખંત સાથે જરૂરી સુધારા માટેની લડત ચાલુ રાખો, અને નિડરતાથી જરા પણ આનાકાની વિના બ્રિટિશ પ્રજાનાં અંતઃકરણ અને ન્યાયપરાયણતાને વિનંતિ કરો.

દાદાભાઈના જીવનમાં આ સંદેશાથી એક નવું પ્રકરણ ઊઘડયું. તેમના રાજદ્વારી જીવનનો પુનર્જન્મ થયો. હવે તેઓ પહેલાંના જેવી શારીરિક અને માનસિક શક્તિ પાછી મેળવવાને ભાગ્યશાળી થયેલા હોવાથી પોતાના વિચારો જાહેર કરવા લાગ્યા. મોર્લે-મિન્ટો સુધારા જાહેર થવાથી તેમણે મોર્લેના પોતાના શબ્દોની યાદ આપી: "ધારાસભા તરફથી લેવામાં આવેલું દરેક સાચું કામ તેનો વિસ્તાર ગમે તેટલો મર્યાદિત હોય તો પણ તે અનેક અણધાર્યા મહાન સુધારા તરફ ખાતરીપૂર્વક દોરી જાય છે." રાજ્યદ્વારી સુધારાનો એ હફતો આજે આપણને ગમે તેવો નજીવો લાગે તો પણ વેડરબર્નના શબ્દોમાં કહીએ તો તે "દાદાભાઈની લાંબી અને અખંડ સેવાનું ફળ હતું."

હિન્દને ન્યાય આપવા માટેનું બ્રિટિશ સરકારનું આ પહેલું પગલું હતું. આ રસ્તા પર પ્રગતિ કરવાનો ઉત્તમ માર્ગ આ પગલું ભરનારા મુત્સદ્દીઓને ઉત્તેજન આપવાનો હતો એવી દાદાભાઈની માન્યતા હતી. આથી તેમણે લોર્ડ મોર્લે અને લોર્ડ મિન્ટો પર એક અંગત પત્ર લખી જણાવ્યું કે અનેક નિરાશા પછી આ સુધારા જાહેર થવાથી બ્રિટિશ ચારિત્ર્ય પરની શ્રદ્ધા વાજબી ઠરી છે.

આ પત્ર તેમણે સંતોષ અને નિરાશાની મિશ્રિત લાગણીથી લખ્યો હતો. કેમકે હિન્દ અને ઇંગ્લેન્ડમાં સનદી નોકરીની પરીક્ષા એકી વખતે લેવાના મુખ્ય સુધારાની અવગણના કરવામાં આવી હતી. બ્રિટિશ મુત્સદ્દીઓ પર સુધારાના અમલનો બોજો હોવાને લીધે તેમણે સનદી નોકરીનો સવાલ તે વખતે ઉપાડી લેવાનું વાજબી ધાર્યું નહિ. પણ થોડા સમય પછી વાઇસરોયની કાઉન્સિલમાં એક હિન્દીની નિમણૂક કરવા માટે દિલોજાન આભાર

માનનારો પત્ર "લોર્ડ મિન્ટો અને લોર્ડ મોર્લે" પર તેમણે રવાના કર્યો. તેમાં તેમણે જણાવી દીધું કે "સનદી નોકરીના અનિવાર્ય સુધારા વિના બીજા બધા સુધારાઓ અસરકારક નિવડવાનો સંભવ નથી." હિન્દમાંની બ્રિટિશ હકુમતને બે બાજુ હતી; એક સારી અને બીજી ખરાબ. એક લાંબી તપસીલમાં તેમણે ૧૮૬૪ થી ૧૯૦૩ સુધીમાં અંગ્રેજ મુત્સદ્દીઓએ કરેલાં ભાષણો અને લખાણોમાંથી ઉતારા ટાંકી બતાવ્યા. તેમાં રાજ્યવહીવટની અનેક ખામીઓ બતાવવામાં આવી હતી. તે પછી સનદી નોકરી સંબંધી ઉલ્લેખ કરી નવા સુધારાની પ્રગતિને પરિણામે ઇંગ્લેંડનું ગૌરવ વધે, અને હિન્દને ન્યાય મળે તે માટે સ્વરાજ્યની સ્થાપના થવાની આશા દર્શાવી હતી.

આ પત્ર ૮૦ ટાઇપ કરેલાં પાંનાનો હતો બીજે વરસે તેમણે પોતાના રાજદ્વારી વાનપ્રસ્થાશ્રમમાંથી હિન્દની નાણાંપ્રકરણી હાલત સંબંધી સંગીન અને સત્તાવાર હકીકતો પ્રગટ કરી. ત્રણ મહિના પછી તેમણે વેપારી પરિસ્થિતિની તપાસ કરી પરદેશી હકૂમતમાં હિન્દની થયેલી કંગાળ હાલત સાબિત કરી આપી. આ બધાં નિવેદનો સુધારા વધારા સાથે બહાર પાડવામાં આવે તો તેમના "Poverty and Un-British Rule in India" નામના પુસ્તકની એક નવી આવૃત્તિ જ થઇ જાય.

દેશસેવા માટે આટલી બધી જહેમત ઉઠાવવા છતાં દાદાભાઇ સામાન્ય રીતે શાન્તિમાં જીવન ગાળતા હતા. પણ મે મહિનામાં તેમનાં પત્નીનું મરણ થવાથી આ શાન્તિમાં ખલેલ પડી. તેમનાં પત્ની તેમની દેશાભિમાની કારકીર્દિમાં સહકાર આપવાને તદ્દન અસમર્થ નિવડયાં હતાં. છતાં તેમનો સંસાર મધુર પ્રેમથી ભરપૂર નિવડયો હતો. જગતના ખૂણે ખૂણામાંથી દાદાભાઈ તરફ દિલસોજી બતાવનારા સંદેશા આવ્યા. મુંબઈના ગવર્નર સર જ્યોર્જ કલાર્ક પણ આ સમયે પોતાની પુત્રીના શોકમાં હતા. તેમણે દાદાભાઇ પરના સંદેશામાં જણાવ્યું હતું કે "હું પોતે શોકમાં હોવાથી તમારા શોકની લાગણી પૂર્ણપણે અનુભવી શકું છું."

દેશની રાજ્યદ્વારી સ્થિતિ વધુ ને વધુ ખરાબ થતી રહી. જહાલ પક્ષે રાજદ્વારી સુધારાને બળવાખોર ચળવળનું પરિણામ માન્યું. વધુ સુધારા કરાવવા માટે વધારે અરાજકતા ફેલાવવાની હિમાયત થવા લાગી. આથી દાદાભાઈએ પોતાની ૮૫ મી સાલગ્રેહને પ્રસંગે એક વાર ફરીથી હિંસા વિરૂદ્ધ અહિંસાનો પ્રશ્ન ઉપાડયો.

> ગયે વરસે મેં મારા દેશબંધુઓને સઘળી જાતની હિંસાનો ત્યાગ કરવાની સલાહ આપી હતી. તે પછી એક ઘણોજ દિલગીરીભર્યો અત્યાચાર બનવા પામ્યો છે. સર કર્ઝન વાઇલી જેઓ હિન્દીઓના મિત્ર હતા તેમનું જ્યારે રાજ્યદ્વારી સુધારાનો આરંભ થયો ત્યારે ખૂન થયું તે અત્યંત શોકજનક છે. દુઃખદ દિલાસારૂપ એ છે કે હિન્દીઓના ચારિત્ર્યને જોખ આપવા માટે એક બીજા હિન્દી ડૉ. લાલકાકાએ પોતાના જાનનો ભોગ આપ્યો હતો. જેઓ હિંસક અત્યાચારો કરે છે, તેઓ હિન્દની લડતને મોટામાં મોટું નુકશાન કરે છે.

આ પ્રસંગે મળેલી જાહેર સભાએ નીમેલાં ડેપ્યુટેશનના માનપત્રમાં અરાજક ચળવળને દાબી દેવા અને રાજ્યદ્વારી ચળવળને કાયદા અને બંધારણની મર્યાદામાં રાખવા માટે બની શકતા ભોગ આપવાની ખાતરી આપવામાં આવ્યાથી દાદાભાઈએ સંતોષ બતાવી એવી આશા દર્શાવી હતી કે કાયદેસર ચળવળ ખંતપૂર્વક આગળ વધારવા માટે આત્મભોગ આપવાથી જ હિન્દની રાજ્યદ્વારી નેમ પાર પાડી શકાશે.

બીજા બાર મહિના પસાર થઇ ગયા. અરાજકતાની આંધી આખા દેશમાં ફરી વળી હતી. આથી દાદાભાઇને ૧૯૧૦ ના પોતાના નિવેદનમાં અરાજકોને હિંસક અત્યાચાર ઉપરથી હાથ ઉઠાવવાની ફરી ફરીને વિનંતિ કરવી પડી હતી.

તેમની ૮૬ મી સાલગ્રેહ પ્રસંગે દાદાભાઇને મળેલા અભિનંદન પત્રોમાં એક પત્ર તેમના પૌત્ર જાલ તરફથી મળ્યો હતો. તેમાં તેણે લખ્યું હતું:

> "મને લાગે છે કે આ પત્ર તમને એક અઠવાડિયું મોડો મળશે. પણ મનોમન સાક્ષી હોવાથી મારી ઇચ્છા વખતસર પહોંચી જશે.

તમને વિચારવિનિમય (telipathy)જેવી ચીજમાં શ્રદ્ધા છે કે નહિ તે મને યાદ નથી. પણ જો મિ. ડબલ્યુ ટી. સ્ટેડની વાત માનીએ તો તેમાં ઘણું સત્ય રહેલું છે. તમારું ગણિતપરાયણ મન કદાચ આ વાત માનશે નહિ. ઘણા માણસો મારી મારફતે તમારા પર મુબારકબાદી મોકલે છે, પણ એ બધાનાં નામો અને તેઓના સંદેશા યાદ રાખવાની આટંગ સ્મરણશકિત મારામાં નહિ હોવાથી તમારે તે અનુમાનથી સમજી લેવાં પડશે. ”

આ પત્ર સાથે શોકભર્યો પ્રસંગ સંકળાયેલો છે. આ જીવન-વૃત્તાંતનો લેખક ૨૮ મી જુન ૧૯૩૮ ને દિને આ પત્ર તપાસતો હતો ત્યારે તેને શોકભરી ખબર મળી હતી કે જાલના ઉપયોગી, શાંત અને દેશપ્રેમથી તરવરતા જીવનનો અકાળે અંત આવ્યો હતો. થોડા જ મહિનાની વાત પર જાલને એક સ્વપ્ન આવ્યું હતું, જેમાં તેણે લંડનના વિક્ટોરીઆ એમ્બૅંકમેન્ટ પરથી દાદાભાઈને કંઇક ચિન્તાગ્રસ્ત હાલતમાં પસાર થતા જોયા હતા. “ હલ્લો ડેડ ! તમે અહીં શું કરો છો. ? ” જાલે પૂછયું. દાદાભાઇએ જવાબ આપ્યો, “ હું અહીં કામ કરું છું. હું અહીં નજીકના હોટેલમાં રહું છું. મારા કાગળોનું સંપાદન કરવાનું છે, જો તું કરે તો બહેત્તર. ” જાલે પૂછ્યું, “ તમે મારી સાથે ઘેર શા માટે આવતા નથી ?” દાદાભાઇએ હા પાડી. પછી જાલે જોયું કે બન્ને મહાસાગરમાં હતા. જ્યારે તેઓ મુંબઇની નજીક આવ્યા ત્યારે દાદાભાઈએ કહ્યું, “ હું નથી ધારતો કે હું તારી સાથે કિનારે ઊતરું. ત્યાં ઘણી ધાંધલ થશે. તું કાગળો લઇ લે.”

આ સમય દરમ્યાન દાદાભાઇને મળેલો બીજો નોંધવાલાયક પત્ર જાલની બહેન ગોસીનો હતો, જેમાં તેણે લખ્યું હતું:

ગયા ઉનાળામાં હું દક્ષિણ આફ્રિકાવાળા મિ. ગાંધીને મળી હતી. તેઓ ઘણા પ્રમાણિક માણસ છે, અને તમને તો પૂજે છે. મેં દક્ષિણ આફ્રિકાવાળી ચળવળ સબંધી તેમની સાથે લંબાણ વાટાઘાટ ચલાવી હતી, અને તેમણે મને ફક્ત એટલુ જ કહ્યું હતું કે તેમની સામે તમારો દાખલો પડેલો છે, અને તેઓ સંપૂર્ણ શ્રદ્ધાથી તમને અનુસરે છે.

દાદાભાઈએ જવાબમાં લખ્યું હતું કે ગોસી "ભલા મિ. ગાંધી" ને મળી તેથી મને ઘણી ખુશાલી ઉપજી છે; ગાંધી "એક મહાન દેશાભિમાની લડત" લડી રહ્યા છે.

કોંગ્રેસની ચળવળની કોઈ પણ વિગત દાદાભાઈના લક્ષ બહાર રહેતી નહિ. પ્રજાકીય ચળવળના કટોકટીના પ્રસંગે મળેલી ૧૯૦૯ ની કોંગ્રેસની બેઠક સફળ થવાથી આનંદ પામી તેમણે લાલા હુરકીશનલાલને લખ્યું હતું: (જાન્યુઆરી ૬, ૧૯૧૦): "કોંગ્રેસની ફતેહ માટે મારાં અભિનંદન. પંજાબે પોતાનું પાણી બતાવી આપ્યું છે."

કોંગ્રેસના અધિવેશન સંબંધી તેમણે સુરેન્દ્રનાથ બેનરજી પર લખ્યું હતું (૧૦ ઓક્ટોબર):

> કોંગ્રેસની આવતી બેઠકમાં મોટી સંખ્યામાં હાજરી આપવા માટે તમે કરેલી વિનંતિથી મને આનન્દ થયો છે. તમે મુંબઈમાં હતા ત્યારે બંને દેશોમાં એકી સાથે પરીક્ષા લેવા સંબંધીનો તમારો સંદેશો મને મિ. વાચ્છાએ પહોંચાડયો હતો. હિન્દની સઘળી સનદી નોકરીઓની પરીક્ષા એકી વખતે લેવાના સુધારાને કોંગ્રેસમાં પ્રધાન સ્થાન અપાવવા માટે તમે તમારાથી બનતું કરશો એવી મને આશા છે. ૧૯૦૬ ની કોન્ગ્રેસના ૯ મા ઠરાવની પેટા કલમ (અ) પર હજી લોર્ડ મોર્લેએ ધ્યાન આપ્યું નથી.

આટલી વૃદ્ધ ઉમરે પણ હિન્દના દાદા કોન્ગ્રેસનો ઠરાવ સત્તાવાર રીતે ટાંકતા હતા.

તા. ૩ જી ફેબ્રુઆરીએ દાદાભાઈના સોલિસિટર ફ્રેન્ક બર્ડવુડે યુનાઈટેડ સ્ટેટસ ઓફ અમેરિકાના આંકડા તેમના ઉપર મોકલી આપ્યા હતા. ૩૧ મી જાન્યુઆરીએ તેમણે ગોંડળના ઠાકોર સાહેબ પર પત્ર લખી તેમને મળેલા ૧૯૦૮-૯ ની સાલના ગોંડળના વહીવટદારી અહેવાલ માટે ઠાકોર સાહેબનો આભાર માની આગલા બે વરસના કારોબારી અહેવાલો મોકલવાની અરજ કરી હતી. દાદાભાઈના મગજમાં કેવાકેવા વિષયોને સ્થાન મળતું હતું તેનો આ એક નમૂનો છે. સુરેન્દ્રનાથ બેનરજીએ ઇંગ્લેન્ડથી પાછા ફર્યા

પછી એક મિત્રને લખ્યું હતું કે દાદાભાઈ "બ્લુ બુકસના દરિયામાં વસે છે." વરસોવામાં તેઓ વાનપ્રસ્થ જીવન ગાળતા હતા ત્યારે પણ તેમનો અભ્યાસ પહેલાંના જેવો જ હતો.

જે. એન. ગુપ્તા રમેશચંદ્ર દત્તનું જીવનચરિત્ર લખતા હોવાથી તેમણે દત્ત સંબંધી માહિતી માગતાં દાદાભાઈએ જણાવ્યું હતું કે મારા બધા કાગળો ઇંગ્લાન્ડમાં હોવાથી હું કંઇ ખાસ માહિતી આપી શકતો નથી, પણ મને બે અંગત પ્રસંગો યાદ છે: "જ્યારે દત્તને ઈસ્ટર્ન ઇંગ્લેન્ડના મતદારમંડળ (યારમાઉથ) તરફથી આમની સભામાં ઉમેદવારી કરવાનું આમંત્રણ મળ્યું ત્યારે મને ઘણો આનન્દ થયો હતો, અને મેં તાત્કાલિક ખર્ચ માટે તેમને નાણું ધીરવાની તત્પરતા બતાવી હતી. પણ દત્તે ઉમેદવારી નહિ કરવાથી તેમને નાણાંની જરૂર પડી નહોતી. એકવાર અમે ભોજન સમારંભમાં મળ્યા હતા, જ્યારે હિન્દની સઘળી મુશ્કેલીઓનું મુખ્ય કારણ ઇંગ્લેન્ડમાં ઘસડાઇ જતાં નાણાં છે એવા મારા મત સાથે તે સંમત થયા હતા."

દત્ત જમીન મહેસૂલની પદ્ધતિ પર ખૂબ ભાર મૂકતા હતા. દાદાભાઈને લાગ્યું કે તેમ કરવાથી હિન્દની ગરીબીનાં મૂળ કારણ –શોષણ અને તેનો ઉપાય સ્વરાજ્ય–પરથી લોકોનું ધ્યાન જુદી દિશામાં ખેંચાશે. તા. ૧૧ મી જુલાઈ ૧૯૦૩ ના પોતાના પત્રમાં દત્તે જણાવ્યું હતું કે વસ્તુતઃ શોષણના સવાલ પરત્વે તેમના અને દાદાભાઈના વિચારોમાં તફાવત ન હતો.

હિન્દની ગરીબીનું મુખ્ય કારણ હિન્દનું થતુ શોષણ છે એ બીના જણાવવાની મેં એક પણ તક ગુમાવી નથી. આવતે વરસે પ્રગટ થનાર મારા " ઇકોનોમિક હિસ્ટરી " (૧૮૩૭–૧૯૦૦) નામના પુસ્તકમાં મેં એ વાત વારંવાર જણાવી છે. પણ આ શોષણનું મૂળ જમીન મહેસૂલ અટકે નહિ ત્યાં સુધી શોષણ અટકવાનું નથી; તેથી જમીન મહેસૂલ પર અંકુશ મુકવાનો પ્રયત્ન કરીને તમે શોષણ અટકાવવા માટે જે કામ કરો છો તે જ કામ હું કરું છું. તમે ૧૮૭૩ ની પાર્લામેન્ટરી કમિટી

સમક્ષ આપેલી જુબાની હું વાંચું છું. અને તમે પુનાના કેટલાક તાલુકાઓની હદબહારની જમીન મહેસૂલની આકારણી સામે કરેલો પડકાર મેં જોયો છે. ૧૮૭૩ માં જો સરકારે તમારી સલાહ માની હોત તો ૧૮૭૫ ના થયલાં પુનાનાં હુલ્લડો અટકાવી શકાયાં હોત. ૧૮૭૩ ના શોષણ સાથે જમીન મહેસૂલના પ્રશ્નને જોડવામાં તમે ખરા હો તો ૧૯૦૩ માં તેમ કરવામાં હું પણ ખરો છું.

"ધી ટાઇમ્સ" ના પરદેશખાતાંના પ્રતિનિધિ વેલેન્ટાઇન શીરોલ આ વરસની શરૂઆતમાં હિન્દની રાજદ્વારી પરિસ્થિતિનો અંગત અભ્યાસ કરવા, અને સુધારાથી પ્રજાને થયેલા સંતોષ યા અસંતોષનું માપ કાઢવા હિન્દમાં આવ્યા હતા. જ્યોર્જ બર્ડવુડે વેલેન્ટાઇન શીરોલની દાદાભાઇ સાથે ઓળખાણ કરાવનારા પત્રમાં લખ્યું હતું:

"બનવા જોગ છે કે તમે તેમની મુલાકત લેવાને શકિતમાન થશો. પણ તેમની સાથે વાતચીત કરવાને શકિતમાન નહિ પણ થાઓ. તેમ હોય તો ફકત એક પળ પણ તેમને મળજો. તમે હિન્દના નૈતિક અને આધિભૌતિક કલ્યાણ માટે તમારી શકિત અને બુધ્ધિ અનુસાર નિઃસ્વાર્થ વૃત્તિથી આખા જીવનભર તમારા દેશની જે ભકિતપૂર્વક સેવા બજાવી છે તેથી તેઓને તમને પૂજ્યભાવથી પ્રણામ કરવાની તક મળશે તો પણ તમારા આભારી થશે."

આશ્ચર્યની બીના એ છે કે આ સમયે દાદાભાઇ બીમાર હતા એમ ઇંગ્લેંડમાંના મિત્રો જ નહિ પણ હિન્દમાંના મિત્રો પણ ધારતા હતા. જ્યારે સર જ્યોર્જ કલાર્કે તેમને વરસોવામાં મળવા જવાની ઇચ્છા બતાવી ત્યારે દાદાભાઇના મિત્રોએ તેમને ચેતવણી આપી હતી કે તેવી મુલાકાતથી એમના મગજ પર ભારે બોજો પડશે, અને તેમનો પ્રાણ જોખમમાં આવશે. આ કારણસર બે વરસ સુધી આ મુલાકાત મુલતવી રાખવામાં આવી હતી. બે વરસ પછી હોરમસજી વાડીઆએ સર જ્યોર્જને ખબર આપી હતી કે દાદાભાઇની તબીયત હવે સુધરી ગઇ છે, અને તેઓ તેમની મુલાકાત

લેશે એટલું જ નહિ પણ તેમની સાથે રાજકારણની ચર્ચા ચલાવવાને પણ ખુશ થશે.

તા. ૨૩ મી એપ્રિલે દાદાભાઈએ શીરોલ સાથે લંબાણ ચર્ચા કરી હતી. તે ચર્ચા દરમ્યાન શી શી વાત થઇ હતી તે કોઇ જાણતું નથી. દાદાભાઈએ ફક્ત એટલી જ નોંધ કરી છે કે શીરોલ તેમને મળવા આવ્યા ત્યારે તેમણે તેને લોર્ડ મોર્લે અને લોર્ડ મિન્ટો સાથેના પત્રવહેવારની નકલ અને લોર્ડ જ્યોર્જ હેમિલ્ટન પરના પત્રમાંના ઉતારાની નકલ આપી હતી.

આ રીતે દાદાભાઇના પાછલા દિવસોમાં પણ રાજ્યદ્વારી પ્રચારકાર્ય ચાલુ જ હતું. હિન્દની માગણીને કોઇપણ દાબી શકે એમ નહોતું. વિસ્તૃત ધારાસભા મારફતે હિન્દની માગણી વધારે પ્રબળ બનવા લાગી. ૧૯૦૯ માં શરૂ થયેલી રાજનીતિનો તેના સ્વાભાવિક અન્ત સુધી અમલ કર્યા વિના છૂટકો જ ન હતો. સમ્રાટ પાંચમા જ્યોર્જ હિન્દમાં રાજ્યારોહણ માટે હિન્દની ફરીથી મુલાકાત લેવાનો ઇરાદો રાખે છે એ વાત જાહેર થવાથી રાજ્યદ્વારી સવાલનો શાંતિભર્યો ઉકેલ થવાની પ્રજાના મનમાં આશા જન્મી. ૧૯૧૦ માં પોતાની સાલગ્રેહ પ્રસંગે દાદાભાઇએ પોતાના સંદેશામાં સમ્રાટની આગલી મુલાકાત યાદ કરી નવી મુલાકાતથી હિન્દને લાભ થવાની આશા દર્શાવી હતી. મહારાણી વિક્ટોરીઆ અને સમ્રાટ સાતમા એડવર્ડના ઢંઢેરાઓમાંના વચનો ટાંકી દાદાભાઇએ હિન્દીઓને સ્વરાજ્યની તાલીમ આપવા માટે સૌથી પહેલાં હિન્દ અને ઇંગ્લેન્ડમાં એકી વખતે સનદી નોકરીની પરીક્ષા લેવાની જરૂર પર ભાર મૂકયો હતો.

હિન્દમાં પધારતાંની સાથે સમ્રાટ પંચમ જ્યોર્જે આખા દેશમાં નવજીવન આવેલું જોયું. તેમણે જગતના બીજા ભાગોમાંની રૈયતની પેઠે જ હિન્દની રૈયતના લાભ પોતાને પ્રિય છે એમ જણાવ્યું હતું. છ વરસ પહેલાં તેમણે ઇંગ્લન્ડમાંથી હિન્દ પર સહાનુભૂતિનો સંદેશ રવાના કર્યો હતો. આ પ્રસંગે તેમણે હિન્દને

આશાનો મુદ્રાલેખ અર્પણ કર્યો. આ સંદેશાઓનો સાર ખેંચવા દાદાભાઈએ ૧૯૧૨ ના સપ્ટેમ્બરની ૨૬ મી તારીખના પોતાના નિવેદનમાં જણાવ્યું હતું કે સઘળા શાહી ઢંઢેરાઓ પરથી જણાય છે કે હિન્દની આબાદી માટે નવો વિકાસક્રમ નક્કી કરવામાં આવ્યો છે.

હિન્દની પ્રજાને શાંતિ અને આબાદીના લહાવા ચખાડવાની સમ્રાટની ઇચ્છા બર લાવવા માટે દાદાભાઈએ હિન્દમાં સ્વરાજ્ય સ્થાપવાની હિમાયત કરી. આખા જગતમાં રાજદ્વારી પરિવર્તન થતાં હતાં. અને હિન્દમાં પણ આંતરિક પરિસ્થિતિ બદલાતી હતી, ત્યારે હિન્દી સરકાર જમાના સાથે કૂચ કરવાની ના પાડે તે ચાલવાનું ન હતું. લોર્ડ હાર્ડિંજે હૃદય પલટો આણી પ્રાન્તોને સ્વતંત્ર બનાવનારી રાજ્યનીતિ વિકસાવવા માંડી હતી. પણ હિન્દ શાંતિપૂર્વક પોતાના ધ્યેય પર પહોંચે તે વિધાતાને પસંદ ન હતું. દિલ્હીમાં મહાન અને ભલા વાઇસરોય લોર્ડ હાર્ડિંજ અને લેડી હાર્ડિંજનો જાન લેવાનો પ્રયત્ન થવાની ખબર સાંભળતાં જ દાદાભાઈને ભારે આઘાત થયો. આ બનાવથી તેઓ કંઇક નિરાશ થઇ ગયા. પણ એ જ વરસમાં સનદી નોકરી સંબંધી શાહી કમિશન નીમાવાથી તેમના દિલમાં આશા જન્મી. તેમણે પોતાની સાલગ્રેહ પ્રસંગે પ્રાર્થના કરી કે કમિશનના કાર્યથી હિન્દને ન્યાય મળે, કારણ કે હિન્દ અને ઇંગ્લાન્ડમાં એકી સાથે પરીક્ષા લેવાની ગોઠવણ કરવાથી જ આ મહાન અન્યાયનો અંત આવશે એવી તેમની જીવનભરની ખાતરી હતી.

દક્ષિણ આફ્રિકામાં વસતા હિન્દીઓને થતા અન્યાયો પણ તેમની નજરથી દૂર રહ્યા નહોતા. દક્ષિણ આફ્રિકાવાસી હિન્દીઓની હાડમારી અને તેઓની વિરુદ્ધના કાયદાઓ પરત્વેની શાહી સરકારની બેદરકારી માટે ચિન્તાની લાગણી દર્શાવી તેમણે હિન્દીઓને ન્યાય મળવાની આશા વ્યકત કરી હતી.

આ સમયે દાદાભાઈના હિન્દી અને અંગ્રેજ મિત્રો અને પ્રશંસકો માટે જ નહિ પણ હિન્દમાંના મોટામાં મોટા સરકારી

અધિકારીઓ માટે પણ વરસોવા યાત્રાસ્થાન થઈ પડયું હતું. સર જયોર્જ કલાર્ક પછી લોર્ડ હાર્ડિંજ અને લોર્ડ વિલિંગ્ડને દાદાભાઈની મુલાકાત લઈ હિન્દની પ્રજાની અભિલાષા સંબંધી તેમના વિચારો જાણી લીધા હતા. આવી મુલાકાતો ફક્ત એકબીજાના ખબરઅંતર પૂછવાના વિવેક પૂરતી જ નહોતી. જયારે જયારે આર્થિક અથવા રાજદ્વારી પરિસ્થિતિ ગંભીર થતી ત્યારે દાદાભાઈ તેઓ સાથે પત્રવહેવાર ચલાવી હિન્દી પ્રજાનું દૃષ્ટિબિન્દુ રજૂ કરતા હતા.

૧૯૧૩ ના ફેબ્રુઆરીની ૨૧ મી તારીખે તેમણે લોર્ડ ક્રૂ અને લોર્ડ હાર્ડિંજને સંબોધીને એક સંયુકત પત્રમાં હિન્દી સનદી નોકરીમાં યુરોપિયનોનું પ્રમાણ કેટલું છે તેની કમિશનને માહિતી આપવાની અરજ કરી હતી, કે જેથી જે પૈસા હિન્દમાં વપરાવા જોઈએ તે ઇંગ્લૅંડ ઘસડાઈ જતા હોવાની કમિશનને ખબર પડે.

લોર્ડ હાર્ડિંજે ધારાસભા સમક્ષના એક ભાષણમાં હિન્દના વેપારના આંકડાઓ પરથી એવો નિર્ણય જાહેર કર્યો હતો કે જગતના કોઈ પણ મોટા દેશ કરતાં હિન્દની આર્થિક સ્થિતિ બહેતર હતી. દાદાભાઈએ (ઓક્ટોબર ૮, ૧૯૧૩) એક લંબાણ પત્ર લખી પોતાની આગલી જ દલીલોથી સિદ્ધ કરી આપ્યું કે હિન્દના નિકાસ વેપારથી તેને કંઈ જ લાભ થતો નથી, પણ હંમેશા ખોટ, ખોટ, અને ખોટ જ ખમવી પડે છે.

મહાયુદ્ધ ફાટી નીકળતાં દાદાભાઈએ હિન્દીઓને સંબોધી એક પ્રેરક સંદેશો આપ્યો હતો (ઓગસ્ટ ૧૦, ૧૯૧૪):

> યુરોપમાં યુદ્ધ. તેમાં આપણું—હિન્દનું—સ્થાન શું છે?...... આપણે મહાન બ્રિટિશ સલ્તનતના નાગરિકો છીએ. બ્રિટિશ પ્રજા માનવજાતની સંસ્કૃતિના કલ્યાણ અને કીર્તિ જાળવવાના નેક હેતુ માટે લડતી હોવાથી, અને તે લડાઈ આપણી પ્રગતિ અને સંસ્કૃતિ માટે લાભકારી સાધન હોવાથી આપણી બધાની ફરજ બ્રિટિશ સરકારને લડાઈમાં જાનમાલથી ટેકો આપવાની છે.

બ્રિટિશ સલ્તનતના ઇતિહાસમાં કટોકટીને વખતે આ સંદેશ પ્રગટ થવાથી તેની ચમત્કારિક અસર થઈ. લૉર્ડ વિલિંગ્ડનને તેથી આનન્દ થયો. દાદાભાઈ પરના એક ખાનગી પત્રમાં તેમણે લખ્યું હતું (ઓગસ્ટ ૧૧):

"આપણે બધા આપણી મહાન સલ્તનતના શહેરીઓ છીએ, અને આપણી સામે આવી પડેલી લડાઇમાં એકબીજાની સાથે ખભેખભાં લગાડીને ઊભા રહેવાનો આપણો નિશ્ચય આપણે આપણી વલણથી બતાવી આપીશું. ખરેખર, હિન્દ આ લડાઈમાં નામદાર શહેનશાહ તરફ વફાદારી અને ભકિતભાવ પૂરવાર કરીને બ્રિટિશ સલ્તનતમાં ભવિષ્યમાં પોતાનો યોગ્ય દરજ્જો મેળવી શકશે."

લૉર્ડ હાર્ડિંજે તા. ૩૦ મી ઑગસ્ટના પત્રમાં લખ્યું હતું:

તમે વારંવાર સરકારની સામે નીડર ટીકા કરેલી હોવાથી તમે ખરાં જીગરથી અને સાદા શબ્દોમાં લોકોને કરેલી વિનંતી તેઓના જીગરમાં સોંસરી પેસી જશે."

તે પછી બનેલા બનાવો હિન્દ અને બ્રિટનના સંબંધનું અતિ ઝળકતું પ્રકરણ છે. આખા દેશની વફાદારીમાં ભરતી આવી હતી, અને હિન્દની પ્રજા અને રાજાઓએ કરોડો રૂપિયા ભરી લાખો લડવૈયા પૂરા પાડીને તથા બીજી અનેક રીતે બ્રિટનને લડાઈ જીતવામાં શકય તેટલી બધી મદદ કરી હતી.

દાદાભાઈના મિત્ર ડબલ્યુ. એચ. ઓવન જેઓ ઇંગ્લેન્ડથી તેમની સાથે ચાલુ પત્રવહેવાર કરતા હતા તેમને નાતાલની મુબારકબાદી આપનારા પત્રમાં દાદાભાઈએ જણાવ્યું હતું કે:

હિન્દ પોતાની વફાદારી સાબિત કરી આપવામાં પાછળ પડયું નથી, અને હવે ઇંગ્લેન્ડ પોતાના વચનો પાળીને ભવ્ય બ્રિટિશ સલ્તનતને સ્વતંત્ર અને સમાન હકક ધરાવનારી માનવજાતિની સલ્તનત બનાવે એવી મારી ઉમેદ છે.

આ સમયે ડૉ. જોન પોલન જે તેમના વખતમાં એક નામાંકિત સનદી અમલદાર અને દાદાભાઈના મિત્ર હતા, તેમણે

દાદાભાઈના હિન્દી પ્રજા જોગા પ્રેરક સંદેશા માટે આભાર માની ઇસ્ટ ઇન્ડિયા એસોસીએશનની ૫૦ મી સાલગ્રેહ પ્રસંગે બહાર પાડવા ધારેલા એસોસીએશનના ઇતિહાસની પ્રસ્તાવના લખવાની દાદાભાઈને વિનંતિ કરી હતી, પણ એસોસીએશનની હાલની વલણ તેમને પસંદ નહિ હોવાથી, અને લડાઇના વાતાવરણમાં તેઓ કડવાશ પેદા કરવા માગતા ન હોવાથી તેમણે પોલનની અરજ નામંજૂર કરી હતી. જો કે દાદાભાઇએ પોતાની લાગણી જાહેર કરી નહુતી, પણ જે સંસ્થાને તેમણે ઊછેરીને મોટી કરી હતી, તે હિન્દની રાજ્યદ્વારી લડતમાં યોગ્ય ભાગ લેતી ન હોવાને સબબે તેમને દુઃખ થયું હતું. થોડા સમયથી આ સંસ્થા પાછી પ્રવૃત્તિમય બની છે. અને તે હિન્દના રાજ્યદ્વારી વિકાસક્રમના છેલ્લા તબક્કામાં માનભર્યો ફાળો આપે એવી આપણે આશા રાખીશું.

દાદાભાઈ ઇંગ્લાન્ડમાં હતા ત્યારે તેમને ડૉ૦ આરચરના કુટુંબ સાથે ગાઢ સંબંધ હતો. આ કુટુંબની એક બાનુ મિસ એની આરચરને તેઓ સગી બહેન જેવી ગણતા હતા. તેમના રૂઢિચુસ્ત ભાગીદાર મંચેરજી કામાને આ મિત્રતા ગમતી નહોતી. લડાઈના ઐયામમાં મિસ એમી આરચર તરફથી દાદાભાઈને તેમણે ઇંગ્લેન્ડમાં ગાળેલા સુખી દિવસોનું સ્મરણ કરાવનારો એક રસિક પત્ર મળ્યો હતો.

મેં "ટાઇમ્સ"માંનો તમારો સુંદર પત્ર ઘણા ઉત્સાહથી વાંચ્યો છે. અને તે પછી તમારા લોકોએ પોતાની શુભેચ્છાની કેટલી બધી વહેવારૂ સાબિતી આપી છે? મારી ખાતરી છે કે ખાસ કરીને આ ભયંકર દિવસોમાં કે જ્યારે કોઈ લડાઇ સિવાય બીજા કશાનો વિચાર કરતું નથી ત્યારે ઇંગ્લેન્ડ તેની ઘણી જ કદર કરે છે. અસંખ્ય જાનની ખુવારી થઈ છે, અને આમારા મરદોનાં જ નહિ, સ્ત્રીઓ અને બાળકોનાં દુઃખો પણ હૃદયદ્રાવક છે. મને લાગ્યું કે હું તમારા પર સંસ્મરણના બે બોલ લખી મોકલું. ઘણીવાર તમને "મિ. દાદાભાઇ ચેર" પર બેઠેલા હું મારી નજર સામે જોતી હું, અને એ ખુરસી મારા ભોજનખાનામાં

હજી જેવી ને તેવી જ છે. તમે કેટલી વાર એ ખુરસી પર બેસીને અમને તમારા ધર્મ અને રિવાજોની રસીલી વાતો કહી આનન્દ આપ્યો હતો!

દાદાભાઇએ જવાબમાં લખ્યું: ઇંગ્લન્ડમાંના મારા સૌથી પહેલા અને ઉત્તમ મિત્રોમાંના એક મિત્રનો અણધાર્યો સુંદર પત્ર મળવાથી મને ખૂબ આનન્દ થયો! ડૉ. આરચરના માયાળુ કુટુંબમાં "મિ. દાદાભાઇ ચેર" પર બેસીને મેં ગાળેલી સંધ્યાઓ હજી મને યાદ છે કે જે વખતે નાની એની એક બહેનની લાગણીથી મારી સગવડ સાચવતી હતી.

**દાદાભાઇની બીજી સાલગ્રેહ પ્રસંગે તેમના** જીવનનો અત્યંત **સનસનાટીભર્યો** બનાવ બનવા **પામ્યો.** મિસિસ એની બેઝન્ટે **ધાર્મિક ચળવળ છોડી રાજ્યદ્વારી ચળવળમાં** ઝંપલાવ્યું, અને તે હિન્દ માટે હોમરૂલ મેળવવાના હેતુથી હોમરૂલ લીગ સ્થાપવાનો પ્રયાસ કરવા લાગ્યાં. આ લીગનો હેતુ કોંગ્રેસના તાબા નીચેની સંસ્થા તરીકે સ્વરાજ્ય માટે લોકમત કેળવી કોંગ્રેસને બળવત્તર બનાવવાનો હતો. હોમરૂલ લીગનું પ્રમુખસ્થાન દાદાભાઇએ સ્વીકારવાનું કબૂલ કર્યું હતું એ બિના જાહેર થવાથી તેમના મિત્રોમાં ખળભળાટ વ્યાપી રહ્યો હતો.

વરસોવામાં દાદાભાઈ શાન્તિમાં ધાર્મિક જીવન ગાળતા હતા. તેઓ રાજ્યદ્વારી પક્ષાપક્ષીથી દૂર હતા. દેશના સઘળા પ્રશ્નો અને સઘળી કોમો તેમને પૂજ્ય ગણતી હતી. તેઓ ફરીથી રાજકારણની ધાંધલમાં પડે એમ કોઇ ધારતું નહોતું. તેઓ હોમરૂલ લીગના પ્રમુખ થવા કબૂલ થયાનું જાહેર થવાથી તેમના મિત્રો અને પ્રશંસકો ભડકી ગયા હતા. ઘણા કોંગ્રેસમેનો જે હેતુ (સ્વરાજ્ય) માટે કોંગ્રેસ લડત ચલાવતી હતી તે જ હેતુ માટે બીજી સંસ્થા ઊભી કરવાની વિરૂદ્ધ હતા. તેઓને એવી શંકા હતી કે જહાલ પક્ષ કોંગ્રેસને તોડી નાખવા માટે હોમરૂલ લીગનો ઉપયોગ કરશે. વળી મિસિસ બેઝન્ટની કામ કરવાની પદ્ધતિ પણ તેઓને પસંદ નહોતી. બીજાઓ એમ ધારતા હતા કે કોંગ્રેસ વિષયવિચારિણી સંસ્થા હોવાથી તેના ઠરાવોનો પ્રચાર કરવા લીગ

જેવી સંસ્થા સ્થપાય તેમાં કાંઇ ખોટું નહોતું. વાચ્છાએ તેમના પર એક પત્ર લખી ખુલાસો પૂછાવ્યો. બીજા બે મિત્રો પણ ખરી હકીકત જાણવાને આતુર હતા. અને તેથી દાદાભાઇએ જાહેર કર્યું (૨૮ મી સપ્ટેમ્બર) કે મેં ચોક્કસ શરતે હોમરૂલ લીગનું પ્રમુખસ્થાન સ્વીકાર્યું છે એ વાત ખરી છે.

મિસિસ બેઝન્ટ ફક્ત દાદાભાઈને જ નહિ પણ એસ. સુબ્રહ્મણ્ય આયર, અને વિલિયમ વેડરબર્નને લીગમાં જોડવા માગતા હતા, કેમકે વૃદ્ધાવસ્થામાં પોતાની જુવાનીના આદર્શને વળગી રહેલા આ મહારથીઓની સલાહ નવજુવાનોને અમૂલ્ય થઇ પડશે એવી તેમની માન્યતા હતી. સુબ્રહ્મણ્ય આયરે લીગના હિન્દી વિભાગનું પ્રમુખસ્થાન મંજૂર રાખ્યું હતું, અને અંગ્રેજ વિભાગનું પ્રમુખસ્થાન વેડરબર્ન કબૂલ રાખશે એવી આશા હતી. આ ચળવળના સુકાની થવા માટે દાદાભાઈને સમજાવવા મિસિસ બેઝન્ટ પોતાના મદદનીશ મિ. બી. પી. વાડીઆ સાથે વરસોવામાં દાદાભાઈને મળવા ગયાં હતાં. ૧૮૯૨ માં પાર્લામેન્ટની ચૂંટણી સમયે તે દાદાભાઈને પડખે ઊભાં રહ્યાં હતાં. મિસિસ બેઝન્ટને દિલોજાન આવકાર આપતાં દાદાભાઈએ આ પ્રસંગ યાદ કર્યો. મિસિસ બેઝન્ટે તેમને લીગના સુકાની થવાની અરજ કરતાં કહ્યું: “ આપણે બધા વૃદ્ધ થતાં જઇએ છીએ તો આપણે બધા સાથે મળીને જુવાન પ્રજાને યોગ્ય રસ્તે દોરવીએ ! ”

“ તમે વૃદ્ધ ! ” માયાળુપણાથી ચમકતી આંખો સાથે દાદાભાઈએ કહ્યું: “ સીત્તેર વર્ષે હોમી (હોમી દાદીના જે બાજુ બેઠો હતો તેના તરફ આંગળી કરી) હોમી તમારાથી જેટલો જુવાન છે તેટલાં તમે તમારી ઉમ્મરે મારા કરતાં (૯૦ વરસ) જુવાન છો. ”

વાતચીત દરમ્યાન આયર્લેંડ માટે હોમરૂલ અને હિન્દ માટે સ્વરાજ્યની લડત ચલાવનાર મહારથીએ લીગની સ્થાપના કરવાના વિચારને વધાવી લીધો, અને હિન્દ મહેરબાની તરીકે નહિ પણ પોતાના હક્ક તરીકે સ્વરાજ્યની માગણી કરતું હતું, એવી મિસિસ

બેઝન્ટના "ન્યુ ઇન્ડિયા" પત્રની રાજનીતિ તરફ હિન્દના દાદાએ પસંદગી બતાવી.

હોમરૂલ લીગની રાજયદ્વારી ચળવળમાં સક્રિય ભાગ લેવાની અશકિતને લીધે તેમને જાહેરમાં ભાષણ કરવા યા લેખ લખવાનું સોંપવામાં આવે નહિ, તથા હોમરૂલ લીગ કોન્ગ્રેસની વિરુદ્ધ ચળવળ ચલાવે નહિ એવી સ્પષ્ટ શરતો સાથે દાદાભાઇ લીગના પ્રમુખ થવાને કબૂલ થયા.

દાદાભાઇને તે વખતે કોંગ્રેસની ખરી પરિસ્થિતિની માહિતી ન હતી. કોંગ્રસના જેવા જ આદર્શ માટે આખા હિન્દમાં કામ કરનારી નવજુવાનોની હોમરૂલ લીગ સ્થપાવાથી કોંગ્રેસ ભયમાં આવી પડશે એમ દાદાભાઇ માની શકયા નહિ. તેમનું સઘળું લક્ષ સ્વરાજ્યનું સ્વપ્ન પાર પાડવા પર કેન્દ્રિત થયેલું હતું. હિન્દના બહાદુર સૈનિકોએ સલ્તનતને માટે પોતાનું લોહી રેડયું હતું. શું લડાઇ પૂરી થયા પછી હિન્દીઓને બ્રિટિશ શહેરીઓ તરીકેના હકકો આપવાની ના પાડી શકાશે? મિસિસ બેઝન્ટ સ્વરાજ્યની પ્રવૃત્તિને વેગવાન બનાવે તેમાં દાદાભાઇને કંઇ અયોગ્ય જણાયું નહિ.

આ અરસામાં સર વિલિયમ વેડરબર્ને સર કૃષ્ણ ગુપ્તા સાથે એક યાદી પ્રગટ કરી, જેમાં સ્વરાજ્ય ભોગવતા સંસ્થાનોના જેવો દરજ્જો હિન્દ ભોગવે તે માટે લેવા જોઇતાં વહેવારુ પગલાં ટૂંકમાં વર્ણવવામાં આવ્યાં હતાં. તેમણે મિસિસ બેઝન્ટને ખબર આપી કે તેઓ કોંગ્રેસની બ્રિટિશ કમિટીના પ્રમુખ હોવાથી કોંગ્રેસ સાથે સીધી રીતે નહિ જોડાયેલી બીજી કોઇ સ્થાનિક કમિટીના પ્રમુખ થાય તે ઇચ્છવાજોગ નહોતું. બંને સંસ્થાઓના હેતુઓ વચ્ચે તફાવત નહોતો, પણ બન્નેની કાર્યપ્રણાલી જુદી જુદી હતી.

જો કે અમે એક સત્તાવાર યોજના તૈયાર કરવામાં આવે એમ ઇચ્છીએ છીએ, પણ અમે સુલેહ થાય નહિ ત્યાં સુધી જાહેર ચળવળ કરવાની તરફેણમાં નથી; જ્યારે તમે છાપાં અને તખ્તાદ્વારા

જુસ્સાભરી ચળવળ કરવા માંગો છો. હાલમાં આવી ચળવળ આ દેશમાં શકય નથી. કોઇ અખબાર તેને ટેકો આપશે નહિ, અને અમે જાહેર સભાઓમાં શ્રોતાઓ મેળવી શકીશું નહિ. આજે સવારે મને લેડી એમીલી લ્યુટીન્સ સાથે લંબાણ વાત થઈ હતી, અને મેં તેમને પરિસ્થિતિની મુશ્કેલી અને જોખમો સમજાવ્યાં હતાં. જો કોન્ગ્રેસના પક્ષકારોમાં મતભેદ પડી જશે તો તે સ્વરાજ્યની લડત માટે આફતકારક થઇ પડશે. અત્યાર અગાઉ આપણા વિરોધીઓ કહે છે કે હિન્દુ મુસલમાન વચ્ચેની દુશ્મનાવટને લીધે હિન્દમાં સ્વરાજ્ય સ્થાપવું અશકય છે, અને જો સુધારકોમાં પણ ફાટફૂટ પડશે તો તેઓનું જોર વધી જશે. આથી એકત્રપણે સામનો કરી શકાય એવો કોઇ માર્ગ શોધી કાઢવાની હું મજબૂત ભલામણ કરું છું.

દાદાભાઇ પર વેડરબર્ને લખ્યું હતું (૨૦ ઓકટોબર) :-

મારે તમારાથી એ બિના છુપાવવી ન જોઇએ કે તમે હિન્દની હોમરૂલ લીગનું પ્રમુખસ્થાન સ્વીકારવાથી આ દેશમાંના મિત્રોમાં ખળભળાટ થયો છે. આપણે બને મુખ્ય સિધ્ધાંતો સંબંધી એટલા બધા એકમત છીએ કે આપણે ફકત કાર્યપધ્ધતિનો જ વિચાર કરવાનો છે, અને હું મિસિસ બેઝન્ટ પર મે લખેલા બે પત્રોની નકલ તમારા પર મોકલી આપું છું.

આવા બધા વિરોધ નકામા ગયા. દાદાભાઇ જીવનભર એક અને દૃઢનિશ્ચય રહ્યા હતા, અને આ વખતે પણ હોમરૂલ લીગનું પ્રમુખસ્થાન છોડી દેવાની બધી અરજો નિષ્ફળ જવાથી વાચ્છાએ તેમને લખ્યું હતું:—

"મને લાગે છે કે ખરી હકીકતોથી તમે અંજાણ હોવાને સબબે જે નિર્ણય પર તમે આવ્યા છો તે બદલાવો અશકય છે. મને તમારે માટે ખૂબ માન હોવાથી હુ મૂગો રહું છું. હું ફકત એટલું જ કહેવાની હિમ્મત કરું છું કે તમે બીજાઓ સાથે જે ડહાપણ, સંભાળ અને દૂર-અદેશીથી છેલ્લાં ત્રીસ વરસમાં કોન્ગ્રેસને પાળીપોષીને મોટી કરી હતી તેને આડકતરાં અને વાંકાચૂકાં સાધનોથી તોડી પાડવા ચાહનારાઓની લીગના પ્રમુખ થઇને તમે તેઓને મદદ કર્તા થઈ પડશો."

આ પત્રના જવાબમાં દાદાભાઈએ પોતાના પવિત્ર હૃદયનો ખ્યાલ આપ્યો હતો. જો કે તેઓ ઘણીવાર છેતરાયા હતા, પણ કોઈ સામેનો આરોપ અણિશુદ્ધ પૂરવાર થાય નહિ ત્યાં સુધી તેના પર શક રાખવાને તેઓ તૈયાર ન હતા. લીગના સ્થાપકો કોંગ્રેસની વિરૂદ્ધ કામ કરશે એવો તેમના મિત્રોને શક હોવાથી આ આશાભરી પ્રવૃત્તિને ઉતારી પાડવાનું તેમને કંઈ કારણ જણાયું નહિ. તા૦ ૧૪ મી નવેમ્બરે તેમણે વાચ્છા પર નીચે પ્રમાણે પત્ર લખ્યો હતો.

સર વિલિયમ વેડરબર્ન તા. ૧૮ મી ઓકટોબરના તમારા પરના પત્રમાં (જેની નકલ તમે મારા પર મોકલી છે) કહે છે કે આ સમયે ઘણી જ સંભાળ અને વિચારશીલતાની જરૂર છે, અને હિન્દ અને સલ્તનતના શુભેચ્છકોએ પોતાના અંગત મતભેદો બાજુએ રાખી સાથે મળીને કામ કરવાની જરૂર છે.......બીજું સર ડબલ્યુ. ડબલ્યુ.એ તમને આપણા કોન્ગ્રેસ-મિત્રો પરિસ્થિતિ સંબંધી શું ધારે છે તેનો ટૂંક અહેવાલ તમારી પાસે વળતી ટપાલે માગ્યો છે (અને હાલમાં મિસિસ બેઝન્ટ પણ કોન્ગ્રેસનાં એક મિત્ર છે.) મારી ખાતરી છે કે તમે એ અહેવાલ રવાના કરશો......થોડા દિવસ પર તમે આ સંબંધી વાડીઆ સાથે મને મળવા આવ્યા ત્યારે આપણે સંમત થયા હતા કે લીગથી કોન્ગ્રેસને હાનિ થાય છે એમ તમે જ્યારે બતાવી આપશો ત્યારે હું સહેલાઈથી લીગમાંથી રાજીનામું આપી દઈશ ......અત્યાર સુધી મિસિસ બેઝન્ટ કોન્ગ્રેસને કંઈ પણ હાનિ ન કરવાની જાહેરમાં ખાતરી આપતાં આવ્યાં છે, અને આપણે તેમનાં વચન પર વિશ્વાસ રાખવો ઘટે છે. સર ડબલ્યુ. ડબલ્યુ. ખાસ કરીને આપણને સલાહ આપે છે કે "હાલની પરિસ્થિતિ ઘણી જ સંભાળ અને વિચારશીલતા માગી લે છે."

મિસિસ બેઝન્ટ કોંગ્રેસની આશીષ સાથે લીગની સ્થાપના કરવાને આતુર હોવાથી તેમણે ધીમેધીમે આગળ વધવાનો ઠરાવ કર્યો. ડિસેમ્બરમાં કોંગ્રેસની બેઠક મળે તે પ્રસંગે કોંગ્રેસ અને મુસ્લિમ લીગના નેતાઓની કોન્ફરન્સમાં આ સવાલની ચર્ચા કરવાની ગોઠવણ કરવામાં આવી. આ ગોઠવણ

અનુસાર આવી કોન્ફરન્સ મળી, પણ તે ચોક્કસ નિર્ણય પર આવી શકી નહિ. ૧૯૧૬ની સાલમાં પણ આ યોજના ફળીભૂત નહિ થઇ. આ રીતે વિલંબ થવાથી દાદાભાઇ વિકટ સ્થિતિમાં મૂકાતાં બચી ગયા. બીજે વરસે લીગની વિધિસર સ્થાપના કરવામાં આવી ત્યારે દાદાભાઇના રાજ્યદ્વારી જીવનનો અંત આવી ગયો હતો. આખરે મૃત્યુની અમર શાંતિ તેમને આ વરસમાં પ્રાપ્ત થઇ હતી.



# પ્રકરણ ૩૯ મું

## અંત

દાદાભાઈના જીવનનું સૌથી વધારે નિવૃત્તિમય વરસ ૧૯૧૬ નું હતું. પણ આ નિવૃત્તિપ્રધાન વરસમાં પણ એક અપૂર્વ બનાવ બન્યો હતો. મુંબઈની યુનિવર્સિટીએ છેક મોડે મોડે કબૂલ થઈને દાદાભાઈ અને ફિરોજશાહ મહેતાને "ડોકટર ઓફ લૉઝ" ની માનદ ડીગ્રી એનાયત કરવાનો ઠરાવ કર્યો. મુંબઈની યુનિવર્સિટીએ પોતાને હસ્તકની આ ઊંચામાં ઊંચી ડીગ્રી ઘણા જ થોડા માણસોને અર્પણ કરી છે. આ ડીગ્રીની સ્થાપના થયા પછીના ત્રીસ વરસમાં ફક્ત ચાર જણ પર આ માનવંત ડીગ્રીની નવાજેશ થઈ હતી. હિન્દના આ બે રાજદ્વારી મહારથીઓને આ ડીગ્રી એનાયત કરવા માટે તા. ૧૮ મી જાન્યુઆરીએ કોનવોકેશન ભરવાનું નક્કી કરવામાં આવ્યું. પણ તે પહેલાં ફિરોજશાહ મહેતા કમનસીબે સ્વર્ગવાસી થયા. દાદાભાઈ યુનીવર્સિટીની સ્થાપના થઈ તે પહેલાના ગ્રેજ્યુએટ હતા, પણ તેમણે હિન્દમા પુનઃજીવન આણ્યું હતું, અને પ્રજા-જીવનમાં થયેલા પુનરુદ્ધારને પ્રતાપે જ યુનીવર્સિટીની સ્થાપના થઈ હતી. યુનીવર્સિટીની પ્રગતિમાં તેમણે ભારે રસ લીધો હતો. તેના પદવીદાન સમારંભ પ્રસંગે વિદ્વાન વાઇસ ચાન્સેલર રેવરન્ડ ડૉ. મેકીકને જણાવ્યું હતું તેમ તેમના જીવનનો ઇતિહાસ મહાન બૌદ્ધિક પુનઃજીવનનો ઇતિહાસ હતો. યુનીવર્સિટીના પવિત્ર વિદ્યા-મંદિરમાં રાજકારણની ગરમી માટે સ્થાન ન હતું, છતાં આ પ્રસંગે દાદાભાઈની રાજદ્વારી કારકીર્દીનો ઉલ્લેખ કર્યા વિના ચાલે તેમ નહોતું.

તેમણે કહ્યું હતું: હિન્દના રાજવહીવટ સાથે મોટો સંબંધ ધરાવનારી કારકીર્દી સબંધી હું એટલુ જ જણાવવાની રજા લઉ છું કે એ કારકીર્દીનાં ફતેહ અને ગૌરવ મોટે ભાગે તેમના ઊંચા ચારિત્ર્યને આભારી

હતા. જે માણસે પોતાના દેશબંધુઓની જરૂરીઆતો અને અભિલાષાઓ ગ્રેટબ્રિટનને સમજાવવાનો પ્રયાસ કર્યો હતો, તેના પારદર્શક પ્રમાણિકતા, પવિત્ર હેતુ, અને નિસ્વાર્થ દેશાભિમાન સઘળા પક્ષોના રાજદ્વારીઓને તરત જ માલુમ પડી ગયા હતાં. બ્રિટિશ રાજદ્વારી જીવન ચારિત્ર્ય પર નિર્ભર છે. હિન્દના દાદા બ્રિટનના તેમના જેવા જ મહાન પુરુષની પેઠે નિષ્કલંક ચારિત્ર્યથી પ્રજામાં પોતાના ઉમદા હેતુઓ ઠસાવી શક્યા હતા. આ યુનીવર્સિટીમાં આપણને રાજકારણ સાથે સંબંધ નથી, અને આજે પ્રતિકૂળ સંજોગો અને નિરાશાઓમાં મી. દાદાભાઈ નવરોજીએ બતાવેલી ધીરજ, પોતાની માન્યતાઓને વળગી રહેવાની તેમની અચળ શ્રદ્ધા, અને તેમના આખા જીવનને પ્રેરણા આપનાર તેમના નિઃસ્વાર્થ દેશપ્રેમ માટે આપણે પ્રશંસાની ભાવનાથી તેમને અંજલિ આપીએ છીએ.

પદવીદાન સમારંભમાં જાતે હાજરી આપવામાં દાદાભાઇએ પોતાના જીવનું જોખમ વ્હોરી લીધું હતું. પણ તેઓ એ જોખમ ખેડવા તૈયાર થયા, અને યુનીવર્સિટીના ફેલોઝ અને સામાન્ય પ્રજા આ વૃદ્ધ રાજર્ષિ આ મહોત્સવમાંથી હેમખેમ પસાર થયા તેથી આનન્દિત થયા હતા. પદવીદાન સમારંભ પૂરો થયા પછી તેમને સરઘસના આકારમાં આખા શહેરમાં ફેરવવામાં આવ્યા હતા. મોટરમાં તેમની પુત્રી માણેકબાઇ અને જમાઇ દાદીના બીરાજ્યાં હતા. તેમની ગાડીની પાછળ શહેરના અનેક આગેવાનો હતા. રસ્તાઓ પર લોકોનાં ટોળેટોળાં ભેગાં થયા હતાં, અને પેડરરોડ સુધી પ્રજાએ એવા ઉત્સાહભર્યા દેખાવો કર્યા હતા કે જેથી આગલા જમાનાના સમારંભોનું સ્મરણ થયું હતું. દાદાભાઇને આ પ્રસંગે પ્રજાએ અભૂતપૂર્વ માન આપી તેમની દેશસેવાની કદર કરી હતી.

દાદાભાઇનું સ્વરાજ્યનું સ્વપ્ન પાર પડવાનો વખત આવતો જતો હતો. વાઇસરોય અને હિન્દી પ્રધાન વચ્ચે મંત્રણા ચાલતી હતી. પૂર્વ અને પશ્ચિમમાંના હિન્દીઓ અને તેઓના બ્રિટીશ મિત્રો નવભારતની પ્રજાની અભિલાષાને સંતોષી શકે એવા રાજદ્વારી સુધારાઓની યોજના ઘડવામાં ગુંથાઇ ગયાં હતા. ધીમે

ધીમે પ્રજાના પ્રતિનિધિઓને સત્તા આપી પ્રાન્તોને સ્વતંત્ર બનાવવાના સ્વરાજ્યના મુખ્ય સિદ્ધાંતનો લોર્ડ હાર્ડીંજે અત્યાર પહેલાં અમલ કરવા માંડયો હતો. આવા મહત્વના સવાલ સંબંધી સંયુકત હિન્દની અરજી પર બ્રિટિશ પ્રજા અને પાર્લામેન્ટ યોગ્ય ધ્યાન અપાશે એમ મનવામાં આવતું હતું.

હિન્દને સ્વરાજ્યના ધોરી રસ્તા પર મૂકનારા રાજદ્વારી સુધારાનો આરંભ થાય ત્યાંસુધી જીવવાની દાદાભાઇની પ્રખર ઇચ્છા હતી. પણ દાદાભાઇએ જે જે માગણી કરી હતી તે બધી મંજુર કરનારું—રાજવહીવટની દરેક શાખામાં હિન્દીઓને બ્રિટિશ સલ્તનતના એક અંગ તરીકે હિન્દમાં જવાબદાર સરકારની સ્થાપના કરવાના હેતુથી સ્વરાજ્યની સંસ્થાઓની ક્રમશઃ ખીલવણી કરવાની બાંહેધરી આપનારું જાહેરનામું ૨૦ મી ઓગસ્ટ ૧૯૧૭ ને દિને બહાર પડયું તેના બે મહિના પહેલાં તેઓ અચાનક બિમાર પડી ગયા. તેમની અશક્તિ વધી પડવાથી તેમને માટે ચિન્તા થવા લાગી. વરસોવાના મકાનમાંથી તેમને મિ. માણેક કેપ્ટનના બંબાલાહીલ પરના પાલીતાણા હાઉસમાં લાવવામાં આવ્યા. અહીં તેમની બે પુત્રીઓ જેઓ કાશ્મીરમાં હતી તેઓ સિવાય સઘળા કુટુંબીઓની પ્રેમાળ હાજરી વચ્ચે હિન્દના આ મહાનમાં મહાન રાજર્ષિ તા. ૩૦ મી જૂનને દિવસે અમર શાન્તિમાં પોઢી ગયા.

ડુંગરવાડી પર પારસી મઝહબના ફરમાન મુજબ તેમની લાસને દોખ્મેનશીન કરાવામાં આવ્યા પછી સર નારાયણ ચંદાવરકરે તેમના પ્રતાપી જીવનની પ્રશંસા કરતાં જણાવ્યું હતું:

> જો આપણે તેમના જીવનકાર્યનો હિસાબ કરીએ તો ન્યાય અને સત્યપૂર્વક એમ કહી શકાય કે તેમણે જે જે કંઇ કર્યું, જે જે સહન કર્યું, અને જે જે શીખવ્યું તે બધામાં તેઓએ પયગમ્બર જરથોસ્તના પાક મઝહબનો અમલ કર્યો હતો, કારણ કે તેઓ બીજા કોઈ પણ માણસ કરતાં મન, વચન, અને કર્મમાં વધારે પવિત્ર હતા........

હિન્દમાં ૯૩ થી વધુ વરસ પહેલાં જે સૂરજ ઊગ્યો હતો તે અસ્ત પામ્યો છે. પણ હું કહું છું કે નવભારત તરીકે પાછો ઉગવા માટે જ તે અસ્ત થયો છે, કારણ કે દાદાભાઇએ આપણા માટે જીવી આપણા માટે એવા ભક્તિભાવથી કામ કર્યું છે, કે જે આપણને બધાને હંમેશ પ્રેરણાત્મક દાખલો પૂરો પાડશે.

દુનિયાના ચારે ખૂણામાંથી તેમને અંજલિ અર્પણ ક. આવી હતી. અનેક જાહેર સભાઓ ભરાઇ હતી. અનેક સ્ ઊભાં કરવામાં આવ્યાં હતાં. પણ તેઓ પોતાની પાછળ જે જાગૃત ભારત મૂકી ગયા હતા તેનાથી વધુ મહાન સ્મારક શું હોઇ શકે?

17780

હિન્દમા ૯૩ થી વધુ વરસ પહેલાં જે સૂરજ ઊગ્યો હતો તે અસ્ત પામ્યો છે. પણ હું કહું છુ કે નવભારત તરીકે પાછો ઉગવા માટે જ તે અસ્ત થયો છે, કારણ કે દાદાભાઇએ આપણા માટે જીવી આપણા માટે એવા ભક્તિભાવથી કામ કર્યું છે, કે જે આપણને બધાને હમેશાં પ્રેરણાત્મક દાખલો પૂરો પાડશે.

દુનિયાના ચારે ખૂણામાંથી તેમને અંજલિ અર્પણ કરવામાં આવી હતી. અનેક જાહેર સભાઓ ભરાઇ હતી. અનેક સ્મારકો ઊભાં કરવામાં આવ્યાં હતાં. પણ તેઓ પોતાની પાછળ જે નવજાગ્રુત ભારત મૂકી ગયા હતા તેનાથી વધુ મહાન સ્મારક બીજું શું હોઇ શકે?





